



















## —કોમવાદી લીડરની અભિલાષા—

વડા સનમંત્રી, ને મિત્રોની મ્હેર ચાહું છું,
અને બસ ઑર્ડિનન્સ લીલા લ્હેર ચાહું છું.
બેઉ ટંક પેટ ભરી ઘોરવા સારુ 'હુકમત',
બસ ફક્ત એક હું આરામ ચેન ચાહું છું!

●

ભૂખમરો દેશમાં હું કંગેર ચાહું છું,
પ્રભુનો કેર ફક્ત ઘેરઘેર ચાહું છું.
વિભુ કૃપાથી અભિલાષ મુજ હતી 'હુકમત'
મુજને અમૃત અને બીજાને ઝેર ચાહું છું!

—'હુકમત ઓઝા'




પુ. ૫ : અંક ૧ લો

સપ્ટેમ્બર

૧૯૪૩

તંત્રી—'વડશી'



# અનુક્રમણિકા.


| વિષય સૂચિ | લેખકનુ નામ | પૃષ્ઠ |
|---|---|---|
| કૌમીવાદી લીડરની અભિલાષા | 'હામત ઓઝા' | ટાઈટલ ૧ લુ |
| પાયનુ પગથીઉ | તંત્રી | ૧ |
| ઇસ્લામી શિક્ષણ (કુર્આન) | મૌ૦ અ રહીમ | ૨ |
| " " (હદીસ) | " " | ૩ |
| આવાઝની દુનિયા | "એકાર" | ૪ |
| ફેતાવા | મૌ૦ અ અશરફ | ૭ |
| 'નઝમે કુર્આન" | "ગાલિબ" | ૯ |
| જગતના ઇતિહાસનુ દર્પણ | સાનેહ બકાલી | ૧૦ |
| ચોક | રા વણઝારો | ૧૨ |
| મઝન | ઘાયલ' | ૧૬ |
| દીદારે રસૂલ (સ૦) | રિફાઇ-સાબેરી | ૧૭ |
| અનેક આકૃતિ | 'વલી, | ૨૦ |
| ઇસ્લામ પ્રચાર | 'તાજ' | ૨૪ |
| દીના | 'શાકિર' | ૨૮ |
| નિર્દોષ | 'ઇજન' | ૩૦ |
| નિદમ | | ૩૧ |
| 'જિંદગીની છાનણી' | 'કિસ્મત' | ૩૨ |
| થોડાક દિવસ દિલ્હીમા | રઝા-કાઝી | ૩૩ |
| 'ચા પી જજો' | 'ચ પેશ' | ૩૭ |
| સચિત્ર કોયડા | 'હાશિમ' | ૩૮ |
| એમ. એમ પી. મદદ સ્વીકાર | | ૪૧ |
| રાંદેર મુસ્લિમ શાદી-જન્મ-મરણ | | ટાઈટલ ૩ જુ |
| સ્વિકાર અને સમાલોચના | | ટાઈટલ ૪ થુ |



વાર્ષિક લવાજમ હિન્દ રૂ. ૫ બર્મા રૂ ૬ પરદેશ શી ૧૦ (રૂ. ૬॥)

છુટક આઠ આના

લવાજમ પુરૂ થવાની ખબર બાજુના ચોકઠામા આપી છે, બીજો અંક પ્રગટ થાય ત્યા સુધીમા જો લવાજમ નહીં મળે તો વી પી થી નવો અંક રવાના થશે રેપર ઉપર ગ્રાહક નંબર હમેશા લખાય છે તે નોંધી રાખો. મનીઓર્ડર અથવા પત્રવ્યવહાર વખતે તે જરૂર લખો. અંક નહિ મળ્યાની ફર્યાદ તારીખ ૨૫ સુધીમા હિંદના ગ્રાહકોએ કરવી

સરનામુ નીચે મુજબ —

VAHSHI SAHITYA KARYALAYA



પુસ્તક ૫મુ. | અંક ૧લો.

# પાંચમુ પગથીઉં

ખુદાના ફઝ્લો કરમથી અને તેના હબીબે પાક (સ.અ.)ના વસીલાથી ગુજરાતનુ એકનુ ને અજોડ માસિક ચાનુ અંકથીજ પાંચમા વર્ષમા પ્રવેશ પામે છે પાંચમે પગથીએ ચઢયા છતા હજુ એના પગોમા જોઇએ તેવુ બળ આવ્યુ નથી ! ક્યાંથી આવે ? એનય એના બીજા ભાઈ ભાંડુની જેમ લાંબી ભૂખ-તરસ વેઠી પડી છે આ ભૂખમરાના યુગમા મનુષ્ય શુ અન્ય પ્રાણી, પદાર્થો, અને વસ્તુઓ કે સંસ્થાઓ પણ બચી શકી નથી તો બિચારા 'કારવા' જેવા નાના બાળકનુ શુ ગજુ ? લડાઇએ ઘણાઓને ભૂખે માર્યા છે થોડાક સંઘરાખોર વહેપારીઓના અપવાદ સિવાય ! તેમ 'કારવા' કાગળની અછત અને મોંઘવારીના ખપ્પરમા હોમાયુ છતા એ મર્યુ ય નથી કે માંદુ પડયુ નથી એ ખુદાની મહેરબાની છે

અને ગ્રાહકોની મહેરબાનીથી હવે એ મજબૂત પગે વયની દાદર ઉપર ધમધમાટ ચઢવાનો ઇરાદો રાખે છે બાકી લેખકો અને કવિઓતો મદદગાર આપ્યેજ જાય છે ને ! નવા વરસના આરંભે આપને મોટામોટા વાયદા તો શુ કરીએ ? પણ 'કારવા' પોતાની ભૂતકાળની શાનને જાળવી રાખી કઇ નવા નોખા રૂપમા આગળ વધશે. એના ટુંકા પગના છતા લાંબી આશા ફળે એ દુઆ માગી રહી ઝીણવટથી જોનારને આ ચાનુ અંકમાજ કંઇક નવિન ફેરફાર થએલો દેખાશે 'પોર' અને 'આનાઝરી દુન્યા' એ સાહિત્યની દુન્યામા અને રસિક વાચકોમા ખૂબ આકર્ષણ જમાવ્યુ છે 'કુર્આન' 'હદીસ'ના પાના તથા 'કતાના' એ ધાર્મિક જગતમા રસ ઉત્પન્ન કર્યો છે જેમ દરૂની ફઝીલતોએ અમુક વર્ગને ગયા વરસમા ઠીક સ્થાન પ્રાપ્ત કર્યુ હતુ તેમ નવા વરસમા 'ઇસ્લામ પ્રચાર'ની લેખમાળા કઇ નવોજ પ્રકાશ પાથરશે બાકી 'કારવા'ના ઐતિહાસિક, ભૌગોલિક, અને સામાજિક લેખો તેમજ નામની નહિ પણ કામની કવિતાઓએ અનેક ગુજરાતીઓના હૃદયમા ઘર કર્યું છે ખુદા એને નવુ ફૂલનુ ફાલવુ કરે આમીન !

—તંત્રી



(૨૬૭) અને ખુદાપાક જેને માર્ગથી ભમતો રાખે તો તેના સિવાય કોઈ તેના માટે કામનો સાભળનાર નથી અને એ ગુનેહગારોને તુ જોઈશ કે જ્યારે તેઓ (દોઝખના) અઝાબને જોશે તો કહેશે શુ (દુન્યામા) પાછા જવાનો કોઇ માર્ગ છે ? (કુઆન)

(૨૬૮) અને જો કદી તને શૈતાન તરફથી વસવસો આવવા લાગે તો તું ખુદાનો આશ્રય લે, બેશક તેજ સાભળનાર, જાણનાર છે (કુર્આન)

* * * *

(૨૬૯) શુ જેઓ બુરાઇઓ કમાયા છે તેઓ એમ ધારે છે કે અમે તેમને એવા લોકોની બરાબર કરી દઈશુ જેઓ ઇમાન લાવ્યા અને નેકીઓ કરી (એવી રીતે) કે તેમનુ જીવન અને મરણ એક સરખુજ રહે, તેઓ આ બુરો દાવો કરે છે (કુર્આન)

* * * *

(૨૭૦) હે ઈમાનવાળાઓ ! અલ્લાહના ફરમાન ઉઠાવો અને રસૂલના હુકમ પ્રમાણે ચાલો અને પોતાની કરણીને વ્યર્થ ન કરો (કુર્આન)

* * * *

(૨૭૧) હે ઈમાનવાળા ! જો કોઈ દુરાચારી તમારી પાસે કઈ ખબર લાવે, તો ખુબ તપાસ કરી લો એવુ ન થાય કે નાદાનીથી કોઈ કોમ પર જઈ પડો તે પછી પોતાના કર્યા પર પસ્તાવો કરવા લાગો (કુર્આન)

* * * *

(૨૭૨) આ દુન્યાની જીદગી તો માત્ર રમત અને ગમ્મત છે, અને જો તમે ઈમાન લાવશો અને (ગુનાહોથી) બચશો તો ખુદા-પાક તમને તમારા બદલા આપશે અને તમારાથી તમારી માલ મિલ્કત માગશે નહિ (કુર્આન)

* * * *

(૨૭૩) અને આકાશો તથા પૃથ્વીનુ રાજય ખુદાનુજ છે, તે ચાહે તેને બક્ષી દે અને ચાહે તેને શિક્ષા કરે, પણ ખુદાપાક બક્ષનાર દયાળુ છે (કુર્આન)

* * * *

(૨૬૭) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે દીન ખૈરખ્વાહીનુ નામ છે, દીન ખૈરખ્વાહીનુ નામ છે, દીન ખૈરખ્વાહીનું નામ છે. સહાબાએ અરજ કરી યા રસૂલુલ્લાહ! કોની ખૈરખ્વાહીનુ નામ દીન છે? આપે ફરમાવ્યુ અલ્લાહની તથા તેના રસૂલની તથા તેની કિતાબની તથા મુસલમાનોના ઈમામની તથા આમ મુસલમાનોની. (મુસ્લિમ)

× × × ×

(૨૬૮) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ' કે સોનુ ચાદીથી બદલવુ વ્યાજ છે પણ હાથોહાથ વ્યાજ નથી. અને ઘઉ ઘઉથી બદલવુ વ્યાજ છે પણ હાથોહાથ વ્યાજ નથી અને ખજુરને ખજુરથી વેચવુ વ્યાજ છે પણ હાથોહાથ વ્યાજ નથી (સહીહૈન)

+ + + +

(૨૬૯) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે શરત પૂરી કરવામા તમારા માટે વધુ અગત્યની તે છે કે જેના લીધે તમે સ્ત્રીઓની નગ્નતા હલાલ કરી છે (સહીહૈન)

× × × ×

(૨૭૦) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે રમઝાનના રોઝા પછી અફઝલ રોઝા અલ્લાહના મહીના મુહર્રમના છે અને ફરઝ પછી અફઝલ નમાઝ તે રાતની (એટલે તહજ્જુદની) નમાઝ છે (મુસ્લિમ)

× × × ×

(૨૭૧) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે સિજદાની હાલતમા બન્દો પોતાના પરવરદિગારથી ઘણોજ નજદીક થાય છે માટે સિજદામા ઘણી દુઆ કર્યા કરો (મુસ્લિમ)

× + ×

(૨૭૨) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે અફઝલ નમાઝ તે છે કે જેમા લાબુ કિયામ (ઉભા રહેવુ) હોય. (મુસ્લિમ)

(૨૭૩) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ' કે તમો ભલા કામો વિષે આજ્ઞા કરતા રહો અને બુરા કામોથી રોકતા રહો નહિ તો અલ્લાહ તઆલા ભૂડા લોકોને તમારા હાકિમ બનાવી દેશે ફરી તમારા નેક લોકો પણ દુઆ કરશે તો કબૂલ થશે નહિ (જામેઅ)

× × × ×

ઇસ્લામી શિક્ષણ

# આવાઝકી દુન્યા

સંભળાવનાર — "ઓંકાર"

આવાઝકી દુન્યાકે દોસ્તો ! આજે યુરોપની છેલ્લી લડાઈને ચાર વર્ષ પુરા થાય છે ને પાંચમા વર્ષમા પદસંચાર કરે છે, તેની સાથે 'કારવાં' પણ ચાર પુરા કરી પાંચમા વર્ષમા પ્રવેશે છે લડાઈના તોપો ને બૉમ્બોના ધડાકામા અનેક પેપરો ડૂબનાબુદ ગયા, અનેક ફિકરમા ને ચિંતામા દુબળા પાતળા થઈ ગયા તેમ 'કારવાં'એ દુબળુ થઈ ગયુ છે ધડાકાઓથી ભડકી ગયુ નથી અનાજની માપબંધી કરતા કાગળની માપબંધી વધુ કડક હોઈ બધાજ પેપરો પાતળા પડી ગયા છે ત્યાં 'કારવાં' કયાંથી જાડુ બને ! લડાઈની સાથે જન્મ્યા છતા 'કારવાં' લડાઈખોર નથી બન્યુ એ ખુદાની મહેરબાની છે ! અલબત્ત કેટલાક કડવા સત્યો ઉચ્ચારવા પડયા છે, અને તે બદલ એને સોસવુ પણ પડ્યુ છે, ને ખોટ ખમીને પોષવુ પણ પડયુ છે ! 'કારવાં' પોતાની એકધારી નીતિએ અડગતાથી ચાર વર્ષની દાદરના પાંચમે પગથીએ પદારંભ કરી રહ્યું છે હીંમતથી આગળ ડગલું ભરી રહ્યુ છે, છતા સાથમા ખોટનુ ભાથુ બાંધેલુ છે

પણ એ કંઈ વહેપાર અર્થે નીકળ્યુ નથી કે ખોટ ખમતા અટકી જાય અને છતાંય એને સમૃદ્ધ થવા માટે ખોટનો ખાડો તો પુરવોજ જોઈએને ? તંત્રી સાહેબ તો બહુ બહુ જમા ઉધારના ટાંકા મેળવવાની તજવીજ કરી રહ્યા છે, પણ જનતા જ્યાં રોટલા માટે વલખા મારી રહી છે, ત્યાં સાહિત્ય તરફ આંખ ફરકીને જોવાની કોને ફુરસદ હોય ? અને તેય વળી મુસ્લિમ જનતા ! ખુદાની મહેરબાનીથી એમ તો મુસ્લિમ જનતા ઉદાર છે, પણ તેમની ઉદારતાના રસ્તાએ ગિણના છેને ? ફક્ત સાહિત્યના રસ્તા તરફ એમની ઉદારતાનું ટટ્ટુ ભૂલે ચૂકેય જતુ નથી ! અને છતા તેય પાંચમા વર્ષના આરંભમા 'કારવાં' સાહિત્યરસિક વાચકો તરફથી યોગ્ય સહકાર ને ઉત્તેજનની આશા રાખે તો તે અસ્થાને નથી લાગતુ મંઝિલ કાપવા માટેય ટાંટીયામા જોર હોવું જોઈએને ? અને તે ખોરાક વધવાથીજ મળી શકે એ તો દીવા જેવી વાત છે બાકી તો સાહિત્યના નામે જે સૂકા રોટલા મળી રહ્યા છે તેય ગનીમત છે ! આ ભૂખમરાના યુગમા તો એવુ જ ચાલેને ?

જાડા, પીના ને ખાધા માણસો અંતે હારે છે ચિંતાથી દુબળા થઈ ગએલાઓને અંતે હારવું પડે છે આપણા ચર્ચીલકાકા પહેલ વહેલા ચીરૂટનુ ઠુંઠું મોમા ઘાલીને વડા પ્રધાન પદે ચોંટયા ત્યારે સંજોગ જોતા આમજ જણાતુ હતુ કે એ ગળીયો બળદ અધવચ્ચે બ્રિટીશરોનું ગાડુ અટકાવશે પણ ના ધીરે ધીરે ને મક્કમ પગલે રહેંગ્યા ચીરૂટ પીતા પીતા અનેક આ ગાળીઓ કરી કરીને તથા પ્રજાની પીઠ થાબડી થાબડીને ચર્ચીલે રૂઝવેલ્ટના સહકારથી મિત્રોનુ ગાડુ ધીચમાંથી કાઢીને પુર વેગે આગળ હાંકવા માંડયુ છે ઉંટુ એ ગળીયો બળદ મુસોલીની બેસી જવાથી ધરીનુ ગાડુ ખરેડમા ફસાયું છે હીટલર બહુએ પુંછડા આમળે પણ એ બળદીયુ ઉઠતુંજ નથી ફુંફાડા મારીને કે શીંગડા

પીઝી। ગમે તેના ભડવીરનેય ભડકાવી દે એવો નાઝી બળદ પણ હવે થાકયો છે, અને એ બળદ નબળો થતા તેના ઉપર ચારે તરફથી બગાઇઓ ઉડી આવીને વળગી રહી છે। અધુરામા પુરૂ સ્ટેનલીને એ બળદનુ એવુ પૂછડુ પકડયુ છે કે ગમે તેવા ધમપછાડા થતા તે પૂછડુ પકડુ મૂકતો નથી। આ બધો તમાશો જોઇ ખધો ચર્ચીલ ચીરૂટના ધૂમાડા મારતા હસી રહ્યો છે ને કદીકથી વૉશીંગ્ટનમા જઇ રૂઝવેલ્ટના કાનમા કહી ગયો છે કે હવે આપણા બેના હાથમા જગતનુ ત્રાજવુ આવી રહ્યુ છે, પણ રશિયાના મરતા વચ્ચે આડા ન આવે માટે તેનોય વારંવાર તેનનામા ઉપયોગ કરવો જોઇએ। ને જાપાનને જોખી નાખવા સારૂ ચીનનો પણ ધડો કરવોજ રહ્યો।" અસ્તુ

આનાઝકી દુન્યા કે દોસ્તો! બધે ઘટી રહ્યુ છે ત્યારે હિંદુસ્તાનમા વધી રહ્યુ છે જુવો ધનધાન્યના ઢગના ઢગ પકવતા આ દેશમા ભૂખમરો વધી રહ્યો છે અને એ ભૂખમરાની પરવા ન કરતા પ્રજા વધી રહી છે અને એ પ્રજા પર કંટ્રોલ કરવા રોજ દહાડો ઉગ્યે નવા નવા ખાતા અને નવા નવા અમલદારો વધી રહ્યા છે। દરેક વસ્તુના ભાવ વધી રહ્યા છે, તેમ તેમ ધાડોનુ પ્રમાણુ પણ વધી રહ્યુ છે। પેટ ખાતર પત્નિ વેચવાના કે ટુકડા રોટલા ખાતર ભાઇ કે પતિ પત્નિના ખૂન થવાના બનાવો વધી રહ્યા છે! પરદેશમા હિંદના હિતેચ્છુઓની સંખ્યા વધી રહી છે અને જેના તયા સીને માની ખુશીઓમા આકડોની સંખ્યા વધી રહી છે। રોગના ઘર ગયા છે, છતા સીનેમા જોનારા વધી રહ્યા છે। દવાના ભાવ વધી રહ્યા છે, તે સાથે મેનેંગીવા ટાઇફોઇડ, પ્લેગ કે કોલેરા કેસ પણ વધી રહ્યા છે। પૈસાદારોમા સંઘરાવૃત્તિ વધી રહી છે તો ગરીબોમા ભૂખમરતી વધી રહી છે। એમેરી સાહેબના કથન પ્રમાણે હિંદીઓની આવક વધી રહી છે, તેમ તેમ તેમની ખાધરાવૃત્તિ વધી રહી છે ને તેથીજ હિંદમા અનાજનો દુકાળ પડયો છે। પેટના રક્ષણ માટે રિક્રૂટરો વધી રહ્યા છે, દેશના રક્ષણ માટે પરદેશી લશ્કરો વધી રહ્યા છે ને પરદેશી કેદીઓ પણ બાદશાહી પરોણા તરીકે રોજને રોજ વધી રહ્યા છે। કિવનશેનને કારણે ઘરેઘર ગરગથુ હજામો વધી રહ્યા છે, અને રેઝર બ્લેડ મોઘી થવાથી હજામત પણ વધી રહી છે। ઑફિસોમા કારકૂનો વધી રહ્યા છે અને કાગળની અછત છે છતા ફાઇલમા તુમારો વધી રહ્યા છે પોસ્ટેજના ભામળો મોંઘા થયા છતાય પ્રેમપત્રોની સંખ્યા અને લગ્નો કરતાય છુટાછેડાની સંખ્યા વધી રહી છે। વાચકો કે પ્રેક્ષકો કરતા કવિઓની સંખ્યા વધી રહી છે અને અક્કલમંદો કરતા બેવકુફોની સંખ્યા વધી રહી છે। ભાડભૂંજાની ભઠ્ઠીઓ રસોડા, ને બગસ્ચીખાના ઓછા થઇ રહ્યા છે ત્યારે બેંકો અને વીમા કંપનીઓ વધી રહી છે।

ચંપલના ભાવ વધી રહ્યા છે તેમ ચંપલ ખાનારાઓની સંખ્યા પણ વધી રહી છે। રોગો કરતા દાક્તરોની સંખ્યા વધી ગઇ છે અને કજીયા કરતા વકીલોનો આકડો વધી ગયો છે। ઘી કરતા ઘાસતેલનુ મહત્વ વધી ગયુ છે ને અમૃત કરતા ઝેરનુ મહત્વ વધી ગયુ છે। ભરવાડોને ત્યા ઘેટાની સંખ્યા ઘટી રહી છે ત્યારે રેલ્વેના થર્ડ ક્લાસોમા પેસેન્જરોની સંખ્યા વધી રહી છે। ઝાડના પાદડા કરતાય ચતણી નોટોની સંખ્યા વધી ગઇ છે। વહેપારીઓ કરતા દલાલોની વસ્તી વધી ગઇ છે। ખિસ્સા કાતરૂઓ કરતા વીમાના એજન્ટોની વસ્તી વધી ગઇ છે। પેપરોના ગ્રાહકો કરતા મફતીયા વાચકોની વસ્તી વધી ગઇ છે। ટોપી કે પાઘડીવાળા કરતા ઉઘાડામથ્થાઓની જમાત વધી ગઇ છે, ચોટલાવાળી કરતા બોબ્ડહેરવાળી જમાત વધી ગઇ છે, મૂછોવાળા કરતા નમૂછી-

માઓની મેજોરિટી વધી ગઇ છે! મંદીર કે મસ્જિદ કરતા સીનેમા કે હોટલનુ મહત્વ વધી ગયુ છે ગામ કરતા ઢેડવાડાનુ મહત્વ વધી ગયુ છે, ડાહ્યાઓ કરતા ગાંડાઓનુ મહત્વ વધી ગયુ છે! અર્થ કરતા આકારનુ મહત્વ વધી ગયુ છે આમ હિંદમા હેરફેર બધુ વધીજ રહ્યુ છે ગરીબી વધી રહી છે કમાણીપત ને મુફલસી વધી રહી છે ને મજુર તથા શ્રમ પણ લોહી પીતા વધી રહ્યા છે અને એ બલાયની સામે હિંદ ટકી રહ્યુ છે એજ એની હીમતની કીંમત છે!

●

મુંબઇ ગઝલ મંડળ તરફથી દી બા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના માનમા એક મુશાયરા મુંબઇ ખાતે કાવસજી જહાંગીર હૉલમા જનાબ 'શયદા'ને પ્રમુખસ્થાને ગોઠવાયો હતો તેનો એનાઉન્સમેન્ટ ઉતાવળીયો થયો છે જેના માટે ખુબ ડંકા વાગી રહ્યા હતા અને નિશાન ફરફરી રહ્યા હતા અને જે મુશાયરાના ઇતિહાસમા અમર કે અજોડ થવા સરજાયો હતો તે મુશાયરો અણધારી રીતે ફરરભૂસ થઇ ગયો છે! 'હમ તો ડુબેંગે સનમ તુમકો ભી લે ડુબેંગે' જેવો ઘાટ વધુ રંગમા આવેલા અમુક શાયર મિત્રોએ 'શયદા'નો કર્યો છે કહેવાય છે કે રંગ જમાવવાના ઇરાદે રંગમા આવેલા અમુક શાયરોએ મુશાયરાના રંગમા ભંગ કર્યો છે! પ્રેક્ષકો અને શાયરો વચ્ચે 'સાંભળો'! તો કે 'નથી સાંભળતા'! ની ખુબ હોડ જામી હતી એ 'ટગ ઓફ વૉર'મા અંતે પ્રેક્ષકો જીત્યા કોઇ કહે છે કે પ્રેક્ષકો તોફાની હતા, તો કોઇ કહે છે કે પ્રમુખ વ્યવસ્થા જાળવી ન શક્યા તો કોઇ કહે છે કે પ્રેક્ષકો મેઘાણીને સાંભળવા માગતા હતા મેઘાણીને બોલવા ઉભા ન કર્યા તેથી પ્રેક્ષકો ઉશ્કેરાયા હતા ને તેને કારણે કેટલાક તો કોઇનેય ન સાંભળવાની જાણે પ્રતિજ્ઞા લઇ બેઠા હતા. અમુક શાયરો ગમેતેમ બોલતા હતા તેથી શરમાઇને ખુદ દી બા ઝવેરી પણ ચાલ્યા જવાના હતા. આમ ગમે તે રીતે પણ મુશાયરાનો ફીઆસ્કો થયો અને ગઝલ સમ્રાટ 'શયદા' સાહેબની વરસોની ઇજ્જત પર પાણી ફેરવાયુ પરિણામે સંભળાય છે કે 'શયદા', 'સગીર', 'કોકિલ' વગેરે સિદ્ધહસ્ત કવિઓએ તો રાજીનામા પણ આપ્યા છે હવે ઝુંગાનો દમ લઇ 'શયદા'જી એકાંતમા પોતાના મનમા કહેતા હશે કે 'હે ખુદા! તુ મને મારા મિત્રોથી બચાવ!" અફસોસનો રંગ, ઢંગ જોતા જણાય છે કે જો ઉપરોક્ત ત્રણ શાયરોએ રાજીનામા આપ્યાની વાત ખરી હોય તો બીજા પણ ત્રણ ચાર રાજીનામા અપાશેજ 'નસીમ' અને 'નાશાદ' પણ કનની કારકીર્દિ ધરાવે છે ને! કોઇનેય હિસાબમા ન ગણનાર પેલા ઇનિ મીન, ને સાડેતીન શાયરો આ એકજ ઠોકરથી સુધરશે કે પછી "વહી રફતાર બેઢંગી જો પહેલેથી સો અબભી હય!" ના સૂત્રને વળગી રહેશે? ગમે પણ કોમને સુધારવાની સાથે બગાડવામા પણ સાહિત્યકારો અને કવિઓનો ફાળો નાનોસુનો હોતો નથી!




**સવાલ**-મારી ઓરત સાથે સવારના નાસ્તામા તકરાર થઈ ગઈ તે વેળા મે ગુસ્સામા કહ્યુ કે, 'રાધણીમાથી બહાર ચાલી જા, અગર નહિ જઈશ તો તને તલાક છે' તેણી જીદ કરી મે બીજી વખત ગુસ્સામા તેણીને કહ્યુ, 'તુ રાધણીમાથી બહાર ચાલીજા જરૂર તને તલાક છે' એમજ ત્રીજી વાર કહેતા તે તુરત બહાર રાધણીમાથી ચાલી ગઈ પછી મે તેણીને કહ્યુ કે "આજ આખો દિવસ તારે રાધણીમા આવવુ જ નહિ" એમ કહી હુ બીજા કમરામા ચાલ્યો ગયો ફરી તેણી સાંજના વખતે ભુલથી નાના બચ્ચાની દૂધની શીશી લેવા રસોડામા ચાર પાચ કદમ ગયા તેને મારી વાત યાદ આવી જતા એકદમ પાછી નીકળી આવી તો તલાક થશે કે કેમ ?

**જવાબ**-પૂછેલા સુરતમા બે તલાક (રજઈ) ઓરત પર પડી છે માટે મજકૂર ઓરતને તમો ઈદ્દત દરમ્યાન રૂજુઅ કરી વગર નિકાહ પઢે પાછા રાખી શકો છો રૂજુઅની મતલબ એ કે તમો મોઢાથી એમ કહો કે મે રૂજુઅ કર્યુ છે અથવા તો તેણી સાથે સોહબત કરે યા ચુંબન કરે એથી રૂજુઅ સહીહ થઈ જશે પરંતુ ભવિષ્યમા ધ્યાન રાખશો કે હવે એક તલાક પણ આપશો તો આગલી બે અને પાછલી એક મળી ત્રણ તલાક થઈ જશે અને ફરી હલાલા વિના ઓરતને નિકાહમા લાવી શકશો નહી તમોએ બે વેળા એમ કહ્યુ કે રસોડામાથી બહાર ચાલી જા, નહિ તો તને તલાક છે પરંતુ તે બે વેળા કહેવાથી ગઈ નહિ અને ત્રીજી વાર કહેવાથી તુરત તે બહાર ચાલી ગઈ તો આગલી બે તલાક પડશે ત્રીજી પડશે નહિ (દુર્રે મુખ્તાર પાનુ ૫૫૯, ૫૬૦)

**સવાલ**-જનાઝહની નમાઝ રસ્તા ઉપર જનાઝહ રાખીને પઢી શકાય? અત્રેના ઇમામો મસ્જિદમા કોઈ પણ ભાગમા પઢવા માટે હુકમ નથી એમ કહે છે, મસ્જિદમા જુદુ જમાતખાનુ, જુદો વરંડો અને ખુલ્લી સેહન ફરાગતવાળી છે તે માટે શુ હુકમ છે?

**જવાબ**-જે ભાગ મસ્જિદમા દાખિલ ગણાતો હોય ત્યા જનાઝાની નમાઝ પઢવી ફુકહાએ કિરામ મકરૂહ લખે છે અને હદીસ શરીફમા છે કે એથી મૈયતને નમાઝનો સવાબ મળતો નથી જો વરંડો અને સેહન દાખિલે મસ્જિદ તરીકે ગણવામા ન આવતા હોય તો ત્યા પઢી શકાય છે પણ વરંડો અને સેહન મસ્જિદમા દાખિલ છે કે ખારિજ તેનો ફેસલો મસ્જિદના અસલ બાનીઓ સિવાય બીજો કોઈ કરી શકતો નથી ફુકહાઓએ એક સુરત આ પણ લખી છે કે જનાઝહ અને અમુક મુસલ્લા ખારિજે મસ્જિદમા હોય અને બાકીની થોડી કે વધુ દાખિલે મસ્જિદમા



હોય તો જાઇઝ છે જો વરંડો અને સેહન દાખિલમા ગણાતા હોય તો ત્યા ન પડે, રસ્તા ઉપર પડે તેમા વાંધા જેવુ કઇ નથી વરંડો અને સેહન મસ્જિદથી દાખિલ અથવા ખારિજ હોવામા ઘણી જગ્યાએ ઘણી મતફેરી હોય છે એવા મતફેરીઓ વેળા ઝગડો કરવો મુનાસિબ નથી

**સવાલ**–કબ્રસ્તાનની હદમા જ્યા હજુ કબરો નહિ બની હોય તે જગ્યાએ ફરઝ અથવા નફિલ નમાઝ પઢી શકે છે કે નહિ? અને મજકુર નમાઝો પઢવા માટે નમાઝની જગ્યાથી કબર કેટલી દૂર હોવી જોઇએ?

**જવાબ**–કબ્રસ્તાનમા સાદી જગ્યાએ ફર્ઝ કે નફિલ નમાઝ એ શર્તે પઢવી જાઇઝ છે કે સામે કબ્રો ન હોય અને કબ્રો હોય તો સામે દીવાર અથવા કઇ આડ હોવી જોઇએ જો જમાઅતથી નમાઝ પઢવામા આવે તો દરેકને સામે સુતરો હોવો જોઇએ કબ્રસ્તાનમા માત્ર ઇમામનો સુતરો કાફી નથી બીજી જગ્યાએ માત્ર ઇમામનો સુતરો કાફી છે

**સવાલ**–મસબુક જો ઇમામ સાથે આવી મળે તો તેને સના પઢવુ જોઇએ કે નહિ? અથવા નમાઝ પૂરી થતા બાકીની નમાઝ પઢવા ઉભા થાય ત્યારે સના પઢે?

**જવાબ**–મસબુક જ્યારે બાકીની નમાઝ પઢવા ઉભો થાય ત્યારે સના પઢે

**સવાલ**–કોઇ માણસ ઇમામ કિરાઅત શરૂ કરે ત્યારે આવે તો તેને સના પઢવુ જોઇએ કે નહિ?

**જવાબ**–ઇમામ જ્યારે કિરાઅત શરૂ કરે તો પાછળથી આવનાર સના પઢે નહિ

**સવાલ**–ગાવુ, બજાવવુ મ્યુઝીક, રમવુ વગેરા કેમ છે?

**જવાબ**–જાઇઝ નથી કુર્આને શરીફ તથા હદીસોમા એની સખ્ત વઇદ આવી છે

**સવાલ**–રેડીઓ સાંભળવુ અને તેમા વાજુ વગેરે વાગે તે સાંભળવુ કેમ છે? ખુલાસા સાથ લખશો

**જવાબ**–રેડીઓમા ગાનતાન વાજીત્ર સાંભળવુ જાઇઝ નથી તકરીર અથવા બીજી જાઇઝ વાતો સાંભળવી દુરસ્ત છે

**સવાલ**–ઇસાઇની દફન ક્રીયામાં જવુ તેમજ તેના કફન વગેરેમા ભાગ લેવુ કેમ છે?

**જવાબ**–ભાગ લેવો દુરસ્ત નથી માત્ર દિલસોઝી જાહેર કરી શકે છે

**સવાલ**–આજકાલ ઓરતો ઘણાજ ઝીણા કપડા પહેરે છે અહદમા ફક્ત મીગનેટ વગેર પહેરે છે એ માટે શો હુકમ છે?

**જવાબ**–ઓરતોએ એવા બારીક કપડા પહેરવા જોઇએ નહિ કે જેમા શરીર ખુલ્લુ દેખાય હદીસ શરીફમા આવ્યુ છે કે કેટલીક ઓરતો કપડા પહેરવા છતાએ નાગી રહે છે એથી ઘણી સખ્ત વઇદ સાબિત થાય છે

**સવાલ**–મસ્જિદમા માણસો વઝુ કરતા હોય ત્યારે સલામ કરવુ કેમ છે?

**જવાબ**–વઝુ કરતા હોય ત્યારે સલામ ન કરવુ બીજા લોકોને સલામ કરે

**સવાલ**–એક ઓરત ઝિનાકારને બે જણ થી જે નાની છોકરીઓ છે તે બનેને એકી વખતે કોઇ નિકાહમા નાખી શકે છે?

**જવાબ**–તેઓ બને એકમાથી છે એટલે બને બેનો માફક ગણાશે જો કે ઝિનાથી છે એકી વખત બનેને નિકાહમા રાખવી દુરસ્ત નથી

**સવાલ**–એક માણસની નિકાહની ઓરત છે છતા રખાતો રાખેલીઓ છે ધણીની ઓરતને એક દિવસે વાડોને છોડી દેવા કહ્યુ ત્યારે ધણીએ કહ્યુ કે તને છોડી શકુ છુ પણ તેણીઓને છોડી શકતો નથી' એથી તલાક થઇ કે કેમ?

**જવાબ**– તને છોડી શકુ છુ' એ કહેવાથી તલાક પડશે નહિ એથી મતલબ એ છે કે હાલ તલાક તને આપતો નથી પરન્તુ ભવિષ્યમા તને તલાક આપવા ચાહુ તો આપી શકુ છુ

# "નઝમે કુર્આન"

("અલિફ્—લામ—મીમ"કા દુસરા રૂકૂઅ બાકી હીસ્સા)

યેહી વોહ લોગ હૈ મારે હૂએ રાહે ઝલાલતકે,
જિન્હોને મોલ લી હૈ ગુમરહી બદલે હિદાયતકે

ન બખ્શા ફાએદા કુછભી ઉન્હે ઉનકી તિજારતને,
ગવાઇ રાહ સીધી ઉનસે ઉનકી દિલકી ચાહતને

મિસાલ ઇનકી હૈ જૈસે કોઈ આકર આગ સિલગાએ,
યહા તક હો કે ઉસકે હર તરફ કુછ રૌશની છાએ

ખુદા લે જાએ ઉનકે નૂરકો યૂ ફેર હો જાએ,
ઉન્હી તારીકીયોમે છોડદે, અંધેર હો જાએ

અગ ઉનકો દેખીએ, વોહ દેખકર ભી દેખતે કયા હૈ,
સમઝ લીજે કે વોહ હર ચીઝકો સમઝે હુએ કયા હૈ

સમઝકી બાતકી જાનિબ ન આએ હૈ ન આએંગે,
વોહ બેહરે હે, વોહ ગુંગે હૈ, વોહ અંધે હૈ, ન લૂટેંગે

મિસાલ એક ઔર જૈસે આસમાસે મેહ બરસતાહો
કહીં બિજલી ચમકતી હો, કહીં બાદલ ગરજતા હો

ગરજકા શોર સુનકર ઉંગલીયા કાનોમે દેતે હૈ,
વોહ અપની મૌતકે ડરસે યુહી કુછ કામ લેતે હૈ

બિનઆખિર હૈ ખુદા ઇન, કાફિરોકા ઘેરનેવાલા
કે ઇનમે હૈ હરેક અલ્લાહસે મુંહ ફેરનેવાલા

યકાયક સે ઉડા જાય બિજલીયા નુરે બસારતકો,
તો આંખે ફાડકર દેખા કરે એક એકકી સૂરતકો

અગર બિજલી ચમક જાએ તો ચલતે હૈ ઉભરતે હૈ,
અગર હો જાએ અંધેરા તો રૂક જાતે હૈ ડરતે હૈ

ખુદા ચાહે તો ગોશો ચશ્મસે બે-બહેરા હો જાએ,
ઉસે હર ચીઝ પર કુદરત ન વોહ દેખે ન સુન પાએ

(દુસરા રૂકૂઅ ખતમ)

અઝ—અબ્દુ નઝ "ગાલિબ" દીની નિઝામી બબોદવી

# જગતના ઇતિહાસનું દર્પણ

રજુ કરનાર રાજમાન્ય 'સાનેહુ બકીલી' સાહુબ [ સચીન. ]
[ ગુજરાતમા ઈતિહાસિક અને ભૌગોલિક સંશોધનો કરી કરમદ્વારા ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરનાર છેલ્લી પચ્ચીસીના આ મહાન લેખકના પરિચયની ગુજરાતને જરૂર ન હોય ] —તંત્રી

ઇ સ. પૂર્વે ૫૦૦-૦૦ થી ઇ સ ૧૯૪૩

ઇતિહાસ પહેલાનો યુગ ઈ સ પૂર્વે ૫૦૦૦૦૦થી ઇ સ પૂર્વે ૬૦૦૦ બરબ્રમય યુગ.

ઇ સ પૂર્વે ૪૦૦૦ મિસર (ઇજિપ્ત)મા સરકૃતિનો આરભ મિસરી પિરામીડનુ ચણતર પચાગ વર્ષ અને મહીના

ઈ સ પૂર્વે ૩૦૦૦ મિસરનુ સામ્રાજ્ય

ઇ સ પૂર્વે ૨૦૦૦ ઇરાકમા સરકૃતિ નૈનવા શહેરની સ્થાપના મિસરમા યહૂદીઓનું વસવુ બાબિલમા હમૂરાબીની હકૂમત

ઇ સ પૂર્વે ૧૦૦૦ ટ્રાએનુ યુદ્ધ એક નીઝનુ ગ્રીસને જીતી લેવુ

ઇ સ પૂર્વે ૯૦૦ યૂનાન (ગ્રીસ)મા નાગરિક રિયાસતોનો આરભ પેલેસ્ટાઇનમા યહૂદી રાજ્ય અને હૈકલનુ ચણતર.

ઇ સ પૂર્વે ૮૦૦ યહૂદી કોમના પૈગમ્બરો મહાન રોમનું વસવુ ફનીકયુનુ કારથેજ શહેર વસાવવું

ઇ સ પૂર્વે ૭૦૦ અશૂરી સત્તાની ચડતી અને પડતી યૂનાની નવી વસાહતોનો આરભ નૈનવા શહેરોનો નાશ

ઇ સ પૂર્વે ૬૦૦ ચીનમા હકીમ કનફૂશિશ હિન્દુસ્તાનમા ગૌતમ બુધ્ધ વિદ્વાન સોલનનુ એથેન્સવાળાઓ માટે ગયદા કાનૂન બનાવવુ

ઇ સ. પૂર્વે ૫૦૦ ગ્રીસના થીએટરોની ઉન્નતિ એથેન્સનો સુ હેરી સમય મેરીથોનનુ યુધ્ધ

ઇ સ પૂર્વે ૪૦૦ એથેન્સ અને સ્પાર્ટા વચ્ચે યુદ્ધ એથેન્સનો નાશ એથે સમા વિદ્યા કળાનુ નવજીવન સોક્રેટીસ અને અફલાતૂન

ઇ સ પૂર્વે ૩૦ કારથેજનો નાશ ગ્રીસનું રોમન સામ્રાજ્યનુ એક પ્રાંત બનવુ રોમનો બૂમધ્ય સમુદ્ર ઉપર કબજો સિકદિરયુની છેલ્લી યહૂદી સ્વતંત્ર સત્તનત

ઇ સ પૂર્વે ૧૦૦ પોમ્પીયાઇનુ પશ્ચિમ એશિયાને જીતવુ સીઝરનુ ફ્રાન્સ જીતી લેવુ સીઝરનુ માર્યા જવુ ઓગસ્ટસનુ શહેનશાહ બની જવુ

ઇ સ ૧ હઝરત ઇસા મસીહ (અલ) નો જન્મ ઇઝરાઇલનો ફ્રતેહ મસી હવનનો પશ્ચિમ યુરોપમા પ્રચાર

ઇ સ. ૧૦૦ રોમન સામ્રાજ્યની ઉન્નતિ

ઈ સ ૨૦૦-૩૦૦ જર્મનીઓનો રોમન સ નનત ઉપર હુમલો

ઇ સ ૪૦૦ પોપ નિમવાનો આરભ ગોથિક કોમનુ રોમને તબાહ કરવુ પશ્ચિમ રોમન સલ્તનતનો નાશ સેકસનોનુ ઇગ્લાંડમા આવવુ

ઇ સ ૫૦૦-૬૦૦ રોમન ખડિયેરો ઉપર ચર્ચની સ્થાપના અંધકારમય સમય (અજ્ઞાન કાળ) ઇસ્લામના સ્થાપક હઝરત મુહમ્મદ સલ્લઅ-મનો જન્મ

ઇ સ ૭૦૦ મસીહિયતનો ઉત્તર યૂરોપમા પ્રચાર મુસલમાનોનુ ઉતર આફ્રિકા સ્પેઇન ન્ફ જીતી લેવુ

ઇ સ ૮૦૦ ૯૦૦ શાર્લેમનનુ રોમમા તાજ માથે મૂકવુ ઉત્તર તરફની કોમોના હુમલા જ મીનક પાયા ઉપર રોમન સામ્રાજ્યને જીવતા કરવાના પ્રયત્નો પહેલુ રશિયન રાજ્ય

ઇ સ ૧૦૦૦ પોપ અને શહેનશાહ ગેરીગોરી સાતમા અને હેન્રી ચોથા વચ્ચે ઝગડો ઇંગ્લાન્ડનો વિજેતા વિલીયમ પહેલુ સલીબી (ક્રુઝેડ્ની) જંગ

ઇ સ. ૧૧૦૦ વધુ સલીબી યુદ્ધો યૂરોપમા બહાદુરીના નમૂનાનો આરંભ ભૂમધ્ય સમુદ્ર વ્યાપારનુ કેન્દ્ર બનવુ યુનીવર્સીટીઓનો આરંભ

ઇ સ ૧૨૦૦ ગોથિક ઘાટના ગિરજાઓનુ બનવુ ઇટલીમા વિદ્યાકળાના પૂનર્જન્મનો આરંભ સલીબી યુધ્ધોની સમાપ્તી

ઇ સ ૧૩૦૦ બંદુકના દારૂની શોધ ફ્યુડલ સરદારોની સત્તાનો નાશ પ્રજામતવાળી સત્તા અને સનાદ્ધાર સમિતીઓનો આરંભ.

ઇ સ ૧૪૦૦ જોન ઓફ આર્ક અંગ્રેજોને ફ્રાંસમાથી વિદાય છાપકળાની શોધ તુર્કોનુ કોન્સ્ટેન્ટીનોપલ જીતી લેવુ અને પૂર્વ રોમન સામ્રાજ્યનો નાશ

ઇ સ ૧૫૦૦ કોલમ્બસ. ગોધખોળનો યુગ લૂથર ચર્ચની સુધારણા સ્પેનીશ અરમાનો નાશ ઇંગ્લાન્ડની મહારાણી ઇલીઝાબેથ વનદાઓનો સ્પેઇન વિરૂદ્ધ બળવો ફિલિપ બીજાના પદભ્રષ્ટના વહાણવટા માટે દરેક કોમને રક્તત્રના મળવા પહેલી ચળવળ

ઇ સ. ૧૬૦૦ ધાર્મિક ઝગડા દુન્યાના દરેક ભાગોમા યૂરોપીયન સંસ્થાનોની સ્થાપના. ૬ વર્ષનુ યુદ્ધ ઇંગ્લાન્ડમા ઇન્કિલાબ ચાર્લ્સ બાદશાહનુ માર્યા જવુ સાયન્સનો આરંભ ન્યુટન, શેક્સપિઅર, ક્રોમવેલ વિ

ઇ સ ૧૭૦૦ રૂસનુ મહાન શક્તિશાળી થવુ અમેરિકામા ઇન્કિલાબ વોશીંગ્ટન ફ્રાન્સમા ક્રાન્તિ બાદશાહ લુઇનુ માર્યા જવુ ફ્રાન્સમા પ્રજાસત્તાક

ઇ સ ૧૮૦૦ નેપોલિયનની ચડતી પડતી ગુલામીની બંધી નવુ વૈદક શાસ્ત્ર સુખાકારીના સાધનો રેલ્વે ગાડી વિજળીના તાર એન્જીનવાળા વહાણ વરાળ યંત્રો (એન્જીન) અબ્રાહમ લિન્કન દક્ષિણ અમેરિકામા સ્પેનીસ સંસ્થાનોનો આરંભ જર્મન સલ્તનતની ફરીથી સ્થાપના

ઇ સ ૧૯૦૦ વિશાળ પ્રમાણમા જિન્દગીની ઝરૂરીઆતની વસ્તુઓનુ તૈયાર કરવુ યુદ્ધ સામગ્રી માટે હરીફાઈ વિમાનની શોધ મહાન યુદ્ધ લીગ ઓફ નેશન્સ વ્યાપારી હરીફાઇ દુન્યાના દરેક દેશોમા આર્થિક બેચેની જર્મની અને રૂસી બાદશાહતોનો નાશ અનેક નવીન પ્રજાસત્તાઓની સ્થાપના નાશકારક યંત્રોની સંપૂર્ણતા. મહાન વિશ્વયુદ્ધ * (અપૂર્ણ)

* હેન્દરિક વૉન લૂન કૃત ઇતિહાસને આધારે

# પોઠ




ચમન સુમન,ની નરી કાફિયાબંદી ગઝલ તરીકે અમારે ગળે ઉતરતી નથી એ તો વનીયા, સનીયા, નવીયા ને મલીયાની પેઠે ગળે ભરાય છે

કવિ 'સુંદરમ' મુશાયરાના પ્રમુખ બની ચૂકયા છે 'કવિતામા ભયરથાનો' બનાવતું ભાષણ પણ આપી ચૂકયા છે અને રંગમા માગ જેટલાજ હોવા છતા મારાથી હજાર ગણી નામના મેળવી ચૂકયા છે, એટલે હુ એમ કહુ કે તેઓ ગઝનને પારખી શકયા નથી, ગઝલના કલેવરથી જ્ઞાત નથી, તો એ નાને મોઢે મોટી વાત લાગશે, પરંતુ એ સત્ય છે અને તેઓ સત્યાગ્રહી છે એટલે તેમને આ સત્ય કહુ'છેજ છુ'ને

બીંતા પે વનીયા,
વનીયા પે મલીયા,
સનીયા પે નવીયા,
ચારે ચૂકા મનીયા

ઉપર રજુ થએલી ગઝન (યા જે હો તે)ને અત્યારે યાદ કરવાનું કારણ 'કવિતા' માસિકમા છપાએલી અને સહચર 'હાડીઓ'ની દ્રષ્ટિએ "ખાસ ધ્યાન ખેંચનારી" કવિ 'સુંદરમ'ની ગઝલ છે જો કે 'સુંદરમ'ની ગઝન ગુજરાતી ભાષામા છે, અને ઉપરોક્ત ગઝલ (યા જે હો તે) ગુજરાત ગઝન મંડળીના આનંદ મંત્રીના ઘરમા વપરાતી ભાષામા છે બસ આટલા નજીવા તફાવત સિવાય કોઈ ખાસ તફાવત મને તો એમા દેખાતો નથી હવે જુઓ 'સુંદરમ'ની ગઝનને પણ જોઇ લ્યો

'ચમન કયા સુમન કયા, મગન કયા, છગન છે,
અરે, આતો પેલા બિરાદર મગન છે,
અને આપણો આદિ પેલો ચમન છે,
ચમનની અટચા પાછી અહિંયે સુમન છે'

વિવેચકો કહે છે કે ગઝલ એટલે પ્રેમની ભાષા પ્રેમની ભાષામા ચમન અને સુમન જેવા નાઝુક શબ્દો સરળતાથી વિહાર કરી શકે પરંતુ **મગન**ભાઈ અને **છગન**ભાઇ તો એમા નર્યા રોચા જેવાજ લાગે છે! વળી જરા સુક્ષ્મ દ્રષ્ટિ ફેંકો તો પ્રેમની વાણીમા ચમનના સુમન દેખાશે ચમન**ની** સુમન નહિ ચમનની સુમન તો ગરબામાજ રૂડી લાગે અને આ બધીય ક્ષતિઓ ગળી જઇએ તો પણ છગન, મગન,

●

"લેખક યદિ હય તો યોદ્ધા હય, યોધ્ધેકી પરખ યુદ્ધમે હય, યુદ્ધસે જો બચતા હય વહ યોદ્ધા કૈસા, ઔર યોદ્ધા નહિ વહ લેખક નહિ"

"જૈનેન્દ્રકુમાર"

મને લાગે છે કે દિલ્હીમા શાંતિથી ઝાંઝ ચટેલા આ બાબુજીને પેલા નકગનદજી જેવા કોઇ લેખક યોદ્ધાનો ભેગ થયો નથી નહિતર તેઓ આવુ લખતજ નહિ બાબુજીએ સીધા ચાલીએ, સીધી દ્રષ્ટિથી સીધા રહીને, લડનાર યોદ્ધા યા લેખકોજ બાગેના લાગે છે, મુબઇના **મહારી**ઓ સાથે તેમનો પ્રસંગ પડેલો લાગતો નથી એવા એકાદની સાથે બાબુજીના પાના પડે તો બાબુજીને પોતાનુ મંતવ્ય આમ ફેરવીજ છૂટકો કે "લેખક યદિ હય તો લુચ્ચા હય, ઉસકી પરખ મોકે પર હોતી હય ઔર લુચ્ચા નહિ વહ લેખક નહિ."

●

મિત્રોના ખાનગી પત્રો પ્રગટ કરીને એ ટી રહેવી એક અપોગી એ જૂની ગમ્મ લાગે છે કે તેણે પણ બીજાઓને કંઇક ભયડેલુ છે પોતે

કરેલા ક તૂતોનુ સ્મરણ એને સમયસર થઇ આવે તો સારૂ નહિતર એનો બધોય દણુદણાટ હૈયાફાટના ફેરાઇ જશે અમારી આ કડકી અને કડક છતા હિતકર સૂચનાને તે મિત્રની રૂડી સલાહ સમજે હકીકતની ધમકી નહિ. આમ છતાએ જો તે રાહ પર નહિ આવે તો અમારે અમારા બચાવ માટે કઇ કરવુજ રહ્યું અને અમારા એકલા બયાનનામાથીજ એ અધોળી સાહિત્યના ક્ષેત્રમા આપઘાત કરી બેસશે એ નક્કી સમજવુ માટેજ એને કહેવાનુ કે,

"મોલ કરો તલવારકા, પડા રહન દો મ્યાન"

●

"હુ છુ વતનમા ખે વતન મારૂ વતન, વતન નથી."

"વતન"ના મુશાઇરામા ગઝલ લખનાર મ્હારા એક મિત્રે પોતાને દાદ ન મળતા પહેલ ઉપરોક્ત પક્તિજ મને કટાક્ષ રૂપે સભળાવી હતી અને બીજા પણ બે ચાર મિત્રોએ ઇનામી શેઅર પસદ કરવામા "પસદગી કરનારની રૂચી ગઝલ લખનારાને એક દર સારી લાગે તેવી નથી" એવી ટીકા કરી હતી આ પ્રકરણમા મુશાઇરાના સપાદક અને 'વતન'ના તત્રી ઉપર કોઇ પણ ટીકા કરવાનુ હુ ઉચિત લેખતો નથી કેમકે જે થઇ રહ્યુ છે તે શીરસ્ત મુજબજ છે અને શીરસ્ત ન જાળવનારને સજા ભોગવ્યેજ છુટકો વસ્તુસ્થિતિ આમ હોવા છતાય બે એક વાતો નમ્રભાવે રજુ કરવાની ઇચ્છા રોકી શકાતી નથી એક તો એ કે ઇનામી શેઅર પસદ કરવામા ભિન્નરૂચી કાવ્યપ્રેમને ભૂલવુ ન જોઇએ વિષયનીજ એક તરફી દ્રષ્ટિ પર પસદગી ઢોળાય (પછી તે ભલેને વતનપ્રેમ જેવા જરૂરી અને પ્રગતિશીલ વિષય કેમ ન હોય) એ નિયમ શુભ હોવા છતા કચવાટ નોતરવાના કારણભૂત છે શેઅરમા પ્રથમ શાયરી જોવાની જોઇએ નર્યો વિષય નહિ. ભાષાની દ્રષ્ટિએ, ભાવની દ્રષ્ટિએ, રચનાકારની દ્રષ્ટિએ, અને છટાની દ્રષ્ટિએ એમા કવિત્વ હોવુ જોઇએ એમ દરેક દ્રષ્ટિ કોણથી જોયા પછી સયુક્ત ભાવો બે ચાઇને સત્વરૂપે ઉભરાતા હોય તેજ ઇનામી શેઅર ગણાવો જોઇએ આ પસદગીમા એવુ નથી બન્યું એમ ગઝલકારોની શિકાયત છે બીજી વાત પરિક્ષક સતત્રાત્મા હોવાની છે નાજુક લાગણીને ચીરીને તપાસવુ જોઇએ, ઉછરતાઓને યા ઓળખીતાઓને આગળ લાવવા સારૂ જુના યા પિછાણુ ન હોય તેવાઓને પાછળ હડસેલવાનુ ભૂલથી પણ ન થવુ જોઇએ આ બધુ સુદર રીતે આરોપાય તે માટે અભ્યાસી ગઝલગોની એક કમિટિ નીમવામા આવે તો વધુ બેહતર થાય પણ એ અભ્યાસીઓમા કોને લેવા એ નક્કી કરવાનુ કામ બહુ અઘરૂ છે કેમકે કેટલાક ચોરો આજે અભ્યાસી અને ખા હોવાના દાવેદાર બની બેઠા છે ભાઈ સાદિક જૂઠા ચળકતા અને હરઘડી જોવા પડતા નામો ત્યજીને પસદ કરવાને બદલે કમિટિમા સારા જાણકારોનેજ ચૂટશે એની અમને ખાતરી છે

●

હિદી સાહિત્ય સમેલનના પ્રમુખને ચાંદી મોઘવારી હોવા છતા ચાદીના સિક્કાઓથી તોળવામા આવ્યા છે એ વાચીને નવાઇ પામવુ કે દુખી થવુ તે સમજાતુ નથી પરતુ એટલી તો ઇર્ષા થાય છેજ છે કે હજી ગુજરાતે કોઇ સાહિત્યકારને એના પુસ્તકોમા પણ તોળ્યો નથી. જો કે કેટલાક લેખકો પોતાના વજન કરતા બમણા વજનનુ સાહિત્ય પીરસી ચૂકયા છે

●

મુશાયરા પ્રવૃત્તિ જોર પકડતી જાય છે એવા ટાણે મુશાયરાના ભયસ્થાનો રજુ કરવા

અપ્રાસંગિક નહિજ લેખાય માન્યું કે કવિતામાં મનોરંજનની શક્તિ છે પરંતુ જો કવિતાઓ માત્ર મનોરંજનાર્થેજ લખાતી હોય તેનું શું મૂલ્ય છે વારૂ? ધ્યાનપૂર્વક જોવામાં આવે તો મુશાયરામાં એકત્ર જનતા કવિનો એટલો આદર નથી કરતી જેટલો કે એની સુરીલી વાણીનો કવિતા ગમે તેવી હશે પરંતુ વાણીમાં લાવણ્ય હશે તો જનતા તેજ કવિને સાચો કવિ ગણી કાઢશે આ રીતે જોતાં મુશાયરામાં કવિતા ગૌણ અને વાણીની મિઠાશ પ્રધાન રહે છે

ધ્યાનપૂર્વક જોવામાં આવે તો મુશાયરાઓની બાહુલ્યતાએ શાયરીનોજ નહિ બીજી સાહિત્યિક પ્રગતિનો માર્ગ રોકી રાખ્યો છે ખ્યાતિ અને નામના માટે દરેક સાહિત્યકાર વાર્તા, નિબંધ નવલકથા અને નાટક લેખ વગેરે લખવાનું છોડી ગઝલ લઈ બેઠો છે કેમકે એમાં ઓછા શ્રમે વધુ પાક ઉતારી શકાય છે અને જલદી નામના મેળવી શકાય છે

મુશાયરા વધતા જાય છે તેમ તેમ ગઝલકારોની ફોજ પણ વધતી જાય છે શાયરો વધે એમાં નાખુશ થવા જેવું નથી પરંતુ સંખ્યા વૃદ્ધિ એ સાહિત્યવૃદ્ધિનું પ્રમાણ નથી એકજ રાગ, એકજ લઢણ અને એકજ પ્રકારની આહો ખેંચવાની ઢબથી જનતાને અણગમો આવે એ સ્વાભાવિક છે શાયરો એટલા સુકુમાર પ્રકૃતિના થઈ ગયા છે કે અમુક નક્કી કરેલા કોમળ શબ્દો અને કોમળ આકારો સિવાય તેમને બીજું કશું સારૂંજ નથી લાગતું

ઉર્દૂમાં કોઈ પણ નવો કવિ જ્યાં લગી પોતાના ઉસ્તાદ કવિનું નામ રજુ ન કરે ત્યાં લગી એની કવિતા પ્રતિ ખાસ ધ્યાન અપાતું નથી બલ્કે કેટલીકવાર તો મુશાયરામાં તેને બોલવાનો અવસર પણ આપવામાં આવતો નથી પરંતુ ગુજરાતીમાં ઘણા ખરા શાયરો ઉસ્તાદના નામથીજ ચીઢાય છે અને જો કોઈએ એમની કવિતામાં કોઈ ક્ષતિ બતાવી તો પ્રથમ તો તેઓ માનવાનાજ નહિ અને કચવાતે દિલે માની પણ ગયા તો બિચારા ટીકાકારની જાતની ખેર નહિ. એને આ પૃથ્વી પરથી નાબૂદ કરવા માટે પેલા સ્વયંભૂ કવિઓ દરેક પ્રયત્નો કરી છૂટે છે આ કારણને લઈને અશુદ્ધિઓવાળા કાવ્યો પણ હાલ્યે જાય છે

કેટલાક લોકોનું કહેવું છે કે મુશાયરાથી કવિઓનો ઉત્સાહ વધે છે તેઓ પોતાની કલા પર આગળ વધે છે પરંતુ એ વાતની સાથે તેઓ આટલું પણ યાદ રાખી લે કે મુશાયરાથી કેટલા કવિઓ મહાકવિ થયા? ઉલટું કેટલાકો તો એનો વેપાર લઈ બેઠા છે અમરવાણીનું આ મૂલ્ય કે તેને થોડાક સિક્કાઓ બદલ વેચવામાં આવે? શાયરની એ આબરૂ અને મોભો કે જેનું દિલ ચાહે તે બોલાવીને ફીસ આપી સાંભળી લે અને કેટલેક સ્થળે તો સભાની વેળા એની એવી એવી તો ફજેતી થાય છે કે ન પૂછો વાત પરંતુ વાહરે, શાયરની સાહસિકતા! કે થનારા બીજા મુશાયરામાં મૌજૂદ સમજાતું નથી કે કવિનાના આવા નિષ્ફળ પ્રયાસો શા માટે તે જારી રાખે છે? જનતા સન્માનવાને બદલે એને બનાવે છતાં એ પોતાની ઢબે ગાયેજ જાય એ શાયરીનું, શાયરનું કેટલું અપમાન છે? સમજુઓ આવું જોઈને એમ કહે છે કે આ કવિમાં 'સ્વમાન" જેવું પણ કંઈ છે કે નહિ?

મુશાયરાએ એક બીજી અને ખાસ વાત એ પેદા કરી દીધી છે કે, એનાથી પાર્ટીઓ અને

વાળાબ દી થઈ પડી છે શાયરો પોતાની પાર્ટીનો રંગ જમાવવા સારૂ બીજી પાર્ટીની જડ ઉખેડવામા લાગેલા રહે છે પરિણામ એ આવે છે કે બન્ને પાર્ટીઓ હોસાનેસીમાજ પડી રહે છે અને પ્રગતિના નામનું મીડુ રહે છે એમનું ધ્યાન વિરોધી પાર્ટીની ટીકા કરવા તરફ વધુ અને સાચી કવિતા તરફ કમ રહે છે

આ છે થોડીક મુશાયરાની વિચારવા યોગ્ય ખરાબીઓ મુશાયરાની ખૂબીઓ અમે લખતો નથી તેથી એમ સમજવાનું નથી કે એમા ખૂબીઓ છેજ નહિ ખૂબીઓ ખૂબ છે, અને ખરાબીઓ કમ પરંતુ એ કમ ખરાબીઓ પણ સાહિત્યને ઓછી નુકસાનકારક નથી



"શયદા" મહાન છે અને એમની ગઝલોનુ સ્થાન જ્યા હોવુ જોઇએ ત્યાજ છે" પ્રમુખની તારીફ મંત્રીને કરવાનો આ મોકો મળ્યા બદલ બન્નેને ધન્યવાદ! પરંતુ વાત એ છે કે મંત્રીશ્રીએ 'શયદા'ની ગઝલોનુ સ્થાન કયા છે? તે ગુજરાતને બતાવી દીધુ હોત તો ગુજરાત સાથે અમે પણ એમના આભારી થાત આ તો પાછી શોધવાની ઉપાધિ રહીજ કે "એ ગઝલોનુ જ્યા હોવુ જોઇએ" એ સ્થાન કયા હશે? એ ગઝલો અગાઉ હતી ત્યાની ત્યાજ હોય તો અમારે કશુ કહેવુ નથી પરંતુ એણે પ્રગતિ કરી હોય તો અમે આ મંત્રીશ્રીને વિનવીશુ કે તેઓ તેનુ સ્પષ્ટીકરણ કરતુ એક નોખુ વિવેચન લખી ગુજરાત સામે રજુ કરે આ શુ ગોળ ગોળ કહી રહ્યા છે એ પણ અમને શ્રદ્ધા છે કે એ મંત્રીશ્રી એથી વધુ લખવાને અસમર્થ છે કેમકે 'શયદા'ની ગઝલોનુ સ્થાન બતાવવા જતા તેમની ગઝલોનુ સ્થાન કોઇ જોઇ લે તો?

—"વણજારો"



— કત્અ —

## એક સત્ય

ચગાવે રંગ પીળો કથીર કંચન થઈ નથી શકતું
સુગંધીમાં રહીને કાષ્ટ ચંદન થઈ નથી શકતું
કરેલા કર્મ પરથી જાત નિજ સમજાય છે 'ઘાયલ'
કરીને વેશ પલટો કોઇ સજ્જન થઇ નથી શકતું

## [ ગઝલ ]

કઝાને કે દયા આવે? કઝાને પણ દયા આવી,
હતી મુજ દુર્દશા કેવી? હતી મુજ દુર્દશા આવી?

દયા આવી છટા આવી, અદા આવી, જફા આવી,
જવાની કોઇની આવી ને કોઇની કઝા આવી

ગુઝારી ઝિંદગાની માંડ ત્યાં માથે કઝા આવી,
ગઇ જ્યાં એક આફત ત્યાં વળી બીજી બલા આવી

સમજવાને ચહું છું પણ નથી એ વાત સમજાતી,
નયનથી કોણ જાણે શું એ સમજાવી ગયા આવી

છુપીને એમ આવ્યા કે ન જોવામાં વદન આવ્યું,
ધીરેથી એમ બોલ્યા કે ન સુણવામાં સદા આવી

રડું છું લોહીનાં અશ્રૂ એ જ્યારે યાદ આવે છે,
હસીને કોઇનું કહેવું 'બહુ આજે મઝા આવી'

વિરહમાં ફૂલ પણ ખટકે છે આંખોમાં બની કાંટા,
ઊના અશ્રૂ રડાવે છે, વગી ઠંડી હવા આવી

ગયું કોઈ સુખી પોઢી સુખેથી પુષ્પ સૈયા પર
અને કોઇ દુઃખીને ઊંઘ આખી રાત ના આવી

કરે છે ખુદ કિનારો પણ કિનારો આજ મારાથી,
દયા કર તું દયાસિંધુ હવે તો હદ થવા આવી

સિતમ પર એ સિતમ છે કે ફરી બરબાદ દુનિયામાં,
મને દિન મારૂ પૂછે છે કહે કેવી મઝા આવી?

ન આવી કેમ "ઘાયલ" ની હજુ સંભાળ લેવાને,
મરી ગઇ મોત ક્યાં એ મોતને પણ શું કઝા આવી?

પાજોદ ]                    [ "ઘાયલ"

# દીદારે રસૂલ (સ૦૦)

સંપાદક — રિફાઈ-સાબેરી



પણ દરરોજ હમેશા માત્ર એક વખત સવારે અને એક વખત સાંજે (કદી પણ છોડયા વગર) આ (નીચે લખેલ) દરૂદ પઢે છે જેને લીધે તેને આ મર્તુબા હાસિલ થઈ છે

"અલ્લાહુમ્મા સલ્લે અલા મુહમ્મદીંવ વ અલા આલે મુહમ્મદીન અદદા મન સલ્લા અલૈહે, વસલ્લે અલા મુહમ્મદીંવ વ અલા આલે મુહમ્મદીન અદદા મલ્લમ યોસલ્લે અલૈહે, વસલ્લે અલા મુહમ્મદીંવ વ અલા આલે મુહમ્મદીન કમા યમ્બગિસ્સલાતો અલૈહે, વ સલ્લે અલા મુહમ્મદીંવ વ અલા આલે મુહમ્મદીન કમા તજેબુસ્સલાતો અલૈહે, વ સલ્લે અલા મુહમ્મદીંવ વ અલા આલે મુહમ્મદીન કમા અમર્તા અઈયોસલ્લા અલૈહે, વ સલ્લે અલા મુહમ્મદીંવ વ અલા આલે મુહમ્મદે-નિલ્લઝી નૂરોહૂ મિન નૂરિલ અન્વારે વ અશરકા બેશો-આએ સિર્રેહીલ અસરારો."

(૨) દલાએલુન ખેરાતના કર્તા (રે અ) ફરમાવે છે તેમજ કેટલાક ઓલિયાએ કિરામે (રે અ) પણ કહ્યુ છે કે –આ દરૂદ શરીફ એક વખત પઢવાથી ચૌદ હજાર વખત દરૂદ શરીફ પઢવા જેટલો સવાબ મળે છે અને કુદરતી અક્ષરોથી કુદરતી રીતે અમુક અમુક પથરો ઉપર એને લખાએલુ જોવામા આવ્યુ છે (દરૂદ શરીફ નીચે મુજબ છે)

અલ્લાહુમ્મા સલ્લે અલા સૈયદેના મુહમ્મદીમ બહરે અન્વારેકા વ માઅદેને અસરારેકા વ લેસાને હુજ્જતેકા વ અરૂસે મમલેકતેકા વ ઈમામે હદરતેકા વ તેરાને મુલ્કેકા વ ખઝાએને રહમતેકા વ તરીકે શરીઅતેકલ મોતલઝઝે-ઝે બેતોહીદેકા ઇન્સાને ઐનિલ વુજૂદે વસ્સબબે ફી કુલ્લે મૌજૂદીન ઐને અઅયાને ખલ્કેકલ મોતકદદેમે મિન નૂરે દેયાએકા સલાતન તદૂમો બેદવામેકા વ તબકા બેબકાએકા લામુન્તહા લહાદૂના ઈલ્મેકા સલાતન તુર્દીકા વ તુર્દીહે વ તર્દાબેકા અન્ના યા રબ્બલ આલમીન.

(૩) દલાએલુલ ખેરાતના કર્તા ફરમાવે છે કે –જ્યારે પણ કોઇ બદબૂદાર ચીજ જેવી કે પીયાજ, લસણ, મૂળા વગેરે ખાવાનો મૌકો આવે તો ખાવા પહેલા આ (નીચે લખેલ) દરૂદ શરીફ પઢી તેની ઉપર દમ કરી ખાવાથી ઈન્શા એવી ચીજોથી જે કરાહિયત માલૂમ પડે છે તે નાબૂદ થઇ જશે

અલ્લાહુમ્મા સલ્લે અલા સય્યદેના મુહમ્મદે નિન્નબીય્યીન ઉમ્મીય્યીત વ હેરિલ મુતહહરે વ અલા આલેહી વસ લ્લેમ

(૪) હઝરત શેખ અબી અબ્દુલ્લાહ સનોમી (રે અ)થી રિવાયત છે કે જે માણસ આ (નીચે લખેલ) દરૂદ શરીફને એક વખત પઢશે તો તેને એક હજાર વખત દરૂદ શરીફ પઢવા બરાબર સવાબ મળશે —

અલ્લાહુમ્મા સલ્લે અલા સય્યદેના મુહમ્મદીન સલાતન તુકરેમો બેહા મસ્વાહો વ તોશરેફો બેહા ઉકબાહો વ તોબલ્લેગો બેહા યૌમલ કિયામતે નો નાહો વ રેદાહો હાઝે હીસ્સલાતો તાઅઝીમલ લેહક્કેકા યા સૈયદેના મુહમ્મદો

(૫) હદીસ શરીફ અને કિતાબુલ્ઇસાને હીન' વગેરેમાં છે કે જેવી રીતે આપ (સ૦)ની મુબારક જાતની હાજરીથી આપ (સ૦)ના ઝિક્રથી તેમજ આપ (સ૦) ઉપર દરૂદ શરીફ મોકલવાથી તે જગ્યા મોઅત્તર ખુશ્બૂથી ભરપૂર થઈ જાય છે તેવીજ રીતે આપ (સ૦) ઉપર હમેશા કસરતથી (અસંખ્ય) દરૂદ શરીફ મોકલનારાઓમાં પણ એક જાતની ખુશ્બૂ અને સુગંધી પેદા થઈ જાય છે

(૬) હઝરત અબૂ કાહિલ (રદી)થી રિવાયત છે કે જનાબ રસૂલિલ્લાહ (સ૦)એ મને ફરમાવ્યુ છે કે—એ અબૂ કાહિલ જેણે સાચી મહોબ્બત અને ખરા ઉમંગ શોકથી રાત્રે અને દિવસમા માત્ર ત્રણ ત્રણ વખત મારી ઉપર દરૂદ મોકલ્યુ તો તે રાત અને દિવસમા તેનાથી (પરવરદિગારથી) જે કંઈ ગુનાહ થયા હોય તે ખુદાપાક માફ કરી દેશે

(૭) હઝરત અબૂ હોરૈરહ (રદી)થી રિવાયત છે કે—'જનાબ રસૂલિલ્લાહ (સ૦)એ ફરમાવ્યુ છે કે જે કલામ અને કામની શરૂઆત ખુદાપાકના ઝિક્ર અને દરૂદ શરીફ વગર શરૂ કરવામા આવે તે કલામ અને કામ બેસૂદ-બેફાયદા અને દરેક બરકતથી ખાલી રહેશે

(૮) હઝરત ઇબ્ને મસઉદ (રદી)થી રિવાયત છે કે કોઈ પણ હાજત મુશ્કિલ વગેરે માટે જ્યારે પણ ખુદાપાકથી દુઆ માગવા ઇરાદો કરો તો પહેલા ખુદાપાકની શાન અને મર્તબાને લાયક તેની હમ્દ સના કરી હઝરત (સ૦) ઉપર દરૂદ શરીફ મોકલી દુઆ માગો ઉમ્મીદ છે કે ખુદાપાક જરૂર કબૂલ કરશે દુઆ સાથે દરૂદ શરીફ પઢવાની રીત એ છે કે દરેક દુઆ માગતા પહેલા વચમા અને દુઆની છેલ્લે દરૂદ શરીફ પઢવુ જોઈએ માત્ર દુઆ માગી છેલ્લે પઢવુ એ હદીસ આધી ભરેલુ છે

(૯) હઝરત જાબિર (રદી)થી રિવાયત છે કે હુઝૂરે (સ૦) ફરમાવ્યુ છે કે—દરેક દુઆ શરૂ કરવા પહેલા અગર દુઆની વચમા મારી ઉપર દરૂદ મોકલો દુઆ પૂરી થયા પછી જો દરૂદ ન મોકલો એટલે કે દરેક દુઆની શરૂઆતમા અથવા વચમા દરૂદ શરીફ પઢવુ જોઈએ અને નહીં કે માત્ર દુઆ પૂરી કર્યા પછી પઢવુ

(૧૦) હઝરત જાબિર (રદી)થી રિવાયત છે કે—જનાબ રસૂલિલ્લાહ (સ૦)એ ફરમાવ્યુ છે કે જે કોઈ સવારની નમાઝ પછી કોઈ સાથે વાતચીત કરવા પહેલા એકસો વખત મારી ઉપર દરૂદ મોકલશે તો ખુદાપાક તેની એકસો હાજતો જેમા ત્રીસ દુન્યવી અને સિત્તેર આખિરતમા પૂર્ણ કરશે અને મગરેબની નમાઝ પછી પણ એજ મુજબ પઢવુ જોઈએ સહાબાઓ એ (રદી) અર્ઝ કરી 'આપ (સ૦) ઉપર કેવી રીતે

દરૂદ મોકલવુ જોઇએ?' આપે (સ૦) ફરમાવ્યુ "ઇન્નલ્લાહા વ મલાએકતહૂ યોસલ્લૂના અલન્નબી યા અય્યોહલ્લઝીના આમનૂ સલ્લૂ અલૈહે વ સલ્લેમૂ તસ્લીમાન અલ્લાહુમ્મા સલ્લે અલૈહે" એ મુજબ પઢો

(૧૧) હઝરત આઇશા (રદી)એ ફરમાવ્યુ છે કે જનાબ રસૂલિલ્લાહ (સલ૦)ને ફરમાવતા મે સાંભળ્યુ છે કે પાણી અને વઝૂ સિવાય તેમજ મારી ઉપર દરૂદ મોકલ્યા સિવાયની કોઇ પણ નમાઝ ખુદાપાક કબૂલ કરતો નથી

(૧૨ હઝરત અબૂ દરદાઅ (રદી)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સ૦)એ ફરમાવ્યુ છે કે જુમ્મઅને દહાડે મારી ઉપર પુષ્કળ દરૂદ પઢયા કરો કારણ કે એ એવો દહાડો છે કે જેમા ફિરિસ્તાઓ મારી સામે હાજર થાય છે અને દરૂદ પઢનાર પઢવાથી ફારિગ થાય છે કે તરતજ મને તેની ખબર આપવામા આવે છે મે સવાલ કર્યો 'શુ આપ (સ૦)ની રેહલત પછી પણ એજ મુજબ થશે?' આપે (સ૦) ફરમાવ્યુ 'બેશક એમજ થશે, કારણ અંબીઆ (અ સ)ના જિસ્મને ખાવા જમીનને માટે હરામ કરી દીધુ છે ખુદાના નબી હયાત જિંદાહ છે અને તેને રિઝક પહોંચાડવામા આવે છે'

(૧૩) હઝરત રસૂલે ખુદા (સ૦) એ ફરમાવ્યુ છે કે તમામ બધા દહાડાઓમા જુમ્આનો દહાડો સર્વથી બેહતર-શ્રેષ્ઠ છે એજ દહાડે હઝરત આદમ (અ સ)ને પૈદા કરેલા અને એજ દહાડે તેમને (અ સ)ને દુન્યાથી ઉઠાવેલા એજ દહાડે સૂર ફુંકવામા આવશે, અને એજ દહાડે હવા પાણી વગેરેનુ તૂફાન તેમજ હોનનાક અવાજો પેદા થશે તમો એ દહાડે મારી ઉપર પુષ્કળ દરૂદ પઢયા કરો કેમકે તમારા દરૂદ મારી સામે રજૂ કરવામા આવશે સહાબાએ કિરામે (રદી) અર્ઝ કરી "અમારા દરૂદ આપ સામે કેવી રીતે પેશ થશે કારણકે શરીર મુબારક ખોરીદાહ થઇ ગયુ હશે?" આપે (સ૦) ફરમાવ્યુ "એવુ કદી પણ થઇ શકતુ નથી સબબ અંબીઆ (અ સ)ના શરીર મુબારકને ખાવા જમીનને ખુદાપાકે હરામ ઠેરવ્યુ છે" (એટલે જમીન કદી પણ ખાઇ શકતી નથી)

(૧૪) હઝરત કતાદાહ (રદી)થી રિવાયત છે કે જનાબ રસૂલિલ્લાહ (સ૦)એ ફરમાવ્યુ છે કે જેની આગળ મારો ઝિક્ર થાય (એટલે મારૂ નામ લેવામા આવે અને તે સાંભળના૨ા) તે મારી ઉપર દરૂદ મોકલે નહીં તો તેણે (સાંભળનારે) મારી ઉપર જફા ઝુલ્મ અને મારી સાથે ગદ્દારી કર્યા બરોબર છે

"અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદીવ વ અલા આલે મોહમ્મદીન ફી કુલ્લે વક્તીન વ હીનિન."

આવી બેસો તો સારૂ !' યુવકે સભ્યતા દર્શાવતા કહ્યુ

'નહિ, જી, અહીં હુ આરામથી બેઠી છુ "

"મારી સભ્યતા આ વાતને સહમત નથી કે આપ અહીં આમ આ પ્રમાણે બેસી રહો" યુવકે સ્મિત કરતા કહ્યુ

શશિના મુખ પર પણ એક હાસ્ય લહરી ફરકી અને રહી ગઇ અને યુવકની પાછળ શશિ રૂમમા આવી

ફિલ્મ સ્ટારોના પોઝ અને અન્ય પોરટ-રેટથી શણગારેલો ફક્કડ ડ્રોઇગ રૂમ શશિને જોતાજ ગમી ગયો યુવકે એક ખુરશી તરફ આગુલી નિર્દેશ કરતા શશિને બેસવા ઇશારત કરી, શશિ નિસકોચભાવે ખુરસી પર બેસી ગઇ અને યુવકે પણ સામેની એક ખુરસી પર સ્થાન જમાવ્યુ

કેટલીય વાર વાતાવરણ નિરવ રહ્યુ શશિ માના ડરથી થરથરી રહી હતી તેણી સમજતી કે મા એના મો। થવા પર ન કહેવાનુ પણ કહેશે

યુવક ઉલઝનમા હતો કે કઇ રીતે આ નિરવતાનો ભગ થાય બીજો વિચાર એ હતો કે યુવતિ એજ્યુકેટેડ છે કાઇ અસભ્ય બની ન બેસે ઉવટ શશિએજ મૌન તોડના યુવકની મૂઝવણ દૂર કરી

"ઘણો વખત બેસવુ પડશે નહિ વારૂ !'

"જી હા ! બ ોપર નવ વાગ્યા સુધી શુ કોઇ ઉતાવળ છે ? નાસ્તો મ ગાવુ ? બોલ્યુ !" તરતજ તેણે નોકરને આવાઝ આપ્યો.

"ચોક્કસ ! હુ હમણાજ ખાઇ, પી,ને ચાલી આવુ છુ મ્હારી અસાવધાનીથી જરા મોડુ થયુ અને આપને તકલીફ આપી'

"એમા તકલીફ શાની એકલપણાથી તો સારૂ થયુ કે આપ આવ્યા

'તો શુ આપ અહીં એકલા છો ?"

"જી હા હુ અહીં એકલોજ છુ એક મિત્ર મ્હારી સાથે છે પણ તે આજે જરા ટહેલવા નીકળી પડ્યો છે તે પણ કાયમ તમારી માફક "

"કોઇના આશ્રયમા રહી ' વાક્ય પુરૂ કરતા શશિએ હસી દીધુ યુવક કાઇક રોમાચિત બન્યો

"ન જાણે કેટલાય લોકોને આમ રોકાવુ પડ્યુ હશે ? સારૂ તો છે કે હમો કોઇ ભલા માણસથી પરિચિત થઇશુ" શશિની દ્રષ્ટિ યુવકનુ દિલ ચોરી રહી હતી હૃદયની અનિ વેગ પકડતી હતી

"આપનુ શુભ નામ જણાવી શકશો ?" શશિના વિકસિત સૌદર્ય પર દ્રષ્ટિપાત કરતા યુવકથી સહસા પુછાઇ ગયુ

" શશિકલા "

'ઓહ ! કેટલુ સુદર નામ "શશિકલા!"

"અને આપનુ ?" શશિએ પૂછ્યુ

"મુજ રકને લોકો પ્રકાશ નામથી "

"આપ કોઈ કોલેજના સ્ટુડન્ટ છો ?"

"જી, હા ! હુ એમ એમા છુ અને આપ પણ તો ?'

'જી, આ વરસે હુ ફોર્થ ઇયર મા આવી છુ '

વાતનો ક્રમ ચાલુ રહે એ માટે પ્રકાશ નવીનવી વાતો ઉપાડતો 'આપ હમેશા ગરમીમા અહી મહાબળેશ્વર આવો છો ?"

"જી ના " આ પહેલીજવાર આ તરફ આવી છુ મ્હાલા પિતાની તદુરસ્તી કઇક ઠી

નથી ડોકટરોની સલાહ છે કે ગરમીની સીઝન પૂરું પહાડ પરજ ચાલ્યા જાય "

અને આમ વાત વાતમા નવના ટકોરા થયા અલસલામતનો ઘોષાટ ચારેકોર થઇ રહ્યો

' ધણીજ ઝડપથી ટાઇમ પસાર થઇ ગયો " પ્રકાશે ઘડી તરફ નઝર કરતા કહ્યુ

શશિએ ચાલવાની તૈયારી કરતા કહ્યું, ' થેંકસ, ધણી તકલીફ ઉઠાવી આપે "

° ° °

તે દિવસનો બ્નેક આઉટ શશિ અને પ્રકાશ માટે શુભ સિદ્ધ થયો દિવસો જતા ઉભય અભિન્ન મૈત્રીથી ગુથાઇ ગયા શશિના પિતાને પ્રકાશ ખુબજ ગમી ગયો તેઓ એના ગુણ અને શીન પર મુગ્ધ બન્યા અને તેથીજ તેમણે શશિ અને પ્રકાશને સમાજની સામે અમર કરી દીધા

° ° °

ઓરડામા આટા મારતા પ્રકાશે સ્વિચ 'ઓફ' કરી ઓરડો સપૂર્ણ અધકારમય બની ગયો

શશિ ચમકીને બોલી ઉઠી 'અરે ! આ શુ કરો છો ?"

"બ્નેક આઉટ છે"

"તો પછી ?"

"આશ્રમ શોધો "

"તે તો તમેજ આપી શકો તે દિવસે પણ આપ્યો હતો અને આજે પણ "

સૂચિત [ હિન્દી પરથી ]

અનુવાદક – "તાજ" [રાંદેર]

# ઇસ્લામ પ્રચાર

[ જનાબ 'ઇકરામ' સાહબ કૃત 'આબે કૌસર' જે મૌલાના શબ્બીર અહમદ ઉસ્માનીને અર્પણ થયુ છે તેનુ એક પ્રકરણ અત્રે રજુ કરવામા આવ્યુ છે ]

લાહોર –પ્રાચીન ઇતિહાસ ગ્રંથોએ એ વાત સીદ્ધ કરી છે કે સીંધ પછી ઉત્તર હિંદુસ્તાનમા ઇસ્લામનો હિંદમા સૌથી પહેલા લાહોરમા પ્રચાર થયો એટલુજ નહિ પણ લાહોર તે સ્થળ છે કે જ્યાથી હિંદુસ્તાનમાં ફારસી શાઇરીનો આરંભ થયો મસ્ઊદ સઅદ સલ્માન જે ફારસી ભાષાના મહાન કવિ હતા તેઓ પણ લાહોરમાજ નિવાસ કરતા હતા અને એમણે હિંદુસ્તાનમા ફારસી શાઇરીને લોકપ્રિય બનાવી એવીજ રીતે ઇસ્લામી મીશન અને એના પ્રચારના આરંભનુ પણ માન લાહોરનેજ ઘટે છે સૌથી પ્રથમ જે બુઝુર્ગ હસ્તીએ ઇસ્લામ પ્રચારનો કાર્ય આરંભ્યો તે શેખ ઇસ્માઇલ લાહોરી* હતા પોતે બુખારી સૈયદ હતા અને ધાર્મિક તેમજ આત્મિકજ્ઞાનમા પ્રથમ પંક્તિના હતા એમને માટે ઇતિહાસ સાક્ષી પૂરે છે કે ઇસ્લામી પ્રચારકોમા એ તે વક્તા છે કે જે લાહોરમા હિ સ ૧૦૦૫ મા આવ્યા અને પોતાનો ઉપદેશ લોકોને સંભળાવ્યો, એમની વાએઝમા શ્રોતાઓની અથાગ મેદની જામતી અને એમની વાક છટાથી આકર્ષાઇ નિત્ય હજારો ઇસ્લામી ધર્મ અંગીકાર કરતા અને એ બાબતનુ તઝકિરએ ઉલમાએ હિંદમા ૨૫૯૨ ઉલ્લેખ કરેલો છે કે મોહદ્દિસ અને મોફસ્સિર બુઝુર્ગોમાના એક હતા. લાહોરમા તફસીર અને હદીસની સૌથી પહેલા શૈલી ફેલાવનાર એઓ હતા એમની વઅઝની મજલિસોમા હજારો માણસો ઇસ્લામ સ્વિકારતા હતા આપે હિજરી સન ૪૭૦મા લાહોર મુકામે ઇન્તિકાલ ફરમાવ્યો"

શેખ ઇસ્માઇલથી પણ વધુ જે બુઝુર્ગે એ શુભ કાર્યમા નામના કરી છે તે ગીઝનીના મશ્હૂર શેખ અલી બિન ઉસ્માન હજવેરી (રેહ) હતા જેઓ જનતામા દાતાગંજ બખ્શ નામથી પ્રખ્યાત છે એમનો જન્મ હિ સ ૧૦ ૯મા થયો હતો અનેક દેશોના પર્યટનો કર્યા પછી સુલ્તાન મસઊદ ગઝનીના જમાનામા તેઓ પોતાના બે સાથીઓ સાથે લાહોરમા આવ્યા અહિંઆ તેમણે એક મસ્જીદ બાંધવાના શુભ કાર્યમા પોતાનો કિંમતી ફાળો આપ્યો હતો અહિં રહી એક મુદ્દત સુધી આપ લોકોને ઉપદેશ કરતા રહ્યા અને પુસ્તકો આલેખનામા પણ પોતાનો કિંમતી સમય ગાળતા રહ્યે છે કે એમના વખતમા અનેક લોકો ઇસ્લામમા આવ્યા એ લોકોમા એક મહાન વ્યક્તિ રાજા રાય રાજુ (જે લાહોરનો રાજા હતો) પણ હતા જેમનુ નામ આપે ઇસ્લામમા આવ્યા પછી શેખ હિંદી રખ્યુ હતુ જેમના વંશજો આજે પણ આપના મઝાર પર મુજાવરપણુ કરે છે

* તેમનાથી પહેલા અરબી પુસ્તકોમા લાહોરના નવ મુસ્લિમ ફકીર બાબા રતન, બાબા ખાકી ને બીજી પાક દામનના વર્ણન મળે છે

આપની વફાત હિ. સ. ૧૦૭૨માં લગભગ થઈ. આપના ગ્રંથોમાં 'કશ્ફુલ મેહજુબ' કે જેનો પ્રોફેસર **નીકલસેને** અંગ્રેજીમાં તરજુમો કર્યો છે ઉપરાંત 'કશ્ફુલ ઇસરાર', 'મિનહાજો દીન અલ બયાન', 'એહલુલ બયાન' વગેરે ગ્રંથો જગતમાં અગત્યનું માન ધરાવે છે.

ઉપરોક્ત પુસ્તકો તસવ્વુફ અને તરીકત પ્રધાન છે. એ પુસ્તકો લખાયા કે જ્યારે તસવ્વુફના મશ્હૂર ગ્રંથો જેમકે **શેખ શહાબુદ્દીન સોહરવર્દી**ની **'અવારીફુલ મઆરિફ'** કે **ઇબ્ને અરબી**ની **'ફુસુસુલ હુકમ'** પણ હજુ લખાયા ન હતા અને તસવ્વુફની આધુનિક નિયમતતા જેણે કેટલીક બાબતોમાં એને શરએ ઇસ્લામથી એક જુદીજ વસ્તુ બતાવી હતી હજુ અસ્તિત્વમાં આવી ન હતી.

હઝરત દાતા ગંજબક્ષની કૃતિઓમાં પ્રાચીન સૂફીઓના અસિદ્ધ અને અપરિપક્વ માન્યતાઓ અને વિચારોનો શંભુમેળો નથી. ખાસ કરી એમાં દુઆ અને દુન્યાદારીથી વંચિત નહી મુર્શિદનું અનુકરણ કરી અલ્લાહ અલ્લાહ કરીને અને દુઆઓ કરીને અને તમાથી શુદ્ધ કરવાની વાતો છે. આપ શાયર પણ હતા જો કે એમનું દીવાન હાલમાં નથી પરંતુ ગદ્ય કૃતિઓમાં એમના અશઆરો મૌજૂદ છે.

એ વાત સુપ્રખ્યાત છે કે હઝરત ખ્વાજા **મુઈનુદ્દીન ચિશ્તી** અજમેરી (રેહ.)એ આપના મઝાર ઉપર ચિલ્લાકશી કરી હતી અને આપના વખાણમાં આ શેઅર કહ્યો હતો.

'ગંજ બખ્શે ફૈઝે આલમ મઝહરે નૂરે ખુદા,
નાકિસાં રા પીરે કામિલ કામિલાં રા રેહનુમા.'

ઉપરોક્ત શેઅર આપના મઝારે શરીફ પર આજે પણ કોતરેલો મૌજૂદ છે ને જે સ્થળે ખ્વાજા અજમેરીએ એતેકાફ કર્યો હતો ત્યાં એક જુદો હુજરો પણ મૌજૂદ છે જેનો ઘુમટ શહેનશાહ અકબરે બંધાવ્યો હતો.

હઝરત દાતા ગંજબક્ષ પછી પણ લાહોરમાં એક કામિલ બુઝુર્ગ મૌલાના હસન સનઆની થઈ ગયા છે. જે હિ. સ. ૧૧૮૨માં પેદા થયા હતા. જેઓ કવિત વિદ્યા શબ્દકોશ, અને હદીસના નિષ્ણાત હતા. એમને એ વિષયમાં અનેક કૃતિઓ આલેખી હતી. એક મુદ્દત સુધી આપ મક્કા શરીફમાં રહ્યા હતા અને છેવટે હિ. સ. ૧૨૫૨માં આપે બગદાદ શરીફમાં પ્રાણ છોડયો.

**અજમેર** –હઝરત દાતા ગંજબક્ષ (રેહ.) અને શેખ ઇસ્માઇલ લાહોરીનું નામ માનને લાયક અને અગત્ય સ્થાન ધરાવે છે કિન્તુ ઇસ્લામ પ્રચારની અગત્યની સેવા સાચે ખ્વાજા મુઇનુદ્દીન ચિશ્તી (રેહ.) એ કરી છે જેમનો મઝાર શરીફ આજે અજમેરમાં મૌજૂદ છે. આપ હીજરી સન ૫૩૭ એટલે હિ. સ. ૧૧૪૨માં સિસ્તાનમાં પૈદા થયા હતા. બાળપણમાં યતીમ થયા ને વિદ્યા પ્રાપ્તિ અર્થે ઇરાક ગયા. નિશાપૂર પ્રાંતમાં એક હારૂન નામે કસ્બો છે. ત્યાં આપ ખ્વાજા ઉસ્માન હારૂનીના મુરીદ થયા અને વરસો સુધી એમની સેવામાં રહ્યા. અંતે તેમણે ખિલાફત મેળવી. તેમના જીવનનો ઘણો ભાગ ઇસ્લામી મુલ્કોના પર્યટનમાં પ્રવિત થયો. આપે મહાન બુઝુર્ગોની મુલાકાતો લીધી. કહેવાય છે કે 'આપ પાંચ મહિના ને સાત દિવસ સુધી હઝરત ગૌસુલ આઝમ (રેહ.)ના સહવાસમાં એક હુજરામાં રહ્યા' શેખ શહાબુદ્દીન સોહરવર્દી (રેહ.)થી પણ આપનો ઘટ પરિચય હતો. એવીજ રીતે શેખ નજમુદ્દીન કુબ્રા (રેહ.), શેખ ઝિયાઉદ્દીન (રેહ.), ખ્વાજા વહીદુદ્દીન કીરમાની તેમજ બીજા અનેક વલી અલ્લાહની આપે મુલાકાત લીધી હતી એ વાત સુવિદિત

છે કે 'જ્યારે ખ્વાજા સાહબ ગરી ! મુનવ્વરાની જિયારત અર્થે ગયા ત્યારે આપને હિંદુસ્તાનમા ઇસ્લામ પ્રચારનો આદેશ મળ્યો હતો રસૂલે અકરમ (સ અ વ) ખ્વાબમા તશરીફ લાવ્યા અને ફરમાવ્યુ કે ખુદાએ પાક હિંદુસ્તાનનો પ્રદેશ તમારા સ્વાધીન કર્યો છે ' એટલે આ । ફરતા ફરતા હિંદુસ્તાન ભણી ચડયા પ્રથમ લાહોરમા આવ્યા બે માસ સુધી હઝરત દાતા ગજબખ્શ (રેહ)ના મઝાર પર મોતકિફ રહ્યા પછી દેહલી પધાર્યા અને ત્યાંથી ઇ સ ૧૧૯૨ મા અજમેર તરફ પ્રયાણ કર્યું અહિં આ આવી આપે પ્રથમ જયપાલ જોગીને જે રાજાનો રાજગુરૂ હતો મુસલમાન કર્યો એથી આપની નામના ચોમેર પ્રસરી એ પછી હિંદુઓના જૂથના જૂથ આપની ખિદમતમા આવી ઇસ્લામ અંગીકાર કરવા લાગ્યા જ્યારે ખ્વાજા સાહેબે દેહલીથી અજમેરનો પ્રવાસ ખેડયો તો એ પ્રવાસ દરમ્યાન આપે પોતાની જાદૂ બયાનીથી સાતસો હિંદુઓને મુસલમાન કર્યા અને ઇ સ ૧૨૩૬મા સુલ્તાન અલ્તમશના યુગમા આપનો ઇંતેકાલ થયો આપનો મઝાર શરીફ અજમેરમા છે જે ખાસ કરીને હિંદુસ્તાનમા સર્વોત્તમ પ્રસિદ્ધ જિયારતગાહ મનાય છે ચિસ્તીયા પંથનો આરંભ આપથી શરૂ થાય છે એ વંશાવળીમા બેશુમાર ઓલિયાઓ થઇ ગયા છે જેઓએ હિંદુસ્તાનમ જુદા જુદા ભાગોમા ઇસ્લામ પ્રચારની સેવા બજાવી છ

**મુલ્તાન** —તસવ્વુફની બાબતમા સૌથી પ્રથમ ચિસ્તી શાખા હિંદુસ્તાનમા આરંભાઇ એ પછી સોહરવર્દીયાના અનુયાયીઓનો આરંભ થયો જેની સ્થાપના શેખ બહાઉદીન ઝકરિયા (રેહ)એ પશ્ચિમ પંજાબમા કરી તેઓ મુલ્તાનમા હિજરી સન ૫૭૮ એટલે ઇ સ ૧૧૮૨મા પેદા થયા હતા પિતાના મૃત્યુ પછી તેઓ વિદ્યા પ્રાપ્તી અર્થે બુખારા મદીના મુનવ્વરા અને બગદાદ ગયા બગદાદમા કેટલોક વખત શેખ શહાબુદીન સોહરવર્દી (રેહ)ની સેવામા રહ્યા ને ત્યા એમણે ખિલાફત મેળવી પોતાના મુર્શિદથી આપને હુકમ મળ્યો કે મુલ્તાનમા જાઓ એજ તમારૂ વતન છે ને તે એ ક્ષેત્ર છે કે જ્યાં જઇ તમો લોકોને બોધ(જ્ઞાન આપો ' ઉપરોક્ત હુકમ મળતા આપ મુલ્તાનમ તશરીફ લાવ્યા ને ત્યાં આવી પોતે લોકોને જ્ઞાન (શિક્ષણ) આપવા લાગ્યા મુલ્તાનના સુલ્તાન શાહ નાસીરૂદીન કબાચા પણ આપના અનુયાયીમા હતા કદી આપ જો દિલ્હીમા આગમન કરતા તો દિલ્હીવાસીઓ પણ આપને ઘણાજ સપ્રેમ ને શ્રધ્ધાથી મળતા

સોહરવર્દીયા પંથ માનનારાઓમા રાગ રાગણી તેમજ સમાઅની એટલી બધી પ્રથા નથી કે જેટલી ચિશ્તીયા પંથમા જોવામા આવે છે પરંતુ એટલુ સાંભળવામા આવે છે કે શેખ બહાઉદીન ઝકરિયા (રેહ) પણ જાતે સમાઅની મેહફિલમા પધારતા ને એ કાર્યમા ભાગ લેતા અને કાવ્ય ઉચ્ચતર પંક્તિઓ પર મસ્તક ધૂનન કરતા ને કાવ્યના રસાસ્વાદમા લીન થઇ જતા કાવ્ય પ્રત્યે એમનો પ્રેમ ઇરાકીના મહાન કવિ ઇરાકીના સંસર્ગથી ઉત્પન્ન થયો. ઇરાકી શેખ શહાબુદીન સોહરવર્દીના ભાણેજ હતા ને જેમની સાથે શેખ ઝકરિયા (રેહ)ની પુત્રીના લગ્ન પણ થયા હતા ઇરાકી એ સમયે મુલ્તાનમા નિવાસ કરતા હતા ને હૃદયવેધક કાવ્યો બનાવે ખ્યાત હતા એતિહાસિક ગ્રંથકાર ફિરિશ્તા આ લખે છે કે – શેખ બહાઉદીન ઝકરિયા (રેહ) એક રાત ઇરાકીની મેહફિલમા આવી ચડયા. 'ઇરાકી' નીચેની ગઝલ બનાવી રહ્યા હતા

' નખુસ્તીન બાદહ કાંદર જામ કરદન્દ,
ઝ ચશ્મે મસ્તે સાકી દામ કરદન્દ

બગયે સયદે મુગે જાને આશિક,
ઝ ઝુલ્ફે માહરૂયા દામ કરદ
બ આલમ હર કુજા ગમે મલામત,
બહમ બુરદ વ ઈશ્કશ નામ કરદ
ચુ બુદ કરદ રાઝે ખલ્વિતન કાશ,
'ઇરાકી' રા ચરા બદનામ કરદ "

ઉપરોક્ત ગઝલ સાભળી હઝરત શેખ પર એવી મનોવેધક અસર થઈ કે આપ ગઝલમા મિ'કુન લીન થઈ ગયા ને વારવાર ગઝલનો અતિમ શેર ફરીફરીને સુણાનના મુખથી ઉચ્ચારતા રહ્યા

આપની વફાત હિ સ ૧૨૬૬મા થઈ મુલ્તાનમા આપનો મઝાર છે આપના મહાન ખલીફા હઝરત શેખ સદરૂદીન આરિફ હતા જેમની કરામાતો માટે અનેક પ્રકારની લોકવાયકા પ્રચલીત છે તેઓ પણ પોતાના પિતાની નજીક મુલ્તાનમા દફન થયા છે હઝરત શેખ બહાઉદ્દીનના બીજા એક ખલીફા સૈયદ જલાલુદીન મુનીરશાહ હતા જેઓએ જગસીયાન વસાવ્યુ અને પશ્ચિમ પજાબમા એક મુદત સુધી ઇસ્લામ પ્રચારનુ કાર્ય સફળતા પૂર્વક કરતા રહ્યા આપનો મઝાર ઓછમા છે આપ ઉચ્ચ કોટીના આલિમ તેમજ શેખ હતા આપ મશાઇખ હઝરત નિઝામુદીન ઓલિયા (રહ)ના સમકાલીન હતા ને સુલ્તાન અના દ્દીન ખીલજી આપને ઘણીજ માન ભરી દ્રષ્ટિથી જોતો હઝરત મીર સૈયદ જલાલુદ્દીન જેઓ **મખદૂમ જહાનીયા** જહાગશતના નામથી પ્રખ્યાત છે તેમણે આપથી ખિલાફત પ્રાપ્ત કરી અને તેમણે હિદુસ્તાનના અનેક સ્થળોની મુલાકાત લીધી હતી તેમણે લોકોને જ્ઞાન આપ્યુ ને ઇસ્લામ પ્રચાર સફળતાપૂર્વક કર્યો પ્રોફેસર આર્નોલ્ડ લખે છે કે 'ગુજરાતમા ઇસ્લામ પ્રચારનુ કાર્ય આપેજ કર્યું હતુ " આપનો મઝાર ઓછમા છે હઝરત કુતબે આલમ (રહ) અને હઝરત શાહ આલમ (રહ) જેમના મઝાર અમદાવાદમા મૌજૂદ છે, હઝરત મખદુમ જહાનીયાના પૌત્ર અને પરપૌત્ર હતા તેઓ એક મહાન બુઝુર્ગ હતા* અને ગુજરાતના સુલ્તાન એમને ઘણાજ માનપૂર્વક માનતા હતા

ચિશ્તી અને સોહરવરદીયા પથ હિદુસ્તાનમા ઘણાજ પુરાતન છે બાકી બે પથ એટલે કાદિરીયા ને નકશબદીયા ઘણાજ સમય પછી આરભાયા નકશબદીયા પથ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રેહ)એ શહેનશાહ અકબરના જમાનામા શરૂ કર્યો ને એ હઝરત મુજદ્દિદ અલ્ફેસાનીના પ્રયત્નથી પ્રચાર પામ્યો કાદિરીયા પથ પણ સોળમી સદીના આરભમા હિદુસ્તાનમા શરૂ થયો પશ્ચિમ પજાબમા આ પથનો આરભ હઝરત સૈયદ મહમદ ગૌસ ગીલાની (રેહ)એ કર્યો જેઓ **હલબમા** પૈદા થયા હતા વિદ્યા પ્રાપ્તી ને હજ કાર્યથી પરવારી આપ હિદુસ્તાનમા આવ્યા સુલ્તાન સિકદર લોદી આપના અનુયાયીઓમા હતો આપે લાહોર મુલ્તાન અને ઓછમા એક મુદત સુધી લોકોને ઉપદેશ આપ્યો આપની વફાત હિ સ ૧૫૧૭મા ઓછ મુકામે થઈ જે હજુ સુધી કાદિરીયા પથનુ અગત્યનુ સ્થાન લેખાય છે પશ્ચિમ હિદુસ્તાનમા મુલ્તાન અને ઓછ ઇસ્લામ પ્રચાર અને બોધ-જ્ઞાનના મહત્વના સ્થળો લેખાય છે પરતુ હઝરત બહાઉદ્દીન હક્ક, શેખ બહાઉદ્દીન ઝકરિયા (રેહ)ની ઝિદગીમા હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગજે શકર (રેહ) આ વિભાગમા આવ્યા જેથી **પાકપટ્ટણ** પણ સૂફીઓના ઇસ્લામ પ્રચારનુ અગત્યનુ સ્થળ બની ગયુ એ બુઝુર્ગોના પ્રયાસોના શુભ પરિણામે આજે અમો સિધ અને પશ્ચિમ પજાબમા જોઇએ છીએ કે જ્યા મુસલમાનોની બહુમતી છે ને સ્થળે સ્થળે બુઝુર્ગોના મઝાર શરીફ મૌજૂદ છે ને લોકો એને માનભરી દ્રષ્ટિથી નિહાળે છે ને એની ઇજ્જત કરે છે

( અપૂર્ણ )

* ખુલાસા માટે જુઓ 'ઔલિયાએ' ગુજરાત

**એની** શાંત આંખોમાં એના જીવનના અજવાળાં ઝળઝળી રહ્યાં હતાં અટારીમાં બેઠી બેઠી એ કોણ જાણે વાતાવરણની કેટલીએ પળો ચીરીને જીવનમાં જ્યોત પ્રગટાવતી ન હતી રહી હોય તેમ લાગતું આજે પણ વિજળીથી ઝગમગતા જગતમાં, આવા અનેક આત્મા દેખી આ સૃષ્ટિમાંના ઘણુંકને નવાઈ લાગે ખરી પણ દીના કહેતી 'મ્હને હજી સુધી જીવનમાં આજ વાળ માટે આટલા બધા ફાંફાં કેમ મારવા પડતા હશે ?' હું એને કહ્યા કરતો ' દીનુ તું એક બે મોટા લેખક વાંચ એટલે તને બધું મળી રહેશે જો કલાપી ત્હને મઝા આપશે રમણલાલ ત્હને વિચાર વંટોળે ચઢાવશે અને ધુમકેતુ ત્હારા ઘણા ખરા કોયડાનો ઉકેલ સૂચવશે' મારે તેમની પાસેથી એમાંનું કશું જોઈતું નથી મ્હારે બીજા લેખક પણ વાંચવા નથી જ્યાં સુધી હવામાં ઉડતા પક્ષિઓ છે જ્યાં સુધી સંધ્યાના બદલતા રંગો દેખી શકવા પુરતું નૂર મ્હારી આંખોમાં છે જ્યાં સુધી અર્ધ ઉઘાડા શરીર ટાઢથી થરથરતા જોવાના મળે છે જ્યાં સુધી આપણે ત્યાં અથડાતા અનાથો છે ત્યાં સુધી મ્હને ગ્રંથ વાંચવાને કોઈ કારણ જણાતું નથી' દીના બળી ઉઠી

એમ તો દીનાનો અભ્યાસ ઠીક ઠીક હતો એનું વાચન પણ એની ઉમરના પ્રમાણમાં ઘણું સારું કહેવાય એને નાનપણથીજ કુદરત નિહાળવાનું પસંદ હતું એક વખત પાણીની એક લાંબી સપાટી ઉપર ઉડતા એક પક્ષીને જોઈ એ બોલી ઉઠી આવડા મોટા આકાશમાં પણ આ નાનું સરખું પક્ષી કેવા શાંત પડવા પાડી રહ્યું છે બનાવટ એનીજ રીતે ગોઠ્યું મોટા મેદાનમાં જ્યારે કુદરત સાથે ગયું હોય ત્યારે જો આપણે મોટેથી શ્વાસ લઈએ તો એ આપણે આ અનંત લાગતી કુદરતને ચૂમતી મૂળએ એમ મ્હારી ખાત્રી છે હા પણ અફસોસ એટલોજ થાય છે કે મ્હારી સૃષ્ટિમાં ... સમાજમાં મ્હારા ગુમભ પણ કોઈના કાને નથી પડતા ! મ્હારી અશક્તિઓ ઉપર માન વીતી અશક્તિ ઉપર મ્હને લાગેજ અસ્સારનાનું મન થાય છે પેલા તમારા લેખકો અને કવિઓ ઉપર પણ મ્હને દયા આવે છે ગરીબ બિચારો લેખક, અને ગરીબ બિચારો કવિ કોણ સાંભળે છે—કોને સમજાય છે એમની એ વાતો ? એક વાર તાડ ઉપરસે હેલા ગીધને બતાવી કહેવા લાગી ગદુ ખાઈ ઉંચે બેસનાર ગીધ અને અધમતાની ગીમા વટાવી જઈ ઉંચે બેસતા મથી રહેલ આજના માનવીમાં મ્હને જરાએ ફરક દેખાતો નથી વળી એક વાર ટેકરી ઉપરના હરણને જોઈ એ બોલી ઉઠી આઝાદ જીવનમાં સ્ફુર્તિ અને ખુબસુરતી પૈદા થાય છે જીવનની આવી અનેક મીઠાશ માણનાર દીના દુ ખી હોય એમ માનવું મુશ્કેલ છે એ દુ ખી છે એમ ઘણા થોડા લોકો જાણે ।

એક દિવસ એણે મને કહ્યું હું અને એ મિત્ર હતા અમારા વિચારો એક બીજાથી તદ્દન વિરૂદ્ધ દિશામાં જતા છતાં એ અને હું અભાગી મિત્રતા જાગતી રાખતા એક દિવસ એણે મને કાંઈ કારણસર તમાચો માર્યો મ્હને ચીડ ચઢી મે બદલો લેવાનો નિશ્ચય કરી નાખ્યો અને એને જણાવી દીધું કે 'તું

# દીના

"શાકિર" બી એ (ઓન)

જ્યારે સમયના હાથે તમાચા ખાશે ત્યારે હું બહુજ ખુશી થઇશ અને બને તો હુંયે તને તમાચા લગાવીશ" એ પછી તો ઘણો વખત વહી ગયો. હુ જગતના બદલાતા રંગ સાથે બધુજ ભૂલી ગઇ એ પણ ભૂલાઇ ગયો હુ જ્યારે ઘર સંસારમા પડી ગઇ ત્યારે એક વેળા એ મ્હારે ત્યા આવ્યા. હુ એમને જોઇને દિગ્મુઢ બની ગઇ ફાટેલા વસ્ત્રોમા એક ઝુરતા મુડદાને હુ જોઇ રહી મે પૂછ્યુ "તમારા આવા હાલ ?" એણે જવાબ વાળ્યો "મ્હારી ઇચ્છા પૂરી કરવા સમય અને તમાચા મારે જ ગયો, હુ તમાચા ખાતો ખાતો .. "એને દમ ચઢી ગયો થોડીવાર આરામ લીધા બાદ એ ફરી બોલ્યો " હવે મ્હારા હાથનો એક છેલ્લો તમાચો બાકી છે તે મળે એટલે હુ મ્હારી મન્ઝિલ ઉપર પહોંચી જાઉં " એ ઢળી પડયા મ્હારી બધી શકિતઓ કોણ જાણે કયા ગુમ થઇ ગઇ હોય તેમ હુ કશુય કરી શકી નહિ મે એમની માફી માગી ત્યારે એ બોલી ઉઠયા "હને માફી આપી મ્હારી પ્રકાશિત દુન્યાને હુ અંધારી બનાવવા માગતો નથી તુ એક તમાચો મારી લે એટલે મને આરામ મળી રહેશે હવે તુ એમાં ઢીલ કરીને મને નકામો વધુ દુખી ન કર મ્હારે ઘણે લાંબે જવાનું છે" એણે આંખો મીચી દીધી અને હુ એમને ઘોર નિદ્રામા નિહાળી રહી"

(સંપૂર્ણ)

# નિર્દોષ

આઠ નવ માસની નોકરી વેઠી જ્યારે એ હુ મારા સ્વતનમા પધારૂ છુ ત્યારે મારી આખો એને જોવા ઉત્સુક થઇ ઉઠે છે એ મારી સ્વતનની સહચરીની છે, સહ ારીની છે, હુ એની સ્નેહભીની છાયામા વિશ્રામ લઉં છુ

એના પર મારો અગાધ સ્નેહ છે અપાર પ્રેમ છે, એટલેજ તો એ સ્વતનની સાથી બની મારી સાથેજ રહે છે અને હુ એ એના વિના ક્યા જવાનું પસદ કરતો નથી, અમો પરભાતની ચાદનીમા શાન્તીથી મુગા-મુગા, અમે હાથમા હાથ લઈ કલાકો સુધી સરિતા-કીનારે બેસી રહીએ છીએ, જ્યારે હુ કો' અકથ્ય વિચારોમા એકતાર થઇ જાઉ છુ જ્યારે મારો હર્ષ પ્રફુલ્લ બની હર્ષોન્મત બની જાય છે ત્યારે ત્યારે બાગ હાથોએ હુ એને હૈડાંળી લઉ છુ

એ એની પ્રેમાળવૃત્તિને લઇ મારી પ્રેમપાત્ર બની છે મારી સુદરતાનુ એક અગ બની છે, એ જ્યારે મારી સાથે હોય છે ત્યારે શરીરનુ વૈવિધ્ય કઇ વધુ સુશોભિત બની શોભામય દીસે છે અને કદાચ આજ કારણને લઈ મારો દેહ પ્રભાર કઈ વધુ પ્રભાવશાળી લાગતો હોય એવુ મને પ્રતિત થાય છે

એની આ વિશિષ્ટાને લઇ જ્યારે જ્યારે હુ પરદેશથી મારા સ્વતનમા પધારૂ છુ ત્યારે એના સાનિધ્યમા, એની સ્નેહભીની છાયામા રહી શાન્તતા મેળવુ છુ, ઘેર આરામ લીધા પછી જ્યારે પરદેશ ગમન કરૂ છુ ત્યારે એનો વિયોગ અસહ્ય બને છે

એની સેવાઓને હુ ભુલી શકતો નથી, અનાયાસે ઉપસ્થિત થતી એવી કોઇ અશાન્ત પળ જ્યારે મારી નીકટ રહેલા મિત્રો સહૃદય સ્નેહીઓ, ગભરાઇ જઇ નાસભાગ શરૂ કરે છે ત્યારે પણ એ તો મારા શિરછત્રના સ્વરૂપ અટલ અણનમજ રહે છે, હુ એની આ અનન્ય સેવાને સન્માનની દ્રષ્ટિએ ઘડીભર જોઇજ રહુ છુ

એની આ મક્કમતાને જોઈ હુ આનદાશ્ચર્ય કહી ઉઠુ છુ—

"મારી પ્રિય  છત્રી ગભરા નહી, આતો શ્રાવણ માસનો ક્ષણીક ઉન્માદ છે
શ્રાવણ વરસે સરવડે,
ઓ આવે, ઓ જાય !

—બે માર્મિક દ્રશ્યો

લેખક . "ઈજન" ધોરાજવી

# નિર્દય



એ રંગે કાળી હતી પરંતુ એનું કાળજું કાળું ન્હોતું, અને એની એ કાળજાની વિશુદ્ધતા કારણે એ મને પ્રિય અતી પ્રિય હતી,

એની નાજુક દેહલતા સૌન્દર્યમય હતી, સંધ્યાના ઈન્દ્ર ધનુષી અંબર રંગોની જેમ એની મુખમુદ્રા અલૌકિક રંગોએ પ્રકાશી રહેતી, એના દેહ પર ઝુલી રહેલો કાળો ગુચ્છો એના દેહ યૌવનમા અભિવૃદ્ધિ કરતો, એને જોઇ હું ઘડીભર ઉલ્લાસ અનુભવતો

એના સહકારે હું ઉત્સાહી થઇ ઘણા ઘણા કાર્ય કરી જતો, કો' દી કોઈ વાડી બગીચામા જતો ત્યારે એની પ્રેરણાથી ઝાડ પર ઝુલતા ફળ ફૂટનો રસાસ્વાદ લઈ શકતો, અંધારી રાત્રે જ્યારે ઘરે આવતો ત્યારે રસ્તા કુતરાઓનો સામનો કરવામા એ મને સહાયતા કરતી, એની સહૃદયતાની કોઇ સીમા ન્હોતી, સહિષ્ણુતા, અને સેવા એ જાણે કેમ એના જીવન સિદ્ધાંત ન હોય ! એમ એ જીવનની હરેક પળે કર્તવ્યલીન રહી સેવા કરવા તૈયારજ રહેતી, સંકટ સમયે એની સહાયતા ક્યારેક મને સંકટથી ઉગારી લેતી બળતા બપોરે મને એની નાજુક દેહ છટામા વિશ્રામ દેતી આવી અલૌકિક શક્તિશાળી એ પ્રિયતમા મેળવવા માટે હું મને ભાગ્યશાળી માનતો

લાંબા સમય પછી આજે એની જાતી બ્હેનો અગણિત સંખ્યામા મને દ્રષ્ટિપાત થઈ એણીને આથી કંઇ વિસ્મિતા થઇ હોય એમ મને લાગ્યું

બીજા દિવસે એ કંઈ વ્યાકૂળ લાગી, ક્યારે એ નહીં ને આજ આમ કેમ ? હૃદયમા પ્રશ્ન થયો છતા એની પરવા ન કરતા એને લઇ હું બહાર નીકળ્યો ઝરમર ઝરમર મેહુલો વરસી રહ્યો હતો

એ મારી સાથે થોડા સમય સુધી તો શાન્ત રીતે ચાલી આવી પણ જ્યા એક સમીરનો સજ્જડ સપાટો આવ્યો ત્યા એ "કાગડા"નું સ્વરૂપ લઈ નીજ દેહને ઉંટાવી દીધું, હું બીજાનોજ રહી ગયો, રાહદારીઓએ અટ્ટહાસ્ય કર્યું, મારા સ્વમુખેથી શબ્દો સરી પડયા —

"નિર્દય છત્રી  આ તેં શું કર્યું ?"

# જિંદગીની છાવણી

[ મિશ્ર ચઝલ ]

મૌત પાસે પણ હતી મરનારની એ માગણી,
રૂહ લઈ જાજે સનમના ઘર ભણી

તારી માદક રૂપસુરાના વર્ષણે છલછલ થવા,
પ્યાલી તડપે છે હજી ચક્ષુ તણી

તે ભલે ના ચેન આપ્યું, કિન્તુ દર્પણ દિલ તણું,
ચીરનારી કાં બની હીરાકણી ?

રક્તથી મારા જુઓ પશ્ચિમ દિશા રંગાઈ ગઈ,
તોય બાકી છે હજી મુજ તાવણી

મેરૂના ઊંચાણ ને માપ્યા ઊંડાણો અબ્ધિના,
થઈ શકી ના જીવતરની માપણી

ચાંદ-સૂરજ સાથ સ્પર્ધા દોડવાની થાય કાં ?
આજ રૂડી કલ્પનાની સાહણી

ભાત પડતી ધૈર્યની શી રીત જીવન—ચીરમાં,
જો વિષમતા હોત ના એમાં વણી

સ્નેહના ગોરસ થકી રસવત આલમને કરે,
લાગણી થઈ જાય જો ગોવાલણી

જાણીતી ન્હોતી મને આ મુલ્કની આબોહવા,
તોય નાખી જિંદગીની છાવણી

કેમ ‘કિસ્મત’ તારી ઠોકરની મઝા માણી શકે,
પ્રેમની જો હોય કાચી બાંધણી

“ કિસ્મત ”

# થોડાક દિવસ — દિલ્હીમાં

અનુવાદક —રઝા કાઝી.

(ગતાંકથી ચાલુ)

તે દિવસે કરોલ બાગમાં ઝઘડા થતાં થતાં અટકી ગયો, વાત એમ બની કે વિજિયાના પતિનું પિત્તળ ઘવાયું તો તેણે વિજિયાને ખૂબ માર્યો કારણ કે તે દિવસે તે ઘેર ઘણી મોડી આવી હતી પણ વિજિયાનો એમાં શો વાંક? તે તો તેના શેઠને ત્યાંથી આવતી હતી કે જે તેને હજી પણ આવવા દેતો ન હતો અને એ તો બધા જાણતાજ હતા કે વિજિયાને બે હકદાર છે એક એનો પતિ અને બીજો શેઠ પતિ સાથે તો માત્ર લગ્ન થયા હતા અને શેઠ ખર્ચ પૂરો પાડવા ઉપરાંત એના માટે રેશમી સાડીઓ જોડા ચંદીના ઝાંઝર વગેરે લાવી આપતો હતો પતિ તો માત્ર આરો તેલ વેચનાર દુકાનદાર અને અફીણી હતો અને શેઠ સાડી સો રૂપીયાનો પગારદાર હતો અને 'શેઠનો હક હમેશા પતિ કરતાં વધુ હોય છે, આપણા સમાજનો એ એક સબળ નિયમ છે"

વિજિયાને ખૂબ મારવામાં આવી છે એવી ખબર જાણ થતાંજ તેમાંથી કોમી પ્રશ્ન ઉપસ્થિત થઇ ગયો. આપણા દેશમાં હિંદુ-મુસ્લિમ પક્ષ સિવાય બીજા પણ પક્ષો છે અને તે પક્ષોમાં પણ અથડામણ થતીજ રહે છે 'પંજાબી', 'બિહારી' 'બંગાળી', 'મદ્રાસી' મતલબ કે જેટલા પ્રાંતો એટલા પક્ષ જો કે આ પ્રાંતિક પક્ષોની હિન્દુસ્તાનમાં દર વખતે માણસોના ખૂનો થતા નથી પરંતુ ભાવનાઓના ખૂનો જરૂર થાય છે અને એ વેરઝેરનો અગ્નિ નવપલ્લવ સુધી ધુંધવાતો રહે છે અથડામણ શરૂ થતાજ એક છોકરો દોડતો આવ્યો અને કહેવા લાગ્યો પિતાજી પિતાજી? આજે ચમારોથી લડાઈ થશે તમે પણ ત્યાં જજો?" આ સાંભળતાજ મ્હારો મિત્ર સૈનિકની જેમ લાકડી લઇ યુદ્ધ-ક્ષેત્ર પ્રતિ દોડી નીકળ્યો. નાછૂટકે મ્હારે પણ તેના પાછળ પાછળ ઘસડાવું પડ્યું

ત્યાં જઇને જોયું તો વિજિયાના પતિની દુકાન પર ઘણા પંજાબી અને ભૈયાઓ ઉભા હતા, પંજાબીઓએ દુકાન પર હલ્લો કર્યો અને ચમારોને નિર્દયતાથી બહાર ખેંચી લાવ્યા ચમારણો બિચારી છાતી કૂટવા લાગી અને લોકોએ વચ્ચે પડી મામલો શાંત પાડ્યો ગરીબ બિચારા ચમારોએ માફી માગી અને રણક્ષેત્રમાં 'સમમતાગત' હારેલી પતાકા ફરકી

મ્હેં એક પંજાબીને પૂછ્યું "આ યુદ્ધનું મૂળ કારણ શું તે સમજાવશો?"

તે બોલ્યો —"આ ચમાર પેલા પંજાબી બાબુ (કે જેઓ સરકારી ઓફિસમાં સુપ્રિન્ટેન્ડન્ટ છે) ને માથે ભાડી જુઓ તો ખરા જમાનો? ચમારો પણ માથે ચઢવા લાગ્યા છે? કરોલ બાગમાં એ લોકોથી આમ દબાઇને રહીએ તો પછી થઇ રહ્યું પણ એ ચમારડા જાણતા નહિ હોય કે અમે કોઇ રેંજીપેંજી માણસો નથી"

મ્હેં કહ્યું હશે —"જવા દો, આપ પણ જુલ્મ કરી રહ્યા છો"

તેણે કહ્યું —"ના સાહેબ! આ તો આબરૂનો સવાલ છે કરોલ બાગનો હાલ તમે શું જાણો?

તેઓને, પણ એમાંએ મ્હને પેલી બકરીવાળી વાત યાદ આવતા અમે બન્ને જમીન પર સુઇ ગયા અને તેઓ અમારા ઉપર થઇને ચાલી ગઇ આગળ ચાલ્યા તો વળી ઉપરથી બે કિશોરીઓના હસવાનો અવાજ આવ્યો બે ગોપીઓ હસી રહી હતી અને બે કનૈયાઓ તેઓનો માર્ગ રોકી ઉભા હતા કેટલો સરસ રોમાન્સ! અહિંયા પણ ફરી આગળ જેમ કે હું પડશે કે શું? એવું વિચારતોજ હતો ત્યા એ નાટકના સૂત્રધારો પાછા ઉપર ચાલ્યા ગયા અને અમે તેઓની પાછળ સીડી ચઢવા લાગ્યા અમે ઉપર ચઢીને કુદરતની રમત જોવા લાગ્યા અને પેલી ગોપીઓ અને કનૈયાઓ બીજી એકાંત જગ્યા ગોતવામાં પડ્યા

કુતુબમિનાર સુંદર જગ્યા છે એ કુતુબુદ્દીન એબકે બંધાવ્યો હતો મહમદ બાદશાહનો અહિંયા ચાર મિનારવાળી એક ભવ્ય મસ્જિદ બનાવવાનો હતો

આજકાલ આ જગ્યાને લોકો મહેરામ કરવા માટે ઉપયોગમાં લે છે હિંદુસ્તાનમાં પુરુષો અને સ્ત્રીઓનું સડક પર એક બીજાના હાથમાં હાથ નાખી ફરવું અસભ્યતા ગણાય છે પરંતુ એવા દ્રશ્યો કુતુબની સીડીઓ પર રોજ જોવામાં આવે છે અધી રાત સુધી લોકો કુતુબ આગળના બગીચામાં ફરવા કરે છે અને મિત્રો તથા પત્નિઓ સહિત જુના શિલ્પીઓની શિલ્પકળા જોતા રહે છે કેટલો ઉંચો મિનાર કેટલી મનોહર ઘડતર કેટલો સુંદર શિલાલેખ! એ જોતા જનતાજ સમાપ્ત થઇ જાય છે

પોતાના પૂર્વજો પ્રત્યે દિલ્હીવાસીઓને અસીમ પ્રેમ છે તેવોજ પ્રેમ કે જેવો લાહોર વાળાઓને શાહી મસ્જીદ ગલીગલી પ્રત્યે છે સમજ પડી કે લાહોરનું બજાર અને ગલીઓ જાગતી ઉઠે છે પરંતુ દિલ્હીમાં તેનાથી ઉંધું છે અહિંયા કનોટ પ્લેસની દુકાનો રાત્રે સાત આઠ વાગતાજ બંધ થઇ જાય છે ચાંદની ચોકમાં નવ વાગ્યા પછી કુતરા ભમતા દેખાય છે સડકો સુનીસાન થઇ જાય છે અને શહેરમાં ચૂપકીદી છવાઇ જાય છે

એક વેળા સડક પર ચાલતા ચાલતા મે વિચાર્યું હતું કે "આ લોકો બધા ક્યાં જતા હશે? સિનેમા અને થિએટરો પણ ઉજ્જડ દેખાય છે રેસ્ટોરાં અને કાફેમાં પણ તેઓ જોવામાં આવતા નથી શું તેઓ ઘરમાં ભરાઇ રહેતા હશે? યા ખુદા! એ લોકોને પોતાના ઘર પ્રત્યે આટલો બધો પ્રેમ કેમ છે?"

પણ હવે સમજાયું કે હું ભ્રમમાં હતો જ્યારે દિલ્હીની ગલીઓ અને બજારો સૂના થાય છે ત્યારે ત્યાના મકબરાઓ આબાદ થાય છે દિલ્હીના મકબરાઓમાં રાત તેવીજ રોનક હોય છે જેવી લાહોરના અનારકલી બજાર અને કનૉટ પ્લેસની ન્યુ માર્કેટમાં હોય છે જો તમે દિલ્હીમાં રાત્રે જાવ તો ત્યાંના બજાર, ગલીઓ અને સડકો ઉજ્જડ અને ઉદાસ દેખાશે પણ કુતુબમિનાર આગળ લોકોની ભીડ હશે, ખાસ હોજ પર હસવાના અવાજો સંભળાશે ફિરોજ શાહના કિલ્લાના ખંડેરોમાં સુંદર મહેફિલ જામેલી હશે હુમાયૂના મકબરામાં લોકો મોજ માણી રહ્યા હશે એક બાજુ કોલેજની છોકરીઓ તો બીજી બાજુ નવાબ જમનશાહ કે જેઓ તૈમૂરી વંશમાંથી છે અને મિસ ઈંગ્લાંડનનું ગાયું સાંભળી રહ્યા છે કરોલ બાગનો એક ચમાર કે જે બીજા ચમારની સ્ત્રીનું અપહરણ કરી લાવ્યો છે, તે પણ છે કેટલાક યુવાનો ભૂખી નજરે ચારે બાજુ જોઇ રહ્યા છે હુમાયૂની કબર શાંત અને આશ્ચર્યજનક છે કેટલાક તો પાનદાન, પથારી, હુક્કા, ફાનસ વગેરે સાથે લાવ્યા છે એક ખુણામાં કોલેજ

ગર્લ પોતાના સાથીને કહી રહી છે "શટ અપ યૂ સ્વાઇન" છતાં તેનો પ્રેમી હસીને પ્રેમચેષ્ટાઓ કર્યે જાય છે

હુમાયૂ એજ સીડીઓ પરથી પડી ગયો હતો અને એજ માર્ગે તેણે પોતાનું ગુમાવેલ રાજ્ય ફરી મેળવ્યુ હતું "શટ અપ યૂ સ્વાઇન."

નવાબ જમ્મન શાહ પોતાની પ્રિયતમાને કહી રહ્યા હતા કે "મ્હને સિનેમા થિએટર બિલકુલ પસંદ નથી, હું એવા નિરર્થક ખર્ચોને પસંદ કરતો નથી"

'જી ! સાચુ છે "

'હિંદુસ્તાનના ગોરા મહાન આર્હિસક પુજી ધરાવનારા છે, તેઓ ધર્મ માટે જીવ આપે છે અને લે છે તેઓ કેટલા બધા આગ્રહ રાખે છે કે સિનેમા થિએટર નાચઘર અને એવી જાતના નકામા ખર્ચા પસંદ કરતા નથી તેઓ માત્ર પૂર્વજોની પ્રસંશા કરવી અને ગગનભેદી પ્રાર્થનાલયમાં બેસી પ્રાર્થના કરતા જાણે છે "

કુત્બુદીન ઐબકનો ઇરાદો આવા બીજા ચાર મિનારા બનાવવાનો હતો, ચાર આ કિ૫ ભુવનો

અશોકના શિલાલેખ પર લખ્યુ છે કે જીવનમાં પ્રમાણિકપણે કામ કરો"

"શટ અપ યૂ સ્વાઇન"

મોડી રાતે ચંદની ચોકમાં સભા હતી વકતા મહાશય બરાડા પાડીને કહી રહ્યા હતા કે—

"આપણે એક છીએ હિંદુ મુસ્લિમ પરસ્પર ભાઇ ભાઇ છે આપણામાં કાંઇપણ જાતનો ભેદભાવ નથી પંજાબથી કન્યાકુમારી સુધી આપણે એક દેશનાજ નિવાસી છીએ એક કોમ ને એક ભાષાવાળા આપ હિંદી છીએ "

મ્હેં વિચાર્યું "આપણે હિંદી છીએ હિંદુસ્તાન એક બાગના છે અને આપણે બધા છીએ તેના માત્ર દલાલ આપણામાં દરેક એને કોઇ ન કોઇને હાથે વેચી દઇએ આર્યોને, યૂનાનીઓને, અરબોને તુર્કો ફિરંગીઓને

અને હાલમાં અર્ધા હિંદીઓ તેને ઇંગ્લી અને અર્ધા જાપાનીઓને વેચવા ચહે છે

'વાહરે ! હિંદીઓ ? જાડા કપટી દગાખોર !

"પરંતુ એ બધી પંચાત આપણે શા માટે ? ખાવુ પીવું અને મઝાઓમાં જીવ મોજ માણવી શું બસ થી?" (સંપૂર્ણ)

# ......ચાલ્યો જજે!

[ કાફિયાબદ્દી વિહોણી 'કલાપી' ટાઈપની ભાવનામય ગઝલ ]

અય મુસાફિર, સંગમા તારા ન આવે કો ભલે,
એકલો બસ એકલો તુજ રાહ પર ચાલ્યો જજે.
હો ભલેને જીંદગીનો કાફલો મઝધારમા,
વીંધતો તોફાન સાગર પાર તુ ચાલ્યો જજે.
દર્દની તારી કથા કોઇ ભલે ના સાભળે,
ત્હોય એ લલકારતો લલકારતો ચાલ્યો જજે
જીરવીને ઝેર બદલામા દઈ જગને અમી,
એકલો તારા અનોખા પથ પર ચાલ્યો જજે.
જ્યાં કર્યાં નિશાન કોઇ ઓલીયા પયગમ્બરે,
એજ રસ્તે એ નિશાની ખોળતો ચાલ્યો જજે
તુ નથી તણખો અરે છે વિશ્વનો તુ આફતાબ,
તેજ તારૂ ફેંકતો ફેલાવતો ચાલ્યો જજે
છો તિરસ્કારે તને આખી જહા નાખુશ થઇ,
ત્હોય તું મીઠી નઝર વરસાવતો ચાલ્યો જજે
રૂહની ખુબસૂરતીનો ખીલતો હરદમ ચમન,
દમબદમ તુ એ ચમનને ચૂમતો ચાલ્યો જજે
વેદનાના જામ તારા ખાકમા ઢાળી દઈ,
લ્હેરતો અવધૂતશો ચોળી બદન ચાલ્યો જજે
અણઅણાવે તુજ સીતારી ક્રૂરતા, અન્યાય જો,
દર્દ છલતા સૂર એ આલાપતો ચાલ્યો જજે
આકડી સ્થળ કાળ—સીમામા ફસાઇ ના જતો.
જીંદગીભર અંત હીણા પથપર ચાલ્યો જજે.
કોઇના ઈતબાર પરે રહેતો કદી મુસ્તાક ના,
તુજ તારો રાહબર "રપેશ" થઇ ચાલ્યો જજે

"રપેશ" ] [ જુનાગઢ

સ્વરૂપમા સાદ્ય સપન્ન નથી ઉદાહરણ રૂપે તેમનુ એક કાવ્ય "મ ઔર તુ" પ્રથમ પક્તિની કળા-નિપૂર્ણતાની દલીલ પૂરી પાડે છે નીચેની પક્તિઓ જુઓ-

'ફિર ચિરાગે લાલાસે રૌશન હુએ કોહો દમન,
મુઝકો ફિર નગ્મોપે ઉકસાને લગા મુર્ગે ચમન
ટુકને બેપરવાહો અપની મેનકાબી કે લીયે,
હો અગર શોહરોસે બન પ્યારે તો શેહર અચ્છે કે બન?
મનકી દૌલત હાથ આતી હય તો ફિર જાતી નહિ,
તનકી દૌલત આવ હૈ આતા હૈ ધન જાતા હૈ ધન"

ખરૂ જોતા 'ઇકબાલ'ના દ્રષ્ટિકોણમા કળા સ્વના કુમળા છોડો હૃદયના ખૂનથી ઉછેરવામા આવે છે અને તેમા રગ અને પરિમલ કળાકારનુ વ્યક્તિત્વજ રેડે છે મરિજદે કુર્તુબામા એ મતવ્યને અત્યત સ્પષ્ટ રીતે વ્યક્ત કર્યું છે-

'રગ હો ખિશ્તો સગ ચગ હો યા હરફો સૂત
મુઅજિઝએ ફનકી હૈ ખૂને જિગરસે નુમૂદ
કતરએ ખૂને જિગર સિલકો બનાતા હૈ દિલ!
ખૂને જિગરસે સદા સોઝો સરૂરો સરોદ'

કળામા આત્મા અને શરીર, શબ્દો અને અર્થોની ચર્ચાનો એવો નિર્ણયાત્મક નિર્ણય ભાગ્યેજ કોઇ અન્ય કળાકારે કર્યો હશે આખા વિવરણનુ તાત્પર્ય એજ બે પક્તિઓથી સમજી લેવુ જોઇએ

હવે પ્રશ્ન એ રહે છે કે કળાનો આશય શુ છે? કળા કેવી હોવી જોઇએ? અને શુ કરવુ જોઇએ? 'ઇકબાલ'નુ દિમાગ નિરોગી દ્રષ્ટિએ વિચારે છે સક્ષિપ્ત શબ્દોમા કહી શકાય છે કે 'ઇકબાલ'ની દ્રષ્ટિએ આત્મ ભાનની પારપૂર્ણતા એજ એમનો આશય અને ધ્યેય જે કળા એ આશયની સિદ્ધીમા સહાય કરે તે તદુરસ્ત સ્વાસ્થ્ય-પોષક, અને ઉચ્ચ પ્રકારની છે જે એ માર્ગની આડે આવે તે વિનાશક અને અધોગતિ આણનાર છે

'ઇકબાલ'ની દ્રષ્ટિમા અજ્ઞાનતાની સ્હામે ઝુઝવુ, પ્રતિકુળને અનુકુળ બનાવવા સતત પ્રયાસ કરવો, અતરાયોથી મુખ ન ફેરવતા તેની સામે ટક્કર લેવી, અને અતરાયોને મિટાવવા અથવા મટી જવુ નિત નવી અભિલાષાઓ નિત નવા ધોરણોને સ્હામે રાખી ગતિમાન રહેવુ એનુજ નામ જીવન છે જેનુ જીવન એ કસોટી પર કસાઇને પાર ઉતરે તેનુ આત્મભાન જીવત અને જાગ્રત છે એ સિવાયની પ્રત્યેક વસ્તુ મોત, ક્ષણિકતાસભી અને ભ્રમ માત્ર છે

જીવનના ઉચ્ચ ધ્યેયની પ્રાપ્તિ અર્થે જે કળા સહાયક બને તેજ જીવનની માર્ગદીપિકા રૂપ છે જે જીવનની વાસ્તવિકતાઓથી મુખ ફેરવવાનુ શિખવે તે પ્રજાઓની પાયમાલી નોતરનાર માત્ર છે કળાની આ વિચારસરણી સૌંદર્યના ઘડતર નિયમાનુસાર છે કે નહિ? એ વાતને કોરે મૂકી અને એક પળ માટે જરા એમ વિચારીએ કે નાશ પામતી પ્રજાઓ માટે જેની તમામ સમજશક્તિ પર હીમ પડી ચૂકયુ હોય, જેની પ્રજાકીય અને રાજકીય એકતાનુ બધારણ વેરવિખેર થઈ ગયુ હોય, જેની નિદ્રા પણ મૃત્યુ સમાન હોય તેને માટે ખૈયામ'ની રૂબાઇઓના ખપ છે યા 'ઇકબાલ'ના પ્રાણપ્રેરક ગીતોનો?

'ઇકબાલ'નુ કથન છે કે અરોગામી શાઇરની એક પક્તિ પ્રજાઓ માટે ચગીઝ ચગીઝ ખાનની સહારકતાથી પણ વધુ નાશકારક શક્તિ ધરાવે છે

એ દ્રષ્ટિએ હિંદની લલિતકળા પર છેલ્લી દ્રષ્ટિ નાખો, કવિની હાલત જુઓ પ્રથમ તો ગઝલ સિવાય અન્ય કોઇ વસ્તુને સ્થાન છેજ નહિ, અને ગઝલની જે દશા છે એ અગે એટલુજ કહેવુ પૂરતુ છે કે વૈરાગ્યવૃત્તિ અને અગ્નિપૂજકોએ પ્રસારેલ વિષ એની રગેરગમા

શુક્રિયા: ● મદ્રેસા મોહમ્મદીયા પીપરડીવાલા ચેરીટેબલ ટ્રસ્ટ, રાંદેર.
● આફ્રિકાના સખીવજુદ વેપારીઓની મદદ ઉપકાર સહીત સ્વીકારે છે

| | | | પા શિ પે |
|---|---|---|---|
| આગળ મળેના (જાન્યુ-ફેબ્રુ ૧૯૪૩ અંકમા સ્વીકારેલા) | | | ૫૦૪-૬-૦ |
| લતીફ જાનુ એન્ડ સન્સ | (કાઠિયાવાડ) | વાલ | ૭૫-૦-૦ |
| શરીફ નૂર | ,, | વાલ | ૧૦-૦-૦ |
| એ એ જાનુ એન્ડ કું | ,, | પ્રિટોરિયા? | ૧૦ ૧૦-૦ |
| મોહમદ આદમ લીમીટેડ | , | બેલફોર્ડ નોર્થ | ૧૦-૧૦ ૦ |
| ઇબ્રાહીમ મોહમદ મુલ્લા | (ચાસા) | ,, | ૨-૨-૦ |
| ગની રંગેર લીમીટેડ | (ગઠીયાવાડ) | ,, | ૫-૫-૦ |
| આમોદ સુલેમાન લીમીટેડ | ,, | ,, | ૩-૩-૦ |
| અહમદ ઇસા | ,, | ,, | ૧-૧-૦ |
| ભીખા હાશિમ | (સરાયા) | ,, | ૩-૩-૦ |
| એમ એચ જોસફ એન્ડ સન્સ | (ગણુગાન) | પ્રિટોરીઆ | ૫૦-૦-૦ |
| કાસિમ આદમ એન્ડ કું લીમીટેડ | ,, | ,, | ૨-૨-૦ |
| અબુ સુલેમાન | ,, | ,, | ૧૦-૧૦ ૦ |
| પ્રિટોરીઆ શર્ટ એન્ડ ક્લોથીંગ મેન્યુ | ,, | ,, | ૨-૨-૦ |
| જુસબ હબીબ એન્ડ સન્સ | ,, | ,, | ૩-૩-૦ |
| સુલેમાન જુમા | (ભાનવાડ) | ,, | ૫-૫ ૦ |
| એન એમ ઇબ્રાહીમ એન્ડ સન્સ | (રાણાવાવ) | ,, | ૨-૨-૦ |
| એ સી એ ગની | (ભાનવાડ) | ,, | ૫-૫-૦ |
| એ. એ લતીફ | (જોડીઆ) | ,, | ૫-૫-૦ |
| એચ એસ ઇબ્રાહીમ | (રાણાવાવ) | ,, | ૨-૨-૦ |
| ગની ઇબ્રાહીમ એન્ડ સન્સ | (ભાનવાડ) | ,, | ૭-૦-૦ |
| એમ ઈ લીમીટેડ | (રાણાવાવ) | ,, | ૨-૦-૦ |
| હિદાયતમીયા દાદામીયા | (નડીઆડ) | જોહાન્સબર્ગ | ૫-૦-૦ |
| બાકિસ સિલ્ક બજાર | (લાજપોર) | ,, | ૧૦-૧૦ ૦ |
| એમ એ. આજમ | (રાંદેર) | ,, | ૦-૨-૬ |
| એમ આઇ વાડી | (લાજપોર) | ,, | ૨-૨-૦ |
| મોહમદ સાલે કમરૂદ્દીન | ,, | ,, | ૦-૨-૬ |
| આર ખાન | (રાંદેર) | ,, | ૦-૫-૦ |
| કાસિમ હુસેન | (અબ્રામા) | ,, | ૦-૧૦-૬ |

| | | | પા શિ પે. |
|---|---|---|---|
| આઇ એ ભાભા | (ધોલવડ) | | ૦ ૧૦ ૬ |
| સર મોહમદ અલી | (જોડીઆ) | ફેરીનીના ટ્રાન્સવાલ | ૫-૫-૦ |
| પી એન મોહમદ | " | " " | ૪-૦-૦ |
| એસ એમ પી મોહમદ | (રાણાવાવ) | " " | ૨-૨-૦ |
| લીલશાહ | | | ૦-૨-૦ |
| હાજી ઉસમાન નુરમહમદ | (જોડીઆ) | " " | ૧-૧-૦ |
| ગાસિમ હસનજી | | " " | ૧-૧-૦ |
| ઇસપ કાસિમ લહેર | | " " | ૦ ૧૦ ૦ |
| ઇસપ સુલેમાન લાખી | | " " | ૦ ૧૦ ૬ |
| ઇબ્રાહીમ મોહમદ કાકા | (માછપોર) | મોએડીમ " | ૨-૨-૦ |
| એ ઇ હોરાન | | કગન " | ૧-૧-૦ |
| આઇ ઇ મીન્જી એન્ડ સન્સ | (ડભેલ) | નોત્સમીએટ " | ૧૦ ૧૦ ૦ |
| એચ. એસ. પટેલ | " | " " | ૫-૫-૦ |
| એમ આઇ ગાર્ડી | " | બ્લાઇન્ડ રીવર " | ૧૦ ૧૦ ૦ |
| મોહમદ મુસા એન્ડ સન્સ | (ધોલાણ) | બારબરટન " | ૨૫-૦-૦ |
| સુલેમાન ઇબ્રાહીમ બુકાખાન | (ધોલવડ) | " " | ૫-૫-૦ |
| જી એચ. ભાભા | " | વન્ડર હેરટીઅર " | ૩-૩-૦ |
| એ એમ. ખાન | | આરનોટ | ૧-૧-૦ |
| સુલેમાન ઇસ્માઇલ મીયાં એન્ડ કુ | (ડભેલ) | જોહાનસબર્ગ | ૨૧-૦-૦ |
| ડી મોહમદ | | " | ૧-૦-૦ |
| એચ. ઇ મખા | (બારડોલી) | " | ૫-૫-૦ |
| જી એમ અલી | (દાનાપુર) જી પટણા | ટીક બર્ગ ટ્રાન્સવાલ | ૨-૨-૦ |
| ઐયુબ સુલેમાન | (ભાનવડ) | ક્રીગરટન ટ્રાન્સવાલ | ૫-૫-૦ |
| એમ ઇ વાનોડ | (વાનોડ) | સ્ટેન્ડરટન | ૧૦૦-૦-૦ |
| એ ઇ ગભા | (બારડોલી) | જોહાનસબર્ગ | ૨૫-૦-૦ |
| | | | ૧૧૬૦-૧-૬ |

# રાંદેર : મુસ્લિમ-શાદી, અને જન્મ-મરણ,

શાદી

૨૦-૮-૪૩ અબ્દુર્રહેમાનખાન હાજી ગુલાબ ખાન પીરખાન-આશાબીબી હાજી અહમદભાઇ બટલર

૨૧-૮-૪૩ ઇબ્રાહીમ આજમ અ'લુ-ઝુબેદા-બીબી હાશમ ઇબ્રાહીમ અલ્લુ

૨૬-૮-૪૩ સીદ્દીકભાઇ કાસમભાઇ ઉસ્માન-ભાઇ મેમણ-અમીનાબીબી મોહમદ રહીમ શેખ

જન્મ

૧-૮-૪૩ ગુનામ હુસેન અબ્દુલ્લા-છોકરો

૧-૮-૪૩ ઇસમાન કાદ્રમીયા-છોકરી હાજરાબીબી

૪-૮-૪૩ અબ્દુલમજીદ મોહમદ હાફેઝ-છોકરો યાકુબ

૭-૮-૪૩ ગુનામ રસુલ શેખ હુસેન તાગવાલા-છોકરી શરીફાખાનુ

૮-૮ ૪૩ અબ્દુલ રહેમાન આજમ મુરાદ-છોકરો આજમ

૮-૮-૪૩ હાશમ ગુનામમોહમદ ટીવી-છોકરી હવાબીબી

૧૦-૮-૪૩ ગુનામ મોહમદ હુસેન ખભાતી-છોકરો ઇસમાઇલ

૧૦-૮-૪૩ વઝીરોદ્દીન ગુલામ મોહમદ-છોકરો મોહમદ હરીઝુદ્દીન

૧૬-૮-૪૩ ઇસમાઇલ મુસાજી અમલા-છોકરો સુલેમાન

૨૨-૮-૪૩ ગુનામમોહમદ અહમદ બતાસી-છોકરો ઉમર

૨૫-૮-૪૩ હાશમ અહમદ હાશમ યુસુફ-છોકરી ફૈઝીયાબીબી

૨૬-૮-૪૩ આરેફ અહમદ ભામ-છોકરી અમીનાબીબી

૨૬-૮-૪૩ ગુલામમોહમદ અબ્દુલ રહેમાન-છોકરી ફાતમાબીબી

૨૮-૮-૪૩ શેખ હુસેન રસુલ-છોકરો શેખ ગુલામ યુસુફ

૨૯-૮-૪૩ મલેક ગુનામયાસીન મલેક ગુનામ રહીમ છોકરો ગુનામહૈદર

૨૯-૮-૪૩ યુસુફ ગુનામમોહમદ-છોકરી રશીદાબીબી

૩૦-૮-૪૩ અલી ઇસમાઇલ મોહન-છોકરો ઇસમાઇલ

૩૦-૮-૪૩ હુસેન સુલતાન-છોકરી હાજરાબીબી

૩૧-૮-૪૩ સૈયદ હસન-છોકરો ઉસમાન

મરણ

૨-૮-૪૩ કુમરાબાનુ અહમદ ઇ સરગ ઉ વ ૧૦

૪-૮-૪૩ કુલસમબીબી કરીમ પારેખની છોકરી ઉ ન ૬૫

૪-૮-૪૩ અબ્દુલરહીમ મોહમદ મીસ્રી ઉ વ ૧૨

૧૦-૮-૪૩ આશાબીબી મલેક મોહમદની છોકરી-ઉ વ ૩૦

૧૬-૮-૪૩ નુરમોહમદ કાલુ પીન્જરા ઉ વ ૩૦

૨૩-૮-૪૩ મોહમદ હરીઝુદ્દીન વઝીરુદીન ઉ દિ ૧૪

૨૯-૮-૪૩ આયશાબીબી અહમદ મો૦ સા૦ આગડીયાની છોકરી ઉ વ ૨૮

૨૯-૮-૪૩ ગુનામરસુલ તે સુરતુલા ગુલામ ઓપપાડીનો છોકરો ઉ માસ ૪

# સ્વિકાર અને સમાલોચના

**મુહમ્મદ ઇકબાલ**–બઝમે ઇકબાલ ગ્રંથમાળા વર્ષ બીજું પુસ્તક ચોથું હયાતે ઇકબાલ પરથી સદર્હુ પુસ્તક જાણીતા લેખક જનાબ 'સીરતી' સાહબે તૈયાર કર્યું છે બઝમે ઇકબાલનુ આ છેલ્લુ પ્રકાશન ઇકબાલનુ સાદુ સરળ અને ટુંક જીવન રજુ કરવામા સારી રીતે સફળ થયું છે ગુજરાતીઓએ જોશમા આવીને ઇકબાલના નામને અર્થાદનની સાથે દર્જ કરવામાં બાકી રાખ્યું નથી દા. તરીકે 'બઝમે ઇકબાલ' કે ઇકબાલ પ્રેસ વગેરે તો એ નામની શોભામા વધારો કરનાર છે પણ 'ઇકબાલ શુટ હાઉસ', 'ઇકબાલ રેસ્ટોરન્ટ', કે 'ઇકબાલ હૅર કટીંગ સેલુન' એ શુ સૂચવે છે? ખેર! ૭૮ પૃષ્ઠના આ પુસ્તકમા ઇકબાલના અનુકરણીય જીવનના અણમૂલા તત્વો, દરિયાને ઘટમા અપાવે તે રીતે સમાવ્યા છે મુસલમાનો પોતાના પ્યારા હિલ્લા કવિના જીવનથી અજ્ઞાત રહે એ કેમ પાલવે અમારી અમાગ વાચકોને ભારપૂર્વક ભલામણ છે છે કે તે બઝમે ઇકબાલ કઠોર વાયા સાયણને સરનામે લખી આઠ આનાનુ આ પુસ્તક જરૂર મગાવે 'દેર આયદ દુરસ્ત આયદ!'ની કહેવત પર ભરોસો ન રાખી, 'મુલ્તવી રાખવાના માઠા ફળ' ન ભોગવે પુસ્તકની સરળ શૈલી, વિષયની ગહનતા સફળ છપાઇ અને સાદગી લેખક પ્રકાશકને અભિનંદનની ખડણી અર્પે છે!

**કઠોર મદ્રસએ અન્જુમને ઇસ્લામનો** તા. ૧–૮–૪૨થી તા. ૩૧–૭–૪૩ સુધીનો રિપોર્ટ અને હિસાબ અવલોકન અર્થે મળ્યો આ અન્જુમન ખાતે દીની–દુન્યવી તાલીમ આપવાનો એક મદ્રેસો, ઉપરાંત છોકરીઓની કન્યાશાળા અને સ્કૉલરશીપ ખાતુ, બૉર્ડીંગ વગેરે ઉપયોગી ખાતા ચાલે છે ને તરક્કી કરી રહ્યા છે

**ઇસ્માઇલી આફતાબ**–ધોરાજી (મઢીઆવાડ)થી બહાર પડતા આ ઇસ્માઇલી જમાતના પત્રમા જમાત સિવાય અન્ય મુસ્લિમોના પ્રશ્નો પણ ચર્ચાય છે તેમજ સાહિત્યમા પણ એ પખવાડિક અચ્છુ સ્થાન પ્રાપ્ત કરી શકે એમ છે ખાસ કરીને એની પખવાડિક 'મજલિસ' ગુજરાત કાઠિઆવાડના કાવ્યરસિકોનુ આકર્ષણ બની ગઇ છે.

**મેમણ મિત્ર**–મુબઇથી નીકળતા કચ્છી મેમણ જમાતના આ માસિકે ૨૫ વર્ષ પુરા કર્યા હોઇ હાલમા તેની **સીલ્વર જુબીલી** ઉજવાઇ છે મુસ્લિમ સમાજમા એક માસિક સુખરૂપ પચ્ચીસ વર્ષ પૂર્ણ કરે એ આનદ સાથે અભિમાનનો વિષય ગણાય. અને તે અભિમાનના ખરા હકદાર જનાબ ઉસ્માન હસન જાપાનવાળા છે એ એક સરળ, સાદા, ને ખામોશ સાહિત્યકારે કોઇ પણ જાતની ધાંધલ ધરપચ વગર પોતાના માસિકને પચ્ચીસ વરસ નિભાવ્યું અને હજુય આગળ ધપાવતા જાય છે એ બદલ એમને અભિનદન અર્પીએ છીએ અને જે જમાતની સેવા માટે એ ઉપસ્થિત થયું છે તે એને યોગ્ય ઉત્તેજન આપી વધુ સમૃદ્ધ કરે એમ ઇચ્છીએ છીએ.

**દારૂલ ઉલુમ મદ્રસએ અશરફીયા રાદેર**–મજકુર સસ્થાના છેલ્લા વાર્ષિક જલ્સાનો રિપોર્ટ મળ્યો એ ઉપરાંત એ મદ્રસાની રોજની કાર્યવાહી પણ અમે નજરે જોઇ છે મૌલાના અહમદ અશરફ સાહબ જેવા નેક અને મુખ્લીસ મોહતમીમની અજોડ વ્યવસ્થા શક્તિથી પ્રગતિ સાધતી એ દીની સસ્થા ગુજરાતના ઇલ્મી ગુ'શનની ગરજ સારે છે મજકુર સસ્થાની કાર્યવાહી ને કારકીર્દી પ્રશસાપાત્ર છે

—તંત્રી

## સ્ટૉપ પ્રેસ

મુબઇથી 'ડુગડુગી' અને 'લા જવાબ' ઉપનામધારી શાઇરોએ બે કટાક્ષ કાવ્યો આજકાલના શાઇરોના મનોદશા પર કટાક્ષ રૂપે મોકલાવ્યા છે એ ભાઇઓ ફક્ત અમારી જાણ માટે પોતાના એડ્રેસ મોકલશે તો જરૂર છાપીશુ નામ ખાનગીજ રહેશે!

—તંત્રી

*Printed by Maganlal Mangaldas Patel,* at The 'Gangotri' Printing Press
" , *Kanpith, Khand Bazar,* Surat
*Published by Azim Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahitya Karyalaya
*Tower Road,* Surat

પુ. ૫ : અંક ૨જો

ઑક્ટોબર
૧૯૪૩

# કા ર વાં






## …ાત કરે

લાટ સાહેબથી જે એક વાર મુલાકાત કરે !
આપણા જેવાથી તે ખાક પછી વાત કરે !
તે ગઈ રાતની ના કોઈ અહીં વાત કરે,
અહીં નવો સૂર્ય, નવા તેજનું પ્રભાત કરે
આપ બદનામ થઇ કોઇને પ્રખ્યાત કરે,
પ્રેમ તે પ્રેમ કે જે રૂપનેયે મ્હાત કરે
ભક્ત યુરોપના એવા છે કે, ઈશ્વરને પણ,
એમનું ચાલે તો ઈંગ્લાંડથી આયાત કરે
કઇક એવાય છે આ શહેરમાં ઢુમળા કાઝી,
જાતને છોડીને જે પારકી પંચાત કરે
હુંય મજનૂની તરફ જાન દઇ દઉં હમણાં,
એક બે કીમતી તે ભીસ જો ખેરાત કરે
તુજથી મળવા મહીં ઇનકાર નથી કઇ મુજને,
સીને મોઢે યદિ સીધી તું કોઈ વાત કરે
'શેખચલ્લી' અમે શાયર ગણીશું તેને,
જુના છંદો મહીં પેદા જે નવી વાત કરે

—'શેખચલ્લી'



તંત્રી : "વહશી"




# અનુક્રમણિકા.


| વિષય સૂચિ. | લેખકનુ નામ | પૃષ્ઠ |
|---|---|---|
| "નવી વાત કરે" | શેખચલ્લી | ટાઈટલ ૧ લું |
| ગઝલ | 'ધાયલ' | ૪૫ |
| ઇસ્લામી શિક્ષણ (કુર્આન) | મૌ૦ અ રહીમ | ૪૬ |
| " " (હદીસ) | " " " | ૪૭ |
| આવાઝની દુન્યા | "એકાર" | ૪૮ |
| ફતાવા | મૌ૦ અ અઝીઝ | ૫૧ |
| "નઝમે કુર્આન" | ઝ૦ "ગાલિબ" | ૫૩ |
| પીઠ | રા વણઝારો | ૫૪ |
| એક ઉડતુ અવલોકન | સીને પ્રિય | ૫૬ |
| જહાંગીર પર એહસાન | "મુસ્લિમ" | ૫૭ |
| રસીમાર અને સમાલોચના | તની | ૫૯ |
| ઇન્તેઝાને પુરમલાલ | " | ૬૦ |
| દીદરે રસૂલ (સ૦) | રિફાઇ-સાબેરી | ૬૧ |
| કવિ ફિરદૌસી | "શાહીન' | ૬૪ |
| ઇસ્લામ પ્રચાર | 'તાજ' | ૬૬ |
| 'બનાઓ વારતી આવી' (ગઝલ) | 'નિરિમન' | ૭૦ |
| 'દિલના દાગ પર ( " ) | 'અસર'-મીરતી' | ૭૧ |
| વર્તમાન તુર્કી વિષે કંઇક | 'શાન્ત" | ૭૨ |
| લલિત કળા | 'હાશિમ" | ૭૪ |
| 'ગુર્જરમિત્રાનો ગઝલકાર" (કા મ) | "ઝૂગઝૂગી" | ૭૭ |
| 'શુ કરૂ ? રે ! શુ કરૂ' " | | " |
| વાણી સુગંધા | સાનેહ બકીની | ૭૮ |
| 'સર્વોપરી હું રહ્યો છુ" (કાવ્ય) | 'વલી" | ૮૦ |
| "દાગ જીવનના બધા—" ( , ) | "મજબૂર" | " |
| જીવનનુ ધ્યેય | "અગન" | ૮૧ |
| ઝિન્દાબાદ | રેઝા કાઝી | ૮૨ |
| શોક સભા | 'નિસાર" | ૮૩ |
| રાદેર મુસ્લિમ શાદી-જન્મ-મરણ | | ટાઈટલ ૩ જુ |


વાર્ષિક લવાજમ હિન્દ રૂા ૫ બર્મા રૂા ૬ પરદેશ રૂા ૧૦ (શિ ૧૫) છુટક સાત આના.

લવાજમ પુરૂ થવાની ખબર બાજુના ચોકઠામા આપી છે, બીજો અંક પ્રગટ થાય ત્યા સુધીમા જો લવાજમ નહીં મળે તો વી પી થી નવો અંક રવાના થશે રેપર ઉપર ગ્રાહક નંબર હંમેશા લખાય છે તે નોંધી રાખો મનીઓર્ડર અથવા પત્રવ્યવહાર વખતે તે જરૂર લખો અંક નહિ મળ્યાની ફરીયાદ તારીખ ૨૦ સુધીમા હિન્દના ગ્રાહકોએ કરવી

સરનામુ નીચે મુજબ —

VAHSHI SAHITYA KARYALAYA Tower Road, Surat



## ક્યાં ?

આંખ એની એજ છે, પણ આંખમાં લજ્જા નથી,
બોલ એના એજ છે, પણ બોલમાં માઝા નથી
ઊર એના એજ છે, પણ ઊરમાં ક્યાં લાગણી ?
માનવી, એ માનવી છે કિન્તુ માનવતા નથી !



ગઝલ

સાવ સાચી વાત છે આ ઉડતી અફવા નથી,
કોઈની દુન્યા નથી આ કોઈની દુન્યા નથી
મપ એ જનતાની સાચી શક્તિ છે સખ્યા નથી,
છે બધી બેકાર સખ્યા એક જો એકા નથી
છે ભરોસો શ્રેષ્ઠ સાધન ભક્તિનુ પૂજા નથી,
છે નકામી ભક્તિ જો વિશ્વાસ કે શ્રદ્ધા નથી
વિશ્વ શુ છે ! કોઈના સુદર વિચારોનો વિકાસ,
કલ્પના છે કલ્પના બીજુ કઈ દુન્યા નથી.
સૂર્યકિરણો જ્યા ન પ્હોચે છે નઝર દોડે છે ત્યા,
વ્હેમ છે એ વ્હેમ ક્ષિતિજ દ્રષ્ટિ મર્યાદા નથી
છે વધુ પામર પશુથી એક એવો માનવી,
એક એવો માનવી જેનામા માનવતા નથી
થાય છે માઝા મુકેથી આબરૂ બે-આબરૂ,
સિધુ શુ કે સિદુ એમા કોઈની શોભા નથી
વાન્દને મર્યાદ માં શણગારનો શણગાર છે,
ધૂળ સૌ શણગાર જો આંખમા લજ્જા નથી
આશ એનુ નામ છે મોતથી પણ ના મરે,
એ ઘડીમા થાય પૂરી એ કદી આશા નથી
જિંદગીમા કઈ નથી, છે જિદગી આશા થકી,
મોત છે એ જિદગી જેમા કદી આશા નથી
હો ભલે સસારને સસાર મિથ્યા છો ગણો,
મારે મા સસારની રજ માત્ર પણ મિથ્યા નથી
જોઉ છુ હુ ઊચથી પણ નીચમા ઊચા વિચાર,
મારે મન મોટાથી નાના લેશ પણ નીચા નથી
શોધ એને એટલામા, એટલામા છે કદી,
હાથથી 'નાયક' એ પૂરા હાથના છેટા નથી

'નાયક' (પાજોદ)

પુ ૫ અક ૨જો

## કુર્આન

### અલ્લાહ તઆલાનુ ફરમાન

હે મુસ્લિમો ! ઘણાખરા અનુમાનોથી બચતા રહો, કારણ કે કેટલાક અનુમાનો પાપ હોય છે, અને કોઈની જાસૂસી ન કરો તેમજ કોઈ એક બીજાની નિંદા પણ ન કરે શું તમારામાથી કોઇને આ ગમે છે કે પોતાના મરેલા ભાઈનુ માસ ખાય (ખરેખર) તેથી તો તમને અણગમો થાય છે, અને અલ્લાહ (ના અઝાબ)થી ડરતા રહો, બેશક ખુદાપાક મોટો તૌબાહ કબૂલ કરનાર દયાળુ છે હે લોકો ! અમે તમને એક પુરૂષ અને એક સ્ત્રીથી પૈદા કર્યા અને અમે તમારી અનેક કોમો અને કુટુંબો બનાવ્યા કે જેથી એક બીજાને ઓળખી શકો, સાચેજ અલ્લાહની નઝદીક તમારામાથી તેજ વધુ માનવત છે જે સૌથી વધુ પરહેઝગાર હોય, બેશક ખુદાપાક સર્વજ્ઞ સંપૂર્ણ ખબર રાખનાર છે

(કુર્આન)

* * * *

હે મુસલમાનો ! ન તો પુરૂષોએ પુરૂષોની મશ્કરી કરવી જોઈએ (કારણ કે) બનવા જોગ છે કે (જેઓની મશ્કરી કરે છે) તેઓજ (ખુદાની નજીક) એ લોકોથી શ્રેષ્ઠ હોય, અને ન સ્ત્રીઓએ સ્ત્રીઓની મશ્કરી કરવી જોઇએ, બનવા જોગ છે કે (જે સ્ત્રીઓની મશ્કરી કરે છે) તેણીઓજ એ સ્ત્રીઓથી શ્રેષ્ઠ હોય અને માહો માહે એક બીજાને મ્હેણા મારો નહિ તેમ એક બીજાને ખરાબ અલકાબ વડે પોકારો નહિ, ઇમાન લાવ્યા પછી ગુનાહનુ નામ લાગવુ(જ) બુરૂ છે અને જે કોઇ (આ વર્તણુકથી) અટકશે નહિ તો તેઓજ અન્યાય કરનારા છે (કુર્આન)

* * * *

સંપાદક—મો૦ અબ્દુર્રહીમ—



## રસૂલુલ્લાહ (સલ૦)નું ફરમાન

રસૂલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યુ લોકો ! તમે જાણો છો કે ગીબત શી વસ્તુ છે ? (આપે) ફરમાવ્યુ તમારૂ પોતાના (દીની) ભાઇને (તેની પાછળ) એવી વાતથી યાદ કરવુ જે તેને ગમે નહિ (એજ ગીબત છે.) કોઇએ અરજ કરી, વારૂ જે કઇ હુ કરૂ છુ તે વાત જો તે મારા ભાઇમા મોજુદ હોય, (તે પણ ગીબત છે ?) ફરમાવ્યુ તુ જે કાંઈ કહે છે તે વાત જો તેમા છે, તો ખરેખર તે તેની ગીબત કરી, પણ જો તુ કહે છે તે વાત તેમા નથી તો ખચિત તે તેના ઉપર તોહમત મૂક્યુ (મુસ્લિમ શરીફ)

× + + ×

રસૂલુલ્લાહ (સલ૦)એ મિનામા ફરમાવ્યુ કે હે લોકો ! તમને ખબર છે કે આ કયો દિવસ છે ? તેઓએ જવાબ આપ્યો કે ખુદા અને તેનો રસૂલ બેહતર જાણે છે. આપે ફરમાવ્યુ આ અદબ અને ઇઝઝતનો દિવસ છે (ફરી) ફરમાવ્યુ વારૂ તમને ખબર છે કે આ કયુ શહેર છે ? લોકોએ અરજ કરી કે ખુદા અને તેનો રસૂલ બેહતર જાણે છે આ અદબ અને હુરમતવાળુ શહેર છે ફરી ફરમાવ્યુ શુ તમે જાણો છો કે આ કયો માસ છે ? લોકોએ કહ્યુ ખુદા અને તેનો રસૂલ બેહતર જાણે છે આપે ફરમાવ્યુ આ અદબ અને હુરમતનો મહિનો છે (ફરી) ફરમાવ્યુ (સાભળો) ખુદા તઆલાએ તમારૂ આપસનુ ખુન, તમારો એક બીજાનો માલ, તમારી એક બીજાની ઇઝઝત ને આબરૂ તમારા ઉપર એવીજ રીતે હરામ કરવામા આવી જેવી રીતે તમારા આ દિવસને, તમારા આ શહેરને, તમારા આ માસને હુરમતવાળો કરવામા આવ્યો છે (બુખારી શરીફ)

× × × ×

—સાદિક સા૦ રાંદેરી






**સવાલ**-કેટલાક લોકોનુ એમ માનવુ છે કે માણસ જે થુંક થુંકે છે અને તેનો રંગ તદ્દન સફેદ હોય છે અને તેમા લોહી હોતુ નથી તો તે સફેદ થુંક મોઢાના અંદર રહે છે ત્યા સુધી પાક રહે છે અને મોઢાથી બહાર નીકળવા પછી નાપાક થઇ જાય છે તો શુ એ વાત ખરી છે ?

**જવાબ**-થુંકવા પછી પણ સફેદ થુંક નાપાક થતુ નથી જો તેની સાથે લોહી મળેલુ હોય તો તે નાપાક થઇ જાય છે સફેદ થુંક કપડા વગેરેને લાગવાથી કપડુ નાપાક થતુ નથી હા કોઇ માણસ અણગમતાના લીધે તેને ધોઇ કાઢે તો સારી વાત છે

**સવાલ**-આજકાલના જમાનામા કેટલાક સૈયદો ઘણા ગરીબ અને મોહતાજ હોય છે તો એવા હાજતમંદ સૈયદોને ઝકાતના નાણા આપવા દુરસ્ત છે કે નહિ ?

**જવાબ**-ઝકાતના નાણા લોકોનો મેલ છે માટે હનફી મઝહબમા ઇમામ આઝમ (ર૦અ૦)ના મશ્હૂર રિવાયત મુજબ સાદાતોને ઝકાત આપવી દુરસ્ત નથી પરંતુ આજકાલના કરોડકીના જમાનામા સાદાતો ઘણી તકલીફમા નજરે પડે છે અને હીનાદ ધંધાથી લોકો તેમની ખીદમત કરી શકતા નથી માટે એવા સંજોગોમા પાછલા હનફી ઉલમાઓએ સાદાતોને ઝકાત આપવા વિષે જાઇઝ હોવાનો ફતવો આપ્યો છે કારણ કે આગના વખતમા ગનીમતનુ માલ કાયમ થતા હતા અને તેમાથી સાદાતોને વઝીફા આપવામા આવતા હતા અને હાલમા તે સૂરત મોજુદ નથી માટે સાદાતોને ઝકાતના નાણામાથી મદદ કરવામા આવે તો કંઇ વાંધો નથી ઇમામ આઝમ (ર૦અ)થી પણ એક રિવાયત જાઇઝ હોવાની સાબિત છે (તહતાવી અલા મરાકીલ ફલા) ('દુરે મુખ્તાર' મજમુઆ ફતાવા અબ્દુલહઇ)

**સવાલ**-આજકાલ ગુજરાતના કેટલાક ગામોમા ઇહીરવાલા મોહંમદ રમઝાની પ્રવાસ કરી રહ્યો છે તે ઝીગર, ઇકબાલ, ગાલિબ, જોશ વગેરે નામચીન શાએરોના કલામ કોઇ પણ જાતના વાજિંત્રની મદદ વગર તેમજ રાગરાગણી વિના ગાએ છે તેના કેટલાક કલામો તો શાને ઇલાહી અને હઝરત મોહંમદ મુસ્તફા (સલ૦)ની શાનમા છે તદઉપરાંત તે કરબલાના મરસીઆ પણ ગાએ છે હવે તેની મેહફિલમા મુસલમાનોને શરીક થવુ શરીઅતની રૂએ જાઇઝ છે કે નહિ ?

**જવાબ**-સવાલમા દર્શાવ્યા મુજબ સારા શેર અશઆર હોય, અલ્લાહ અને તેના રસૂલની તારીફમા અને ઇસ્લામની શાનમા શેર અશઆર પઢવામા આવે તો તેમા કાંઇ વાંધો નથી પરંતુ મજલિસમા વાજિંત્ર વગેરે શરીઅત વિરૂદ્ધ કોઇ બાબત હોવી જોઇએ નહિ તો એવા અશઆર સાંભળવા તેમજ એવી મજલિસમા ભાગ લેવો વાંધા ભર્યું નથી કરબલાના બનાવના કિસ્સા કે મરસીઆ પઢવા જોઇએ નહિ એના પઢવા અને સાંભળવાથી ગુનાહમા ફસાઇ જવાનો ડર છે માટે એવી બાબતથી પરહેજ કરવો જરૂરી છે

**સવાલ**-એક ઝઇફ પેશ ઇમામને અફીણ ખાવાનુ બંધારણ છે અફીણ ખાધા સિવાય જમાઅતથી નમાઝ પઢાવી શકતા નથી જેથી નિશાને લીધે નમાઝ પઢાવવાનુ બનાવ કેવા



રહેતું નથી તો એવા શખ્સની પાછળ નમાઝ થાય કે નહિ? તેમજ એવા ઇમામને કાયમ રાખવા માટે કોશીશ કરનારા માટે શું હુકમ છે? અને નમાઝની હાલતમા ઇમામ સાહેબ અટકી જાય છે તેમજ બરાબર ભાન પણ રહેતુ નથી

જવાબ—એવા ઇમામની પાછળ નમાઝ પઢવી જોઇએ નહિ મજબુર ઇમામ બદલી સારો પરહેઝગાર ઇમામ નીમવો જોઇએ એવા અધીણી ઇમામની હિમાયત કરનારા ગુનેહગાર થશે એવા લોકોને સમજાવી શરીઅતના મસલાથી વાકેફગાર કરી તાત્કાળીક ઇમામ બદલવો જોઇએ

સવાલ—અમારે ત્યા મસ્જિદમા કેટલાક નવા હાફેઝ થએલા છોકરાઓ તરાવીહ પઢાવે છે જેઓને બરાબર યાદ નથી એટલી બધી ભુલો કરે છે અને ગફલત પડે છે કે જેનો કોઇ પાર નથી અને સારા હાફેઝ હાજર હોવા છતા તેમને આગળ કરતા નથી અને એમ કહે છે કે આપણા જેવા પણ હોય એમનીજ પાસે તરાવીહ પઢાવવી જોઇએ બીજાને પાસે પઢાવવાની જરૂરત નથી એમ નાહકની ઝીદ અને હઠ લઇ બેઠા છે સમજાવવા છતા સમજતા નથી જેથી લોકોમા ઘણી ગડબડ અને બેચેની છે એક સતર પણ સહી પઢી શકતા નથી તો એવી હાલતમા તેઓના બદલે સારા હાફેઝને ઉભો કરવો જરૂરી છે કે નહિ?

જવાબ જયારે કે તેઓ ઘણી ગલ્તી કરે છે અને કુઆને શરીફ સહી પઢી શકતા નથી તો બીજા સારા પઢનારને ઇમામ બનાવવો જોઇએ કેટલીક ગલતીઓ તો એવી હોય છે કે જેથી નમાઝ ફાસેદ થઇ જાય છે ને કેટલીક વળી મકરૂહ થઇ જાય છે માટે એ વાતનો ખાસ ખ્યાલ રાખવો જોઇએ દીની બાબતમા અને તે પણ ખાસ કરી નમાઝ જેવી ઇબાદતમા નાહક હઠ અને ઝીદ કરવી ઘણી બુરી વાત છે માટે જે લોકો હઠ કરતા હોય તેમને નરમીથી સમજાવી શરીઅતના મસલાથી ખબરદાર કરવો સમજાવવામા એવુ રૂપ ધારણ કરવુ ન જોઇએ કે જેમા ઝગડો અને તકરાર પેદા થાય આ વારના કલામની અને રમઝાન જેવા મુબારક માસની દરેક મુસ્લિમ ભાઇએ કદર કરવી જોઇએ દીનના બાબમા હઠધર્મી કરવી ગુનાહનું કામ છે

૭૮૬ ☪ # "નઝમે કુર્આન" ☪ ૭૮૬



("અલિફ—લામ—મીમ"કા તીસરા રૂકૂઅ)

તુમ અય લોગો ઇબાદત અપને ઉસ રબકી કીએ જાઓ,
કે જિસ રબને કિયા પેદા તુમ્હે ઓર તુમસે અગલોકો
સબબ યે હૈ કે શાયદ તુમભી હો પરહેઝગારોમે,
ખુદાકે ખાસ બંદોમે ખુદાકે ખાસ પ્યારોમે.
ઉસી રબને બનાયા જિસ્કી હર જાનિબ રબૂબીયત,
ઝમીંકો ફર્શકી સૂરત ફલકકો *સકફકી સૂરત.
ઉસી રબને ઉતારા આસમાસે ઇસ લીએ પાની,
કે જિસ્સે હો ફલોંકે રિઝકમે તુમ સબકો આસાની
તુમ્હે જબ ઇલ્મ હોજાએ ન યુ બે-ઇલ્મ હો જાઓ,
વહી અલ્લાહ હૈ સબબ શરીક ઉસકા ન લે આઓ
અગર ઉસમે જો શય હમને ઉતારી અપને બંદે પર,
તુમ્હે શક હૈ તો ઉસ સૂરતકી સૂરત લાઓ ફિરફિર કર
ખુદાકે માસિવા અપને ગો હો કોઈ બુલાનો તુમ,
અગર સચ્ચે હો ઇન બેકાર આહો કો બુનાઓ તુમ
અગર યેભી ન કર પાએ ન હરગિઝ કર સકોગે શર,
ડરો ઉસ આગસે હૈ જિસ્કા ઇંધન આદમી પથ્થર
જો હર એક કુફ્રકી બસ્તીમે શોલા બાર રેહતી હૈ,
જહાંકે કાફિરોંકે વાસ્તે તૈયાર રેહતી હૈ
વોહ જો ઇમાન લાએ ઓર અમલ અચ્છે કીએ ઉનકો,
બશારત દેકે જન્નતકે ગુલિસ્તા દે દીએ ઉનકો
વોહ જન્નત જિસ્કે નીચે બેહતી હૈ નેહરે બઆસાની,
વોહ જન્નત જો મઝા દેતા હૈ દિલમે નૂર ઇમાની
ફલોકા રિઝક મીલ્તા હૈ ઇસી જન્નતસે જબ ઉનકો,
નઝર આતે હૈ સબ હમ શકલ ધ્યાન આતા હે તબ ઉનકો
વોહ કહતે હૈ કે એસા રિઝક હમ પેહલેભી પાતે થે,
જો ખા દેખાતો સમઝે ઝાયકે સબકે અનોખે થે
મિલેગી બીબીયા પાકીઝા ઉન સબ ખુદાવોકો,
હમેશાકી રેહાયશ હૈ હમેશા રેહને વાલોકો
અઝ-અબ્દ નઝમ "ગાલિબ" દીની નિઝામી બગોદરી

*સકફ=મકાનકી છત

રહેતું નથી તો એવા શખ્સની પાછળ નમાઝ થાય કે નહિ? તેમજ એવા ઇમામને કાયમ રાખવા માટે કોશીશ કરનારા માટે શું હુકમ છે? અને નમાઝની હાલતમાં ઇમામ સાહેબ અટકી જાય છે તેમજ બરાબર ભાન પણ રહેતું નથી

જવાબ-એવા ઇમામની પાછળ નમાઝ પઢવી જોઇએ નહિ મજકુર ઇમામ બદલી સારો પરહેઝગાર ઇમામ નીમવો જોઇએ એવા અહીલ્ણી ઇમામની હિમાયત કરનારા ગુનેહગાર થશે એવા લોકોને સબ્રજ્ઞથી શરીઅતના મસલાથી વાકેફગાર કરી તાત્કાળીક ઇમામ બદલવો જોઇએ

સવાલ-અમારે ત્યાં મસ્જીદમાં કેટલાક નવા હાફેઝ થએલા છોકરાઓ તરાવીહ પઢાવે છે જેઓને બરાબર યાદ નથી એટલી બધી ભૂલો કરે છે અને ગફલત પડે છે કે જેનો કોઇ પાર નથી અને સારા હાફેઝ હાજર હોવા છતાં તેમને આગળ કરતા નથી અને એમ કહે છે કે આપણા જેવા પણ હોય એમનીજ પાસે તરાવીહ પઢાવવી જોઇએ બીજાને પાસે પઢાવવાની જરૂરત નથી એમ નાહકની ઝીદ અને હઠ લઇ બેઠા છે સમજાવવા છતાં સમજતા નથી જેથી લોકોમાં ઘણી ગડબડ અને બેચેની છે એક સતર પણ સહી પઢી શકતા નથી તો એવી હાલતમાં તેઓના બદલે સારા હાફેઝને ઉભા કરવા જરૂરી છે કે નહિ?

જવાબ-જ્યારે કે તેઓ ઘણી ગલતી કરે છે અને કુઆને શરીફ સહી પઢી શકતા નથી તો બીજા સારા પઢનારને ઇમામ બનાવવો જોઇએ કેટલીક ગલતીઓ તો એવી હોય છે કે જેથી નમાઝ ફાસેદ થઇ જાય છે ને કેટલીક વખત મકરૂહ થઇ જાય છે માટે એ વાતનો ખાસ ધ્યાન રાખવો જોઇએ દીની બાબતમાં અને તે પણ ખાસ કરી નમાઝ જેવી ઇબાદતમાં નાહક હઠ અને ઝીદ કરવી ઘણી બૂરી વાત છે માટે જે લોકો હઠ કરતા હોય તેમને નરમીથી સમજાવી શરીઅતના મસલાથી ખબરદાર કરો સમજાવવામાં એવું રૂપ ધારણ કરવું ન જોઇએ કે જેમાં ઝગડા અને તકરાર પૈદા થાય અલ્લાહના કલામની અને રમઝાન જેવા મુબારક માસની દરેક મોમીન ભાઇએ કદર કરવી જોઇએ દીનના બાબમાં હઠધર્મી કરવી ગુનાહનું કામ છે

૭૮૬ "નઝમે કુર્આન" ૭૮૬

( સર્વ હક સ્વાધિન છે )

(જ૦ ' ગાલિબ " સાહેબની પરવાનગી વિના કોઇએ છાપવુ કે પ્રગટ કરવુ નહી)

(" અલિફ—લામ—મીમ "કા તીસરા રૂકૂઅ)

તુમ અય લોગો ઇબાદત અપને ઉસ રબકી કીએ જાઓ,
કે જિસ રબને કિયા પૈદા તુમ્હે ઓર તુમસે અગલોંકો

સબબ યે હૈ કે શાયદ તુમભી હો પરહેઝગારોમે,
ખુદાકે ખાસ બંદોમે ખુદાકે ખાસ પ્યારોમે

ઉસી રબને બનાયા જિસ્કી દર જાનિબ રબૂબીયત,
ઝમીંકો ફર્શકી સૂરત ફલકકો *મકફકી સૂરત.

ઉસી રબને ઉતારા આસમાસે ઇસ લીએ પાની,
કે જિસ્મે હો ફલોંકે રિઝકમે તુમ સબકો આસાની

તુમ્હે જબ ઇલ્મ હૈ તબ એ ન યુ બે-ઇલ્મ હો જાઓ,
વહી અલ્લાહ હૈ સબકા શરીક ઉસકા ન લે આઓ

અગર ઉસમે જો શક હમને ઉતારી અપને બંદે પર,
તુમ્હે શક હૈ તો ઉસ સૂરતકી સૂરત લાઓ ફિરફિર કર

ખુદાકે માસિવા અપને ગો હો કોઇ બુલાઓ તુમ,
અગર સચ્ચે હો ઇનિ બેમર આહો કો બુલાઓ તુમ

અગર યેભી ન કર પાઓ ન હરગિઝ કર સકોગે સર,
ડરો ઉસ આગસે હૈ જિસકા ઇંધન આદમી પત્થર

જો હર એક કુફ્રકી બસ્તીમે શોલા બાર રેહતી હૈ,
જહાંકે કાફિરોંકે વાસ્તે તૈયાર રેહતી હૈ

વોહ જો ઇમાન લાએ ઓર અમલ અચ્છે કીએ નેકો,
બશારત દો કે જન્નતકે ગુલિસ્તા હે દીએ ઉનકો

વોહ જન્નત જિસકે નીચે બેહતી હૈ નેહરે ગઆસમાની,
વોહ જન્નત જો મઝા દેતા હૈ દિનમે નૂર ઇમાની

મેવોંકા રિઝક મીલતા હૈ ઇસી જન્નતમે જબ નેકો,
નઝર આતે હૈ સબ હમ શકલ ધ્યાન આતા હૈ તબ નેકો

વોહ કહતે હૈ કે એસા રિઝક હમ પેહલેભી પાતે થે,
જો ખા દેખાનો સમઝે ઝાયકે મઝકે અનોખે થે

મિલેગી બીબીયા પાકીઝા ઉન સબ ખુદાવંદો,
હમેશાકી રેહાયશ હૈ હમેશા રેહને વાલોંકા

અઝ—અનુ નઝમ "ગાલિબ" દીની નિઝામી બંગાલી

*મકફ=મકાનકી છત

અડવાણી અસનથી છુટ્ટી તો ખગર એમની ભાષા ગાહા ગલફાદાર ખરી પરંતુ વાત કરે ત્યારે બમ સાકર સરતી કરી મૂકે આમ ભા મનાવનારા એવા કે પાસગે પાસગે ડામ દીધા હો તોય પાપ ન લાગે થોડા દિવસની વાત છે કે એ હજરતથી એકાએક ભેટો થયો વાત પરથી વાત નીકળતા તેઓ બોલ્યા કે "એવુ ને મિલાડીઓને ખીર ના પચી તે?" હું લાંબા સોચ વિચાર પછી પણ એમનો આ કટાક્ષ સમજી ન શક્યો એટલે મે ફરીને પૂછ્યું ' કેવી મિનાડી અને શાની ખીર? ક્યાંક ચસક્યા તો નથીને અડવાણી"

'હવે તો એજ બાકી રહ્યુ છે તમે લોકો ચસકો ચસકો નહિ તો સાહિત્યમાથી ખસકો ભાળા શુ મો લઈને ફરો છો જગતમા!" અડવાણીની વાત વધુ પેચદાર બનતી જતી હતી એવામા મહાકવિ હડમત ઓઝાની સ્વારી આવી પહોંચી આવતાની સાથેજ તેઓએ કહ્યુ માળા હલ્લાથીએ વધુ બોદા નીકળ્યા ભઈ "

"અરે! જાપાનીસ ફુગ્ગા એનાથી સારા જે જરા વાર તો ફુલીને ટકી શકે છે" અડવાણીએ વાતને વળી પાછો એક આમળો દીધો

"આ તો પેલી વાત થઇ કે પેનાનુ શુ? હસતો! કંઇ સાફ સાફ ભસો કે હુ પણ કંઇ સમજી શકુ! આ શુ? બિલાડી, ખીર, બોદા અને ફુગ્ગા જેવા ન શોભતા શબ્દો વાપરી કોઇની સવાર બગાડી રહ્યા છો?"

"અરે તને તો સવાર બગડ્યાની પડી છે અને પેલાઓનુ સૌ કાંઈ બગડી ગયુ તે નહિ વિચારતો઼નુ."

"અરે પણ કોનુ?"

"કહી દઉ? સાચેજ તુ જાણતો નથી? તો લે સાંભળ પેલા શાસ્ત્રીય ગઝલકારો (!) જે અસલમા ચાર જણ હતા અને પછી બાર જણ ઉમેરાયા હતા તે ફરીને પાછા ચાર જણ થઇ ગયા એ ચાર જણ પણ રહી ગયા એટલુ સારૂ છે જેથી મંડળના રામ ફોનવાના હોય

પોઠ




તો પણ તેને સોનાપુર પહોંચાડી શકે દોસ્ત શુ કહુ આ દિવાળી પર તો તે આખા હિંદમા છવાઇ જવાના હતા પરંતુ હાયરે કિસ્મત! મુસોલીની નાકો અને એમની પનોતી બેડી, હીટલીનુ એ તોફાન થોડાક ખડખડાટમાં સમી ગયુ સભાના મંચ પર ગઝલકારના સ્વાગતમા તેમણે એવી એવી અદાઓ બતાવી કે તે એમ નોજ હિસ્સો હતો કોઇ પણ શાયર-માણસ હોય તો તે ન પાડી શકે એવી-સુંદર છાપ એમણે પાડી તેઓ માણસ થોગ હતા, શાયર હતા શાહી અફસોસ કે ગુજરાતે એમને વધાવાને બદલે ધૂનમાના ગઝલરૂપી ખીર તેમને ન પચવા તેમણે ઓકવા માડી પણ તે એટલી ગંધાઇ કે શ્રોતાઓ મો પર હાથ મૂકી તેમને છોડીને ચાલતા થયા નકટાન ફકી જય

• • •

"જ્યા જાય ઉકો ત્યા સમંદર સુકો" એ કહેવત પ્રમાણે ત્રણ ત્રણ વાર મેટ્રિકની પરિક્ષામા બેઠા પણ પરિણામ એ j એ મીંડુ લાચારીએ ભણવાની ચોપડીને અભરાઈ પર મૂકી નૉવેલો વાંચવા માડી અને એમ વાચતા વાચતા લેખક થવાના કોડ જાગ્યા દરેક નવો લેખક શરૂ કરે છે તેમ પ્રણય કાવ્યોથી શરૂઆત કરી શબ્દકોશમાથી સુંદર સુંદર શબ્દો વીણી થોડુ તરજુમીઆ, થોડુ ભાડુતી, અને થોડુ ઘરનુ એમ લાલ, પીળો ને વાદળી રંગોથી રચનાઓ રચવા માડી હિંદી માસિકોમાથી અદ્ધર તફડાવી નવલિકાઓ લખવા માડી લેખક માણસ નગી એનો ગાઇ ધમજ નથી એમ નક્કી કરી, પ્રસંગાનુસાર કાવ્યો અને લેખો લખવા માંડ્યા કૃષ્ણાષ્ટમીમાં કૃષ્ણની અને

વેશ્યાકમાં વેશ્યા મુદ્રાની તાલીમ કરતાં માડી સનસનાટી મચાવતા સારુ ધર્મ, ખુદા અને ધાર્મિક અગ્રેસરો વિરુદ્ધ પણ ભયંકર મંડયું આમ છતાં ગાળની ટીકાઓ સુનાવ્યા સિવાય કોઈ બીજી રીતે એ ક્ષેત્રમાં ફાવ્યું નહિ લોકોમાં જાતે અને કુટુંબીઓ પાસે પ્રચાર કરાવ્યો કે મહીને દિવસે લેખો નાખીને એક સો રૂપીઆ કમાઈએ છીએ, પરંતુ અમારું દિલ જાણતું હતું કે એક પાઈ પણ એમાં મળવાની નથી છેવટે પ્રચારવેડાનો લાભ લઈ લીગનું જોર જોતા નજરદારી ક્ષેત્રમાં કૂદી પડ્યા કોંગ્રેસ અને લીગ એ તો અમારો ધંધો ધપાવવાની શાબ્દિક મુંડી હતી બાકી ન અમે લીગી હતા ન કોન્ગ્રેસી અમારો ધર્મ સિદ્ધાંત જે કાંઈ ગણો તે પેટ હતું અને એ પેટ આગળ અમે સર્વને હેઠ સમજતા હતા પરંતુ લીડર થતાંમાંય કશોય લાભ ન દેખાતા અને અનેક ઘોટાળાઓ માથે પડતા આખીએ પૉલીસી બદલી નાખી એડીટર બનવા મુંબઈ દોડયા અને બની પણ ગયા પરંતુ સીનેમાના પરદા પરના રાજાની પેઠે એ ખુરસી પણ જેની હતી તેણે છીનવી લીધી અને અમારે માટે વળી પાછા સમદર સૂકો થઈ ગયા હવે હમણાં સીનેમાની જાહેર ખબરો નાખીને અને લેખકોને ગાળો આળો લખીને ગાડું ગબડાવી રહ્યા છીએ અમે છીએ ગુજરાતના પ્રગતિશીલ લેખક મી

° ° °

ઢેડીને હવાનદારે માથું એટલે ઢેડી ધરતી પર પગ ન મૂકે એમાં નવાઈ શી? પોતાના નમ્રતામંડળના એક મસ્ખરાને એક તન્ત્રીએ કવિ તરીકે સ્થાન આપ્યું તો તેઓ કવિમાંથી વિવેચક બની ગયા છે, હવે વિવેચકમાંથી તેઓ શું બનશે? એ તો અત્યાર કેમ કહેવાય પરંતુ વિવેચક લખવાથીજ વિવેચક બની જવાતું હોય તો દરેક લેખક એકી સાથે વિવેચક અને શાઇન લેખાશે વિવેચક થવા માટે જે પરિશ્રમ ઉપાડવો પડે છે તે ઉપાડવાની દરકાર નહિ રહે એ ભાઈ પોતાની શાયર તરીકેની નિષ્ફળતાઓને આમ વિશેષણોના આવરણમાં ન છુપાવે તો સારું તેઓ કદાચ એવું સમજતા હશે કે વિવેચક બન્યા વિના રહી જઈશું તો લોકો તેમને અવિવેકસભ્ય ઠરાવશે પરંતુ તેઓ સમજતા નથી કે તેમના અશુદ્ધ ખોટા શબ્દો અને ઉચ્ચારને લીધેજ તેમની બીનઆવડત વધારે પ્રગટ થાય છે સાથેજ માણસના મનનું કંગાળપણું માણસને દરેક વસ્તુ કરવાને પ્રેરે છે

° ° °

સાહિત્ય ગમે તે વાડામાંથી આવે શરત એટલીજ કે સાહિત્ય તે સાહિત્ય હોવું જોઈએ અને ખરું જોતાં તો જીવનની વિસ્તૃત સડકથી આવે તેજ સાહિત્ય કહેવાય મોટા વાડા યા વાડની સાંકડી ગલીઓમાંથી આવે તે ખરું સાહિત્ય ન હોય કોઈ પણ સાહિત્યકારે સાહિત્યને બાટલામાં બંધ કરી નેમલ લગાવવાની વસ્તુ તરીકે ઓળખાવ્યું નથી આમ છતાં ગુજરાતી સાહિત્યમાં વાડા અને વાડીઓ હજીએ ફૂલી અને ફાલી રહી છે 'મહાગુજરાત'માં આ સંબંધી કેટલીક વાતો વાંચતાં આશ્ચર્ય દુઃખ થયું

° ° °

માણસ, માણસ થવાનું ભૂલીને દેવતા બનવાની ચેષ્ટામાં રાક્ષસ બનતો જાય છે ખુરસી પર બેસીને તે ઉભા રહેવાની ગત ભૂલી જાય છે મોટર પર ચઢીને તે પગે ચાલનાર પ્રતિ ઘૃણાથી જુએ છે થીએટરોમાં જઈને તે ભિખારીઓના ગીતો ભૂલી ગયો છે તે હસે છે પરંતુ પોતાનું હાસ્ય સમજી શકતો નથી તે ગાય છે પણ શું ગાય છે તેનું તેને ભાન નથી અને એવીજ રીતે તે લખે છે પરંતુ શા સારુ અને શું લખે છે તે વિસરી ગયો છે ગોખીતા શબ્દો યોજનારને સારો સાહિત્યકાર માનતા જનતા ટેવાઈ ગઈ છે માસિકો અને અઠવાડિકોમાં ચિરંજીવ લખાણ કેટલું આવે છે? છપાય તે સાહિત્યને નામે ધપી જાય છે કોઈ રોકતું નથી કોઈ રોકતું નથી, એમજ ચાલ્યા કરે છે

° ° °

## હુકમતના ચાક પન્થી

પ્રગતિશીલ લેખકોનું મુખપત્ર બનવાની ડંફાસ મારનાર એક માસિક એટલી પ્રગતિ

કરી છે કે તેમાં અડધું પાનું અને ચતુર્થું પાનું, આનતુ હતુ તેની સાથે હવે ત્રાંસુ પાનું પણ આવવા લાગ્યું છે આશા રહે છે કે હવે વાંકુ પાનું, ગોળ પાનું અને ચોરસ પાનું વાપરી તે તેના ‘ચાય’ની પુરેપુરી હજામત કરી નાખી પ્રગતિની ટોચે પહોંચી જશે

• • •

‘નવચેતન’વાળા ચાંપશીભાઈને ચેની અર્પણ થઈ જ્યારે એ ઘડી મોજ’વાળા ‘ચપટા’ સાહેબને જશને બદલે જુતીયા મળ્યા છે કારણ શું ભાઈ! ‘તાજા નમકહલાલોની કામના જોઈ ?

વિભીષણ કો રાજ દિયા ઔર હનુમાનકો તેલ”

‘સાહિર’ની ગઝલો સુધારવાનો ક્રમ રાખનાર ‘આસિમ’ ભૂલી ગયા લાગે છે કે રહેરમાં એમની ગઝલો કોની પાસે ઈસ્લાહ માટે જતી હતી ?

• • •

‘શ્રી ચપટાએ પોતાના પેપરદ્વારા અનેક ગઝલકારો જન્માવ્યા છે” —આસિમ

ગઝલકારોને જન્માવનાર એમના માબાપ હોઈ શકે, શ્રી ચપટા યા પેપર નહિ. અલબત્ત એવી તારીફ કરનાર ‘આસિમ’ને ‘ચપટા’એ પેપર દ્વારા જન્માવ્યા હોય તો નવાઈ નહિ

# એક ઉડતું અવલોકન—



**નજમા** સુરતના કેપીટોલમાં ચાલતા જાણીતા ડાયરેક્ટર મેહબૂબના એ અનોખા પિક્ચરનું અવલોકન કરવાનું કાર્ય મારે માથે આવ્યું એ સર્વાંગ સુંદર પિક્ચર નિહાળ્યા પછી હિંદી પિક્ચરો માટેનો મારો અભિપ્રાય બદલાયો આપણા ડાયરેક્ટરો હવે ઉચ્ચ કક્ષાના ચિત્રો ભેટ ધરતા થયા છે એ નજમા જોતા સમજાયું !

કથાનક ટુંકું છતાં આકર્ષક હતું પાત્રોના અભિનય પણ સમજપૂર્વકના હતા વેશમાં ફાકડા જેવું કંઈ ન હતું હેરોઈન સુંદર, અને સર્વ શ્રેષ્ઠ તો સનારોના કટાક્ષ હતા આરંભથી હળવી હવા જમાવતું એ ચિત્ર અંતમાં કરૂણતા પર વાસ્તવિક રીતે ઉતરી પડે છે ગાયનો સાધારણ કોટીના હતા પણ ઈસ્લામી સામાજિક ચિત્રોમાં તો ‘નજમા’ એક અપૂર્વ અને અજોડ પિક્ચર જ ગણાય ટીકાત્મકને બદલે રચનાત્મક પરંતુ અનુકરણીય અને આદર્શ ગણાય ડાયરેક્ટર મેહબૂબે આગ એક વાસ્તવિક અને સફળ પિક્ચર દ્વારા પોતે એક પ્રથમ પંક્તિના ડાયરેક્ટર છે એ સાબિત કરી આપ્યું છે

નવાબ જેવા સાંગોપાંગ નવાબને સુધારી એક ખાનદાન ગૃહસ્થ બનાવવાના હેતુમાં નજમા અંતે સફળ થઈ અને પુરૂષની ફરમાની પણ જેવી તેવી ન હતી ! અભિનયની દ્રષ્ટિએ વીણા પછી અશોકકુમાર, મુરાદ કુમાર, સિતારા અને યાકુબ વગેરે ક્રમેક્રમે આવી શકે સફળતાની કસોટીમાં આ પિક્ચર ૧૦૦માંથી ૯૦ માર્ક જરૂર મેળવી જાય આપણા સમાજને આવા બીજા ચિત્રોની આવશ્યકતા ઉભી જ રહી છે

—‘સીને પ્રિય’

અનુવાદક —



# જહાંગીર પર બોહતાન!

"મુસ્લિમ"

મૂળ ઉર્દૂ લેખક
જનાબ
મુહમ્મદ
નસીરૂદ્દીન
અસ્કરી.

કેટલાક ઇતિહાસકારો આ મશહૂર ઐતિહાસિક ઘટનાને આવી રીતે વર્ણવે છે કે –"નૂરજહાંના તીરે-નઝરથી ઘાયલ થઇ જહાંગીરે તેણીના પહેલા ધણી શેર અફગનને કતલ કરાવી, નૂરજહાંને બળજબરીથી પોતાની રાણી બનાવી" આ માન્યતાએ એટલી ઉંડી જડ ઘાલી છે કે, એના વિષે ઉંડાણમાં ઉતરવાની ઇતિહાસકારોને જરૂરત નથી લાગતી પરતુ નીચે આપનામાં આવેલા દાખલા દલીલોથી સાબિત થાય છે કે આ માન્યતા તદ્દન પોકળ છે અને કેટલાક ઇતિહાસકારોએ એને ઉપર કહ્યા મુજબ ખોટી રીતે વર્ણવી છે

મેહરૂન્નિસા (નૂરજહાં) જ્યારે પોતાના માતપિતા સાથે શહેનશાહ અકબરના દરબારમાં પહોંચી ત્યારે તેણીનું વય ફક્ત ચાર જ વર્ષનું હતું અને જહાંગીરનું વય આઠ વર્ષનું હતું ફક્ત આઠ વર્ષની બાળવયમાં જહાંગીર-નૂરજહાં સાથે શાદી કરવાની હઠ (ખરી રીતે બાળહઠ) લઇ બેસે, અને શહેનશાહ અકબર ચાર વર્ષની બાળવયતી નૂરજહાંની શાદી અલીકુલીખાન (શેરઅફગન) સાથે કરી નાખે, એ એક ન સમજવામાં અને ન માનવામાં આવે એવી બીના છે–આ દલીલને પણ જવા દઇએ અને આ દલીલ પર વિચાર કરીએ કે જહાંગીર તખ્તનશીન થયો ઈ સ ૧૬૦૫માં અને અલીકુલીખાનની શાદી મેહરૂન્નિસા સાથે થઇ ઇ સ ૧૬૧૧માં

આ ઘટનાને જુદી રીતે વર્ણવનાર ઇતિહાસકારોએ આટલું પણ નહિ વિચાર્યું હોય કે જે શહેનશાહના એકજ ઇશારા પર લાખો ગરદનો ઝુકી જતી હોય, અને જે પેશાવરથી રાસકુમારી સુધીના મુલ્કનો સર્વસત્તાધિશ હોય, તે પોતાની મહબ્બતને અમલી જામો પહેરાવવાની છ વર્ષ સુધી શા માટે વાટ જુએ?

અગર જહાંગીરને નૂરજહાં પ્રત્યે પ્રેમ હોત તો તેણે તખ્તનશીન થયા બાદ પહેલું કામ એ કર્યું હોત કે શેર અફગનનો કાંટો વચ્ચેથી દૂર કરી નૂરજહાં સાથે શાદી કરી હોત પરંતુ જહાંગીરે આમ કર્યું નહિ, એ ઉપરથી સાબિત થાય છે કે જહાંગીરને નૂરજહાં પ્રત્યે પ્રેમ તો શું પણ ઝરાતણી લાગણી પણ નહોતી જ્યારે જહાંગીરને નૂરજહાંની લાગણીજ નહોતી તો પછી તેણીને મેળવવાની અને શાદી કરવાની વાતજ કયાં રહી?

ઘડીભર માટે આપણે માની લઇએ કે, જહાંગીર અનુકુળ સમયની વાટ જોતો હોય, પણ આ માન્યતા પણ ટકી શકતી નથી કારણ કે જેણે પોતાના શાહઝાદગીના સમયમાં અબુલ ફઝલ જેવા એક પ્રતિભાશાળી માણસને મરાવી ન ખાખ્યો હોય, તે પોતાના રસ્તાના કાંટા સમા શેર અફગન જેવા એક મામુલી માણસને નહોતો મરાવી શકતો, એ માનવામાંજ ન આવે એવી બીના છે

જો આ ઘટનામાં અંશ બરાબર પણ સત્યતા હોત તો મ્હોટા મ્હોટા ઇતિહાસકારોએ અબુલ ફઝલની ઘટના પછી આ ઘટનાનું પણ ઝરૂર વર્ણન કર્યું જ હોત 'તારીખે ફરિશ્તા' અને 'કારનામએ જહાંગીરી'ના કર્તા મૌલાના અકાઉદ્દાદ સાહબ તથા હેરલ્ડ સ્મીથ, બર્ની, સીમ્પસન અને બીજા યુરોપિયન ઇતિહાસકારોએ આ ઘટનાનો ઇશારો સુદ્ધાં નથી કર્યો જહાંગીરની શાદી મેહરબાનીઓ-કે જે ખાસ

# સ્વીકાર અને સમાલોચના

**'ખિલાફત'** [મુંબઈ] — જાણીતા સાપ્તાહિક 'ખિલાફત' ગુજરાતીનો ૫૦ અંક હિન્દુ અંથ મળ્યો છેલ્લા ચાર પાંચ માસ થયા એ સાપ્તાહિકે સાહિત્ય જગતમાં ઠીક ઠીક પ્રગતિ સાધી છે ૮ આનામાં આવો સુંદર અંક આપવો એ સાહસજ ગણાય ભાઈશ્રી વનીવાણીની મહેનત લેખે લાગી છે લેખોની પસંદગી, ચિત્રોની છપાઈ વગેરે ઉમદા છે મુન્શી ફતેહખાન, શ્રી રમેશ, જ૦ સાયાણી શ્રી નામુ ઠક્કર, જ૦ 'તુગખ' જ૦ 'નસીમ' જ૦ જીહનીસગર ઇબ્રાહીમ મીસ્ત્રી, વગેરેના લેખો તેમજ શ્રી ગાયદા, જ૦ વલી, જ૦ તિરિમન વગેરેના કાવ્યો ખાસ ધ્યાન ખેંચે છે ગુજરાતી લેખકોની દુર્દશાનું કરૂણ છતાં રમુજી ચિત્ર આલેખતો જ૦ બેકાર'નો લેખ ખાસ ધ્યાન ખેંચે છે ત્યારે જ૦ સાગિર' સાહબનો લેખ સાહિત્યની દૃષ્ટિએ ઉચ્ચ પ્રકારનો છે છતાં એક વાત એ ખટકે છે કે અમુક લેભાગુ વાચકોને જાણી જોઈને ચઢાવવામાં ગુજરાત-કાઠિઆવાડના કેટલાક સિદ્ધહસ્ત ગઝલગોને અજાણતાં અન્યાય થઈ જવાનો સંભવ છે કાગળની કારમી મોંઘવારીમાં આવું સાહસ કરવા બદલ 'ખિલાફત'ના તંત્રી સાહેબને અભિનંદન ઘટે છે

**'અવલાદ'** (રાજકોટ) બાળકોના એ સુંદર માસિકનો ખાસ અંક બાળકોના બરનો હોઈ બાળકો હોંસે હોંસે વાંચે એવો બન્યો છે લેખોની વિવિધતા અને છપાઈની સુંદરતા મનહર છે ઘણા આગેવાનો તથા તંત્રીઓના સંદેશા છે સંદેશા તો સુંદરજ હોયને? કાવ્યો અને લેખોની ચુંટણીમાં વિવેક બુદ્ધિના દર્શન થાય છે આવો સારો અંક મળવા બદલ વાચકોને મુબારકબાદી અને તંત્રીને અભિનંદન આપીએ છીએ?

**'ઉમ્મીદ'** — સુરતથી નિકળતા એ યુવકોના માસિકનો દળદાર ઇદ અંક ગેટ અપને જોતા આશ્ચર્યચકિત થવું પડે છે લેખો અને કવિતાઓ તથા છપાઈની ગોઠવણીમાંય તંત્રીઓએ ખૂબ જહેમત ઉઠાવી હોય એમ જણાય છે 'સારૂં લાગે એ ગમે ત્યાંથી લેવું' એ જાણે ઉમ્મીદનો નિયમ બંધાઈ ગયો છે વાચન સંગીન અને ઇબારત રંગીન છે **"નોંધ અજોડ નઝ્મ અને નર્મ"** દરેક લેખને માથે એ પાઘડી ગોઠવવામાં 'બેખુદ' સાહેબે ખૂબ તકલીફ લીધી છે! પાને પાને ઝળકતો યુવક વ્યવસ્થાપકોનો ઉત્સાહ વખાણપાત્ર છે

**ચાંદનીએ ઇસ્લામ** — ચાર આનામાં સરસ ઇદ અંક કાઢયો છે સમસ્ત ગુજરાત અને બૃહદ ગુજરાતમાં મુસ્લિમ સ્ત્રી તંત્રીના હાથ નીચે નીકળતું આ એકજ અઠવાડિક હોઈ પોતાની કલમી કારકીર્દિદ્વારા ઉત્તેજનનું હકદાર ઠરે છે સ્ત્રીઓને ઉપયોગી સાહિત્ય સારા પ્રમાણમાં રજુ કર્યું છે વિષયની પસંદગીને છપાઈની સાદગી પાછળ અનુભવી હાથોની મહેનત જણાય છે આવા ઉત્તમ અંક માટે તંત્રી બહેન નુરન્નિસાને મુબારકબાદ ઘટે છે

**શમે કદ્ર** — ધોરાજીની મુસ્લિમ ગુલઝાર પાર્ટી તરફથી શમેકદ્ર કઝીલતોને વર્ણવતી ઉચ્ચ ઉર્દૂ ભાષા અને ગુજરાતી લિપિમાં છપાએલી આ નાનકડી પુસ્તીકા પહેલીજ નજરે ધ્યાન ખેંચે એમ છે 'કલીમ' સાહબની કલમ અને વ્યવસ્થા સુંદર છપાઈમાં દૃષ્ટિગોચર થાય છે પણ આટલી બધી અઘરી ભાષામાં શા માટે? આવા વિષયો સરળ અને આસાન ભાષામાં પ્રગટ થવા જોઈએ કે થોડું ભણેલા પણ તેનો લાભ ઉઠાવી શકે એમ અમે માનીએ છીએ

—તંત્રી

# ઈન્તેકાલે પુરમલાલ !

પાક પરહેઝગાર અને નેક બુઝુર્ગ, રાંદેરના સખી વજુદ ગૃહસ્થ જનાબ આઝમ આરેફ ભામ સાહેબનો ૭૬ વરસની વયે તા ૧૯–૯ ૪૩ ને રોજ ઇન્તેકાલ થયો છે ઇન્નાલિલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઊન રાંદેરના એ હીની અને દુન્યવી કામોમા છુટે હાથે ખૈરાત કરનાર ગુપ્ત અને જાહેર દાનાથી ગુજરાત તેમજ હિંદુસ્તાન અજાણ્યું નથી એમના વાલિદ બુઝુર્ગના સખાવત ખાતા ભામ ચેરીટીઝ ફંડ તરફથી સેંકડો મસ્જિદો અને મદ્રસાઓ ફેઝ હાસિલ કર્યો હતો અને અનેક ઉચ્ચ તાલીમ લેનાર વિદ્યાર્થીઓ આ ફંડના એના ફંડથી પાર ગત થયા હતા સ્કૂલો અને હોસ્પીટલો મદ્રેસા ને મસ્જિદો એમના સખાવતી ફંડથી તરોતાઝા થઇ રહી હતી અને છે ચેરીટીઝ ઉપરાંત એમની ખાનગી સખાવતોનો સરવાળો લાખો રૂપિયાનો થતા જાય છે કવેટા કે બિહારના ધરતીકંપો મસ્જિદે અકસાના સમારકામો કે તુર્કીના ધરતીકંપોમાય એમણે બાદશાહી રકમો ખેરાત કરી હતી મર્હૂમ સખાવતના ધુની બાદશાહ હતા ધૂનમા સમાય તેને દેઇ લગી નભાવી જાણતા કેળવણાય કૌમને માટે ૭ લાખનુ વસીયતનામુ રોકાણું અને એકાદ લાખના મકાના વક્ફ કરી ગયા છે મર્હૂમ અપુત્ર હતા, પણ અમનુ કુટુંબ વિશાળ છે મર્હૂમના ઇન્તેકાલથી ગુજરાત, હિંદુસ્તાન અને સમસ્ત ઇસ્લામી આલમને એક સખાવતી દાતાની ખોટ પડી છે ખુદા મર્હૂમને ગરીકે રેહમત કરે અને એમના કુટુંબને સબ્રે જમીલ અતા કરે આમીન

## અમારા એક દિલસોઝ મિત્ર !

રાંદેરની મ્યુ ડિસ્પેન્સરીના માજી ડોક્ટર મહમદમિયા મલિક તા ૬–૧૦–૪૩ના રોજ જન્નત નશીન થયાના સમાચારથી અમા। મિત્ર સર્કલમા અને એમના મહોળા મિત્ર તથા કુટુંબ સમુદાયમા દિલગીરીની લાગણી પ્રસરી હતી ડો મર્હૂમ સીધા સાદા અને ભલા માનસ હતા એમના માયાળુ સ્વભાવે અનેક દરદીઓના દિલ જીત્યા હતા રાંદેરમા આવો ભલો ડોક્ટર હજુ સુધી કોઇ આવ્યો / નથી કોટ પાટલુન ને હેટમા હમેશા સજ્જ રહેનાર, એ તોહજ્જુદ ગુઝાર પાકા મુસલમાન હતા એમના ત્રણ પુત્રોને એમણે ઉચ્ચ કેળવણી એની ઉમદા તાલીમ આપાવી હતી થોડોજ સમય થયા પેન્શન લીધુ હતુ એમના જન્નતનશીન થવાથી અમે એક દિલસોઝ મિત્ર અને એમના કુટુંબ એક પ્રેમાળ વડિલ ગુમાવ્યો છે ખુદા મર્હૂમને જન્નતુન ફિરદોસ અતા કરે અને એમના કુટુંબીઓને સબ્ર

## એક નિડર પત્રકાર !

ભાઇ–નગીનલાલશાહ તે 'ચિત્રપટ'ના તંત્રીના તા ૨૭–૯ ૪૩ના રોજ થયેલા અકાળ અવસાનના સમાચાર સાભળી અમારા દિલને આઘાત થયો છે અમા। પરિચયમા આવેલા અનેક પત્રકારોમા સ્વ૦ નગીનલાલ જેવો નિડર અને ધ્યેયવાદી પત્રકાર અમે બીજો કોઇ ભાળ્યો નથી સીનેમા લાઇનમા કોઇની ચાપલુસી કર્યા વગર બેધડક પત્ર ચલાવવુ એ ત્યાગવૃત્તિવાળા અને હિંમતવાન માણસનુજ કાર્ય ગણાય સ્વ૦ની ખોટ ગુજરાતને વરસો સુધી સાલશે યુવાન વયમા અવસાન થવાથી પત્રકારિત્વને એમના કુટુંબને તથા મિત્રમંડળને પડેલી ખોટ પુરાય એમ નથી પ્રભુ એમના પાછળવાળાઓને ધીરજ અર્પે એજ સન્પ્રાર્થના !

—તંત્રી મરવા

**જરા આ તરફ**

સાબિર' સાહબનો જે ચર્ચાસ્પદ લેખ 'ખિલાફત'ના ૯૬ અંકમા પ્રગટ થયો છે જે વિષે અમે વિભુમા ઇશારો કર્યો છે, તે લેખ એપ્રીલમાસના ૧૯૩૫ના ૯૬ અંકમા પ્રગટ થએલો જણાય છે —તંત્રી

# દીદારે રસૂલ (સલ૦)

સ પા દ ક
રિફાઈ-સાબેરી



"આ અગાઉ લખવામા આવેલી હદીસો તેમજ અમુક અમુક નહીં લખાયલી હદીસોના ભાવાર્થ નીચે મુજબ છે

(૧) જે માણુસ દરૂદ શરીફ પઢે છે તે ખુદાપાકના કામમા તેનો સાથી બને છે કારણુ આ તે કામ છે જેને ખુદ ખુદાપાક પોતે પણુ કરે છે 'ઇન્નલ્લાહા વ મલા એક તહુ યોસલ્લૂના અનન્નબી" "અલ્લાહ તઆના અને તેના ફરિસ્તા નબી (સલ) ઉપર દરૂદ મોકલે છે" જો કે એમા સદેહ નથી કે ખુદાપાક અને આપણા દરૂ- વચ્ચે મોટો ફર્ક (અતર) છે છતા પણુ એક રીતે ખુદાપાક સાથે દરૂદ પઢવાના કામમા મનતાપણુ જરૂર થાય છે

(૨) મજકુર નબર ૧ પ્રમાણે ખુદાપાક ઉપરાત ફરિસ્તાઓ સાથે પણુ દરૂદ પઢવાના કામમા મલતાપણુ થાય છે, કારણુકે જેવી રીતે અલ્લાહ તઆના નબી (સલ) ઉપર દરૂદ મોકલે છે તેવીજ રીતે તેના ફરિસ્તા પણુ દરૂદ મોકલે છે જેથી નબર ૧ પ્રમાણે મલતાપણુ જરૂર થાય છે

(૩) જે માણુસ (મુસલમાન) રસૂલુલ્લાહ (સલ૦) ઉપર દરૂદ મોકલે છે તો અલ્લાહ તઆના અને તેના ફરિસ્તા તે માણુસ ઉપર દરૂદ અને સલામ મોકલે છે

(૪) જે મુસલમાન એક વખત દરૂદ મોકલે છે તો ખુદાપાક અને તેના ફરિસ્તા તેની ઉપર દશ વખત દરૂદ અને સલામ મોકલે છે

(૫) જે માણુસ એક વખત દરૂદ મોકલે છે તો તેને દશ નેકી મળે છે, તેના દશ ગુન્હા માફ કરી દેવામા આવે છે, અને તેના દશ દરજ્જા બુલદ કરવામા આવે છે

(૬) દરૂદ પઢનારને દોઝખ અને કુફરથી છુટા કરી દેવામા આવે છે

(૭) દરૂદ પઢનારને જન્નતમા શહીદોની પાડોશમા રાખવામા આવશે, એટલે શહીદોના મકાનોની પાડોશમાજ દરૂદ પઢનારાઓ માટે મકાનો બનાવવામા આવશે

(૮) જે દુઆની શરૂઆતમા, વચ્ચે, અને છેલ્લે દરૂદ શરીફ પઢવામા આવશે તે દુઆ જરૂર કબૂલ થશે

(૯) દરૂદ શરીફ પઢનાર કયામતને દહાડે નબી (સલ)ની શફાઅતનો હકદાર થશે

(૧૦) દરૂદ શરીફ પઢનારને તેના મરણુ પહેલા જન્નતની ખુશ ખબર આપવામા આવે છે

(૧૧) જે માણુસ એકસો વખત દરૂદ શરીફ પઢે છે તો અલ્લાહ તઆના તેની ઉપર હજાર વખત દરૂદ પઢે છે

(૧૨) દરૂદ શરીફ પઢનારાઓ સાથે ફરિસ્તા મહબ્બત કરે છે અને વધુમા પઢનારાઓની દરેક રીતે તેઓ મદદ કરે છે

(૧૩) દરૂદ શરીફ પઢનારા જન્નતમા હુઝૂર (સલ) સાથે એવી રીતે દાખલ થશે કે બાદેયા બાધ મધેની હશે, એટલે બહુજ નજદીકી સાથે દાખલ થશે

(૧૪) દરૂદ શરીફ પઢનાર મરણ પામે છે ત્યારે દરૂદ શરીફ તેના ગુનાહ માફ કરાવવા ખુદા પાકને સિફારિશ કરે છે

(૧૫) કયામતને એમ દરૂદ શરીફનુ વજન ઓહોદ પહાડના વજન જેટલું કરવામા આવશે કે જેથી પલ્લામા વજન વધારે થઈ જાય

(૧૬) દરૂદ શરીફ પઢનારાઓ માટે એક ફિરિશ્તો નક્કી કરવામા આવે છે જે દરૂદ શરીફને રસુલુલ્લાહ (સલ)ની કબ્ર મુબારકમા રજુ કરે છે

(૧૭) દરૂદ શરીફ પઢનારાઓને ભરપૂર સલામ આપવામા આવે છે

(૧૮) દરૂદ શરીફ પઢનારાઓના ગુનાહ દરરોજ મટતા મટતા છેવટે તદન મટી જાય છે

(૧૯) દરૂદ શરીફ પઢવાનો સવાબ ગુલામ આઝાદ કરવાથી પણ વધારે છે

(૨૦) એક વખત દરૂદ શરીફ પઢવાથી તે એક વરસના બધા નાના નાના ગુનાહ માફ થઇ જાય છે

(૨૧) દરૂદ શરીફ પઢનારાઓના ગુન્હા ત્રણ દિવસ સુધી કીરામન કાતેબીન લખતા નથી અને તૌબાની ઇન્તેઝારી કરે છે, જો એ મુદ્દતમા તૌબા નહીં કરે તોજ લખે છે (એટલે કે ફરીશ્તા ગુનાહને તુર્ત નહીં લખતા તેથી તૌબા કરવા ત્રણ દિવસની મુદ્દત મળે છે, અને એ વખતમા જો તૌબા કરી લેવામા આવે તો ગુન્હાને લખતાજ નથી) દરૂદ શરીફ પઢનારાઓ ઉપર ખુદાપાકની કેટલી મોટી મહેરબાની છે તે નબર ૨૦-૨૧ થી ખુલ્લું જણાય છે

(૨૨) દરૂદ શરીફ પઢનાર કયામતને દહાડે હોલનાક દેખાવોથી બચેલો રહેશે

(૨૩) દરૂદ શરીફ પઢનારને ખુદાપાકની રહમત ચારે તરફથી ઢાંકી લે છે

(૨૪) દરૂદ શરીફ પઢનાર અલ્લાહ તઆલાના ગુસ્સાથી નિર્ભય રહે છે

(૨૫) દરૂદ શરીફ પઢનારને કયામતને દહાડે અર્શ ઇલાહીનો સાયો મળશે

(૨૬) દરૂદ શરીફ પઢનાર દોઝખથી બચેલો રહેશે અને તેની નેકીનો પલ્લો બહુ વજનદાર થશે

(૨૭) દરૂદ શરીફ પઢનારને મેદાને મેહશરમા તરસની તકલીફ થશે નહિ

(૨૮) દરૂદ શરીફ પઢનાર દોઝખના પુલ (પુલ સરાત) ઉપર પગ મૂકતાજ પાર થતા તેના પગ ડગમગશે નહિ એટલે કે પણ હરકત કે તકલીફ વગર પાર થઇ જશે

(૨૯) હજાર વખત, બીજી હદીસ મુજબ દરરોજ હજાર વખત દરૂદ શરીફ પઢનાર તેના મરણની પહેલાજ જન્નતમા પોતાની જગ્યા અને રહેઠાણ જોઈ લેશે

(૩૦) દરૂદ શરીફ પઢનારને જન્નતમા ઘણી બીબીઓ મળશે

(૩૧) દરૂદ શરીફ પઢનારને એટલો સવાબ મળે છે કે જેટલો સવાબ એક માણસને ૨૦ વીસ વખત જિહાદ કરવાથી મળે છે

(૩૨) દરૂદ શરીફ પઢનારને સદકાનો પણ બદલો મળે છે

(૩૩) એકસો વખત દરૂદ શરીફ પઢનારને એક લાખ નેકી મળે છે અને તેના એક લાખ ગુન્હા માફ થઈ જાય છે

(૩૪) જે માણસ દરરોજ એકસો વખત દરૂદ શરીફ પઢે છે તેની દરરોજની એકસો હાજતો ત્રીસ દુન્યવી અને સીત્તેર આખેરતની પૂરી કરવામા આવે છે

(૩૫) દરરોજ એકસો વખત દરૂદ શરીફ

પઢવુ આખો દિવસ અને આખી ગત ઇબાદત કરવા બરોબર છે

(૩૬) દરૂદ શરીફ પઢવુ એ અલ્લાહ તઆલાની નજદીક બીજા બધા કામોથી બેહતર છે

(૩૭) જે મજલિસમા દરૂદ શરીફ પઢવામા આવે તે તેની શોભા અને કયામતમા ચમકતુ નૂર છે

(૩૮) દરૂદ શરીફ પઢનાથી તગતરદી અને મોહતાજી દૂર થઇ જાય છે

(૩૯) દરૂદ શરીફ પઢનાર સરકારે દો-આલમ (સલ)ની બહુજ નજદીક થઇ જાય છે

(૪૦) કસરતથી (વધુ વખત) દરૂદ શરીફ પઢનાર અલ્લાહ તઆલાની છેક નજદીક પહોચી જાય છે એટલે તેનો મુકર્રબ બની જાય છે

(૪૧) દરૂદ શરીફ પઢવાની બરકત પઢનારની ઔલાદમા પણ પહોચે છે

(૪૨) જે માણસ દરરોજ ૫૦ વખત દરૂદ શરીફ પઢે છે તેને કયામતને દહાડે રસૂલુલ્લાહ (સલ૦)ની મુલાકાત કરવાની ઇઝ્ઝત મળશે

(૪૩) જે માણસ કસરતથી દરૂદ શરીફ પઢે છે તેનાથી અગર કોઇ ફર્ઝ પૂર્ણ કરવામા કોતાહી (કમી) થઇ જાય તો તેને માટે તેને પૂછવામા આવશે નહિ

(૪૪) દરૂદ શરીફ પઢનારના દિનનો મેલ દૂર થઇ જાય છે

(૪૫) જે દુઆની (શરૂઆત, વચ્ચે, અને છેવ્ટે) સાથે દરૂદ શરીફ હોય છે તે ખુદાપાક સુધી પહોચે છે તેને કોઇ પણ ચીજ રોકી શક્તી નથી

(૪૬) જે માણસ દરરોજ સવારે અને સાંજે દશ દશ વાર દરૂદ શરીફ પઢે છે તે આકાએ દોજહા (સલ)ની શફાઅતનો હકદાર બને છે

(૪૭) જે માણસ શોક અને મહબ્બતથી દિવસના ત્રીસ વાર અને રાત્રે પણ ત્રીસ વાર, અમુક હદીસ મુજબ ત્રણ ત્રણ વાર, દરૂદ શરીફ પઢે છે તો તે દિવસ અને રાતના તેના બધા ગુન્હા માફ થઇ જાય છે

(૪૮) જે માણસ ખુદ પોતાના અગર બીજાના ઘરમા દાખલ થઇ ઘરવાલાઓને સલામ કરી દરૂદ શરીફ અને સૂરએ ઇખ્લાસ એક વખત પઢે છે તો તે ઘરમાથી ખાના પીવા વગેરેની તંગી દૂર થઇ જાય છે

(૪૯) અગર કોઈ વાત ભૂલી ગયા હોઇએ તો દરૂદ શરીફ પઢનાથી તે યાદ આવે છે

(૫૦) ઘરમા કોઇ ચીજ મુકી હોય અને મળતી ન હોય તો દરૂદ શરીફ પઢતા પઢતા શોધવાથી ઇન્શાઅલ્લાહ મળી જશે

(૫૧) દરૂદ શરીફ પઢનાર કોઇપણ ચીજને ભૂલતો નથી (એટલે તેને "નિસ્યા"ની બીમારી થતી નથી)

(૫૨) જેની પાસે સદકામા ખર્ચવા કઇ ન હોય તો દરૂદ શરીફ પઢવાથી સદકાનો સવાબ તેને મલશે

"માનન્દે સનાને ગીન દર પુશન" જાણે પુશનના જગમા ગીનના ભાના આજ ફિરદોસી કાવ્ય શક્તિની વિશેષતા-અનુપમતા-મહત્તા

અનવરીએ ફિરદોસીની મહત્તા પિછાની અને તેનું ફારસીનુ જ્ઞાન જોઇ તેને ફારસના શાહોની 'તવારીખ' લખવાની ઇતિમાશ કરી

કવિ અનવરી ફિરદોસીને સુલ્તાન મહમદ ગઝનવીની હજુરમા લાવે છે અને ફિરદોસીના તવારિખના જ્ઞાનની તારીફ કરે છે સુલ્તાનની કસોટીમા પણ ફિરદોસી પાર ઉતરે છે

ફિરદોસી 'શાહનામા' લખે છે ૩૦ વર્ષની અથાગ મહેનતે અને ૮૦ વર્ષની ઉમરે ૩૮૯ હિજરીમા તે પૂરૂ કરે છે સુલ્તાન મહમૂદના વઝીર અને ફિરદોસીના આશ્રયદાતા અબુલ કાસીમ અહમદ બીન અલ હસન અલમય મન્દી મારફત આ 'શાહનામા' સુલ્તાન આગળ રજુ થાય છે અલમયમન્દીના વિરોધી ઘણા હોઇ, ફિરદોસીને દિનારને બદલે દિરહમની બક્ષિસ મોકલાય છે ફિરદોસી હમામમા હોઇ આવેલ દિરહમમાથી ૨૦ હજાર હમામીને, ૨૦ હજાર ફુકાઇ (મિઠાઇ વેચનાર)ને અને ૨૦ હજાર દિરહમ લાવનારને વહેચી દે છે

પછી ફિરદોસી બાદશાહના કિતાબદાર પાસેથી 'શાહનામા' લઇ સુલ્તાન મહમૂદ પર એક 'ઉપહાસ' લખે છે જેનો અર્થ એ છે કે "કેટલાયે વરસ મે 'શાહનામા' પાછળ જહેમત ઉઠાવી અને તે એ આશાએ કે શાહ મને તાજ બક્ષિસ કરે, પણ અંતરના ખૂનજ મને મળ્યા, પરનઘીજ મુઠ્ઠીઓ ભળાઇ શાહ શાહનુંજ ફરઝન્દ હોત તો મને સોનાનો તાજ બક્ષિસ કરત, શાહની મા બાનુ હોત તો મને ઘુટણ સુધી સોના ચાંદીથી ભરી દેત, પણ નીચ કુટુમ્બના ફરઝન્દ બુઝરગાનની તારીફ ક્યાથી સમજી શકે? વૃક્ષ સ્વભાવેજ કડવુ હોય, પછી ભલેને જન્નતના બાગે રોપાય, ને ફિરદોસના ઝરણેથી પાણી પવાય કે શીર ને શરબત પાયે સિંચાય-ફળ કડવાજ ઉતરવાના! નાપાક-ઝાદથી શી ઉમ્મીદો રખાય? સીદીનો રગ ધોયે સફેદ થયો સભળ્યો છે?" આ ઉપહાસ ફારસી સાહિત્યમાં ઘણોજ જાણીતો છે, અને ઉપહાસના કવિ તરીકે ફિરદોસીની તબ્ઝહેની સાક્ષી પૂરે છે તેમજ ફારસી ઉપહાસક કવિતાનો ઇતિહાસ આ ઉપહાસ'થીજ શરુ થાય છે

વળી બીજી હકીકત એવી પણ જાણવા મળે છે કે, સુલ્તાન મહમદ હિંદની સફર વખતે હિંદના એક હાકિમ પર પત્ર લખે છે અને અલમયમન્દી તરફ નજર કરી પૂછે છે કે "ધાર્યો જવાબ ન આવે તો?" અલમયમન્દી 'શાહનામા'ની એક પક્તિ જવાબમા બોલે છે

**"અગર, બુજુ બકામે મન આયદ જવાબ મન ઓ ગુર્જ ઓ મયદાન ઓ અફ્રાસીયાબ"** ધાર્યો જવાબ ન આવે તો પછી હુ છુ, સમશેર છે, અફ્રાસીયાબ ને મયદાન છે" સુલ્તાન મહમદ આ પક્તિના કવિ વિષે અલમયમન્દીને પૂછે છે અલમયમન્દીએ કહ્યુ, "આ કવિતા બનાવનારો બિચારો ફિરદોસી છે" આ જવાબ સાભળી સુલ્તાન ઘણોજ પસ્તાય છે અને તુરત ૬૦ હજાર દિનારની કિમતની નીલથી લદાયેલા ૪૦ ઊંટ તૂસ તરફ રવાના કરે છે હજુ તો ઊંટ તૂસમા પહોચે તે પહેલા તો ફિરદોસીના અવસાનના સમાચાર જાણવા મળે છે ઊંટ તૂસના દરવાજામા પ્રવેશે છે ત્યા તો બીજે દરવાજેથી ફિરદોસીના જનાઝાને લઇ જતો જોવામા આવે છે કહેવાય છે કે, ફિરદોસીની બ્હેનને આ બક્ષિસ આપવામા આવી, પરતુ તેણે તે ન સ્વીકારી

ફિરદોસીનુ અવસાન ૮૭ વર્ષની વયે હિજરી ૪૧૧ મા તૂસમા થયાનુ જાણવા મળે છે અને તેની કબર પણ હજુયે તૂસમા મોજુદ છે

જહાનરા બુલદી ઓ પસ્તી તુઈ
ન દાનમ ચઈ હરચે હસ્તી તુઈ

[ જગતની બુલદી ને પસ્તી તુજ છો, તારા મર્મ નથી ઉકેલાતા, પણ હસ્તી તુજ છો ]

# ઇસ્લામ પ્રચાર



(ગતાંકથી ચાલુ)

દેહલી–હઝરત ખ્વાજા મુઇનુદ્દીન અજમેરી વખત વખત અજમેર મા રહ્યા દેહલીમા એમના પછીના કાર્ય ખ્વાજા કુતબુદ્દીન બખ્તીયાર કાકી (રેહ૦) કરતા રહ્યા. આપનો જન્મ ઓશમા થયો હતો. વિદ્યા પ્રાપ્તી પછી બગદાદમા આવી ખ્વાજા મુઇનુદ્દીન અજમેરીના મુરીદ થયા અને ખિલાફત મેળવી જ્યારે હઝરત ખ્વાજા બુઝુર્ગ (રેહ૦) હિંદમા પધાર્યા, ત્યારે હઝરત બખ્તીયાર કાકી (રેહ૦) પણ આપની ઝિયારત અર્થે બગદાદથી હિંદમા આવ્યા. પ્રથમ મુલ્તાન આવ્યા અને શેખ બહાઉદ્દીન ઝકરીયા (રેહ૦) અને શેખ જલાલુદ્દીન તબરેઝી (રેહ૦)ના મેહમાન રહી દેહલી આવ્યા. અહિંથી આપે હઝરત ખ્વાજા બુઝર્ગ (રેહ૦)ની સેવા કરવાની ઉત્કંઠા દર્શાવી પરંતુ એમને ઉત્તર મળ્યો કે "એકાન્તમાંગો મારે દૂર જવી કોઇ જરૂર નથી માટે તમો દેહલીમાજ નિવાસ કરો" જેથી હઝરત બખ્તીયાર કાકી (રેહ૦) વધુ સમય દેહલીમાજ રહ્યા. આપના જીવન પ્રસંગોથી એ વાત સિદ્ધ થાય છે કે શરીઅત અને તરીકતના આ તારલા જેણે હિંદના ઇતિહાસમા અનેક નરૂપો લીધા એની પ્રથા આપનાજ યુગમા શરૂ થઇ એવી રીતે કે એ સમયે શૈખુલ ઇસ્લામનું પદ ખાલી હતુ સુલતાન અલ્તમશ જે હઝરત ખ્વાજા (રેહ૦)ના અનુયાયી હતા તેમણે હઝરત બખ્તીયાર કાકી (રેહ૦)ને એ પદ ધારણ કરવાની વિનંતિ કરી પરંતુ આપે એનો સ્વીકાર કર્યો નહિ અને એ પદ શેખ નજમુદ્દીન સુગરાએ સ્વીકાર્યું જેઓ પણ એક મહાપુરૂષ હતા. વળી ખ્વાજા મુઇનુદ્દીન અજમેરી (રેહ૦)ના સ્નેહી તેમજ અનુયાયી પણ હતા પરંતુ ખ્વાજા બખ્તીયાર કાકી (રેહ૦)થી એમને અણબનાવ હતો એનુ કારણ એ હતુ કે ખ્વાજા સાહબને સમાઅનો અથાગ શોખ હતો અને ગાનતાનની મેહફિલોમાં વખતો વખત ભાગ પણ લેતા શૈખુલ ઇસ્લામ એમના આ વર્તનને વખોડી નાખતા બીજુ કારણ એ હતું કે ખ્વાજા સાહેબના અનુયાયીઓનુ એવુ માનવુ હતુ કે શૈખુલ ઇસ્લામ એ વાતને પસંદ ન કરતા હતા કે લોક ખ્વાજા સાહેબને પોતાના કરતા વધુ માનભરી દ્રષ્ટિથી નિહાળે જેથી હઝરત ખ્વાજા બુઝુર્ગ (રેહ૦) દેહલી આવ્યા ને આપે શૈખુલ ઇસ્લામથી એ વાતનો ઉલ્લેખ કર્યો કે "બીજાઓને ઉપદેશ આપનારાઓને એ વાત ન ઘટે કે તેઓ પરસ્પર એક બીજાથી અદેખાઇ રાખે કારણ કે મહાપુરૂષોમા એવી વાત ન હોવી જોઇએ કે જે વાત દુન્યાદારોમા હોય" આપે ખ્વાજા કુત્બુદ્દીનને અજમેર પોતાની સાથે આવવા કહ્યું આપ તૈયાર થઇ ગયા પરંતુ એમના અનુયાયીઓએ હઝરત ખ્વાજા બુઝુર્ગ (રેહ૦)ની સેવામા અરજ કરી કે હઝરત ખ્વાજા કુત્બુદ્દીનને દેહલીમાજ રહેવા દો. જેથી હઝરત ખ્વાજા બુઝુર્ગ એકલાજ દેહલીથી અજમેર જતા રહ્યા.

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન કાકી (રેહ૦) અને એમના સહચર કાઝી હમીદુદ્દીનને સમાઅનો અથાગ શોખ હતો ને એમના આ શોખને લઇ ચિશ્તી પંથમા પીરોએ સમાઅને અગત્યનું ધાર્મિક સ્થાન આપ્યુ

હઝરત ખ્વાજા બુઝુર્ગ (રેહ૦)ના જીવન પ્રસગોથી એવો પ્રસગ નથી મળી આવતો કે જેથી એ વાત સિદ્ધ થાય કે આપ સમાઅને અગત્યના ધાર્મિક દ્રષ્ટિબિંદુથી નિહાળતા હતા પરંતુ આપના મુર્શિદ હઝરત ખ્વાજા ઉસ્માન હારૂની (રેહ૦) તો સમાઅના ખાસ વિરોધી હતા હઝરત ખ્વાજા બુઝુર્ગ (રેહ૦)ના અનુયાયીઓએ એ પ્રથા શરૂ કરી ને હઝરત સુ'લ્તાનુલ મશાએખ ને હઝરત અમીર ખુશરવ (રેહ૦) એ એને વેગ આપ્યો જેથી 'આસારે આનેકીના' કર્તાએ એ વાતનો સાફ ઉલ્લેખ કર્યો છે કે 'મશ્ગૂલ'એ પીરાને ચિશ્ત કે દો રૂકૂન હૈ, અવ્વલ રૂકન નમાઝ, ઔર દૂસરા રૂકન સમાઅ

**બાબા ફરીદ (રેહ૦)**–હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તીયાર કાકી (રેહ)ની વફાત ઇ સ ૧૨૩૬ મા થઇ ને આપનું સ્થાન હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગજેશકરે લીધુ જેઓ બાબા ફરીદના નામથી પ્રખ્યાત છે હઝરત બાબા સાહબનો મુ'લ્તાન નજીક ખોટવાલમા જન્મ થયો હતો પ્રાથમિક વિદ્યા મુલ્તાનમા પ્રાપ્ત કરી જ્યા ખ્વાજા કુત્બુદ્દીન બખ્તીયાર કાકીથી આપની મુલાકાત થઇ બાહ્યીક વિદ્યાથી પરવારી આપે ઇસ્લામી દેશોની મુલાકાત લીધી અને શેખ ફરીદુદ્દીન અત્તાર અને શેખ શહાબુદ્દીન સોહરવરદી તેમજ બીજા બુઝુર્ગોની ઝિયારતો કરી આ પર્યટન પછી આપ દિલ્હીમા પધાર્યા જ્યારે ખ્વાજા કુત્બુદ્દીન (રેહ૦)ની ઇ સ. ૧૨૩૬મા વફાત થઇ ત્યારે આપ તેમના જાનશીનપદે સ્થીરાયા આપ પાકપટ્ટણ તશરીફ લઇ ગયા જે તે સમય અજોધનના નામથી પ્રખ્યાત હતુ પોતે મરણ સુધી એટલે ઈ સ ૧૨૬૫ સુધી ત્યાજ રહ્યા આપે જ્ઞાન ઉપદેશ ને યાદે ઇલાહીમા જીવન વ્યતીત કર્યું પજાબના કઇક વશજો જેવાકે તવાનાએ આપના હસ્તે ઈસ્લામ અગીકાર કર્યો હતો આપની અનેક કરામતોનો લોકો ઉલ્લેખ કરે છે છતા આપની ઉચ્ચતર કરામતો એજ હતી કે આપે પવિત્ર ને નિસ્વાર્થ જીવન વ્યતીત કર્યું

બાદશાહી દરબારોમા અને શહેરી જીવનના ઝઘડાઓથી આપને ઘણીજ ઘૃણા હતી આપે ખ્વાજા કુત્બુદ્દીન (રેહ૦)ને શેખ નજમુદ્દીનના બખેડાઓ જોયા હતા, ને જાણતા હતા કે શાહી દરબારમા જવાથી આવા પ્રકારના બખેડાઓ ઉત્પન્ન થાય છે જેથી એવા કલહોથી બચવાનો એજ ઉપાય છે કે શાહી દરબારોમા ન જવુ જેથી ખ્વાજા કુત્બુદ્દીનની ઝિંદગીમા આપ વધુ વખત **હાંસી**મા રહ્યા ને આપની વફાત પછી **પાકપટ્ટણ**મા તશરીફ લઇ ગયા પોતે જગલમા નિવાસ કરતા અને જુના પુરાણા ફાટયા તૂટયા કપડા પહેરતા અને અનેક વખત ઉપવાસ પણ કરતા આપની એ વિશેષતાથી તેમજ આપની પરહેઝગારીથી આકર્ષાઇ લોકો આપને ઘણીજ માનભરી દ્રષ્ટિથી નિહાળતા સુલ્તાન બલ્બન પણ આપનો દ્રઢ અનુયાયી હતો એણે પોતાની પુત્રીના લગ્ન આપથી કર્યા હતા આપના મહાન ખલીફા હઝરત કુતુબ જમાલુદ્દીન હાસવી હતા જેમના પર આપનો એટલો બધો વિશ્વાસ હતો કે કોઇ પણ ખિલાફતની સનદ એમની સહી વગર આપ સપૂર્ણ લેખતા નહિ કહેવામા આવે છે કે એમણે મખ્દૂમ અલાઉદ્દીન સાબિર (રેહ૦)ની વિલાયતની સનદ દેહલીમા ફાડી નાખી જેથી મખ્દૂમ સાહેબે પોતાના પીરથી એ વાતની શિકાયત કરી ત્યારે બાબા ફરીદ સાહેબે કહ્યુ કે 'જમાલુદ્દીને જે સનદ ફાડી નાખી તેને ફરી કોઇ પ્રસગ જોગોમા હુ સાધી શકતો નથી માટે જાઓ દેહલીની વિલાયત તો તમને નહિ મળે પરતુ કલ્યરમા જાઓ જ્યા તમો ખુશીથી વિલાયત કરી શકો છો

મખ્દૂમ અલાઉદ્દીન સાબિર (રેહ૰) – હઝરત મખ્દૂમ અલાઉદ્દીન અલી અહમદ સાબિર (રેહ૰) બાબા ફરીદના ભાણેજ હતા જેઓ ખોટવાલ ગામમા હિજરી સન ૫૯૨મા એટલે ઇ સ ૧૧૯૫મા પેદા થયા હતા. બાબા સાહેબે આપને ખાસ મહબ્બત અને મહેનતથી તાલીમ આપી હતી સાબિરી પથ કે જેમા હઝારો આદમી શામિલ છે આપેજ શરૂ કર્યો આપના જીવન પ્રસગોથી એ વાત તરી આવે છે કે આપ વધુ વખત નીમ મદ જૂબ (અર્ધ અશુદ્ધિ) અને ઇસ્તિગરાક (લીન)ની અવસ્થામા રહેતા હતા પૂરાતન અને લોક માન્ય પુસ્તકોમા આપનો ઉલ્લેખ ઘણોજ થોડો થયો છે પરતુ હાલના ગ્રથ કારો અનેક પ્રસ ગોનો ઉલ્લેખ કરે છે જેમકે બાબા સાહેબ (રેહ૰)ના પુત્રની વફાત આપના પતિની વફાત, શેખ જમાલ હાસવીનો અતિમ ભાગ ને શહેર કલ્યરની વીરાની વગેરે વગેરે આપના અનુયા યીઓ તો આ પ્રસગોને આપની આત્મિક શક્તિનો ચમત્કાર લેખે છે પરતુ ટીકાકારો એ પ્રસગોને વખોડી પણ કાઢે છે આપ હિજરી સન ૬૯૦મા એટલે ઇ સ ૧૨૯૧મા વફાત પામ્યા આપનો મઝાર શરીફ રૂળકી જિલ્લે સહરાનપુરથી ત્રણ માઈલ દૂર કલ્યરમા છે અહિ પ્રતિ વર્ષે ઉર્સના પ્રસગે સમાઅની મેહફિલો, ફાતિહાખાની, ને ઝિકરો ફિકરોના દાયરા વાઅઝ નસીહતની મજલિસો ને નાચ રગની મેહફિલો અર્થાત કે સર્વ કઇ થાય છે ને આ૰ દસ દિવસ સુધી ખૂબ રગ જામે છે આ સ્થળની નજીક આર્ય સમાજીસ્ટોનુ ગુરૂકૂળ આવેલુ છે જ્યા બ્રહ્મચારીઓને વિદ્યા આપ વામા આવે છે ને કૌમ ને દેશની સેવા અર્થે કેળવવામા આવે છે

મખ્દૂમ સાહબના ખલીફા શેખ શમ્સુદ્દીન તુર્ક હતા એમના પછી શેખ જમાલુદ્દીન કબીર ઔલિયા પાણીપતી થયા એમના સિવાય પણ અનેક બુઝુર્ગો પણ છે કે જેમનો ઉલ્લેખ મિર્ઝા અહમદ અખ્તરે કર્યો છે ને એમને સાબિર પથના વર્ણવ્યા છે પરતુ એમણે અનેક પથોથી લાભ ઉઠાવ્યા છે ને એમની આત્મશક્તિની ઉન્નતિમા માત્ર સાબિરી પથની તાલીમને કઇ લાગતુ વળગતુ નથી જેમકે શેખ અહમદ અબ્દુલ હક્ક તોશાર દેહલવી, શેખ હુસેન નાગોરી શેખ અબ્દુલ કુદ્દૂસ ગગોહી (રેહ૰), શેખ સલીમ ચિશ્તી (રેહ૰) શેખ જલાલુદ્દીન થાનેશ્વરી, ફકીર મેહદી જૈનપુરી, (રેહ૰) શેખ મુહમ્મદ તાહીર ગુજ- રાતી (રેહ૰) વગેરે વગેરે

સુલ્તાનુલ મશાઇખ (રેહ૰) –શેખ કુત્બે જમાલ અને મખ્દૂમ સાહબ હઝરત બાબા ફરીદ (રેહ૰)ના મહાન ખલીફાઓ હતા પરતુ એમના સર્વથી શ્રેષ્ઠ ખલીફા સુલ્તાનુલ મશા ઇખ હઝરત નિઝામુદ્દીન મેહબૂબે ઇલાહી (રેહ૰) હતા એમના માટે એ વાત મશહૂર છે કે જ્યારે તેઓ પોતાના મુર્શિદની સેવામા આવ્યા એ સમયમા બાબા સાહબે એક ખ્વાબ જોયો જેમા આપે જોયુ કે, પોતે એક જાળ પથારી છે જેમા સેકડો પક્ષીઓ આવીને ફસાયા છે પરતુ એમા એક શાહબાઝ પણ આવીને ફસાયુ છે' એથી બાબા ફરીદ સાહેબે આમને જોયા ત્યારે કહ્યુ કે —

'અય આતિશે ફિરાકત દિલ્હા કબાબ કરદહ
સૈલાબે ઇશ્તેયાકત જાહા ખરાબ કરદહ"

હઝરત મેહબૂબે સાહબ ઇ સ ૧૨૩૮મા બદાયુન મુકામે પેદા થયા હતા આપનુ મૂળ નામ સૈયદ મુહમ્મદ હતુ પ્રાથમિક વિદ્યા પોતાના શહેરમા પ્રાપ્ત કરી પછી દેહલી ગયા ને ત્યાજ વિદ્યા સમાપ્ત કરી એ પછી બાબા

સાહેબની સેવામા પાકપટ્ટણ ગયા વીસ વરસની ઉમરમા તો દેહલીનુ નાયબ પદ પ્રાપ્ત કર્યુ આપની ભક્તિભાવના અને બદગીથી આકર્ષાઈ બાબાફરીદ અનેકવાર કહેતા કે 'પુત્રના લક્ષણ તો પારણામાથીજ પરખાય છે" ને ખરી હકીકત તો એ છે કે જો આપણે એમનુ એ વર્તન તપાસીએ જે મખ્દૂમ સાહબ ને સુલ્તાનુલ મશાયખે પોતાના મુર્શિદ ના વિશ્વાસુ શેખ જમાલુદ્દીન હાસી (રેહ૦)થી કર્યું હતું તો મજકુર બેઉ મહાપુરૂષોની ચચળાના ને હઝરત સુલ્તાનુલ મશાયખની હિમત અને એમના પાત્રનુ આપણને ભાન થઇ આવે છે મખ્દૂમ સાહબ જ્યારે શેખ જમાલ ની પાસે પહોચ્યા ત્યારે તેઓ ચડૂલ પર સ્વાર હતા શેખ સાહબ આપના સ્વાગત અર્થે દરવાજા સુધી આવ્યા પરતુ તેઓ સ્વારી પરજ બેસી રહ્યા ને ચડૂલથી નીચે ન ઉતર્યા શેખને આપનું આ વર્તન ન રૂચ્યુ પછી જ્યારે મુલાકાત પ્રસગે સખ્યા થઇ ગઇ હતી જેથી જ્યારે મખ્દૂમ સાહેબે સનદ પર મહોર કરવાને માટે કહ્યુ તો શેખે ફરમાવ્યુ "સાહેબઝાદા આ સમયે ચિરાગ (બત્તી) નથી સવાર થતા સુધી થોભી જાઓ આટલી ઉતાવળ શા માટે?" પરતુ મખ્દૂમ સાહેબે એજ વખતે મહોર મારવા માટે આગ્રહ કર્યો જેથી બેઉ બુઝુર્ગોમા એ પછી જીવન મરણનો વેરભાવ ઉત્પન્ન થયો એથી ઉલ્ટુ જ્યારે સુલ્તાનુલ મશાયખ કુતુબ શેખ જમાલ હસવીની સેવામા પહોચ્યા ત્યારે કુતુબ સાહેબે એમનુ સારૂ સ્વાગત કર્યું ને રહેવાને માટે એમને એક જુદો હુજરો પણ આપ્યો. આપ ત્યા રહેવા લાગ્યા. બે માસ પછી કુતુબ સાહેબે પૂછ્યુ 'ભાઇ આપને આવવાનુ શુ પ્રયોજન છે" સુલ્તાનુલ મશાયખે કહ્યુ 'જો આપને એ વાતની ખબર ન હોય તો હુ કહી દઉ" કુતુબ સાહેબ એ સાભળી મૌન થઇ ગયા બે માસ પછી ફરી પાછો એજ પ્રશ્ન કર્યો ત્યારે પણ એજ જવાબ મળ્યો પછી કહ્યુ કે "વારૂ ત્યારે સનદ લાવો" કુતુબ સાહેબે એ પર લખી આપ્યુ –

'હઝારા દરદો હઝારા સપાસ,
કે ગોહર સપુર્દમ બ ગોહર સનાસ'

એ પછી આપ દેહલી પધાર્યા અને શહેરની બહાર ત્રણ માઇલના અતરે નિવાસ કર્યો આપના ફકીર મિત્રો હમેશા ત્યા આપની સેવામા હાજર રહેતા આપના વિશેષ લક્ષણોમા એક ખાસ વિશેષતા એ હતી કે આપ ઘણાજ ઉદાર હતા. હઝારો માણસો આપના દસ્તરખાન પર ખાણુ લેતા. તેમજ આર્થિક સહાય પણ મેળવતા આપના મુરીદોની સખ્યા અસખ્ય હતી આપને જે કઇ ભેટના રૂપે પૈસા ટકા આવતા તે આપ તરતજ ખર્ચ કરી નાખતા આપને પોતાના જીવનમા જે વૈભવ ને માન પ્રાપ્ત થયુ છે તે હિદુસ્તાનમા બીજા કોઇ સાહેબે તરીકત બુઝુર્ગને પ્રાપ્ત થયુ ન હોય મોટા મોટા અમીર ઉમરાવો અને આમ જનતા આપની મુરીદ થઇ હતી ને બાદશાહ પણ આપનુ ખાસ માન રાખતા હતા આપનો આરભિક સમયનો જમાનો ગુલામ વશના બાદશાહોનો હતો પછી ખિલજી યુગ આવ્યો અલાઉદ્દીન ખિલજીના પાટવી પુત્ર ખિઝરખાન આપનો મુરીદ હતો કે જેને મલેક કાફૂરે અધ કરી અલાઉદ્દીનના લઘુ પુત્ર કે જેની ઉમર નાની હતી, અને જેનુ નામ સાદિકખાન હતુ તેને ગાદીએ બેસાડ્યો તે પણ આપનો મુરીદ હતો પરતુ અલાઉદ્દીનના ત્રીજા પુત્ર કુત્બુદ્દીન મુબારકશાહે મલેક કાફૂરને કત્લ કર્યો ને પોતાના ભાઇને ઉતારી પોતે ગાદી પર બેઠો. કુત્બુદ્દીન મુબારકનો યુગ ઐયાશી ને બદકારી માટે મશહૂર છે બાદશાહ પોતે સ્ત્રીઓના વેશમા આવતો અને અવારનવાર પદેરી દરબારમા આવતો અને દરબારના મશ્કરા ભાડ ભાટ, દરબારના આબરૂદાર પુરૂષોની મશ્કરી કરતા. [અપૂર્ણ]

# બલાઓ વારતી આવી!

[જાણીતા શાસ્ત્રીય ગઝલકાર 'કલીમ' વાહિદીના આ યોગ્ય જાનશીનની ગુજરાતીઓને ઓળખ આપવાની ન હોય!–તંત્રી]

કોઈની યાદ મારા દિલ મહીં જખ્મ મારતી આવી,
અટકી દિલની અંતે જીત થઈ તે હારતી આવી

જવાની રૂપની ક્યાં પ્રેમને ગણકારતી આવી,
ઉભરતા નિજના જોબનને અરે! શણગારતી આવી

કઝા પણ જાન લેવા આવી તો પડકારતી આવી,
મને વિશ્રામ ગૃહમાં લઈ જવા સત્કારતી આવી

ચમનમાં પુષ્પના ભાવિ વિસર્જન પર રૂદન કરતા,
ઉષા ઝાકળના શીતળ અશ્રુ-બિંદુ સારતી આવી.

નિરાળી પથ પર મારા પગોમાં જોમ ને ચેતન,
નિકટ લેવા મને મંઝિલ ઉતારી આરતી આવી

હૃદયની ભેટ મેં ચરણે ધરી તે હાથ સંગ દિલના,
દયા સત્કારતી આવી અદા પુચકારતી આવી

તસવ્વુરમાં અફૂટી મેં ચડેલી જોઈ ઝાલિમની
નિરાશાઓ ચિંતન-આશાને મુજ વિસ્તારતી આવી

ચમન તારાજ, ગુલનો ક્ષય, વહીવટ પાનખર કેરો,
વસંત બુલબુલની આવી અવદશાને ધારતી આવી

બન્યો લાચાર નાવિક મધ્ય દરિયે જ્યાં તરંગોથી,
અરે! ત્યાં મારી હિમ્મત નાવડી હંકારતી આવી

હું આવી તેમની મેહફિલથી કહેવાને ગયો ખાલી
ઘણી આશાઓ મારી સાથમાં ઉચકારતી આવી

સુખોમાં નાખવાને ધૂળ આદી જૂનું દુખ કેરી,
ઉભી દુર્ભાગ્યની મુજ કલ્પનામાં તારતી આવી

ફળે તો કેમ "બિસ્મિલ" રૂપનું દર્શન ફળે મુજને,
અદાઓ મારા નયનો પર બલાઓ વારતી આવી

"બિસ્મિલ" ] [ ધોરાજી

# દિલના દાન પર

(ગુજરાતના બે જાણીતા ગઝલકારો જનાબ 'અસર' સાલેરી તથા 'સીરતી' સાહબની આ સંયુક્ત પ્રસાદી મેળવવા બદલ 'કારવાં' અતિ હર્ષ અનુભવે છે)

—તંત્રી

આશા રહે છે દેશને એના જવાન પર,
નાવિકને હોય જેમ ભરોસો સુકાન પર

પ્રેમી જીવનમાં એક નિરાશાના કારણે,
વીત્યા અનેક વિતકો આશાની જાન પર

હસવામાં એની આંખથી આંસુ સરી પડે !
વર્ષાની સાથે વીજ પડે મારી જાન પર !

એ પણ નિશાન ખાલી ગયું ? હોય ! એમાં શું
આશાનું તીર પાછું ચઢાવો કમાન પર

અફસોસ એજ છે કે તને કંઇ પડી નથી,
હું દિલની વાત નાખું જઇ કોના કાન પર

આશાઓ એની યાદને દિલમાં સતાવો કાં ?
એવો સીતમ કરે છે કોઇ મેહમાન પર ?

એ શું ? કે 'તાકો દિલ' ને 'જીગર પર' એ જાય છે !
ફેંકો નયનના તીર બરાબર નિશાન પર

તારા વિરહમાં હોય શું ? બીજું તો કંઇ નથી,
એક તારૂં નામ છે જે રહે છે ઝબાન પર

કુર્બાન તારા દિલને કરી દે તું 'સીરતી'
આધાર પ્રેમનો છે 'અસર' દિલના દાન પર

—'અસર'-'સીરતી'

# વર્તમાન તુર્કી વિષે કંઇક

[ "શાન્ત" ]

(' મુસ્લિમ સ્ટુડન્ટસ યુનીયન, મુબઇ તરફથી "ઇસ્લામ ક્લબ 'મા નામ.ાર તુર્કી કોન્સલ જનરલ તથા તેમના મદદનીશને તા ૧-૮-૪૩ ના રોજ આમંત્રણ આપી તુર્કીના હાલહવાલ" જણાવવા વિનતિ કરવામા આવી હતી પ્રાથમિક ટુંક ભાષણ બાદ પ્રશ્નોના જવાબરૂપે વાર્તાલાપ થએલો તેની વિગત નીચે રજુ કરી છે આશા છે કે વાચકગણનો આદર પામશે લેખક)

**"ઉસ્માની ખિલાફત"**—સાતસો વર્ષ અગાઉ સ્થાપેલી, ત્યારથી તુર્કી જાહેર થયુ ૪૦ વર્ષ પૂર્વે બાલ્કન યુદ્ધ થયુ બાદ ગ્રીસનુ યુદ્ધ થયુ લડાઇ એક અનિવાર્ય વ્યવસાય થઇ પડયો ગત મહાયુધ્ધમા હાર્યા બાદ ઉન્નતિની કાઇ આશા ન રહી માત્ર કમાલ અતા તુર્કની જેહમતકશી અને દુરન્દેશીથી હાલનુ તુર્કી બન્યુ

**સુલતાન અબ્દુલ હમીદ** બીજાના સમયમા સુધારાનો વિચાર અમલમા ન આવી શકયો કેમકે ધાર્મિક સત્તાધિશો મુલ્લા વિગેરેનુ જોર બહુ હતુ સીવીલ લો બનાવવો અશકય હતા તેમજ તઓના સામે કેસ ચલાવવો મુશ્કેલ હતો

**તુર્કીશ નેશનલ એસેમ્બલીમા** સૌથી પ્રથમ રાજ્ય ને ધર્મને અલગ કરવામા આવ્યા ખલીફનો મોભો ને દરજ્જો હતા તેવાજ રહેવા દીધા માત્ર સ્ટેટના કામકાજમાથી તેની દખલ દૂર કરી

**તુર્કીમા ઇસ્લામનુ સ્થાન**—રાજ્ય તરફથી કશી દખલ નથી પોતપોતાની ઇચ્છા મુજબ નમાઝ રોઝા સૌ અદા કરે છે ફકત ઇસ્તંબુલમા ૧૭૦૦ મસ્જીદો છે તેનુ સમાર કામ દેખરેખ રાજ્ય તરફથી છે એંસી ટકા મુસ્લિમો ધર્મચુસ્ત છે નમાઝીઓથી શેરીઓ પણ ઉભરાઇ જાય છે કુરઆન શરીફની લીપી અરબી પણ છે સગવડ ખાતર રોમન લીપી દાખલ કરવામા આવી છે અગાઉ અક્ષરજ્ઞાનનુ પ્રમાણ ૨૦ ટકા હતુ રોમન લીપી બાદ ૪૫ ટકા થયુ છે શાળામા રોમન લીપી ચાલે છે

ઇદની ચાર દિવસની રજા પાળવામા આવે છે મુહર્રમમા પદરમીએ રજા પાળે છે આઝાન તુર્કી જબાનમા દેવાય છે વાએઝની છુટ છે પણ પ્રથમ મજુરી લેવી પડે છે

**કેળવણી**—પ્રાથમિક શાળાઓ બાદ ચાર વર્ષનો યુનીવર્સીટી કોર્સ છે મીલીટરી શિક્ષણ ફરજીયાત છે સહ શિક્ષણની પ્રથા છે મફત કેળવણી મળે છે માત્ર ખાના પીના તથા બીજા ખર્ચો વિદ્યાર્થીને શીરે હોય છે ગરીબ બાળકોની કેળવણીનો ખર્ચ રાજ્ય આપે છે

**દેશની આબાદી** તુર્કી ખેતી પ્રધાન દેશ છે સરકારી માલીકીની બધી જમીન છે ખેડે તેની જમીન જમીનદાર પ્રથા નથી જાતે ન ખેડી શકે તો સરકારને વેચી નાખે ઉદ્યોગો સરકાર હસ્તક છે મજુરના પગાર રૂા ૭૫) હોય છે પ્રમુખને પાઉન્ડ ૧૨૦૦) માસિક મળે છે સરકારી નોકરો પાસેથી આઠ ટકા વોર ટેક્ષ લેવાય છે બીજા બધા પ્રમાણસર આવક-ટેક્ષ છે સ્ટેટ કેપીટલ નાખે છે તર્કીમા તર્કીઝમ છે ત્યા બહુ માલદાર લોકો નથી સામાન્ય મધ્યમ વર્ગ આમ રીતે ઘણો છે દરેકને પોતાનુ રહેવાનુ એકાદ નાનુ ઘર ગાય કે બકરી હોય છે ગામડા અમુક વધુ આબાદ છે તુર્કીમા ઘરકામ માટે નોકરની પ્રથા નથી સ્ત્રીઓ ઘરકામ કરે છે નોકર બહુજ થોડા

પડે છે દરરોજના બે પાઉન્ડ આપવા પડે છે "નોકર કે માલીક" વૃત્તિ ત્યાં નથી

**સામાજીક સ્થિતિ**–લગ્ન કરનાર દંપતિ મ્યુનિસીપાલીટીમાં નામ લખાવે છે બાદ જાહેર રીતે છાપવામાં આવે છે થોડા દિવસો પછી "લગ્ન ઓફીસ"નો કારકુન લગ્ન સાક્ષીની રૂબરૂ કરી આપે છે ધાર્મિક વિધિની ઇચ્છા હોય તો ત્યારબાદ કરી શકાય છે સ્ત્રીને વારસો ધણીની અર્ધી મીલ્કત મળે છે પરિવારના પુત્ર પુત્રીઓને બાકીની મીલ્કત મળે છે

**સ્ત્રીઓનું સ્થાન**–કેળવણી બાદ જાગૃતિ મળતા પુરૂષોના ક્ષેત્રમાં સ્ત્રીઓ આવી છે સારામાં સારા સ્ત્રી વકીલો છે, સ્ત્રી દાકતરો છે એર પાયલોટ પણ છે ઓફિસ કામ, પોસ્ટમેનનું કામ સ્ત્રીઓ કરતી હોય છે શેરી વાળનાર પણ સ્ત્રીઓ હોય છે યુદ્ધ દરમ્યાન પચીસ લાખ પુરૂષો રોકાયેલા રહેતા તેમની ગેર હાજરીમાં સ્ત્રી, પોતાનું ખેતર ખેડતી, બાળકોને સંભાળતી અને જીવનની બીજી ફરજો અદા કરતી રહી આ સંજોગોના લીધે પરદો પાળવો અશકયભર્યો હતો હજી પણ કોઇ સુખી કુટુંબની સ્ત્રીઓ પરદો પાળે તો કાયદાની કાંઇ મના નથી સ્ત્રીઓ હેટ પહેરે છે તે પણ પસંદગીની વાત છે તેમાં સ્ટેટ તરફથી કાંઇ પ્રયોજન મળેલુ નથી સ્ત્રીઓ ટ્રામ કંડકટર છે મોટર ચલાવે છે, અને લડાઇ દરમ્યાન પુરૂષોથી ખભેખભા મેળવી જુદી વાયદનો અને બંદુકોથી લડાઇ લડી છે તેના દ્રષ્ટાંતો છે સ્ત્રીઓ રમત ગમતને બહુ પસંદ કરે છે અને અખાડાબાજ સ્ત્રીઓ ઘણી છે શરતોની હરિફાઇમાં પણ મોખરે રહે છે

**દેશનો વહિવટ**–રીપબ્લીક સંસ્થા ચલાવે છે ૨૧ ટકા બીજી લઘુમતિઓને પણ હક્કો છે જેવું, આર્મીનીયન ને ખ્રીસ્તીઓને સરકારી હોદ્દા, રાજદ્વારી હોદ્દા, મીલીટરી રંકમાં દખલ નથી તે લોકો મુસ્લિમ તુર્કી સ્ત્રીને પરણી શકતા નથી, ન તો તુર્કી પુરૂષ જયુ આર્મીનીયન કે ખ્રીસ્તી સ્ત્રીને પરણી શકે છે

**હીંદી મુસ્લિમો અને તુર્કી**.–ખીલાફત તમાં હિંદી મુસ્લિમોની આર્થિક સંગીન મદદની રૂએ તુર્કી પ્રજા તેમની ઋણી છે મિત્ર તરીકે ફરજ બજાવી તેનો આભાર માને છે હિંદના મુસ્લિમોને લગતી બાબતોને તુર્કી અખબારો છાપે છે હિંદના મુસ્લિમો આઝાદી મેળવે એમ તુર્કી ઇચ્છે છે પણ કોઇના વરના ઝઘડામાં તે પડવા નથી માગતું

**શહેરી હક**–કોઈ પણ શખ્સ જે તુર્કીમાં પાંચ વર્ષ વસવાટ કરે તો ત્યાંનો તે શહેરી તરીકે હક મેળવી શકે છે મુસાફરો માટે પોલીસ તેમજ સરકાર બનતી સગવડ આપે છે બાકી સાધારણથી માંડી ખર્ચાળ હોટેલો છે ત્યાં રહી શકાય છે લડાઇના સમયમાં ત્યાં પણ કાફી ખાંડ વિગેરેમાં રેશનીંગ છે દરેક બાળક સ્ત્રી ને પુરૂષ દેશાભિમાનથી જીંદગી બસર કરે છે

હાલના તુર્કી પ્રમુખ ઇસ્મત ઇનુન બહુ ધાર્મિક વૃત્તિના છે

# લલિત કળા

[ એક વિવેચન ]

●

અનુવાદક
'હાશિમ' ટીમોલ

(ગત કથી ચાલુ)

હિન્દુસ્તાનની સંગીતકળાની દશા તો એના થીય દર્દનાક છે હિંદની સંગીતકળા કે જે એક વેળા પ્રાર્થનાનું એક અંગ હતું અને પ્રાર્થનાની આર્યોની કળા આર્યોની કલ્પના (ખાસ કરીને હિંદુસ્તાની) દેવતાઓ સમક્ષ દીનતા અને નમનનું પ્રદર્શન છે આ માને બળ આપનાર સાધન નથી એને સંગીત કળાના તમામ મર્મો અને રહસ્યો એજ ધોરીની આસપાસ ઘૂમતા રહે છે હકીકત એ છે કે હિંદુસ્તાની સંગીત પ્રાચીન યુગના જીવનનું પ્રતિબિંબ છે જ્યારે ઇન્સાન દૈવી દેવતાઓની વધુ સમીપ હતા તે સમયના મનુષ્યો દૈવી દેવતાઓ પ્રત્યે જે આસ્થા ધરાવતા હતા તે વર્તમાન યુગમાં ક્યાં છે?

પ્રકૃતિના ચિન્હો તડકો વીણુ વિજળી આકાશ અગ્નિને તેઓ દૈવી રહસ્યપૂર્ણ સમજવાને લાચાર હતા કેમકે ત્યારે માનવબુદ્ધિએ એના પર અધિકાર જમાવ્યો ન હતો સામાન્ય પણે દેવતાઓ એ શક્તિ ધરાવતા એટલેજ દેવતા હતા તે કાળે ઇન્સાન મજબૂર હતો કે પોતાની સંગીતકળામાં એ શક્તિઓ સામે પોતાની વિવશતા, દીનતા અને આધિનતાનો સ્વીકાર કરે હિંદુસ્તાનની તમામ સંગીતકળા અને નૃત્યકળા દેવમાનાઓ સાથે ઓતપ્રોત છે એના તમામ ગુપ્ત રહસ્યો મર્મપૂર્ણ સંકેતો અને એના પ્રત્યેક ભાવોમાં વિશેષતા માનવીની સદ્ભાવના દીનતા, લાચારી અને દૈવી દેવતા એના રૂપનું આકર્ષણ પ્રગટ કરે છે એ સંગીતમાં ઇન્સાન પોતે એક તુચ્છ અંગ છે નામરાગણીના સ્વરૂપો જુઓ એક પ્રકારની કોમળ લાવણ્યતા તો છે કિંતુ પ્રભાવ કે આકર્ષણ કરે એવું કોઈ ચિહ્ન દેખાતું નથી ક્યાંક કોઈ લલના ચંપાના પુષ્પોની હારમાળા પહેરીને વીણા વગાડી રહી છે તો કોઈ જંગ ધારી જોગી ગળામાં સર્પ વિંટાળીને ધ્યાનમગ્ન છે ખુદ એ રાગણીઓની અસર નિહાળો ખમાચની એક વિશિષ્ટ પ્રકારની છટા બિહાગની વેદના કેદારની મસ્તી પહાડીની દર્દપૂર્ણ મીઠાશ સારંગની તિખાશ એ બધુંય છે નથી માત્ર જાગૃતિનું તત્વ અને ઉચ્ચ હામ ભક્ત જનો માટે ધ્યાનમગ્ન થવાનું આ એક સુંદર સાધન છે કિંતુ એ નિયમબદ્ધ આધારોના મર્મો અને સંકેતો હમારી જિંદગીથી એટલી હદ વેગળા થઈ ચૂક્યા છે કે જ્યાં લગી આપણે પોતે ભૂતકાળના દટાયેલા મૃતદેહોની જેમ જીવનથી અલિપ્ત ન થઈ જઈએ જેનો જીવનનું એ સંગીત પ્રતિબિંબ પાડે છે ત્યાં લગી આપણે એમાંથી કશો સ્વાદ મેળવી શકતા નથી ક્યાંક ક્યાંક વિશ્વવ્યાપી અસરોના ઇશારા આપણા સંગીતમાં મોજૂદ છે પરંતુ એના પ્રગટીકરણ માટે એક નિપૂણ સંગીતકારની જરૂરત છે અને આજના જમાનામાં એના સંગીતકારોનો દુકાળ છે

એ સંગીત જીવનની રસાકસીમાં આત્મભાનની પરિપૂર્ણતામાં આત્મા અને હિંમતની જાગૃતિને લાભપ્રદ તો શું નીવડે અલબત્ત ગુનાહોની એક માદક દુનિયાની આનંદનું અફીણ જરૂર પીવડાવે છે એવા પ્રકારની પીછેહઠવાદી કળા સંબંધી અલ્લામા ઇકબાલ

કહે છે—

"નાતવા નોઝાર મી સાઝો તિરા,
અત્ર જહા બેઝાર મી સાઝો તિરા,
સોઝે દિલ અઝ દિલ બુર્દ ગમ મી દહદ,
ઝહ્‌ર અદર સાગરે જમ મી દહદ "

ઇકબાલ' તો એવા સગીતનો રસિયો છે કે જે પાક લણતી વેળા ખેડુતની દાતરડીની અતિ વીર સૈનિકની તલવારની જેમ વેગવાન બનાવી દે, જે ગુપ્ત શકિતઓને ઉભારીને આવાઝના ઉતાર ચઢાવથી એક નૂતન જગતની સ્થાપનાનો સદેશ અને તેના વિજયની વધાઇ સભળાવે

જો કે હજી હિદમા એ પ્રકારનું સગીત જન્મ્યુ નથી એ નિર્વિવાદ છે કિંતુ હુ એટલુ તો અવશ્ય કહીશ કે કેટલાક પજાબી ગીતો વિષય, પ્રેરણા, અને જીવન પોષક તત્વો સહીત શબ્દોની એક વિશિષ્ટ રચના અને અતરના ઉડાણમાથી ઉદભવતા ભાવોને પ્રગટ કરવાની એક અનોખી લાક્ષણિકતા ધરાવે છે અને એ સભળીને મને હમેશા એમ લાગ્યુ છે કે હાથ પગની શિથિલતાને ચચળતામા પલટાવવા સાથે એમા જીવનના પ્રશ્નો સાથે બાથ બીડવાની હાકલ પણ હોય છે

(ગુજરાતીમા પણ આવા કેટલાક ગ્રામ્યગીતો છે જે સાભળીને આપણે કઇક જીવન તત્ત્વ મેળવી શકીએ છીએ અનુવાદક)

સગીત કેવુ હોવુ જોઇએ? એ અગામા 'ઇકબાલ'નાજ મુખે સાભળો—

ખુશ તો નવા હય મુગન્નીએ અમોઝિગર્મે દિલ,
ન રહા ઝિદા વ પાઇન્દા તો કયા દિલકી કુશૂદ,
હે અભી સીનએ અફલાકમે પિન્હા વોહ નવા,
જિસકી ગરમીસે પીઘલ જાએ સિતારોકા વજૂદ,
જિસકી તાસીરસે આદમ હો ગમો ખૌફસે પાક,
ઔર પૈદા હો અયાઝીસે મકામે મહમૂદ '

શબ્દોના તત્ત્વો વેગથી જીવનની ઉષ્ણતાના ચિન્હો જેવી રીતે ઉત્પન્ન થાય છે એનુ સર્વશ્રેષ્ઠ ઉદાહરણ ઇકબાલનુ તે પ્રેરક અને પ્રાણવાન કાવ્ય છે જે અફગાનોનુ લાક્ષણિક ગત "વા કુરબાન"ની ધુનમા ને ઢાળમા લખાયું છે

"રૂમી બદલે શામી બદલે બદલા હિદુસ્તાન,
તુ ભી અય ફરઝદે કુહસ્તાન અપની ખૂદી પેહચાન,
અપની ખૂદી પેહચાન ઓ ગાફિલ અફગાન!
માસમ અબ્દા, પાની વાફર, મિટ્ટીસી ઝરખેઝ,
જિસને અપના ખેત ન સીંચા વોહ કયસા દહકાન?
અપની ખૂદી પેહચાન ઓ ગાફિલ અફગાન!
ઉચી જિસકી લહર નહિ હય વોહ કૈસા દરિયા,
જિસકી હવાએ તુન્દ નહિ હૈ, વોહ કૈસા તૂફાન,
અપની ખૂદી પેહચાન ઓ ગાફિલ અફગાન!"

નૃત્યકળા પણ સગીતની જેમ દેવતાઓનાજ ચરણે ધરાઇ છે બૌધ્ધે પોતાના શિક્ષણ અને પ્રચાર કાર્ય અગે વ્યાખ્યાનો આપતી વખતે હાથ અને પગની આગળીઓના હલન ચલનથી જે કામ લીધુ હતુ પ્રાચિનકાળના નૃત્યકળાના વિશારદોએ બૌદ્ધની એ સમજુતી આપનાના હાવભાવના અર્થો અને મર્મોને એક શાસ્ત્રીયકળા બનાવી લઇ પોતાના શરીરના વાક વળાકની બુનિયાદ એ ઇશારાઓ પર નાખી અથવા હિદુ દેવમાતાઓની કેટલીક આકર્ષક પ્રણાલિકાઓને નૃત્યોનો સ્વાગ પેદા કરવાનો પ્રયાસ કર્યો એ કળા પણ આપણા જીવનના દરેક પ્રશ્નથી અલિપ્ત રહી. પ્રાણહીન નકામી અને દાઝ સુની બની ગઇ છે ન તો એ નૃત્યની ચેષ્ટામા જીવન છે ન એવા અર્થો જેના મર્મોથી આત્મિક રસાસ્વાદ લઇ શકાય નૃત્યકારોના હાથપગની ચેષ્ટાએ અને શરીરના વાકવળાકો કશાય અર્થ કે પ્રભાવ વિના બુધ્ધિ-તિઓની આકૃતિઓની પેઠે એક પછી એક થયે જાય છે એ સાચુ છે કે કેટલાક આરીતી નૃત્યમા તેના નૃત્યમા પ્રાચીન પ્રણાલિકાઓ ઐવી સચોટ રજુઆત કરે છે કે આપણા

# એકના પાપે વહાણ ડૂબે તો ત્રણના પાપે શું ?

( ગઝલ મંડળના છેલ્લા મુશાઇરામાં જે રકાસ થયો હતો તેથી ક્ષોભ પામીને એવા શાઈરો ઈબ્રત પકડે એ હેતુથી એક પ્રેક્ષકે આ કાવ્યો મોકલાવ્યા છે )—તંત્રી

## ગુર્જરગિરાનો ગઝલકાર !

હું ગુર્જરગિરાનો ગઝલકાર છું,
શરાબી, કબાબી છું ઝખમાર છું !
ઉર્વાસી ! વિલાસી ! મીરાસી કવિ,
બીભત્સ, નગ્ન-કાવ્યો હું રચનાર છું !
રંગીલો, ઢંગીલો ભંગીલો બની,
તરંગો હું તફડંચી કરનાર છું !
કપાતું, ને કાપું, ને નાચું સદા,
હું હીનકણી સાથ રમનાર છું !
હું બીમાર થઈને બન્યો મંચ પર્યન્ત,
ખરે ! સ્ટેજ પર હું લથડનાર છું !
હું કાળો, ઉકાળો રે નાનો છું નંગ,
હું ધીરે ધીરે વિષ પાનાર છું !
બન્યો રામુમેળામાં સરકસનો ખેલ;
ખેલાડી છું હું ખેલ રમનાર છું !
બુઝાયે જો દીપક તો અંધારમાં,
લઈ 'ડૂગડૂગી'ને બજાવનાર છું !

## શું કરૂં ? રે ! શું કરૂં ?

ઊર્મિઓની થઈ મઝારો શું કરૂં ?
પુષ્પ વિણ કંટકનો ભારો શું કરૂં ?
'હુંદ'થી પાડયો પનારો શું કરૂં ?
આશનો તૂટયો મિનારો શું કરૂં ?
છે પ્રહારો પર પ્રહારો શું કરૂં ?
ખાડશું ખુદે ખુમારો શું કરૂં ?
ઉભ લથડે છે બનારો શું કરૂં ?
શર્મના ચોગમ પ્રકારો શું કરૂં ?
ભાગ્યનો ડૂબ્યો સિતારો શું કરૂં ?
ચારાગર, ના કોઈ ચારો શું કરૂં ?
શા રીતે કરવો ગુજારો શું કરૂં ?
થઈ ગઈ મોટર ખટારો શું કરૂં ?
શર્મ છે રૂમ્મા—નઝારો શું કરૂં ?
'ડૂગડૂગી' થઈ ગઈ નગારો શું કરૂં ?

'ડૂગડૂગી' [મુંબઈ]

# રાણી સુગંધા

અનુવાદક

'સાપેહ બકીલી'

( આ વાર્તા, કાશ્મીરનો એક હૃદયદ્રાવક ઐતિહાસિક બનાવ છે એનુ ટુંક વર્ણન કલ્હનના પ્રખ્યાત પુસ્તક 'રાજતરંગની' ઉપરાંત મૌલાના મુહમ્મદુદીન સાહેબ 'ફોક' કાશ્મીરી કૃત 'તારીખે કશ્મીર' અને બીજા પુસ્તકોમાં છે પરંતુ હજુ સુધી આ વાર્તાને કોઇએ સવિસ્તર રજૂ કરી નથી )

મૃગ જેવા નયનોવાળી સુગંધા દરવ પ્રદેશના રાજ્યકર્તા સ્વામીરાજની સુંદર અને સુકોમળ પુત્રી હતી એના રૂપાળા ચહેરા ઉપરથી મદભરી જુવાનીના મસ્તીભર્યા આકર્ષણો એવી રીતે ઝળકતા હતા જેમ ચાંદની રાતમા પ્રકાશિત ચંદ્રના નૂરાની કિરણો રાત્રીના શિતળ વાયુને ચીરતા ઉધાનોમા નૃત્ય કરવા લાગી જાય છે એનું સુકોમળ શરીર કોઇ પ્રફુલ્લીત પુષ્પની પેઠે નરમ અને નાઝુક હતુ એના ગાલ જુવાનીની ઉષ્ણતાથી તમતમી રહ્યા હતા એના ઘુંઘરવાળા શ્યામ કેશ કલાપ જગત માટે એક અજીબ આકર્ષણ હતુ એના ગુલાબની પાંખડીઓ જેવા હોઠ જેના ઉપર એક ચિત્તાકર્ષક મુસ્કરાહટ હરહમેશ રમતી રહેતી અત્યંત ચિત્તાહર હતા

કાશ્મીરના રાજા શંકરવર્મને* સુગંધાના અસાધારણ સૌંદર્યની પ્રસંશા સાંભળીને તેને પોતાની વ્હાલી રાણી બનાવી લીધી પરંતુ સ્થિતિ આશાથી વિરૂધ્ધ બદલાઇ ગઇ કિસ્મતે સુકોમળ રાણીને દુઃખના દર્યામા ધકેલી દીધી રાજા શંકરવર્મન સિંધુ સરિતાના કિનારા ઉપર જુદા જુદા રાજ્યકર્તાઓને પરાજીત કરતો પોતાને સ્વદેશ આવી રહ્યો હતો કે ઉરશાના+ પ્રદેશમા કોઇ શત્રુએ મારી નાખ્યો અને સુગંધા ભરયુવાનીમા વિધવા બની રાજાની બીજી રાણીઓ પોતાના પતિની ચિતા ઉપર સતી થઇ ગઇ પરંતુ શંકરવર્મનના ન્હાની વયના પુત્ર ગોપાળવર્મનના સંરક્ષણનુ ફર્જ સુગંધાએ સંભાળી લીધુ

નવો રાજા ન્હાની વયનો હતો જેથી રાજ્યની લગામ સંપૂર્ણપણે તેની રક્ષણકર્તા માતાના હાથમા રહી

સુગંધાનુ દિનરાત રૂપ લાવણ્ય હજુ જુવાનીની ગોદમા નાચી રહ્યું હતુ તે ઘણીજ દીલથી પોતાના પતિને ભૂલી ગઇ યુવાનીના ઉગતા સૂર્યના કિરણો વડે એનો સુંદર ચહેરો હજુ પ્રકાશિત અને આકર્ષક હતો ચાંદની રાતોમા જ્યારે તે એકલી પડતી ત્યારે સીનામા એક પ્રકારનું મીઠું મીઠું દર્દ તેને બેચેન કરી નાખતુ તે લાગણીવશ થઇને ઘણીવાર સુધી છાનું છાનુ રડતી વિધવા સ્થિતિમા તે પોતાને પવિત્ર રાખી શકી નહિ છેવટે પાપ લીલામા પડીને પવિત્રતા ખોઇ બેઠી એની પસંદગી પ્રભાકર નામે પ્રધાન જે દરબારમા ઘણી લાગવગ ધરાવતો હતો—પર પડી તેને પોતાના રૂપઆકર્ષક બનાવી દીધો અને આવી રીતે પતિવ્રતાના અમૂલ્ય મોતીને ભોગ વિલાસને ભેટ ચડાવી દીધુ

એક રાત્રે જ્યારે મોસમ ખુશનુમા અને ચોમેર શાંતિનું સામ્રાજ્ય હતું નવયુવાન રાજા ગોપાલવર્મને એક ભયંકર સ્વપ્ન જોયુંને

* રાજા શંકરવર્મને ઈ સ ૮૮૩ થી ઈ સ ૯ ૨ સુધી રાજ્ય કર્યુ આ રાજા અવન્તીવર્મનનો પુત્ર હતો

+ ઉરશા, તે પહાડી પ્રદેશનુ પ્રાચીન નામ છે જે એબટાબાદ પાસે આવેલું છે

ચોકી કરી અને ગભરાએલી સ્થિતિમાં પોતાના શયનાલયમાંથી બહાર નીકળી નરમ નરમ હરીયાળી ઘાસ ઉપર ફરવા લાગ્યો. આકાશ ઉપર ન્હાના મ્હોટા તારાઓની સભા ભરાએલી હતી. ચૌદમીનો ચંદ્ર પોતાની સંપૂર્ણ તેજસ્વીતા સાથે સભાના પ્રમુખપદે બેસી નૂરની વર્ષા વરસાવી રહ્યો હતો. રાત્રી અર્ધ વિતી ચુકી હતી. અચાનક એણે પોતાના વેરવિખેર વિચારોને એકત્ર કરી પોતાની માતાના શયનગૃહ તરફ દ્રષ્ટિ કરી. તે વિસ્મય થઈ ગયો, કેમકે હજુ સુધી ત્યાં રોશની થઈ રહી હતી. કુદરતી રીતે એના દિલમાં એનું કારણ જાણવાની પ્રબળ ઇચ્છા થઈ આવી.

દરવાન પત્થરના સ્થંભને ટેકો લગાવી સૂઈ રહ્યો હતો. રાજા ધીમે ધીમે દબાતા પગલે ચાલતો શયનાલય પાસે પહોંચ્યો અને કોઈ એને જોતું નથી એની ખાત્રી કરી લીધા પછી, ઝીણી જાળીઓના પરદામાંથી અંદર ઝાંકવા લાગ્યો. આહ! કેવાં ઉશ્કેરાટ કરનાર શરમભર્યું દ્રશ્ય! એની માતા સુગંધા અને પ્રભાકર દેવ પુષ્પોની સુગંધિત સેજ ઉપર અર્ધ નગ્ન અવસ્થામાં સૂતા હતા. રાણીના ઉભરેલા સિનોરીમીનો તૂફાની સમુદ્રની લહેરો પેઠે મૌજો મારતો અને નિમકહરામ પ્રધાનનો હાથ તેની કોમળ કમરને ફરતે વીંટળાએલો હતો. બન્ને મસ્તીમાં દુન્યા અને દુન્યાની બધી વસ્તુઓથી બેખબર એમના દેહ આપસમાં ભેગા રહ્યા હતા. ગોપાલવર્મન આ અનિતીમય દ્રશ્ય ન જોઈ શકતા પાછો ફરી ગયો.

ચમકતા ચંદ્રે પણ શરમાઈ પોતાનો ચહેરો વાદળીના શ્યામ ટુકડા વડે સંતાડી લીધો. પાછા ફરતાં રાજાએ અંધારામાં નિદ્રાવશ દરવાનના પગ સાથે ઠોકર ખાધી અને તે ઉઠી બેઠો.

ખબરદાર! કોણ છે? તેણે ઉઠવાની સાથે તલવાર ઉગામીને પૂછ્યું. પરંતુ ચંદ્રના ચહેરા ઉપરથી વાદળીનો ટુકડો ખસી જતાં ગોપાલવર્મનનો ગંભીર ચહેરો સ્પષ્ટ દેખાવા લાગ્યો. દરવાને માનપૂર્વક મસ્તક નમાવી દીધું.

આ બનાવે આનંદી રાજાની શાન્તિ અને સંતોષ બન્ને લુંટી લીધા. ચાલાક પ્રભાકર પ્રધાનને દરવાનના કહેવાથી ભેદ ખુલ્લી જવાની જાણ થઈ ગઈ. એણે કોઈને કોઈ રીતે ભલા રાજા ગોપાલવર્મનને* હમેશાને માટે મૃત્યુના ખોળામાં સુવડાવી દીધો. આવી રીતે જ્યારે રાજા શંકરવર્મનનો વંશ ખતમ થઈ ગયો ત્યારે રાણી સુગંધા+ ખુદ સિંહાસનારૂઢ થઈ ગઈ. એણે રૈયતની સામે પોતાની પવિત્રતા અને ધર્મિષ્ટતા પ્રદર્શિત કરવાને માટે મરનાર રાજાના નામ ઉપર 'ગોપાલમઠ' અને 'ગોપાલ કેશવ' નામે વિષ્ણુના મંદિર ચણાવ્યા. પરંતુ આખી દુન્યાને હમેશાં બેવકુફ બનાવી શકાતી નથી. જલદીથી જ કુદરતના મજબૂત હાથોએ ફરેબના શ્યામ પરદાઓને ચીરી નાખી હવામાં ઉડાવી દીધા. પ્રભાકર દેવે ગભરાઈને આપઘાત કરી લીધો. લોકો રાણીની વિરૂદ્ધ કાનાફુસી કરવા લાગ્યા.

આ જોઈને સુગંધાએ ઇચ્છ્યું કે પોતાને સ્થાને પોતાના એક સગા નરજિતવર્મનને રાજ્યાસન ઉપર બેસાડી દઉં, પરંતુ તે નિષ્ફળ નિવડી. કેમકે નરજિતવર્મન અત્યંત દુષ્ટ આચરણી, જંગલી, વિષયલંપટ અને ગુનાહગાર રાણીના હાથમાં રમકડા સમાન હતો.

અંતે તન્ત્રિન ટોળાના યોદ્ધાઓ—જેમનું સૈન્યમાં વધુ બળ હતું—રાણીને જબરદસ્તી

---

* ગોપાલવર્મને ઈ. સ. ૯૦૨ થી ઈ. સ. ૯૦૪ સુધી રાજ્ય કર્યું. 'રાજતરંગિણી'માં લખ્યું છે કે નિર્દય પ્રધાને પોતાના એક સગા દેવકી—જે જાદુગર હતો—ની મારફતે રાજા ગોપાલવર્મનને મારી નાખ્યો.

\+ રાણીએ ઈ. સ. ૯૦૪થી ઈ. સ. ૯૦૬ સુધી રાજ્ય કર્યું.

# ઝિન્દાબાદ

અનુવાદક
'રઝાકાઝી'

પ્રેમ, સ્નેહ લાગણી હમદર્દી,

જગત મૂર્ખ જગત, હા! નિર્દય જગતથી એ આશાઓ વ્યર્થ આ જગત મતલબી છે

એમા વસનારા સ્વાર્થી નિષ્ઠુર, કાતિલ કે જેઓ કોઇના માટે મરવા જાણે છે ન જીવવા

પોતે પણ જીવતા નથી અને બીજાને જીવવા દેતા નથી

તમે તમારૂ જીવન આ નિર્દય જગતને સમર્પી દો કિંતુ જગતની દ્રષ્ટિએ સૌથી મોટી ધિક્કાર પામેલી હસ્તીજ રહેવાના.

જ્યા સુધી આ પૃથ્વીપટ પર તમે જીવતા રહેશો તમારો સત્કાર તમારૂ સ્વાગત "મુર્દાબાદ"ની ગર્જનાઓથી થતુ રહેશે

હિંદુસ્તાનના સાહિત્યના ઇતિહાસ પર એક આછો દ્રષ્ટિપાત કરો મીર, ગાલિબ, સોદા અને ઇકબાલ જેવા અનેક નરોનુ યાતનાપૂર્ણ જીવન અધ્યયન કરવામા આવે તો એમના જીવન પુસ્તકની પૂર્ણાહુતી થતા પૂર્વે તમને "મુર્દાબાદ" એ શબ્દો ચો દિશામા ગુંજતા સમ્ભળાશે પરંતુ એમની જીવન-જ્યોત બુઝાતાજ 'ઝિન્દાબાદ"ની ઘોષણાઓ થઇ થઇ રહી છે અને થતીજ રહેશે

આ ઉપરાંત જગત ઇતિહાસ કે જે એવી અસંખ્ય હસ્તીઓના ઉદાહરણો રજુ કરે છે કે જેઓ જુદા જુદા દેશોમા જન્મ્યા અને જિંદગી ભર રૂદન કરતા રહ્યા અને છેવટે નિર્ધન અને કંગાળ હાલતમા મરી ગયા પણ દુનિયાએ તેઓની કદ્ર ન કરી તેઓને ન ઓળખ્યા.

પરંતુ જ્યારે એ સજ્જન વ્યક્તિઓને કાળના ઉપભોગક અને સુંદર હાથે છીનવી લીધા તો જગત સ્તબ્ધ થઇ ગયુ આતુર આંખે એમની શોધ આરંભી પણ તેઓ એક એવી સૃષ્ટિમા જઇ પહોંચ્યા હતા કે જ્યા આ જગતની કદ્રદાની અને ઉપકારવૃત્તિનો કશો અર્થ નથી

જગત શોકમા ડુબી ગયુ, યાદગાર કાયમ કરી, અને વાતાવરણ "ઝિન્દાબાદ"ની ઘોષણાઓથી ગુંજી ઉઠ્યુ

જીવતા જીવન 'મુર્દાબાદ" અને મૃત્યુ પછી "ઝિન્દાબાદ" એક એવી ઘટના છે કે જે જગતના પૃષ્ઠોના પ્રત્યેક પાને અમર રહેશે

# શોક સભા

જનાબ

'નિસાર'

## ( એક હળવી નિબંધિકા )

(મુસ્લિમ-ગુજરાતના આ લેખક અને અનેક વિવેચકની કલમ ઓળખની મોહતાજ નથી—તંત્રી )

અબુ ખાટકીએ આંગણામા પગ મૂકયો ત્યારે રાત અડધેથીએ આગળ વધી ચૂકી હતી કાળા રંગની બે પડીકીઓ બાલદીમા નાખી તે પાણીને જોરથી હલાવવા લાગ્યો, અને જ્યારે કાળો રંગ બરાબર ઘોળાઇ રહ્યો ત્યારે તેણે પોતાનુ કમીસ કાઢી તેમા નાખ્યુ એની પત્ની રહીમન જે ઘોરતી પડી હતી તે સફાળી બેઠી થઇ પતિની આ હીનચાલને વિસ્મયતાથી નિહાળવા લાગી અને કંઇજ સમજ ન પડતા બોલી ઉઠી ' આ બધુ શુ થઇ રહ્યુ છે ? "

"કંઇ નહિ, એ તો પેલા મુસ્તફા કમાલ હતા ને તે મરી ગયા એમના શોકમા કાલે હડતાળ છે એ હડતાળમા જવાની તૈયારી કરી રહ્યો છુ અને દુકાનો બંધ કરાવવા જવુ પડશે ને ?"

"મ્હારી બલા જાણે કે એ મુસ્તફા કોનો દીકરો હતો ? પરંતુ મારામારી થઇ હતી કે એમજ મરી ગયા મુઆ ! આ રોજના કંકાસથી હુ તો કંટાળી ગઇ છુ તમને હજારવાર કહ્યુ કે ઘર હિંદુ લત્તામાથી ખસેડી મુસ્લિમ લત્તામા લઇ જાઓ પરંતુ સાંભળે જ શાના ?"

જવાબમા "અરે ! ગાંડી" કહી અબુ હસવા લાગ્યો અને પછી બે ચાર ડગ રહીમન તરફ ભરીને કંઇક યાદ આવતા બીજા ખંડમા જઇ સૂઇ ગયો

ઉગતી સવારે તો કાળા રંગનુ ખરેખર કાળા ઝંડા સાથે બજારમા ઘુમવા લાગ્યુ "ઇન્કિલાબ ઝિન્દાબાદ ' "ઇન્કિલાબ ઝિન્દાબાદ" એક હિન્દુ વેપારી જે પોતાની દુકાને જઇ રહ્યો હતો તેણે આ ટોળાને દૂરથી જોયુ અને તેને ફાળ પડી તેણે ઘડીવાર તો આમ તેમ નજર નાખી દૂરથી આવતી ટ્રામ જાણે એનું જીવન લઇને આવી રહી હતી જલદીથી તે એમા ભરાયો અને ગચ્છતી કરી ગયો કાનોકાન કૂદકા મારતી આ વાત આખા શહેરમા પ્રસરી ગઇ અને જરાવારમા તો સડાસડ મૌના પાટીયા દેવાઇ ગયા

"હડતાળ તો પડી મગર મહુમ્મદ અલી જયસી નહિ" એક ચાચાએ જુના સ્મરણો તાજા કર્યા

"ઔર યેહ ટ્રામવાલે તો જયસે જાનતેહી નહિ" બીજા એકે હડતાળની અપૂર્ણતાનું ભાન કરાવ્યુ

"ઇન્કિલાબ ઝિન્દાબાદ" ને ટ્રામની આજુબાજુ કાળી ઝંડીઓ ફરી વળી આ ઘેરો જોઇને ઉતારુઓની હિંમતના આંકડા વછુટી ગયા અને કંડક્ટરો રોજની મજુરીથી છૂટી ગયા

સાંજના વિશાળ મેદાનમા એક શોકસભા ભરાઇ શહેરભરના ગુંડાઓ ત્યા હાજર હતા પાનબીડીવાળા, ચાહવાળા, ચનાજોર ગરમવાળા આ શોકસભામા હાજરી પુરાવનારાઓ બેઠી રહ્યા હતા સભામા કેટલાક શ્રીમાનો એના

પણ હતા કે જેમને આ બધું શું થઇ રહ્યું છે તે જાણવાની પરવા સુદ્ધાં ન હતી

મેદાનના એક ખુણે એક ઉર્દુભાઈ એક બકરીબાઇને સમજાવી રહ્યા હતા કે 'મુસ્તફા કમાલ બહુજ મોટા માણસ હતા મારી હોટલનું નામ હવેથી "કમાલ હોટલ" રહેશે

"અને અપને બીરો કગન્દી સાબુનું નામ હવેથી 'કમાલ સોપ' રાખશું કેટલું ખુબસુરત નામ મીઠી આપુ" બકરીબાઇએ સાદ પૂર્યો.

એક બાજુ એક ચકકર જેવા સાહેબ આખી સભાને પોતાના કેમેરામાં સમાવી લેવાની કોશીશ કરી રહ્યા હતા તો બીજી તરફ ચોર બજારની ટાઇગાડી એક શ્રીમાન એક ગેરવાનીની જેમનું વજન આંકી રહ્યા હતા

સભાનું કામકાજ શરુ થયું

એક હાડકાના માળખા જેવા વકીલ સાહેબે કમાલની વીરતાનું વર્ણન એટલા જુસ્સાથી કરવા માંડ્યું કે તેમને ખાસી ચઢી આવી અને તેઓ 'પાણી' 'પાણી' પોકારતા નીમજીત થઇ મચ પરથી પડ્યા "અલ્લાહો અકબર'નો ગગનભેદી અવાજ બુલંદ થયો અને વકતા બદલાઇ ગયા આ બીજા વકતા એક 'ફુરફુરીઆ'ના એડીટર હતા એમના મનમાં તો કમાલપાશા કરતા 'કાનન' વિષે વધુ માન હતું છતાં એ તકસાધુ બની માન ખાટવા લાગ્યા તેમનો એકએક શબ્દ શ્રોતાઓમાં આગ વરસાવતો હતો

"કમાલ તેજ મહાવ્યકિત હતા જેમણે માદલા તુર્કીને ફરીથી જોમવંત બનાવ્યું "ઇન્કિલાબ ઝિન્દાબાદ"ની ઘોષણા એક ગડેરીવાળાના ઘાટથી શરૂ થઇ આખી સભામાં ફેલાઇ ગઇ એ જોઇ ભાષણ કરનારના પગમાં ઓર જોર આવ્યું અને પછી તો તેમણે જે યાદ આવ્યું તે બકવા માંડ્યું 'કમાલપાશાએ અઝાન પણ તુર્કી ભાષામાંજ દેવાનો ઓર્ડર કર્યો કેટલાક મુલ્લાંઓએ એની સામે માથું ઉંચકયું તો તેમને મચ્છરની પેઠે મસળી નાખ્યા"

"જુઠું બકે છો કુફ્ર છો બકવાસ બંધ કરો!' એક લાંબી દાઢીવાળા ચેશઇમામ છાતીપીટીને આગળ વધ્યા શ્રોતાઓ આ જોઇ અકળાવા લાગ્યા જુઓ છો શું? હરનામના એ દુશ્મનને ઉતારી પાડો' અને પછી તો અણુ ખાટકીની પારટીએ એ કલમ બહાદુરને એવા તો લીધા કે તેમને કયે રસ્તે નાસી છૂટવું તે ખબર ન પડી એક પથ્થર આવ્યો અને એડીટરના ઉઘાડા માથાની વચ્ચોવચ ધમ લઇને પડ્યો એ જોતા આવ્યા ને તત્રીજીની ટાંગોમાં અધડાં થઇ રહી ગયા અને એ વીર નર ઘવાયો એક મિત્ર એના ઘાવ પર પાટો બાંધી તેને ઘેર પહોંચાડવા ઘોડાગાડી લાવ્યો અને મુસ્તફા કમાલ ઝિન્દાબાદના પોકારથી સભા બરખાસ્ત થઇ

સભાથી છુટા પડતા સભાજનોમાં નીચે મુજબ વાતચીત થતી હતી

"...તો કાલથીજ નમાઝ શરૂ કરીશ'

'કમાલ મોટા ખરા પરંતુ મહમ્મદઅલી પણ ઓછા મોટા ન હતા"

"કમાલ હોટલ રીંગ સેનુન બન ખરાબ નામ તો નથી'

'કાને સતોજ આવવો જોઇએ"

'મુસતફા કમાલ' બરાબર સાત અક્ષરોનુંજ નામ છે "×

×પ્રેરિત

# રાંદેર : મુસ્લિમ-શાદી, અને જન્મ-મરણ.

જન્મ

૨-૯-૪૩ ગુનજારખા રહીમખા-છોકરી રેહમતખાતુન
૫-૯-૪૩ સુલેમાન દાઉદ હજામ-છોકરી જુબેદા
૫-૯-૪૩ યાકુબ ઇસમાઇલ જીવા-છોકરી શહેનબાનુ
૬-૯-૪૩ ઇબ્રાહીમ ઇસમાઇલ અબ્બુ-છોકરો કાસમ
૮-૯-૪૩ અબ્દુર્રહેમાન હાફેઝ અહમદ મુલ્ના-છોકરો મોહમદ સલીમ
૮-૯-૪૩ માહમુદ મોહમદ મુરાદ-છોકરી ફાતમાબીબી
૮-૯-૪૩ ગુલામ મોહમદ ગુલામ કાના-છોકરી જુબેદાબીબી
૮-૯-૪૩ મલેક હુસેન મલેક મોહમદ રસુલ-છોકરો મલેક રસુલ
૧૧-૯-૪૩ સૈયદ મોહમદ સઅદુલ્લા-છોકરી જેનબનીસા
૧૪-૯-૪૩ દાઉદ કાસમ-છોકરો મુસ્તુફા
૧૫-૯-૪૩ ઇસુફ ગુલામ મોહમદ હાસ-છોકરી ફાતમાબીબી
૧૭-૯-૪૩ હાજી મીયા મોહમદ શેખ-છોકરો નિસાર એહમદ
૧૭-૯-૪૩ કાસમ ગુલામ હુસેન બનાસી-છોકરો ફારૂક
૨૩-૯-૪૩ નન્નુ ઇમામ-છોકરી હાજરાબીબી
૨૩-૯-૪૩ યુસુફ ઇબ્રાહીમ મોદન-છોકરી હાજરાબીબી
૨૩-૯-૪૩ મોહમદ હાસમ-છોકરી જુબેદાબીબી
૨૪-૯-૪૩ ગુલામ મોહમદ ગુલામ રસુલ કાપડીવા-છોકરો હબીબુદ્દીન
૨૫-૯-૪૩ માનમ હાશમ માનમ ઇસપ-છોકરો મોહમદ શરીફ
૨૮-૯-૪૩ પટેલ અહમદ ઇસો આદમ-છોકરો ઇસુફ
૨૮-૯-૪૩ માલમ શેખમીયા માલમ અબ્દુલ રઝાક-છોકરો મોહમદશરીફ ઉર્ફે મીરાજુદ્દીન
૨૮-૯-૪૩ અલી આઝમ આરેફ-છોકરો ઇસમાઇલ
૨૯-૯-૪૩ અહમદખા લાલખા-છોકરી ઝરીનાખાતુન

મરણ

૨-૯-૪૩ ગુલામ મોહમદ હાસમ બપોરીયા ઉ મા ૧૦
૨-૯-૪૩ ગુલામ મહીયુદ્દીન વલી ઉ વ. ૧॥
૪-૯-૪૩ ફાતમાબીબી તે મુસા ભરીયારાની ઓરત ઉ વ ૫૦
૪-૯-૪૩ આસાબીબી તે સાલેહ મુસાજીની છોકરી ઉ વ ૬૦
૬-૯-૪૩ ખતીજાબીબી તે કરીમ મીયાની ઓરત ઉ વ ૭૫
૬-૯-૪૩ ગુલામ અબ્દુલ્લાહ ઉ વ ૭૦
૭-૯-૪૩ અબ્દુલ હમી- અહમદ સરંગ ઉ વ ૧૪
૯-૯-૪૩ મોહમદ ઇસમાઇલ લીમલીયા ઉ વ ૨૭
૯-૯-૪૩ ફાતમાબીબી ગુલામરસુલની છોકરી ઉ વ ૨૨
૧૧-૯-૪૩ ફરીદાખાતુ શેખ ઇસહાક મોહમદ સૈનાદે ઉ મા ૬
૧૪-૯-૪૩ બીબી સુલતાન તે હુસેન સીપાઇની વિધવા ઉ વ ૧૦૦
૧૭-૯-૪૩ સૈયદ અબ્દુર્રહેમાન સૈયદ અબ્દુલ્લા ઉ વ ૫૦
૧૯-૯-૪૩ આઝમ આરેફ ભામ ઉ વ ૭૬ આસરે
૨૦-૯-૪૩ કાઝી હાશિમ કાઝી ઇનાયતુ ના ઉ વ ૬૦
૨૩-૯-૪૩ કાઝી રહેમતુલ્લા કાઝી હુસેન ઉ વ ૫૫
૨૮-૯-૪૩ બીબી તે ઇસમાઇલ ઇસપ તમાચાની છોકરી ઉ વ ૯૦

*Printed by Maganlal Mangaldas Patel*, at The Gangotri' Printing Press *Kanpith, Khand Bazar*, Surat
*Published by Azum Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahitya Karyalaya *Tower Road*, Surat

## મેહબૂબ પ્રોડક્શનનું પહેલું મુસ્લિમ ચિત્ર

3 જું ફતેહમંદ વીક

—સુરતના આગણે કદી નહીં જોએલી એવી ગીર્દી જમાવતુ—

મુસ્લિમ સસ્કૃતિ
શુ છે? કેવી છે?
શુ કહેવા માગે છે?
આનો જવાબ માત્ર એકજ છે
— આવો અને જુઓ —

આજરાત્રે

પાત્રો
- અશોકકુમાર
- વીણા
- સિતારા
- કુમાર
- યાકૂબ



# નજમા



ડાયરેક્ટર મેહબૂબ
સ્ટોરી-સવાદ આગા જાની કેશ્મીરી
ફોટોગ્રાફી ફરેદુન ઇરાની
સગીત રફીક ગઝનવી

જેમા

- મુસ્લિમ ઓરતનુ કર્તવ્ય અને ફરજ સમજાવે છે
- ભણીગણીને ભાન ભૂલી બેઠેલી સ્રીને સ્રી-સસ્કાર શીખવે છે
- કળાના પુષ્પો વેરતુ
- દરેકે દરેક કુટુબને જોવા લાયક

## —મુસ્લિમ સામાજિક કળાકૃતિ—

પરદાનશીન બાનુઓ માટે
ખાસ અલાહેદી મજવડ
રાખવામાં આવી છે

સુરત શહેરના કુટુબોનુ માનીતુ

છ
બી
ય
ર

# કેપીટોલ

ટાકીઝ





# .....શ્રીયુત અનુપમ

[ ગઝલ ]

ઘઉં કમ, બાજરી કમ, ખાંડ-ઘી કમ,
દીસે છે 'ઇદ' પણ, આજે 'મુહર્રમ'!
નજર ઝાંખી, ઇલેક્ટ્રીક રોશની કમ,
નજર આવે ન કાં, સાહેબ બી મેડમ!
મજેખમ જાય છે તો થાય છે કમ,
મગીજે-ઇશ્ક પર લાનત છે દાયમ!
જગા જે એક આપી, દાન બખ્શે,
સનમ કે આભજો ઝાડુ, બનો કમ!
પધારો આપ કિન્તુ બેસશો ક્યાં?
અમારા ઘરમાં ખુરસી છે ન જાજમ!
ગુલામીમાં તો બેઉ છે જ સરખા,
મિયાં 'અનવર', અને શ્રીયુત 'અનુપમ'.
જગતમાં સર્વ કો છે 'શેખચલ્લી',
વધુ પડતા કોઈ છે, તો કોઈ કમ

(અધુરી)

—'શેખચલ્લી'

તંત્રી
'વહશી'

પુ: ૫ મું.
અંક ૩જો





નવેમ્બર
૧૯૪૩



'નિસાર'ના સંપાદન હેઠળ ઇદને દિવસે
બહાર પડશે

# —નો આવતો અંક

આજ સુધીના અંકોમા નવીજ ભાત પાડશે

નવી દ્રષ્ટિ
નવા વિચાર
નવતર રૂપ

## એમાં શું હશે ?

■નવલિકા ■કાવ્યો ■તવારીખ ■ધાર્મિક લેખો
■નાટિકા ■કટાક્ષ કાવ્યો ■વિવેચન ■કુર્આની કાવ્યો
■કટાક્ષિકા ■મહેફિલ ■નિબંધ
■આ ઉપરાંત, આવાઝકી દુન્યા, પીઠ, અને ફતાવા ના ચાલુ આકર્ષણો.

## એના લેખકો

જનાબ શયદા, જ બેકાર, જ અસર સાલેરી એમ એ જ યાવર બી એ જ ઉનીયા બી એ જ મીન્તી, જ નિસાર, જ નસીમ, જ શુ હુસેન મુસ્તુફા, જ કિસ્મત, જ વલી, જ દિવાન, જ હાશિમ, જ રઝાકાઝી, જ સાલેહ બકીલી, જ માબિર સાહબ, જ તાજ

## એના શાઈરો

મારાએ મુસ્લિમ ગુજરાતના ગઝલકારોનો 'કારવાં'ને સહકાર છે

મુસ્લિમ ગુજરાતની સન્માનિત સાહિત્ય પ્રવૃત્તિ એટલે 'કારવાં' વિશેષતા અને વિવિધતા ભર્યો એના વિશેષાંકનુ વાચન ચૂકવુ એટલે જીવનની એક રસલ્હાણની તક ગુમાવવા બરાબર છે

ચાલુ ગ્રાહકોને મફત. નવા ગ્રાહકોને પણ મફત.

છુટક નકલ : બાર આના.

કારવાંના
કટાક્ષ કાવ્યો
ગુજરાતમા નવી
ભાત પાડે છે

●

કારવાંના
કટાક્ષ ચિત્રોમા
પણ નવીન
નજર જોશો

●

કટાક્ષ કવિ
શ્રી શેખચલ્લી

કટાક્ષ ચિત્રકાર
શ્રી ચકોર

# સૌંદર્ય, સુગુણ, સુવાસ અને સર્વાંગી કલાની સુવાસથી મઘમઘતું એક ગૃહઉપયોગી પ્રકાશન

## ચિત્રો ૨૫૦

દ્વિરંગી છપાઇ પચરંગી કલાની કારીગરીથી ઓપતા નયનમનોહર આકર્ષક ચિત્રો અને આકૃતિ સાથેના શ્રી કતુદેમાઇના પચરંગી સુશોભીત બોકસ સહિત

'સસ્કારલક્ષ્મી'ના પ્રકાશન એન એમ ઠક્કરની કપની તરફથી ગૃહઉપયોગી આ બીજુ પ્રકાશન રજુ કરવામા આવે છે સસ્કારલક્ષ્મીથી અતિ સુપ્રતિષ્ઠા પામેલા શ્રી ડુ ગરસી ધરમસી સપટનીજ આ કૃતિ છે સસ્કારલક્ષ્મીની જેમજ આ પુસ્તક પણ ગૃહઉપયોગી બનાવવામા આવ્યુ છે સસ્કારલક્ષ્મીમા જે વિષયો નથી તે, તથા સ્ત્રીઓને માર્ગદર્શક થઈ પડે એવા અને સ્ત્રી–જીવનને સ્પર્શતા વિવિધ પ્રકારના વિષયો આ પુસ્તકમા રજુ કરવામા આવ્યા છે ઘરની રાણી એ એક એવુ પ્રકાશન છે, કે જે મધ્યમ અને સસ્કારી વર્ગની બહેનો માટે તથા ગ્રામ્ય બહેનોથી માડીને તે શહેરની સુધરેલી બહેનોને સ્પર્શે તેમને એમાથી શીખવાનુ મળે એવી રીતે તેની રચના કરવામા આવી છે

સ્ત્રીને **ઘરની રાણી** કહેવામા આવી છે સ્ત્રીથી જ ઘરની શોભા છે આ રાણીપદ તેને કયારે મળે છે કેવી રીતે તે પ્રાપ્ત કરી તેને શોભાવી શકે અને એ પદ પ્રાપ્ત કર્યા બાદ તેણે એને કેવી રીતે યોગ્ય બનવુ તેની માર્ગદર્શક માહિતી એમા દાખલા–દલીલ અને દ્રષ્ટાતો સાથે આપવામા આવી છે સ્ત્રીએ ઘરની રાણી બની ઘરનો વહીવટ કેવી રીતે ચલાવવો, ઘરમા રહેતા અનેક પ્રકારના સબધવાળા માનવીઓની સાથે કેવી રીતે વર્તવુ તે આ પુસ્તકમા સરસ રીતે વર્ણવી બનાવવામા આવ્યુ છે

**'ઘરની રાણી'** પુસ્તકને પાચ ભાગમા વહેચી નાખવામા આવ્યુ છે **પહેલો વિભાગ** સ્ત્રીની સુન્દરતાને સ્પર્શતો છે એમા સ્ત્રીએ સુન્દર શા માટે બનવુ ? કેવી રીતે સાચી સુન્દરતા મેળવવી, ચહેરાની સુન્દરતા કેવી રીતે વધારવી, કેશ–ગુફનના વિવિધ પ્રકાર, વેણીની રચના અને તેનુ સૌદર્ય, સોળ શણગારની કળા, સ્નાનનુ મહત્વ, સ્નાન કેવી રીતે કરવુ, સૌદર્ય, પ્રયોગો, વાળ અને તેનુ રક્ષણ વેણી–ગુથનના પ્રાચીન તથા અર્વાચીન પ્રકારો, સૌભાગ્ય–ચાદલો, ચાદલાની વિવિધ ફેશનો તથા પ્રચલિત પ્રકારો, શૃગારની વિવિધ સજાવટો, વસ્ત્રોનુ સૌન્દર્ય વસ્ત્રો, પહેરવાની કળા તથા તેની ફેશન, અલકારો અને આભુષણો, કાન, ગળાના અલકારોના અર્વાચીન ઢબના નમુનાઓ તથા ફેશનો તરેહતરેહની બગડીઓ, કગન, સુવર્ણ કગનો, શરીરનુ આરોગ્ય, વ્યાયામની જરૂર, ઉપવાસ આદિ વિષયો એમા પુષ્કળ ચિત્રો સાથે દ્વિરગી શાહીમા સુદર રીતે આપવામા આવ્યા છે




ઘ
ર
ની
રા
ણી

બીજા વિભાગમાં પતિને કેવી રીતે વશ રાખી તેને વશ બનાવવો તેની યુક્તિ-પ્રયુક્તિઓ બતાવેલી છે, સ્ત્રી જો ધારે તો પતિને પોતાને અનુકુળ બનાવી પોતાના ગરીબ અને નાના ઘરમા પણ સ્વર્ગનુ સુખ ઉતારી શકે છે સ્ત્રીએ કેવી રીતે પોતાના પતિને ખુશ રાખવો જોઇએ, તેનો પ્રેમ જીતવા તેણે શું કરવુ જોઇએ, પતિ કેવી રીતે પ્રસન્ન બની સ્ત્રીને વશ થઇ શકે વિગેરે વિષયો એમા સચોટ રીતે વર્ણવેલા છે આ વિભાગનુ સ્ત્રીઓ અધ્યયન કરી તેનો જો અમલ કરે તો અનેક સ્ત્રીઓ પોતાના દુખી તકરારી અને કલેશથી બળતા ઘરોમા પણ સોનાનો સુરજ

ઉગાડી શકે છે સ્ત્રીને પતિ સિવાય બીજું કોઈજ મોટું નથી પતિનો પ્રેમ એજ પ્રભુનો પ્રેમ એટલે પ્રત્યેક સ્ત્રીઓએ આ બીજો વિભાગ તો ખાસ વાચવોજ જોઈએ આ વિભાગ પણ સચિત્ર છે આકર્ષક રીતે દ્વિરંગી શાહીમા તેને છાપવામા આવ્યો છે

તે પછીના ત્રણ વિભાગોમા જુદા જુદા ઘરેણા ને સમયના સમાર ચિત્રો એટલા તો સજીવ અને આકર્ષક ઢગે આલેખાયા છે, કે તે વાગતાએ આપણુ-આપણા પડોશીઓના તથા આપણા અંગત સગાઓના હોય એવુ જણાયા વગર રહે નહિ વઢકણી માસુઓને પ્રેમથી અને પોતાની કામગરીથી વશ બનાવી દેતી વહુઓ, સસરા અને જેઠોનો પ્રેમ સંપાદન કરનારી વધુઓ તથા ઘર આખાને પોતાને કબજે કરી લેનારી પુત્રવધુઓના રસભર્યા, બુદ્ધિ, શિક્ષણ અને જ્ઞાનથી ઓપતા સંસાર ચિત્રો એમા પાને પાને ભરવામા આવ્યા છે કુટુમ્બના કલેશને કેવી રીતે દૂર કરી શકાય, સાસુ, નણદો તથા જેઠ અને દીયરોને પ્રેમથી કેવી રીતે પોતાના બનાવી, ઘરનો કબજો મેળવી શકાય તેની ગુપ્ત ચાવીઓ લેખકે કુશળતાથી અંદર જણાવી દીધી છે આ ત્રણે વિભાગો સ્ત્રીઓને ખુબજ વિચારશીલ વાચન પુરૂ પાડે છે, અને તે દ્વારા સ્ત્રી સંસારને લગતુ તથા કુટુમ્બજીવનને લગતુ ઘણુ તેઓ જાણી શકે છે

આ પુસ્તકમા ૨૫૦ ઉપરાત ચિત્રો સુશોભનો છે ગુજરાતના પ્રસિદ્ધ ચિત્રકારોનો એમા સાથ છે શ્રી કનુદેસાઇ, સૌ ભદ્રા બ્હેન, કુ નલિનીબ્હેન માલાણી, શ્રી ભાનુ સ્માર્ત આદિના ચિત્રો એમા મુખ્ય છે પુસ્તકમા રાસ નૃત્યો, ગરબા, મેદી, ગોરવ્રત અને બપૈયાના ચિત્રો પણ સુંદર રીતે આકારેલા છે આ પુસ્તકની શરૂઆતના ભાગમા કુમારી નલિની બ્હેન માલાણીનુ બંગાળી કલ્પનાનુ અને **માતૃપ્રેમનુ** ત્રિરંગી ચિત્ર ખરેખર આપણા મનને મુગ્ધ બનાવે છે આજ રીતે આ પુસ્તકના અંત ભાગમા મૂકવામા આવેલુ શ્રી ભાનુસ્માર્તનુ 'કોન્સર્ટ અને પ્રેક્ષકો'નુ ત્રિરંગી ચિત્ર પણ એટલુજ નયનમનોહર અને મનને લોભાવનારૂ છે એમા ચિત્રાકનની કલા સાથે આજના શિક્ષિત નારીસમાજની કેશ-ગુથનની કલાનો પણ રસિક પરિચય કરાવવામા આવ્યો છે આ ચારે ત્રિરંગી ચિત્રો આખા પુસ્તકની બે પાખ જેવા સુશોભિત અને રળીયામણા બન્યા છે

આ પુસ્તકનુ સૌથી વિશેષ આકર્ષણ તો એનુ બોક્સ છે જેવી રીતે 'સંસ્કારલક્ષ્મી'ના બોક્સ પર ચાન્દલો કરતી સોહાગણનુ સુંદર ચિત્ર આપવામા આવ્યુ છે તેવીજ રીતે 'ઘરની રાણી'ના બોક્સ ઉપર ગુજરાતની કલા અને સંસ્કારિતાનો પરિચય કરાવતી એક ગુર્જર કુલવધુનુ સુંદર, આકર્ષક અને નયન મનોહર પચરંગી ચિત્ર આપવામા આવ્યુ છે આ ચિત્ર અમારા શ્રી કનુ દેસાઇની અપૂર્વ કલા રચનાનો સજીવ પરિચય કરાવે છે બોક્સની બીજી બાજુએ શ્રીમતી ભદ્રાબ્હેન દેસાઈનુ ત્રિરંગી ચિત્ર છે આ ચિત્ર પણ આકર્ષક અને દેસાઈ દંપતીની કલાનો પૂરો પરિચય કરાવનારૂ બન્યુ છે

અને **ઘરની રાણી**ની સૌથી નવીનતા તો એ છે, કે આ પુસ્તકને હાથમા લો કે તરતજ તેમાથી સુદર મધુર સુગધી આવે છે એના લોકપ્રિય પ્રકાશક પોતાના દરેક પુસ્તકમા કઈને કઈ નવીનતા કર્યેજ જાય છે. **ઘરની રાણી**ને તેમણે સુદર મિત્રોમા કલાયુક્તત રીતે શણગારી વાર્નીશવાળા બોકસમા મુકી, એટલુંજ નહિ પણ મધુર અને દીલને હરી લે એવી ખુશબો પણ તેમાં મુકી, જેવી રીતે સસ્કારી અને કુલિન, શિક્ષિત અને કહ્યાગરી સમજુ કુલવધુ, ઘરમાં આવતાંની સાથેજ પોતાના રૂપ ગુણોની મધુર સુવાસ ઘરમાં પ્રસરાવી દે છે તેવીજ રીતે આ પુસ્તક પણ એના રૂપ ગુણ અને કલાની મધુર ફોરમનો પરીચય કરાવે છે અંદર મૂકવામાં આવેલી મધુર સુવાસની જેમજ પ્રત્યેક ગુણસુન્દરીનાં ઘર સુગધ અને આનંદથી કિલ્લોલી ઉઠો–પ્રત્યેકના ઘરમાં કુટુમ્બપ્રેમ, સાચ્ચા સસાર જીવનની મજાહ અને દૈવીપ્રેમના આનંદની ઝાકમઝોળ ઉડો એવી શુભ ભાવના આ ફોરમની પાછળ રહેલી છે અને આવા ઉમદા, શુભ હેતુ માટે પ્રકાશક આપણા અભિનદનને પાત્ર છે

આમ **ઘરની રાણી** એ વહુઓ–કન્યાઓ અને તરૂણીઓ માટેનુજ નહિ, પરન્તુ પુરૂષો અને સ્ત્રીઓ માટેનુ એક અનોખુ પ્રકાશન છે દરેક સસ્કારી અને શિક્ષિત કુટુમ્બોમા એ અવશ્ય હોવુ જોઇએ સ્ત્રીઓને વહુઓને, કોડભરી કન્યાઓને શુભ પ્રસગે, નવા વર્ષે કે જન્મદિન પ્રસગે ભેટમા આપી શકાય એવુ આ એકજ પુસ્તક અમને જણાય છે અમો અમારા વાચકોને એ ખરીદવાની આગ્રહભરી વિનતિ કરીએ છીએ સુદર સામગ્રી, ૨૫૦ ઉપરાત ચિત્રો, આકર્ષક પચરગી સુવાસીત બોકસ અને આખને ઉડીને વળગે એવુ રૂપાળુ મુદ્રણ જોતા કિમત રૂા ૬–૧૨–૦ યોગ્યજ છે વી પી ખર્ચ ૦–૧૨–૦ અલગ

આફ્રિકાના ઘરાકો તરફથી ચૌદ શીલીંગ મળતા પુસ્તક ઘેર બેઠા મળશે.

**'ઘરની રાણી'** પ્રગટ થતાની સાથે ટુક સમયમાજ લોકપ્રિય બની ગયુ છે શ્રી ડુગરશી સપટે સ્ત્રી–જીવનના પ્રશ્નો એમા સુદર રીતે છણી તેને સજીવ બનાવ્યુ છે સ્ત્રીઓને વિવિધ પ્રકારનુ જ્ઞાન આપી શકે, તેમને સસારમાર્ગના સફળ સુકાની બનાવી શકે એવુ આ માત્ર એકજ પુસ્તક છે **ઘરની રાણી** પ્રત્યેક ઘરમા હોવુજ જોઇએ એવો અમારો આગ્રહભર્યો મત છે. પુસ્ત નીચેને ઠેકાણેથી મળી શકશે

**એન. એમ. ઠક્કરની કંપની.**

બુકસેલર્સ પબ્લીશર્સ

૧૪૦, ગોવિદ બિલ્ડીંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨



પુ. ૫ : અંક ૩જો

# "કોયલા"



ઘૂઘવાતા સમુદ્રે પહાડ પર આક્રમણ કરતા કહ્યું —

'હું મહાન છું

પહાડે ઉપેક્ષાથી એના આક્રમણને પાછો હઠાવતા કહ્યું —

'હું મહાન છું'"

—અને ત્યારે આસમાનથી કડકડતી વીજળી પડીને સમુદ્રને-સૂકુ કરી નાખ્યુ અને પહાડને બાળીને ભસ્મ!

બન્નેને હતા ન હતા કરી દીધા!!

* * *

એની માત પેઢીની લડાઈ હતી અને તેઓ જન્મભર લડતા રહ્યા

એક દિવસે સ્મશાનની એ કાળી ભૂમી પર બે ચિતાઓ બળી અને ઠંડી થઈ રાખ એકબીજાને અડકની ઉડી ગઈ.

જેઓ એકબીજાથી અત્યંત ઘૃણા રાખતા હતા તેઓ પોતાની ઘૃણાને પણ રોકી શક્યા નહિ!

* * *

—ઇસ્માઇલ ગુરૈયા ] [ પોરબંદર

# જીવન–સંધ્યા



સુર્યાસ્ત થઈ ચુકયો અને સિતારો દિવસની સમાપ્તિની ખબર આપી રહ્યો છે ઓ મારા પૂજનિક, જયારે હું આ "જગતના પરિમલ-તરંગો"થી કૂચ કરૂ ત્યારે મારા ભગ્ન હૃદયને ઘૃણા ન ઉપજે

જ્યારે મારી નાવ જીવન-અસ્તિત્વના ઊંડા અને ગહન સમુદ્રને ઓળંગે, ત્યારે ઓ મારા પ્રભુ, એના ભયંકર તરંગોમાં વિપ્લવ ન જાગે.

મારી જીવન-દીપિકા એક પરોઢ-દીપની જેમ ટમી ટમી રહી છે અને તેના પછીની તિમિરતા વ્યથાની આંધી ઓ મારા પરમેશ્વર જ્યાર મારી વિદ્યમાન-દીપિકા ઓલવાઈ જાય, ત્યારે હું લેશ માત્ર પણ ભયભીત ન બનુ

અફસોસ! હું તરતજ આ ક્ષણભંગુર જગતને છેલ્લા પ્રણામ કરૂ, જેથી તેને-જેણે મને સર્જ્યો છે—એકવાર પુન જોઈ લઉં!"

*સુનિત

'ખામોશ' ] [ કુતિયાણા

## કુર્આન

### અલ્લાહ તઆલાનુ ફરમાન

(૨૭૬) હે ઈમાનવાળાઓ! ખુદાપાકથી ડરવાનો જે હક છે તે પ્રમાણે ડરો અને ઈસ્લામ સિવાય બીજી કોઇ હાલતમા પ્રાણ આપશો નહિ અને સર્વ એકત્ર થઇ ખુદા(ના દીન)ની રસ્સીને મજબૂત પકડી રાખો અને એક બીજાથી છુટા પડો નહિ, તથા તમારા ઉપર ખુદાનો જે ઉપકાર છે તેને યાદ કરો કે જ્યારે તમો (એક બીજાના) દુશ્મન હતા, ત્યાર પછી ખુદાપાકે તમારા દિલોમા પ્રેમ રેડયો તો હવે તેની કૃપાથી તમે ભાઇ ભાઈ બની ગયા, અને (જો કે) તમો દોઝખના એક ખાડાને કિનારે (પહોચી ચૂકયા) હતા છતા ખુદાપાકે તમને તેમાથી ઉગાર્યા, એવીજ રીતે ખુદાપાક તમારા માટે (બીજા પણ) હુકમો બયાન કરે છે કે જેથી તમે સીધી રાહ પર કાયમ રહો

× + + ×

(૨૭૭) બેશક (સૌથી) પહેલુ ઘર જે લોકો માટે નિર્માણ થયુ તે ઘર છે જે મક્કા (શહેર)મા છે તે બરકતવાળુ અને જગત માટે માર્ગદર્શક છે તેમા ઘણી સ્પષ્ટ નિશાનીઓ છે જે પૈકી એક (નિશાની) મકામે ઇબ્રાહીમ છે અને વળી જે કોઈ તે(ની હદ)મા દાખલ થાય છે તે તો અમન (સલામતી) મેળવે છે અને ખુદાને (રાજી કરવા) માટે (તે) લોકોને શિર આ ઘરની હજ્જ (ફર્ઝ) છે જેઓ ત્યા સુધી પહોચવાની શકિત રાખતા હોય અને જે કોઈ ન માને તો ફરી ખુદાપાક પણ કુલ જહાનથી બેપરવા છે (કુર્આન)

× × × ×

(૨૭૮) ખરેખર જેઓએ ઇમાનને બદલે કુફ્ર લીધુ તેઓ (પણ) ખુદાનુ કઈ બગાડી શકશે નહિ અને તેઓને માટે દુખદાયક અઝાબ છે અને કાફિરો એમ ન સમજે કે અમે તેઓને જે મોહલત આપીએ છીએ તે તેઓને માટે કઇ બેહતર છે (કદિ નહિ બલ્કે) અમે તેમને એટલા માટે ઢીલ આપીએ છીએ કે જેથી તેઓ (પોતાના) પાપોમા વધારો કરે અને (આખેરતમા) તેઓને માટે હલકાઈ કરનાર અઝાબ છે (કુર્આન)

સંપાદક -મો૦ અબ્દુર્રહીમ—

# હદીસ

## રસૂલુલ્લાહ ( સલ૦ )નુ ફરમાન

(૨૭૬) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે ખચિત હલાલ જાહેર છે અને હરામ પણ જાહેર છે પરતુ હલાલ અને હરામની વચ્ચે સદેહની વસ્તુઓ હોય છે જેને ઘણા લોકો જાણતા નથી તો જેણે સદેહની વસ્તુથી પરહેજ કરી તે પોતાના દીન તથા આબરૂને સલામત લઈ ગયો. અને જે સદેહની વસ્તુમા પડયો અને તે હરામમા પણ પડયો જેમકે ભરવાડ હેમા કહેતા રોકેલી જમીનની આસપાસ (જનાવરો) ચરાવશે તો નજીક છે કે તે (જનાવરો) હેમામા પણ ચરશે સાભળો કે બેશક દરેક બાદશાહની એક હેમા હોય છે અને ખચિત જાણી લો કે અલ્લાહની હેમા તે તેની હરામ કરેલી વસ્તુઓ છે જાણી લો કે બેશક શરીરમા એક માસનો ટુકડો છે કે જ્યારે તે ઠીક હોય છે ત્યારે આખુ શરીર ઠીક હોય છે અને જ્યારે તે બગડે છે તો આખુ શરીર બગડે છે જાણી લો કે તે ટુકડો દિલ છે (સહીહૈન)

* * * *

(૨૭૭) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે ખચિત અલ્લાહ તમારે માટે ત્રણ વસ્તુ પસદ કરે છે અને તમારે માટે ત્રણને નાપસદ કરે છે જે તમારે માટે પસદ કરી છે તે (૧) તમો તેની બદગી કરો અને અન્યને તેનો શરીક બનાવો નહિ (૨) તમો બધા એકત્ર થઇ ખુદાની રસ્સી (કુર્આન, હદીસ)ને પકડો અને (માહોમાહે) ફુટ ન નાખો (૩) અલ્લાહે તમારા ઉપર જેને હાકિમ નિર્માણ કર્યો હોય તેનુ ભલુ ઇચ્છો અને જે તમારે માટે નાપસદ કરી છે તે (૧) નકામી વાતચીત કરવી. (૨) વગર હાજતે ઘણો સવાલ કરવો અથવા ફોગટ વાતો પૂછવી (૩) કમો કે માલ જાએ કરવો (મુસ્લિમ)

* * * *

(૨૭૮) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે તારાઓ આકાશ માટે પનાહ છે તો જ્યારે તારાઓ જતા રહેશે તો જેનો વાયદો થયો તે આકાશમા આવશે (એટલે તૂટી જશે) અને હુ મારા સહાબા માટે અમન છુ તો જ્યારે હુ જઇશ તો જેનો વાયદો થયો તે સહાબામા આવશે (એટલે ફૂટ પડશે ) અને મારા સહાબા મારી ઉમ્મત માટે પનાહ છે તો જ્યારે મારા સહાબા જશે ત્યારે મારી ઉમ્મતને જેનો વાયદો થયો તે આવશે (એટલે ફસાદ અને બિદઅત લોકોમા પ્રગટ થશે (મુસ્લિમ)

—સાદિક સા૦ રાંદેરી

૭૮૬ ૭૮૬

# "નઝમે કુર્આન"



("અલિફ—લામ—મીમ"કા તીસરા રૂકૂઅ)

ખુદા પેશવા ઐસી બાતસે શરમિન્દા ક્યૂં કર હો
મિસાલ અદનાસે એક મચ્છર કી લાએ પાકે બયાં કર હો.
જો મોમિન હૈ ઉન્હે માલૂમ હૈ હક ઉનકે રબસે હૈ
યે ક્યૂં કર હૈ? યે કૈસે હૈ? યે ક્યા હૈ? કિસ સબબસે હૈ!
જો કાફિર હૈ વોહ કેહતે હૈ યે ક્યા અલ્લાહને ચાહા
મિસાલ ઐસી કહી જૈસે કોઇ હસકર કહે આહા
ઇન્હીં બાતોંસે બહોતોંકો ખુદા ગુમરાહ કરતા હૈ
ઇન્હીં બાતોંસે બહોતોંકો ખુદા આગાહ કરતા હૈ
નહીં ગુમરાહ કરતા હા મગર એક ફેક વાનોંકો
ઝમાને દાયમી બક્ષા ગયા જિન બે—ઇમાનોંકો
ખુદાસે વાયદા કરકે અહદકો જો કાટ દેતે હૈં
કુવોંકો ખોદ લેતે હૈ મગર ફિર પાટ દેતે હૈ
ખુદાકે હુકમકો વોહ તોડતે હૈ જિસમે મિલના થા
મગર ઇનકો તો દુન્યામે ફસાદી બનકે રેહના થા
યેહી વોહ લોગ હૈ જો હૈ ખસારા પાનેવાલોં મેં,
યેહી હૈ અપને જાલમે હી ફસકર આનેવાલોં મેં
યે તુમ ઇન્કાર કૈસે કરતે હો અલ્લાહ બરતરમ
કે જબ તુમ મુર્દા થે ફિર તુમકો કર દિયા ઝિન્દા
તુમ્હેં ફિર માર દેગા તુમ્હેં ફિર ઝિન્દા કર દેગા
તુમ્હેં ફિર ઉસકી જાનિબ લૌટ જાઓગે યે ગમ કૈસા
વહી જિસને કે તુમ સબ પર પૈદા કર દિયા સબ કુછ,
જો કુછભી હૈ ઝમીંમે ઉસને પૈદા કર દિયા સબ કુછ
ફલકમેં કસદ રખ્ખા તો બરાબર સબકો યૂં રખ્ખા,
યેહી સાત આસમાં રખમેં ન યૂં રખ્ખા ન વું રખ્ખા
ઉસે હર ચીઝકા હૈ ઇલ્મ વોહ પેહચાન લેતા હૈ
બહોત કુછ જાનતા હૈ ઓર બહોત કુછ જાન લેતા હૈ

(તીસરા રૂકૂઅ ખતમ)

અઝ-અબ્દુ નબ "ગાલિબ" દીની નિઝામી બલોદવી

'બાવન જટિલ જાગ છે બાવનથી બહાર જા
બાવનથી બહાર જશે તો પાવન બની જશે "

—શયદા

'નવચેતન'વાળા ચાપશીભાઈને પ્રેમાંજલિ આપતા શ્રી 'શયદા(એ, રજુ કરેલી ઉપની પંક્તિમાં) કઈ ફિલસુફી સમજાવવા માગે છે તે તો તેઓજ જાણે. એ માન્યુ કે ચાપશી ભાઈ 'બાવન'મા છે પરતુ તેથી તેઓ જટિલ જાગમા પણ છે એ કેમ કહેવાય? બાવનમા વરસમા પ્રવેશ કરનાર દરેક જટિલ જાગમાજ પ્રવેશ કરે છે એમ તે શી રીતે કહેવાય! વળી શ્રી શયદા તો હુ ધારૂ છુ ત્યા લગી હજી 'વન'મા પણ પેઠા નથી ત્યા તેઓને એ 'બાવન'ની જટિલતાનો અનુભવ ક્યાંથી? એ ખરૂ છે કે શાયરીને અને અનુભવને વધુ સબંધ નથી, નહિતર કેટલાક શાયરો યૌવનમા પ્રવેશના પહેલાજ ભક્તિરસના અને ત્યાગના કાવ્યો ન લખી શકત. આમ છતાય એ બાવનની જટિલ જાળનો ઉકેલ હજી મારાથી સમજાયો નથી. એક વિચાર એ થાય છે કે 'બાવન'જ જટિલ જાગ શા માટે? શુ જીવન જટિલ જાગ નથી? અને તેથી જીવન જટિલ જાગ છે જીવનથી બહાર જા, જીવનથી બહાર જશે તો ? પરતુ જીવનથી બહાર જવાનો વિચાર આવતાજ આંખોમા અંધારા છવાઈ જાય છે અને શાયરીનો બધો નશો ઉતરી જાય છે ત્યારે બીજો વિચાર સૂઝે છે કે, એ વન જટિલ છે તુ 'વન'થી બહાર જા

તુ વનથી બહાર જશે તો એકસઠ બની જશે આ ફેરફારજ! ગ્નતિક લાગે છે ગ ણુ કે એમા બાવન નહિ પણ આખાએ 'વન'નો કિંવા એકાવનથી અઠ્ઠાવન સુધીનો આંકડો આવી જાય છે અને ઓગણસાઠ અને સાઠ એ તો એકસઠના સગાવહાલા જ લેખાય ત્યારે આમ જોતા તો 'વન'માથી બહાર જતા 'સાઠ' બની શકે છે, પાવન નહિજ પરતુ 'સાઠ' એ શબ્દ લોકો 'શ'ની પેઠે વાચે કેમકે—આપણે ત્યા 'રસિયા' અને 'રશિયા'નો તફાવત જાણવાની વધુ ભાંજગડમા ઓછા લોકોજ ઉતરે છે અને આમ જોતા એ આશિર્વાદ ઉલટી શાપ બની જાય છે એટલે એ પણ નકામુ ત્યારે? સીધી સાદી વાત એ છે કે એ પંક્તિ આમ વચાય તો—

'બાવનથી બહાર જશે તો ત્રેપન બની જશે '

શુ કહ્યું ત્રેપનનો કશો અર્થ નથી? વાહ સાહેબ એના અર્થ સાથે શી નિસ્બત! 'બાવન'થી નીકળી 'પાવન' બનાય કે નહિ એ તો એ માણસના આચાર પર નિર્ભર છે પરતુ 'બાવન'થી બહાર નીકળતા 'ત્રેપન' તો બનીજ જવાય છે એને માટે કશાય બધન યા શરતની જરૂર નથી. બાવનથી બહાર નીકળવાની વાત બાવનથી બહાર નીકળવા કે સીધા ત્રેપનમાજ હવે એય ન માનવુ હોય તો અમારા દોસ્ત અડવાણીએ એક નવુજ દ્રષ્ટિકોણ શોધી કાઢ્યુ છે એમનુ મતવ્ય છે કે બાવન જટિલ જાગ છે એ પંક્તિ મૂળ બાવનની રમતમાથી ઉદ્ભવી લાગે છે. બાવનની રમત એટલે બાવન પત્તાની રમત જટિલ જાગને તેઓ એમ સ્પષ્ટ કરે છે કે બાવનમા રહે છે ત્યા લગી દરેક પત્તુ પોતે રમતની જાળમા એક કરેદાર (ડાયરેક્ટર કરનાર નહિ) કિંવા પાત્ર તરીકે ગુલામ રહે છે અને એક બીજાથી હાર જીત થતુ રહે છે જેમકે બાદશાહ રાણી ગુલામ એક્કો, દુરી વગેરે હવે જે પત્તુ આ બાવનમા નથી હોય છે કિંવા ત્રેપનમુ હોય છે તેને આ જટિલ જાળ સાથે કંઈ લેવા દેવા નથી. હોતી કિંવા તે કોઈથી

# પોઠ

હા ના ?

વણજારો

પરંતુ પંડિતજીને ખબર નહિ હોય કે અમે શું ગંગળીએ એક કાંકરે બે પક્ષી મારનારા છીએ ત્યાં 'મેનાવી' હાથમાં આવે તો પછી છોડીએ? જુઓને અમારા એક તંત્રીજીએ એ મેનાનીથી એવો શિકાર કર્યો છે કે એક તરફ આપો અમ 'સીનેમા' પ્રશસ્તિથી ભરી દીધો છે એટલે એક ગોળી વાગી સીનેમાવાળાઓને બીજું આ અંક રૂપીઆ એકની કિંમતે બજારમાં મૂક્યો છે એટલે વાચકોને બીજી ગોળી વાગે આમ મેનાનીથી બેવડો મારો કરીને દિવાનીની એ બન્દુકથી લાભ ઉઠાવ્યો છે અને એ તો એજ કે આવડત જોઇએ, 'દુન્યા ઝુકતી હય ઝુકાનેવાલા ચાહીએ'

• • •

શાયરો કેવા ધુની હોય છે એની કેટલીક માહિતી હિંદના ક્રાન્તિકારી કવિ 'જોશ' પોતેજ પોતા સંબંધી લખેલા લેખમાંથી મળી આવે છે એમાની હું થોડીક એક ઉર્દુ માસિકમાંથી રજુ કરૂં છું તેઓ લખે છે કે—

(૧) એક વેળા હું સ્ટેશન પર ફરી રહ્યો હતો એટલામાં ટ્રેન આવી હું ટ્રેનમાં જોતો જોતો પ્લેટફોર્મ પર ચાલવા લાગ્યો એકાએક એક ફર્સ્ટ ક્લાસના ડબ્બામાં મારી નજર પડી, તો મારા એક ખાસ પ્રિય મિત્રને ત્યાં બિરાજેલા જોયા હું સ્નેહ અને જુસ્સા સાથે એમને ભેટવા એમના પ્રતિ ધસ્યો તેઓ પણ બારીની પાસે આવ્યા ઉભા એમના ચ્હેરા પર મને મળવાની કેટલી ઉત્સુકતા તરવરતી હતી એ પૂછવું જ ના

પરંતુ જેવો બારીમાં ડોકીયું કરી હું એમના સાથે હાથ મેળવવા જાઉં છું ત્યાં તો કંઇક વસ્તુના તૂટવાનો અવાજ આવ્યો મારા માથામાંથી લોહી ટપકવા લાગ્યું અને તે પ્રિય મિત્ર અમાએક ત્યાંથી છુ થઇ ગયા જાણે કે એ મિત્ર કોણ હતા? બારીના કાચમાં મારૂં પોતાનું ઝેડેલું પ્રતિબિંબ! કિંવા હું જ મારો મિત્ર હતો

(૨) એક નવજવાન મિત્ર સાથે હું દિનની બાદની એક સુંદર જગ્યાએ બેઠો હતો એટલામાં ત્યાંથી એક મોટર પસાર થઇ મોટરમાંની બુઝુર્ગ વ્યક્તિએ મને સલામ કરી અને મે તેમને પણ સલામ કરી

મોટર દૂર ચાલી ગઇ એટલે મે મારા મિત્રને દર્દનાક શબ્દોમાં કહ્યું, "જોયુને! જીવનમાં આવાજ મૂર્ખાઓ મળી આવે છે ન જાણું ન પહેચાન અને સલામ સા'બ" આવું બોલતાની સાથે મે મારા મિત્ર પ્રતિ જોયું તો એનું મો ઉતરી ગએલું દેખાયું એનો પીળો પડેલો ચહેરો જોઇને મને સહસા સાંભરી આવ્યું કે 'મોટરમાં જનાર અને સલામ કરનાર તો એ મિત્રના બાપ હતા'

• • •

(૩) એક દિવસ મ્હોરીસ જવાનું થયું હતું એટલે વહેલો વહેલો હું કપડાં પહેરી બહાર નીકળ્યો એટલામાં મારી પત્નિ તથા બાળકોનો ખડખડાટ જોરથી હસવાનો અવાજ આવતાં હું ઉભો હતો ત્યાંજ સ્તબ્ધ થઇ ગયો કંઇક ભાન આવતાં શું જોયું કે બધાજ કપડાં પહેર્યાં છે પરંતુ પાયજામો પહેરવાનું ભૂલી ગયો છું

• • •

(૪) રાતના મિત્રો સાથે ફરવા નીકળ્યો હતો પગે ચાલતાં ચાલતાં અમે પોલીસ ગેટ આગળ થઇને પસાર થયા એટલામાં પોલીસે કોઇ કારણસર જોરથી વ્હીસલ મારી હું એકદમ થંભી ગયો અને મિત્રને કહેવા લાગ્યો કે 'જરા જુઓ તો 'બ્રેક લાઇટ' પંક્ચર થઇ છે કે શું?" મારો મિત્ર હસવા લાગ્યો.

જરા વાર પછી મને ભાન આવ્યું કે હું તો પગે ચાલી રહ્યો છું મોટરજ નથી ત્યાં એક લાઇટ શાની હોય!

• • •

ફૂલ ખરણીઓ

* સહિત્ય પરિષદના પ્રમુખ તરીકે લેડી વિદ્યાગૌરી નીલકંઠની વરણી થઇ છે એ જાણ્યા પછી એમાં કોઇને કંઇ પૂછવાનું રહેતું નથી કેમકે બહેનોને આગળ લાવવાની ભારે જરૂર છે!

° ° °

સાહિત્ય પરિષદનું અધિવેશન વડોદરામાં મળવાનું છે અને એ માટે વડોદરા સરકારે રૂા ૭૦૦૦)ની સહાયતા કરી છે આ વાંચ્યા પછી ગુજરાત-કાઠીઆવાડના નવાબો પણ સાહિત્યને ઉત્તેજન આપવા પરિષદો બોલાવશે એમ માનવાની જરૂર નથી કેમકે એવા નકામા નાણાં બરબાદ કરવામાં તેઓ સંમત નથી

° ° °

* ટોપી માથાનીજ મળે તો સારૂં પરંતુ વૈરી માથાની ન મળે તોજ સારૂં આમ છતાં વૈરી માથાની મળી છે અને ટોપી માથાની નથી મળતી! મને નદિ! શેખચલ્લી અને હકમનને

* એક કરીય ટીમ વિના પત્રવ્યવહારમાંથી નીચેની લાગીઓ ઉતારૂં છું

ઘાયલ તમે ઉસ્તાદ છો પણ મા। નહિ
માના ઉસ્તાદ અસર સાનેરી'
ગાજૂ છે

મેડકમ તમને માગ શાગિર્દ લાયક
કયા ગણ્યા છે કે કયા તેના બરા
બર બનાવ્યા છે કે ગુરૂ અને
શિષ્યની સિવાને જન્માવી

(ઘરમાઈની આફતાબ)

મને તો આજેજ ખબર પડી કે અસર' સાહબ પણ ઇરનાદ કરે છે વાહ ઉસ્તાદ!' અમને ઘણી વેળા મળવા છતાં કંઇ વાત સરખી પણ ન કરી, બીજુ તો કંઇ નહિ મારે એ ઇરનાદ કેમ થાય છે તે જોવું છે કારણ કે ગુજરાતી કાવ્યો તો વધુ પ્રમાણમાં ઇરનાદ' ઉસ્તાદ' શાગિર્દ' વગેરે લફરાથી મુક્તજ હોય છે



સુરતના જાણીતા ફૈઝુ લાહભાઇ કુટુંબના નબીરા અને સાહિત્ય-પ્રેમી બિરાદર

**યુસુફ એ કે ફૈઝુલ્લાહભાઈ "બેખુદ"**

ની શાદી ખાના આબાદીની પાન-ગુલાબની મજલિસ જુમ્મા તા ૫ ૧૧-૪૩ની રાતે ૯ ના રાખવામાં આવી હતી સુરતના કલેકટર મી૦ વૈદ્ય સા૦ અને હિઝ હોલીનેસ નામ૦ મુલ્લાજી સા૦, માઝુન સા૦ અને ભાઇ સાહેબો અને જાણીતા હિન્દુ-મુસ્લિમ-પારસી ગૃહસ્થોની હાજરી ધ્યાન ખેંચી રહી હતી, કળાત્મક મંડપની ગોઠવણી મહ માનોનુ દિલ હરી લેતી હતી આઇસક્રીમના લાઇટ રિફ્રેશમેન્ટ પછી એક ભવ્ય અને શાનદાર વરઘોડો નીકળ્યો હતો જે ખાસ ગોરા લત્તાઓમાં ફર્યો હતો વરઘોડો નિહાળવા માટે ઠેરઠેર રસ્તાઓ ઉપર માનવ મેદની જામી પડી હતી અમે બિરાદર 'બેખુદ' અને તેમના કુટુંબીઓને દિલી મુબારકબાદી અર્પીએ છીએ —તંત્રી

વિજ્ઞાનને જોરે વિભુને હરાવવા નીકળેલો ભૂરા માથાનો માનવી પોતાનાજ સરજેલા વિજ્ઞાન વડે અંદરો અંદર કપાઈ રહ્યો છે ત્યાં વિભુ બેઠો બેઠો તમાશો કાં ન જુવે? નટસ્થતા કેમ ધારણ ન કરે? પણ ભલા ભગવાન એ પશ્ચિમની પાપડી સાથે આ પૂર્વની પ્રયગ પણ બફાઇ રહી છે તેનું શું? શું કંઇ પૂર્વના પાપોની સજાનો મૂષમત્ર રૂપ દેતો નથી? ખુદાની વાતે ખુદા જાને?

●

ઉમે તેટલી કાગળોની અછત અને મોંઘવારી છતાં નાનાપીળા રંગના પચરંગી દીવાળી અંકો નીકળ્યા છે જેમ અનાજની ગમે તેટલી અછત છતાં ભિખારીઓ પોષાઇ રહ્યા છે તેમ ગમેતેના કારમા સંજોગોમાંય બધા દીવાળી અંકો ચપોચપ વેચાઇ ગયા છે દીવાળી ન કરવી જોઇએ' એવો બધાને ઉપદેશ દેનાર પત્રકારોએ પોતેતો દીવાળી કરી નાખી છે!

અને અંકોના રૂપરંગ અને લેખો ઉપરથી જોતાં તંત્રીઓને તમાચા મારીને પોતાના ગાલ રંગવા પડ્યા હોય એવું પણ જણાતું નથી અનાજની અછત અને રેશનીંગને લીધે રોટલાની ભૂખ મંદ પડતાં વાચન ભૂખ ઉઘડી હશે કે શું? નહિતર મોંઘામોંઘા અંકોય ગુજરાતીઓ ઝટ શાના ઉપાડી જાય? અંકોમાં રંગીનતા છે પણ સંગીનતા કેટલી છે તે તો વ્યક્તિગત દરેક અંકને ફેંદી જોઇએ અને પેલા નાટકવાળાઓ કહે છે તેમ 'ક્ષીરનીર ન્યાયે' અવલોકીએ ત્યારેજ સમજ પડે બાકી માથા કરતાં પાઘડી મોટીની જેમ દીવાળી અંકોમાં લખાણો કરતાં જાહેરખબરોનું પ્રમાણ મોટું જણાયું છે પણ તંત્રીઓને પૂછતાં તેઓ રોકડો જવાબ પરખાવે છે તે કે 'જાહેર ખબરોજ પેપરનો આત્મા છે ને! અને જો જાહેર ખબરો ન મળે તો પેપર પરમાત્માને હવાલે કરવું પડે ને!' આમ ખરૂં જ છે ને? ચાલો ત્યારે હવે જાહેર ખબરને પણ સાહિત્યનું એક અંગ સમજીને વધાવી લ્યો!

●

મુંબઇના ગગન મંડળમાં તોફાન પડ્યા પછી મુશાયરાનું જોર નરમ પડ્યું છે કારણ શાયરીના સનેપાત ઓછો થયો છે! પણ ના પાછું કલમી મુશાયરાનું જોર તો વધ્યું છે ને? તોય ઠીક છે નહિતર બિચારા શાયરો વગર કયાં જાય? શાયરો મનમાં ને મનમાં બફાતા રહે તેના કરતા વરાળ કાઢતા રહે એજ ઠીક છે ને! વળી હવે તો શિયાળાની સીઝન પાસે આવતી જાય છે સાંભળ્યું છે કે શિયાળામાં ગધેડાઓનું ગાંડપણ વધુ જોર કરે છે તો પછી શાયરોનું શાણપણ કેમ જોર ન કરે? કલમી મુશાયરો ગોઠવનાર તંત્રીઓ પણ દુરઅંદેશ દાક્તરો જેવા છે તેમણે નાડ બરાબર પારખી લીધી છે! જેમ ગાજવીજ ને તોફાન પછી વરસાદ વરસતાં શાંતિ થાય તેમ શાયરીની દુન્યામાં પણ હવે ગાજવીજ પછી કંઇક શાંતિના દર્શન થાય એવા ચિન્હો સાંપડી રહ્યા છે

●

હવે જો તમે કેળવણીના માયા હિમાયતી હોવ તો ખુશ થાવ કે સાર્જન્ટ કમિટિએ હિંદની કેળવણીમાં તળિયાઝાટક ફેરફાર કરનારી એક યોજના તૈયાર કરી છે 'જે યોજના પુરી પાડતાં વાર્ષિક લગભગ અંદાજ તેર કરોડનો ખર્ચ થાય એમ છે એ યોજનાના અમલ માટે ૧૮ લાખ શિક્ષકો ૫ કરોડ ૨૦ લાખ વિદ્યાર્થીઓને ભણાવવા માટે જોઇશે આ શાળાઓ માટે ૭૫૦૦ દાક્તરો અને ૧૫૦૦૦ નર્સોની પણ જોગવાઇ કરવી પડશે આ મસ્ત અને વિરાટ યોજના અમલમાં આવે તો હિંદમાં એક પણ માણસ અંગુઠો પાડતો નજર ન આવે! પણ આ યોજના પુરી પાડવા માટે જે અંદાજે સીત્તોતેર કરોડ રૂપિયા કર વેરાથી ઉઘરાવવા પડે કરવેરાના ભારથી હિંદીઓના તાનમાન બેસી ગયા છે, ને આટલો વધુ ભાર તેમનાથી વેઠી શકાશે? વધુ બોજ લાદતા જેમ નબળા બળદો રસ્તામાંજ બેસી જાય ને પછી પૂંછડું આમળતાંય ન ઉઠે એવી હાલત હિંદના રંક સીયા માનવી છે!

કઇપણ સાબિતી નથી એવી બિદઅતો અને રસમો મુસલમાનોએ બંધ કરી સુન્નતે રસૂલુલ્લાહ (સલ)ની તાબેદારી કરવી જોઇએ એમાંજ આપણા માટે નજાત છે

**સવાલ**-મૈયતને દફનાવ્યા બાદ તેની કબ્ર પર અહીં અઝાન આપે છે એ માટે શું હુકમ છે?

**જવાબ**-કબ્ર પર અઝાન આપવી બિદઅત છે બિદઅત એટલે જે ચીઝ શરીઅતથી સાબિત ન હોય અને આપણે સાફ સમજી દીનમાં નવું કામ કાઢી અને એની હદીસ શરીફમાં ઘણી સખ્ત વઇદ આવી છે જે ટાઇમ પર જે કામ વિષે અલ્લાહના રસૂલ (સલ.)એ અઝાન આપવાનો હુકમ કર્યો છે તેજ મૌકા પર અઝાન આપવી જોઇએ ન કે બીજે મૌકે આપણે અઝાનો વધારી કાઢીએ મૈયતને દફન કર્યા બાદ કબ્રને સિરાહો અલિફ લામ મીમથી મુફલેહૂન સુધી એટલે સૂરએ બકરની શુરૂઅ આયતો અને પગ તરફ એનો ઉતરતો રૂકુઅ એટલે આમનર રસૂલો મઉલાના મીન સુધી પઢવું સુન્નત છે તેમજ હદીસ શરીફમાં આવ્યું છે કે મૈયતને દફન કર્યા બાદ બધા હાજર લોકો મય્યતની સાબેત કદમી વિષે એટલી વાર સુધી દુઆ કરે કે એક ઉંટ નહેર કરી તેનું ગોસ્ત કાપી વહેંચવામાં જેટલી વાર લાગે છે માટે જેટલું કઇ બની શકે તેટલું ધીમે ધીમે પઢી મૈયતને સવાબ બક્ષે અને તેની મગફેરત માટે બધા પોતપોતાના દિલમાં અલ્લાહ પાસે દુઆ માગે વગર હાથ ઉઠાવે પણ દુઆ થઇ શકે છે અને કબ્રસ્તાનમાં હાથ ઉઠાવી દુઆ માંગવી પણ મુસ્લિમ શરીફની હદીસથી સાબેત છે માટે સુન્નતના મુવાફિક અમલ કરવો જોઇએ

**સવાલ**-નિકાહ વખતે દુલ્હાને પાંચ કલેમા ઇમાને મુજમલ, મુફસ્સલ કાઝી પઢાવે છે તે પઢાવવું સવાબ છે યા નહિ?

**જવાબ**-મુસલમાનને ખાસ નિકાહ વખતે કલેમા વગેરે પઢાવવા કંઇ જરૂરી નથી બલ્કે જરૂરી સમજી પાબંદીથી પઢાવવું બિદઅત છે કદી કોઇના વિષે કાઝી મુનાસીબ સમજી પઢાવે કે દુલ્હાએ કદાચ ભૂતકાળમાં કુફ્રી કલેમો બકયો હોય તો વ્યાજબી છે નહીં તો ખાસ પ્રુગનો રિવાજ સમજી પાબંદી કરવી ભૂલ ભરી વાત છે

**સવાલ**-એક માણસની ઔરત પોતાની મહેર ધણી પાસે માગે છે કે મારી નક્કી કરેલી મહેર અદા કરો પરંતુ ધણી પાસે પૈસા નથી અને ઔરત માગમાગ કરે છે ધણીના માબાપ મોજૂદ છે એવી હાલતમાં ધણીએ મહેર આપવી જરૂરી છે કે તેના માબાપને આપવી જોઇએ?

**જવાબ**-ઔરતની નિકાહ વખતે નક્કી કરેલી મહેર બાકી હોય તો જ્યાર માગે ત્યારે ધણીએ અદા કરવી જરૂરી છે કારણ કે ધણીના શિરે ઔરત તરફથી કર્જ છે ધણી કોશિશ કરી કોઇ પણ રીતે મહેર અદા કરી આપે ધણીના માબાપના શિરે અદા કરવી જરૂરી નથી લેકિન પોતાની ખુશીથી માબાપ આપશે તો એહસાન અને સવાબ થશે જો ધણી તંગીમાં હોય તો ઔરતે મોહલત આપવી જોઇએ અને જો તેણી ખુશીથી મહેર માફ કરી આપે તો માફ થઇ જશે અને તેણીને ઘણો સવાબ મળશે

**સવાલ**-જાદુ તથા નાપાક ઇલ્મ તેમજ મુઠ વગેરે બલાથી બચવા માટે હિંદુ ભગત (મૂર્તિપૂજક) જડીબુટ્ટીને મંતરી માદળીયામાં ભરી ગળામાં પહેરવા આપે અથવા તાવીજનું કડું હાથ પર પહેરવા આપે તો એ ચીજો

પહેરવી જાઇઝ છે ? અને પહેરવાથી નમાઝમા તથા કુર્આને શરીફમા કઈ વાંધો આવે છે કે ? હા એટલુ નક્કી છે કે એમા કોઇ નાપાક વસ્તુ મેળવવામાં આવી નથી

**જવાબ** જાદુ તથા મૂઠ મારવી વગેરે સખ્ત હરામ છે એવા ચીજો વિષે કુફ્રનો અંદેશો છે જાઇઝ રીતે તેનો બચાવ કરવો જોઇએ શિર્ક અને કુફ્રથી બચવુ જરૂરી છે સવાલમા દર્શાવેલી હકીકત મુજબ ઇલાજ કર નહિ એવી ચીજો બાંધેલી હશે તોએ નમાઝ થઈ જશે

**સવાલ**-કેટલાક લોકોનુ કહેવુ છે કે શહેરી કબુતર કે જે ઘરમાજ પાળવામા આવે છે અને જંગલી કબુતર જેમ ગમે ત્યા ચરતા નથી તેવા શહેરી કબુતર ઘરમા પાળવા નહુસ છે શુ એ ખરૂ છે ? અને કેટલીક વાર બચ્ચાની પેદાશ બહુ થતા અટકાવવા માટે કબુતરના ઇંડા ફેકી દેવામા આવે છે શુ એમા ગુનોહ છે ?

**જવાબ** બને તરેહના કબુતર પાળવા ખાવા દુરસ્ત છે પાળવા નહુસ નથી પણ તુ પાળી ભૂખે મારવા સખ્ત ગુનાહનુ કામ છે

**સવાલ**-એક માણસ પરદેશમા પોતાના બાલબચ્ચા સાથે ખુશીથી રહેતો હતો અને પોતાના માલની ઝકાત પણ અદા કરતો હતો હવે તે માણસ ગુજરી ગયો છે અને પોતાની પાછળ સાત બચ્ચા અને એક ઓરત મૂકી ગયો છે મજકુર ખાનદાન પોતાના વતનમા આવી ગયુ છે તેઓના રહેવા માટે ઘર તેમજ ખર્ચ માટે ૫૦-૬૦ ની રકમ કરજે હસના તરીકે આમદની છે અને ખર્ચ ૧૦૦થી વધારે છે માટે તેઓને ઝકાતના પૈસા લેવા જાઇઝ છે ? એક માણસે ઝકાતના પૈસા આપ્યા તે નહિ લેવાથી સામેવાળો માણસ નારાઝ ન થાય જેથી ઝકાતના પૈસા મૂકી રાખ્યા છે તો તે ખર્ચ કરવા કે કેમ ?

**જવાબ**-જો તમને ગરીબી હાલતમા અમુક રકમ કરજે હસના તરીકે મળતી હોય અને માસિક ખર્ચ વધારે હોય જેથી કર્ઝદારી થતી હોય અને ઝેવર પણ ન હોય તો એવી તંગીની હાલતમા ઝકાતના નાણા લેવા અને ખરચ કરવા દુરસ્ત છે એમા કઈ વાંધો નથી પરતુ ઝેવર હોય અને માત્ર ખર્ચની તકલીફ પડતી હોય તો ઝકાત લેવી દુરસ્ત નથી કારણ કે ઝેવર તમારો માલ છે તેને ખર્ચ કરી શકો છો

જ્યાં માનવતા ઉંઘે છે અને ન્યાય મોં છુપાવે છે તેવુ :—

# આ શહેર છે !!

અનુવાદક "રઝાકાઝી"

આ શહેર છે !

અહીં દરેક જાતીના મનુષ્યો વસે છે, નોકરો, બેકારો, પીળા પચરક રોગીઓ, ડોકટરો, મોટા પેટવાળા ધનવાનો, મીન માનેકો પાતળા દુબળા મજુરો, રેશમી સાડીઓવાળી ગેગાણીઓ, અને કાળી મજુરી કરનારી મજુરણો

અહિયા કચેરીઓ, વકીલો, ન્યાયાધીશો અને આરોપીઓનો પણુ તોટો નથી આસ્સ પહાણુની આલિશાન બિલ્ડીંગો તુટેલ ગુ પડીઓ, સાકડી અને અધારી ગલીઓ અને નર્ક જેવી બદબો ભરેલી પોળો વગેરે

અહીં ઘણી કાૅલેજો પણુ છે, જેમા હઝારો વિદ્યાર્થીઓ વિદ્યા પ્રાપ્ત કરે છે પરતુ એ કાૅલેજોમા યુવાનોને એકટર અને યુવતીઓને એકટ્રેસ બનાવાય છે તેઓને પ્રેમ કરવો, પ્રેમને પોષવો અને ભેદ ઉઘડી જવા પર પ્રેમનો ત્યાગ કરવો એજ શિક્ષણુ શિખવાય છે છોકરીઓ માતા પિતાની લાજ રાખ્યા વગર પ્રેમ કરી શકે છે, પાર્ટીઓમા ખુલમ ખુલ્લા ભાગ લઇ શકે છે મિત્રોના કહેવા પર ગાઇ શકે છે અરે ! નાચી પણુ શકે છે, પ્રેમીઓને પત્ર દ્વારા પ્રેમનો વિશ્વાસ આપી શકે છે અને મોકા પર તેની સાથે નાસી પણુ જઇ શકે છે સાગરા કે અહીં કાૅલેજમા એવી રીતે વિદ્યાર્થીઓ વિદ્યા પ્રાપ્ત કરવા આવે છે કે જાણે સ્વયવરમા જઇ રહ્યા હોય

વળી કાૅલેજોમા નાટકો પણુ ભજવાય છે પરતુ આ નાટકોની આડમા પરદા પાછળ પ્રેમના નાટકો ભજવાય છે છોકરા છોકરીને ફસાવવા માટે નાટકો ભજવે છે અને છોકરીઓ છોકરાઓ સાથે નાસવા માટે પાર્ટ ભજવે છે

અહિયા સૌર્દયના હાટ ભરાય છે કે જ્યા મોટા મોટા સજ્જનો એટલા માટે જાય છે કે બીજાઓની ઇજ્જત ખરીદી પોતાની ઇજ્જતમા વધારો કરવા ચાહે છે એ હાટમા તમને માનવતા ઊંઘતી, ન્યાય આંધળો અને સજ્જનતા બનાવટી સાભળાશે

કાશ ! મ્યુનિસિપાલિટીના સભ્યોને એની જાણુ થાય કે શહેરની બાહ્ય સુધરાઇને બદલે લોકોના દિલની સફાઇ કરવાની વધુ જરૂરત છે

અહીં ઘણા છબીઘરો પણુ છે કે જેમા ચોવીસ કલાક કોલાહલ થતો રહે છે સિનેમાવાળાઓ એક બીજાની હરીફાઇમા નવાનવા ચિત્રો રજુ કરે છે અને કેટલાક તો નાની નાની ગરીબ છોકરીઓને સુદર વસ્ત્રો પહેરાવી મોટા નામ ધારણુ કરાવી સ્ટેજ પર નાચ ગાનનો શો' ગોઠવી જનતાનો ખૂબ પૈસો ચૂસે છે કેમકે પબ્લિકને આવા ચેનચાળા ગમે છે

તેઓ પાપી જીવન વિતાવી થાક્યા પછી પવિત્ર જીવન વિતાવવા ચાહતા નથી અને એમને એમ તેઓનું જીવન નમાલું અર્થહીન થઈ જાય છે અને આવું અર્થહીન જીવન ગાળનારાઓ બીજા હજારો મનુષ્યોના જીવન પાયમાલ કરી દે છે

અહીં ભીખારીઓ પણ મોટી સંખ્યામાં છે તમે તેઓને ગંદા કપડામાં, સૂર્યથી તપતી સડક પર "બાબા એક પૈસો આપો ભગવાન તમારૂં ભલું કરશે" આવા ઉદ્‌ગારો સહિત જોશો. મોટરના ભુંગળાનો અવાજ કે ગાડીની ટીન ટીન સાંભળતાંજ તે તરફ દોડશે એ ઘણા હડીના હોય છે તમે તેઓના બાળકોને સડક પર એક પૈસા માટે હાથ જોડી કાલા-વાલા કરતા જોશો. ચાર પાંચ વરસના બાળકના મુખમાંથી "અલ્લાહ તુજકો બચ્ચા દે" સાંભળી તમે આશ્ચર્યમાં પડી જશો કે આ બાળક! બાળક કેવી રીતે અંતરે છે એ શું જાણે? પરંતુ આવા વાક્યો તે પોતાના માતાપિતા પાસે એવી રીતે શીખી લે છે કે જેવી રીતે એક આધુનિક કૉલેજનો વિદ્યાર્થી બીજા પાસે સિગરેટ પીતા શીખે છે

અહીંથી માસિકો દૈનિકો પણ ઘણી સંખ્યામાં પ્રગટ થાય છે દરેક પેપર જનતાનું મુખપત્ર હોવાનું અને વધુ સંખ્યામાં નીકળવાનો દાવો કરે છે જૂઠું બોલવાનો વાતને બનાવવાનો, અને જાળમાં ફસાવવાનો અહિંયા સર્વને હક્ક છે અહિંયા તેજ પત્ર વધુ આવકાર પામે છે કે જેમાં કુમારિકાની ડાયરીઓ, જવાનોના પત્રો, જાતિય વિષયક લેખો અને સિનેમાની એક્ટ્રેસોની આલરીક બાબતો છપાતી હોય

તમારો અહીં ભયાનક ચહેરાવાળા, કપિત હૃદયવાળા, અને ધ્રુજતા અંતર આત્માવાળા લેખકો અને કવિઓ સાથે ભેટો થશે પરંતુ એમાંના કેટલાક તો લેખક કહેવાને યોગ્ય હશે અને બીજા એવા પણ હશે કે જેઓ એટલાજ માટે લેખો લખે છે કે તેમને દુન્યામાં બીજું કશું કામ મળતું નથી

અહીં તમને સભ્યતા મોજમજાહ ઉડાવતી દ્રષ્ટિગોચર થશે રેશમી સાડીઓવાળી સુંદર ગોપીઓ પાછળ હિંદુસ્તાની કાળા કનૈયાઓ ફરતા દેખાશે

સારાંશ કે શહેરના સરકાર સભ્યતા અને સંસ્કૃતિ પ્રગતિ કરી રહી છે એટલે અજ્ઞાનતાએ પણ પ્રગતિ કરી છે ને?

ગામડું સારૂં કે શહેર! એ બહુ વિચારવાની વસ્તુ નથી શહેર, શહેર છે ને ગામડું, ગામડું! ગામડામાં શહેરની તે પ્રવૃત્તિઓ અને સંસ્કાર ક્યાં?

# દીદારે રસૂલ (સલ૦)

સંપાદક રિફાઈ-સાબેરી



(૫૩) દરૂદ શરીફ મોકલનારાઓને હુઝૂર (સ૦) પોતે જવાબ આપે છે અને તેઓ નબી (સ૦)ના જવાબની ઇઝઝતની મગરૂરી હાસિલ કરે છે

(૫૪) જે માણસ દરૂદ શરીફ પઢે છે તેનુ અને તેના બાપ, દાદાનુ નામ એક ફરિશ્તો હુઝૂર (સ૦)ની આગળ રજુ કરે છે એટલે કે તે ફરિશ્તો કહે છે કે –યા રસૂલુલ્લાહ (સલ૦) ફલાણા માણસે દરૂદ શરીફનો તોહફો મોકલ્યો છે

(૫૫) દરૂદ શરીફ પઢનાર તે લાઅનતથી દૂર રહે છે કે જેને માટે હઝરત જિબ્રઈલે (અ૦સ૦) દુઆ કરી છે અને હુઝૂરે (સ૦) આમીન કહી છે

(૫૬) દરૂદ શરીફ પઢનારને કયામતને દહાડે જન્નતનો રસ્તો શોધવાની જરૂરત રહેશે નહિ

(૫૭) હુઝૂર (સ૦) ઉપર ઝુલમ કરવાના તોહમત અને કાર્યથી દરૂદ શરીફ પઢનાર બચેલા રહશે કારણ હુઝૂરે (સ૦) ફરમાવ્યુ છે કે "જેણે મારૂ નામ સાભળી મારી ઉપર દરૂદ ન મોકલ્યુ તો તેણે મારી ઉપર ઝુલમ કર્યો"

(૫ ) દરૂદ શરીફ પઢનાર ખુદાપાક અને તેના રસૂલ (સ૦)ની લાઅનતથી બચેલો રહે છે

(૫૯) દરૂદ શરીફ પઢનાર કંજુસ કહેવડાવવાથી બચેલો રહે છે કારણ હુઝૂર રસૂલુલ્લાહ (સ૦)એ ફરમાવ્યુ છે કે –"જે માણસ મારી ઉપર દરૂદ મોકલતો નથી તે કંજુસ છે"

(૬૦) દરૂદ શરીફ પઢનાર સાથે સરકારે દોઆલમ (સ૦)ને મહબ્બત થઈ જાય છે

(૬૧) દરૂદ શરીફ પઢનારને ઇમાન અને ખિદમતની દૌલત આપવામા આવે છે, તેનું દિન ઝિંદા કરવામા આવે છે અને વધુમા ગુમરાહી અને ગુન્હાના કામોથી તેને બચાવી લેવામા આવે છે

(૬૨) દિલી શૌક અને મહબ્બતથી દરૂદ શરીફ પઢનારનુ દિન આઇના થઇ જાય છે અને તેમા હુઝૂર (સ૦)ની મુબારક સૂરત હમેશ માટે કાયમ રહે છે

(૬૩) દરૂદ શરીફ પઢનારને માટે આસમાન અને જમીનના બધા રહેનારાઓના દિલમા મહબ્બત અને દોસ્તી પેદા કરવામા આવે છે એટલે તેઓ બધા પઢનાર સાથે મહબ્બત અને દોસ્તી કરે છે

(૬૪) દરૂદ શરીફ પઢનારની ઉમર, ઇમાન, માલ અને ઔલાદમા બરકત (વધારો) થાય છે

(૬૫) કસરતથી (અસંખ્ય) દરૂદ શરીફ પઢનારને હુઝૂર (સલ૦)ની મહબ્બત દિલમા વધતી જાય છે

(૬૬) ઉમ્મતીઓ ઉપર હુઝૂર સરકારે દોઆલમ (સ૦)ના બહુ મોટા હક છે જે હક દરૂદ શરીફ પઢવાથીજ અદા થાય છે

(૬૭) દરૂદ શરીફ પઢનારને ખુદાપાકના ઝિક્ર (યાદ કરવાથી)નો પણ સવાબ મળે છે

(૬૮) દરૂદ શરીફ પઢનારનો લકબ ખુદાને યાદ કરનાર (કસીરૂલ ઝિક્ર) ગણવામાં આવે છે

(૬૯) કસરતથી (અસંખ્ય) દરૂદ શરીફ પઢનારને રસુલુલ્લાહ (સલ)ના દીદાર ખ્વાબમાં તેમજ જાગૃત હાલતમાં પણ જોવાની ઇજ્જત મળે છે અને આલમે બર્ઝખ (એટલે મરણ પછીથી કયામત સુધીના વચગાળાનો વખત)માં સરકારે દોઆલમ (સલ)ની સોહબત અને નજદીકી હાસિલ થાય છે

(૭૦) દરૂદ શરીફ પઢવું જનાબ રસુલલ્લાહ (સલ)ની સાથે મહબ્બત હોવાની દલીલ છે

(૭૧) જેણે મારી (હુઝૂર સલ) ઉપર દરૂદ મોકલવું મૌકૂફ રાખ્યું (છોડી દીધું) તેણે જન્નતનો માર્ગ વિસારી દીધો

(૭૨) જેની પાસે (હુઝૂર સલ) યાદ થાય અને દરૂદ મોકલ્યું નહીં તે જન્નતનો માર્ગ ભૂલી જશે

(૭૩) હુઝૂર સલ પર વધુ દરૂદ મોકલવાનું કારણ એ કાર્ય તમારા માટે ઝકાત છે એટલે તમારા બદનની પાકી છે અને વધુમાં વધારે સવાબ માલમાં બરકત, અને ગુનાહોની માફીના કારણ રૂપ છે

(૭૪) દરૂદ શરીફ પુલ સરાત પર નૂર (રોશની) થશે

(૭૫) જે કોઇ મારી (હુઝૂર સલ) ઉપર જુમ્માને દહાડે એંસી (અમુક હદીસ મુજબ એકસો) વખત દરૂદ મોકલશે તેના એંસી વરસના ગુન્હા માફ થઇ જશે

(૭૬) દરૂદ શરીફ પઢનાર જ્યાંસુધી પઢતો રહે છે ત્યાંસુધી ફરિશ્તા તેની બખ્શીશ માટે દુઆ માગતા રહે છે

(૭૭) ફરિશ્તાઓ દરૂદ શરીફને હુઝૂર (સલ)ની રૂબરૂ પહોંચાડી દીએ છે

(૭૮) હુઝૂર (સલ) ઉપર એક વાર પણ જો દરૂદ શરીફ મોકલવામાં આવે તો એક ફરિશ્તો હુઝૂર (સલ)ની રૂબરૂ તે દરૂદ શરીફને લઇ જાય છે ત્યારે આપ (સલ) તે ફરિશ્તાને કહે છે કે મારા તરફથી દરૂદ પઢનારને દશ દરૂદ પહોંચાડી કહે કે જો એમાંથી એક પણ દરૂદ હશે તો તું જન્નતમાં મારી સાથે દાખલ થશે અને હું તારી શફાઅત કરીશ'

જેવી રીતે દરૂદ શરીફ પહોંચાડતા અમુક ફરિશ્તા છે તેવીજ રીતે સલામ પહોંચાડતાં પણ ખુદાપાકે અમુક ફરિશ્તા પેદા કર્યા છે

(૭૯) હુઝૂર (સલ)ની કબ્રે મુબારકની પાસે અગર હજારો માઇલ દૂર ગમે ત્યાં પણ દરૂદ શરીફ પઢવામાં આવે છે તે હુઝૂર (સલ)ને પહોંચાડવામાં આવે છે

(૮૦) જે કોઇ માણસને હુઝૂર (સલ) ઉપર અને એહને બૈત ઉપર ભરપૂર દરૂદ શરીફ મોકલવા ઇચ્છા હોય તો તેણે આ મુજબ મોકલવું —

"અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદેનીલ નબીય્યિલ ઉમ્મીય્યે વ અઝવાજેહી ઉમ્મહાતિલ મુઅમેનીના વ ઝુર્રીય્યતેહી વ અહલે બૈતેહી કમા સલૈતા અલા ઈબ્રાહીમા વ અલા આલે ઈબ્રાહીમા ઈન્નકા હમીદુન મજીદ"

"સલાતુત્તસ્બીહ"

[આ વિષય અહીં એટલા માટેજ લખવામાં આવે છે કે દરૂદ શરીફ બાબતની જે જે કિતાબો

વગેરેમાથી મે આ લખાણ લખ્યુ છે તેમા અકબર (વધુ જાણની) કિતાબોમા એનુ વર્ણન લેવામા આવ્યુ છે અને આવી એક નેક બાબતથી વાચકોને મહરૂમ રાખવા માગ દિલ નારાઝ થવાથી લખુ છુ ખુદાપાક મને તેમ સૌને એની રગબત આપે આમીન ]

એક દિવસ હુઝૂરે અકરમે (સલ૦) આપના કાકાને કહ્યુ કે-હું તમને એવી દશ ખસલતો બતાવું છુ કે જેના કરવાથી ખુદાપાક તમારા દરેક નાના, મોટા, છુપા તેમજ જાહેર, જાણી જોઈને અગર અજાણતા કરેલા બધા ગુન્હા માફ કરી દીએ

મારા કાકા! ચાર રકઅત નમાઝ એવી રીતે પઢો કે-દરેક રકઅતમા સૂ એ ફાતેહા "અલ્હમ્દ" અને તેની પછી બીજી કોઇ એક સૂરત પઢો અને પછી પંદર વખત "સુબ્હા-નલ્લાહે વલ હમ્દો લિલ્લાહે વ લાઇલાહા ઇલ્લલ્લાહો વલ્લાહો અકબર" પઢો પછી રૂકુઅમા એજ (મજકુર) શબ્દોને દસ વખત પઢો, અને રૂકુઅમાથી ઉભા થઇ ઉભા રહીને દશ વખત, સજદામા દશ વખત, સજદામાથી બેઠા થઇ બેઠા બેઠા દશ વખત, બીજા સજદામા દશ વખત, બીજા સજદામાથી ઉઠી ઉભા થવા પહેલા બેસીને દશ વખત મજકુર શબ્દોને પઢો, આવી રીતે દરેક રકઅતમા પોણાસો વખત પઢો, અને મજકુર રીતે ચાર રકઅત પૂરી કરો.

"જો તમારાથી બની શકે તો આ નમાઝ દરરોજ પઢો, નહી તો દર જુમ્મા (શુક્રવારે) અને જો એ પણ મુશ્કિલ લાગે તો દરેક મહીનામા એક વખત પઢો, છતા પણ જો એ પણ મુશ્કિલ લાગે તો આખી ઝિંદગીમા માત્ર એકજ વખત જરૂર જરૂર પઢજો."

(મજકુર રૂકુઅ, સજદા, કૌમા વગેરેમા પઢવાનુ લખેલુ છે તે બધામા રૂકુઅ, સજદા વગેરેની તસ્બીહ વગેરે પઢ્યા પછી એને પઢવુ સંપાદક)

મજકુર નમાઝ જુદી જુદી રીતે પઢવાની અમુક રિવાયતો પણ છે છતા તે બધામા હઝરત અબ્દુલ્લાહ બિન મુબારક (રહી૦)ની બતાવેલી રીત જે હઝરત ઇમામ ગઝ્ઝાલી (રે અ) એ 'અહયાઉલ ઉલુમ'મા લખી છે તે સારી છે, જે નીચે મુજબ છે –

પહેલી રકઅતમા તકબીરે તહરીમા "અલ્લાહો અકબર" પછી સના "સુબ્હાનકલ્લાહુમ્મા" પૂરી પઢી પંદર વખત મજકુર તસ્બીહ" સુબ્હાનલ્લાહે વલ હમ્દો લિલ્લાહે વ લાઇલાહા ઇલ્લલ્લાહો વલ્લાહો અકબર" પઢવી તે પછી પૂરી "બિસ્મિલ્લાહ" અને સૂરએ ફાતેહા યા બીજી એક સૂરા પઢીને પછી મજકુર તસ્બીહ દશ વખત પઢવી, એ પછી રૂકુઅમા જવુ અને રૂકુઅની તસ્બીહ 'સુબ્હાના રબ્બીયલ અઝીમ" પઢી મજકુર તસ્બીહ દશ વખત પઢવી, અને રૂકુઅમાથી ઉભા થતી વખત "રબ્બના લકલ હમ્દ" પઢી ઉભા રહી દશ વખત મજકુર તસ્બીહ પઢવી, અને પછી સજદામા જવુ, અને સજદાની તસ્બીહ "સુબ્હાના રબ્બીયલ આઅલા" પઢવા પછી મજકુર તસ્બીહ દશ વખત પઢવી, પછી સજદામાથી બેઠા થઇ "રબ્બેગફિરલી" પઢી મજકુર તસ્બીહ બેઠા બેઠા દશ વખત પઢવી અને પછી બીજો સજદો કરવો અને સજદાની તસ્બીહ પછી મજકુર તસ્બીહ દશ વખત પઢવી આ રીતે પઢવાથી દરેક રકઅતમા કુલ્લે પોણાસો તસ્બીહ થાય છે એવી રીતે બીજો સજદો કરી તસ્બીહ વગેરે પઢી સીધા ઉભા થઇ જવુ, બેસવુ નહીં, તેમજ ઉભા થઇ "સના" પણ પઢવી નહીં,

પણ સૂરએ ફાતેહા પઢના પઢેલા પંદર વખત મજકુર તરબીહ પઢી પછી સુરએ ફાતેહા અને બીજી સુ. પઢી મજકુર તરબીહ દશ વખત પઢવી અને એ પછી પહેલી રકઆત જેમ રૂકૂઅ વગેરેમા મજકુર રીતે પ્રમાણે પઢવુ અને બીજા સજદા પછી બેસીને માત્ર (તશહ્હુદ) "અત્તહય્યાત" પૂરી પઢવી અને પછી ઉભા થઇ જવુ અને બીજી રકઅત જેમ ત્રીજી રકઅત પઢવી શરૂ કરવી અને બીજો સજદો પૂરો કીધા પછી ઉભા થઇ મજકુર રીતે ચોથી રકઅત પૂરી કરી તશહ્હુદ) અત્તહય્યાત-દરૂ૦ શરીફ-દુઆ વગેરે પઢી સલામ ફેરવવુ આ રીતે ચાર રકઅતમા કુલ ત્રણસો તસ્બીહ થાય છે

[ જેવી રીતે બીજી નમાઝમા ફર્ઝ, વાજિબ, વગેરે પઢવામા આવે છે તે પઢવા ઉપરાન્ત મજકુર રીતે મજકુર તરબીહ પઢવામા આવે છે એજ માત્ર એમા વધારો છે બાકી બધી રીતે નમાઝમા પઢવામા આવે છે તે બધુ પણ પઢવુ જોઇએ —સંપાદક]

મજકુર રીતને ઘણાખરા હનફી આલિમોએ અમલમા લીધી છે (એટલે મજકુર રીતે પઢી છે)

જો વાચકની ખુશી ..ગ (સલ )ની બતાવેલી રીતે પઢવાની હોય તો તેમણે બને કાઅદામા 'અત્તહય્યાત' પઢવા પહેલા મજકુર તરબીહ પઢી લેવી પણ બીજા બધા રૂકુનો વગેરેમા તે તે રૂકુનો વગેરેની તરબીહ વગેરે પઢવા પછી મજકુર તરબીહ પઢવી

હઝરત ઇબ્ને અબ્બાસ (રદી )ની રિવાયત મુજબ મજકુર નમાઝમા નીચે લખેલી ચાર સૂરાઓ "અલહમ્દ" પછી પઢવી બેહતર છે — (૧) સૂરએ 'તકાસૌર' (૨) સૂરએ 'અસ્ર' (૩) સૂરએ "કાફેરૂન' (૪) સૂરએ 'ઇખ્લાસ'.

અને કેટલીક રિવાયતોમા —(૧) સૂરએ "ઝિલ્ઝાલ" (૨) સૂરએ "આદીયાત" (૩) સૂરએ 'નસ્ર' (૪) સૂરએ 'ઇખ્લાસ' પણ લખેલુ છે

# ગંગા-જમની!

કર રહા હુ બઝમમે માઝીકા માતમ ઇસ લિયે,
તાકે મુસ્તકબિલ કે ગમ્મોકો દવા દેની પડે

એથી ને રૂદન કરૂ છુ આજથી ગઇ કાલનું,
'ભાવીના ભડકાઓને' જેથી દવા દેવી પડે

વો દવા દુગા તમદ્દુનકી અલાલત કે લિયે,
શાયીદે મુલ્કકો મજબુરન શિફા દેની પડે,

સસ્કૃતિના રોગની એવી દવા અર્પીશ હુ,
જેથી નાછુટકે ખુદાને પણ શિફા દેવી પડે

ખાકસે હિંદોસ્તાકી વો ઉગાઉંગા શહીદ,
જિનકે મદફનમે ઝમીને કરબલા દેની પડે

હિંદ-ભૂમિથી શહીદ ઉત્પન્ન એવા હું કરીશ,
'કરબલા'ની ભોમ જેને દાટવા દેવી પડે

મેરે હમરાહી કરેગે ઇસ તરહ જાને નિસાર,
ઝર્રે ઝર્રેકો સદાએ મરહબા દેની પડે

પ્રાણ અર્પણ એવી રીતે કરશે મારા સહચરો,
'વાહવાની દાદ' કણકણનેય હા, દેવી પડે

કૌમને મઝદૂર કર દુગા જહાં પર આશકાર,
કશમકશમે ખ્વાહ જાને મુફ્લિસા દેની પડે

મુલ્ય જે મઝદૂરના છે તે હુ જગ જાહેર કરીશ,
જાન પણ એ કાર્યમાં કોને જવા દેવી પડે

એ ફલક મુઝકો મિટા લેકિન કહીં ઐસા નહો,
ખાકકી ચુટકીકે બદલે કીમીયા દેની પડે

નાશ કર હે વ્યોમ મારો પણ ન કંઈ એવુ બને,
ધૂળ બદલે કીમીયાની કંઈ મતા દેવી પડે

ઇસ કદર કર દુગા માઓકી મહબ્બતકો બલંદ,
દિલકે ટુકડોંકો શહાદતકી દુઆ દેની પડે

ઉચ્ચ એ કક્ષાએ હું લઇ જઇશ માતાઓનો પ્રેમ,
નીજના પુત્રો દે બળીદાન, એ દુઆ દેવી પડે

ઉર્દૂ 'એહસાન' દાનિશ ● ગુજરાતી "અમીન" આઝાદ

અનુવાદક

# ઇસ્લામ પ્રચાર

"તાજ" [ શંદિર ]

(ગતાંકથી ચાલુ)

કુતબુદ્દીને ગુજરાતના એક નીચ જાત અર્ધ મુસ્લિમ ગુલામ ખુશરુના હાથમાં પોતાનો સર્વ કારોબાર સોંપ્યો હતો તેણે રાજગાદીની લાલસામાં પોતાના અન્નદાતાનો વધ કર્યો, ને પોતે રાજ્યગાદીનો હક્કદાર થઇ બેઠો ખુશરુનો યુગ ઇસ્લામી હુકૂમત માટે એક કસોટીનો યુગ હતો કેમ્બ્રીજ હીસ્ટરીમાં લખ્યું છે કે, ઇસ્લામને એ સમય એક સહાયકની ઘણીજ જરૂર હતી ખુશરુની પૂરી ટોળીમાં કોઇ એવો ન હતો કે જે માત્ર નામનોજ મુસલમાન ન હોય કેટલાક તો એવા હતા કે જેઓએ ઇસ્લામ પણ અંગીકાર કર્યો ન હતો દરબારમાં છડે ચોક બુત પરસ્તી થતી, ને ઇસ્લામ ધર્મની અવગણના ને અપકિર્તિ થતી મુસ્લિમ ઇતિહાસકારો આ પ્રસંગને ઘણાજ ખેદજનક રીતે આ લખે છે કે, મુસલમાનોની મસ્જિદો એ સમયે અપવિત્ર હોતી યા ખંડન થતી એટલુંજ નહિ પરંતુ ઇસ્લામના પવિત્ર પુસ્તકો ખુરશીઓ અને સ્ટુલોની જેમ બેસવાના કામમાં વપરાતા"

ઇસ્લામને માટે આ યુગ ઘણો કટોકટીનો હતો પરંતુ ગાઝી મુલ્ક ફખરૂદ્દીન જોનાએ જે પાછળથી સુલ્તાન ગ્યાસુદ્દીન તઘલખના નામથી ગાદીએ બેઠો. તેણે આ આફતને દૂર કરી તે એક સાચો મુસલમાન હતો એટલુંજ નહિ પરંતુ ખિલજી વંશનો એક નિમકહલાલ સેવક હતો. દ્રોહી ખુશરુને પોતાના દુષ્ટ કૃત્યની સજા આપી એમણે ખિલજી વંશના વંશજોની શોધ કરી પરંતુ જ્યારે એ વાતની ખબર પડી કે મુબારકે એ વંશના એક પણ બાળકને જીવતું છોડ્યું નથી, ત્યારે ઉમરાવોના આગ્રહથી પોતે રાજ્યગાદી પર બેઠો

બદકિસ્મતીથી પાદશાહ અને સુલ્તાનુલ મશાઇખનો સબંધ પ્રથમથીજ બગડી ગયો હતો એનું કારણ એ હતું કે જ્યારે ખુશરુએ જોયું કે ગાઝી મુલ્કનું સૈન્ય નજીક આવી પહોંચ્યું છે તો એણે એના મુકાબલા અર્થે પોતાના સૈન્યને કાંઇક વરસોનો પગાર અગાઉથી આપી દીધો એટલુંજ નહિ પણ એણે મજહૂર ફકીરો અને મશાઇખોને ખુશ કરવા અર્થે મોટી મોટી રકમો એમની સેવામાં રજુ કરી એમાંથી ઘણા બુઝુર્ગોએ તો એ બદકાર અને ઇસ્લામના દુશ્મન પાદશાહની ભેટનો સ્વીકાર ન કર્યો પરંતુ કેટલાકોએ સ્વીકાર પણ કર્યો જ્યારે ગ્યાસુદ્દીન તઘલખ ગાદી પર આવ્યો ત્યારે એણે એ ભેટો પાછી માંગી સુલ્તાનુલ મશાઇખને ખુશરુએ પાંચ લાખ રૂપિયા આપ્યા હતા. પરંતુ જ્યારે નવા પાદશાહે એ બક્ષીશની રકમ પાછી આપવા માટે હુકમ કર્યો ત્યારે આપે જવાબ વાળ્યો કે "મને જે કંઇ મળ્યું હતું તે મેં તેજ વખતે ગરીબોને દાન કરી આપ્યું છે હવે એ રકમ પાછી આપી શકું એમ નથી" આ સાંભળીને પાદશાહને ઘણો ખેદ થયો. ઉપરાંત પાદશાહ જાતે એક સાચો શરીઅતનો પાબંદ હતો જે સમાઅની મેહફિલને શરીઅતના હુકમ વિરૂદ્ધ લેખતો જેથી તેણે તમામ મશહૂર મશાઇખો અને આલિમોને સમાઅના વિષય પર વાદવિવાદ કરવા એકત્ર કર્યા જેમાં સુલ્તાનુલ મશાઇખ પણ પધાર્યા હતા. ઉગ્ર ચર્ચાઓ પછી એ આલિમ મંડળ એ નિર્ણય પર આવ્યું કે સમાઅની મેહફિલ શરીઅત મુજબ હરામ નથી"

એ વાતનો તો એ સમય નિકાલ આવ્યો પરંતુ શરીઅત અને તરીકતની નારાજી પૂરી ન થઇ જ્યારે પાદશાહ બંગાળા પર ચઢાઇ લઇ ગયો, ત્યારે એને ત્યાં એવા સમાચાર

મળ્યા કે 'એનો વઝીર પુત્ર ઉલગખાં સુલ્તાનુલ મશાઇખનો અનુયર થઇ ગયો છે, ને સૈન્ય ભેગુ કરી રહ્યો છે, કે જેથી આપને તાનજ કરી પોતે ગાદીનો હકદાર થઈ જાય" પાદશાહને કાને જ્યારે એ વાત આવી ત્યારે પાદશાહે સુલ્તાનુલ મશાઇખને હુકમ કર્યો કે "મારા આવતા પહેલા તમે દેહલી છોડી ચાલ્યા જાઓ" કેટલાક ઇતિહાસકારો આલેખે છે કે શેખ નિઝામુદ્દીન (રેહ૦)એ પાદશાહનુ કહેણ સાંભળ્યુ ત્યારે એના જવાબમા ફારસીની તે મશહુર કહેવાયત લખી મોકલી કે 'હનોઝ દેહલી દૂર-અસ્ત" ને થયુ પણ એમજ જ્યારે સુલ્તાન દેહલી પાછો આવ્યો ત્યારે ઉલગખાને શહેરની બહાર એક લાકડાના મહેલમા પિતાનુ સ્વાગત કર્યું એ મહેલનો એક ભાગ એવો બનાવવામા આવ્યો હતો કે તે પર જરાક બોજ આવે તો આખી ઇમારત પડી જાય જ્યારે પાદશાહ ખાનપાનથી પરવાર્યો ત્યારે ઉલગખાનના કહેવાથી હાથીઓ મંગાવ્યા અને મહેલના એ નાજુક ભાગને હાથીઓ પાસે ટક્કર મરાવી જેથી એ મહેલ પડી ભાગ્યો ને પાદશાહ એની નીચે દબાઇ મૂઓ

આ પ્રસંગ ઉપર ઇતિહાસકારોએ અનેક વિવેચનો કર્યા છે "ખ્વાજા હસન નિઝામી આજે પણ એવો અભિપ્રાય આપે છે કે ઉપરોક્ત મહેલ ઉપર વીજળી પડી હતી, કારણકે ખુદાએ પોતાના મહેબૂબ બંદાનુ કથન સત્ય પૂરવાર કરવુ હતુ કે 'હજુ દેહલી દૂર છે" કેમ્બ્રીજ હિસ્ટરીના કર્તાએ ઉલગખાનને પિતાનો કાતિલ આલેખતા વિચાર દર્શાવ્યો છે કે 'પાદશાહના કતલમા સુલ્તાનુલ મશાઇખનો પણ હાથ હતો' જેથી અમો પણ એ નિર્ણય ઉપર આવીએ છીએ કે એક લાયક ન્યાયી ને સાચા મુસલમાન પાદશાહના મૃત્યુને કામેલ શેખે એ ઇચ્છતા ન ગણાય ને નતો કેમ્બ્રીજ હિસ્ટરીના ઉલ્લેખ સબંધમા ન તો કોઇ ઐતિહાસીક સાબિતી મળી આવે છે કે સુલ્તાનુલ મુશાઇખે પાદશાહના મૃત્યુ અર્થે કાવતરૂ ઘડ્યુ હતુ સંભવિત છે કે પાદશાહનુ મરણ અકસ્માતથી નિપજ્યુ હોય કારણકે જ્યારે ઉલગખાને વરંગલ તરફ સૈન્ય લઇ પ્રયાણ કર્યું ત્યારે ત્યા પણ એણે પિતાની સામે બળવો કરવાની ઇચ્છા દર્શાવી હતી ને જ્યારે એનો બાપ એક મુદ્દત સુધી બંગાળમા રહ્યો ત્યારે એને પોતાની મનોઇચ્છા પૂર્ણ કરવાનો પ્રસંગ સાપડ્યો ને એણે પોતાના પિતાના વધનુ કાવત્રુ રચ્યુ એ પણ થઇ શકે છે સુલ્તાન ગ્યાસુદ્દીન તવલગનુ મરણ રૈબુઆરી યા માર્ચ ઇ સ ૧૩૨૫મા થયુ ને એ પછી થોડાજ દિવસોમા એટલે એપ્રિલની ૩જી તારીખે સુલ્તાનુલ મશાઇખની વફાત થઇ એમના લાબા મદરસાના ઉસ્તાદ શેખ રૂકનુદ્દીન મુલ્તાની પણ હાજર હતા જેઓએ જનાઝાની નમાઝ પઢાવી હતી મઝાર દેહલીમા મૌજુદ છે સુલ્તાનુલ મશાઇખ ખુદાના ફઝલથી આયુષ્ય પણ લાબુ પામ્યા હતા ને એમના સુભાગ્યે એમને એમના અનુયાયી ઇતિહાસકારો સાપડ્યા એટલે અમીર ખુશરૂ ને ઝિયાઉદ્દીન બરની જે બેઉ આપના મુરીદ હતા આપને એ સમયે ઘણીજ કિર્તિ સાપડી હતી પોતે પોતાની કુશળતા અને સર્વ શક્તિ તરીકત અને ઇસ્લામ પ્રચારમા ખર્ચી હતી દેહલીમા રહીને આપ દૂર દૂર દેશોમા પોતાના ખલીફા મોકલી તેમની મારફત ઇસ્લામ પ્રચારનુ કાર્ય કરાવતા હઝરત નિઝામીના કથન અનુસાર આપના મુરીદ હિંદ ચીન, અને અફગાનીસ્તાનમા પણ મૌજુદ હતા વળી ગુજરાત ને દક્ષણમા ઇસ્લામ પ્રચાર માટે આપે ૫૦૦ ખલીફા મોકલ્યા હતા જેથી આધિપત્ય પણ એ વખતના લાખો મુસલમા

ત્યા મૌજુદ છે ચીનના શહેરોમા આજકાલ ૧૫૦ ખાનકાહો છે કે જે નિઝામીયા પથથી આબાદ છે અફઘાનિસ્તાનના હઝરતો મુસ્લિમ ખાનદાનોનો સબધ એનાથી છે હિદુસ્તાનમા કોઇ પણ શહેર કે ગામ એવુ નથી કે જ્યા હઝરત મેહબૂબ ઇલાહી (રેહ૦)ના પથનો કાંઇ ન હોય ખાસ કરીને પજાબ તો નિઝામીઓથી ભરપૂર છે

સમાઅ સબધે શરીઅતના હુકમો ભલે ગમે તે હોય પરતુ એ વાત તો નિશ્ચિત છે કે, એથી સગીત વિદ્યાને ઘણુજ ઉત્તેજન મળ્યુ છે એ વિદ્યામા અમીર ખુશરૂ ઘણાજ વિખ્યાત હતા એના પર તેઓ પોતાના મુર્શીદના એક જાનિસાર અનુયાયી હતા પોતાના ફનમા સમાઅના પ્રેમેજ એમને પ્રખ્યાત બનાવ્યા એ સભવિત છે તેથી અમીર ખુશરૂને મુફ્તાહુસ સમાઅ પણ કહે છે એમણે અનેક રાગ રાગણીઓ પ્રચલિત કરી સગીત વિદ્યામા તેઓ નિપૂણ હતા સિતારમા એમણે અનેક વાજાનો અવિષ્કાર કર્યો કઇક રાગો ઉત્પન્ન કર્યા, રાગોમા લય ઉત્પન્ન કરી સમાઅની ઉન્નતિ અર્થે જેટલી સગીતની અગત્યતા છે તેટલીજ સુદર કવિત્વની જેવી શાયરીને પણ એમા રંગ મળ્યો સુલ્તાનુલ મશાઇખના ખાસ મુરીદોમા અમીર ખુશરૂ અને હસન મશહૂર શાઇરો હતા

નિઝામીયા પથ જે સાબેરીયા પથની જેમ ચિસ્તીયા પથની એક શાખા છે જેની પ્રથા આપથી શરૂ થઇ કેટલાક કહે છે કે હઝરત બૂ અલી કલદર પાણીપતીએ પણ સુલ્તાનુલ મશાઇખથી બૈઅત કરી હતી કલદર સાહબ જે કુએ જમાલ હાસમી (રેહ૦)ના સમીઆઇ ભાઇ હતા ને સુલ્તાનુલ મશાઇખના સમવાયક હતા આપ પાણીપતમા પૈદા થયા હતા જાહીર વિદ્યા પ્રાપ્ત કર્યા પછી આપે જ્ઞાન ઉપદેશનો કાર્ય આરભ્યો બાર વરસ સુધી કુવ્વત ઇસ્લામ મસ્જિદમા વાઅઝ કરતા રહ્યા એ પછી એક ફકીરની અસરથી જ્ઞાન ઉપદેશનુ કામ છોડી જગલમા નીકળી ગયા ને કલદરની સ્વતત્ર રાહ લીધી

આપના જીવનના જાણવાજોગ અનેક પ્રસગો છે જેમને શરીઅત ને અખલાકના દ્રષ્ટિબિદુથી નિહાળીએ તો તે પર અનેક ટીકાઓ થઇ શકે છે પરતુ દુનિયા આપને એક કલદર તરીકે ઓળખે છે ને એ વાત તો ચોક્કસ છે કે જે માણસે દુન્યાનો ત્યાગ કર્યો હોય તેને દુન્યાદારીના નિયમોથી આપણે માપી તો નજ શકીએ? આપની ઉમર ઘણી ખરી તો લીનતામા અને નિર્ભાન અવસ્થામા વ્યતિત થઇ ને જ્યારે હિજરી સન ૭૩૪ના રમઝાનમા આપ વફાત પામ્યા ત્યારે આપની પાસે કોઇ ન હતુ અને ત્રણ રોજ સુધી કોઇને પણ જાણ ન થઇ કે આપ દુન્યાથી કૂચ કરી ગયા છે

ત્રીજા દિવસે કેટલાક લાકડા કાપનારાઓએ તેમની લાશ જોઇ અને દફનાવવાની તૈયારી કરી મઝાર પાણીપતમા છે (અપૂર્ણ)

# કાઠીયાવાડમાં પ્રાચીન મસ્જિદો

રજુ કરનાર 'પુરાતત્વ પ્રેમી'

આખા કાઠીયાવાડમા મુસ્લિમ સલ્તનત હતી એમ ઇતિહાસના પૃષ્ઠો ઉથલાવતા માલૂમ પડે છે તે વખતે ઘણા શહેરો અને ગામોમા ઇસ્લામીઓએ મસ્જિદોના પાયા નાખ્યા છે તે પૈકી સશોધન દ્વારા જે પ્રાપ્ત થયુ તે વાચકો સમક્ષ રજુ કરૂ છુ આ ઉપર સાનમા સારો પ્રકાશ તો જનાબ 'કોકિલ' જેવા પાડી શકે અને એવી આશા અસ્થાને નથી, છતા જેટલુ મળ્યુ તે રજુ કરૂ છુ

ફિરોઝ તઘલગે ઇ સ ૧૩૬૦મા ગુજરાત ઉપર સ્વારી કરી જુના સોરઠમા મુસ્લિમ સત્તા પ્રબળ કરી ઝફરખાનને ગુજરાતનો સુબો નીમી તે દિલ્હી ગયો એના પાછના વખતમા એણે ઇઝ ઉદ્દીન અને સૈયદ સિકદરને માગરોળના ગોહિલ રાવળ સામા લશ્કર લઇને મોકલ્યા તેનો પરાજય કરી ત્યા રાવળ મસ્જિદ બધાવી તેમજ જુમ્મા મસ્જિદ પણ બધાવી એ મસ્જિદ જો કે ચાપાનેરની જુમ્મા મસ્જિદ કરતા ઉતરતી, પણ બહારનો ડોળ દમામ તથા નકશી કામમા અહમદાબાદની જુમ્મા મસ્જિદથી જાય તેવી નથી તેની બાધણી ઘણી ઉમદા છે માગરોળ માથી એક ફારસી લેખ જડયો છે તેમા ફિરોઝ તઘલગની બાદશાહતમા માગરોળ ગામમા ખ્વાજા સદર-ઉદ્દીન અકાબરે ઇ સ ૧૩૮૫મા એક મસ્જિદનો પાયો નાખ્યાની વાત છે

મહમદ બેગડો જુનાગઢના સ્થળથી એટલો બધો ચકિત થયો કે તેણે પોતાની રાજધાની ત્યા આણવાનુ નક્કી કરી પોતે ઘણા દિવસ સુધી ત્યાજ રહ્યો એ અરસામા તેણે શહેરનો કિલ્લો મજબુત કરી ઉપર કોટમા એક મસ્જિદ બધાવી

આ અરસામા ઓખાના વાઘેલ સરદાર ભીમાએ મુલ્લા મહમદ સમરકન્દીની ઉપર હુમલો કરતા મુલ્લાએ જાતે આવી મહમદ બેગડાની મદદ માગતા સુલ્તાન પડે લશ્કર લઇને ગયો અને જગત-દ્વારકા જીતી લીધુ ત્યાર પછી શખોદ્ધાર બેટ જીતી લઇ દ્વારકામા મસ્જિદ બધાવી ને ફરાત-ઉલ-મુલ્કને ત્યાનુ રાજ સોપી પાછો ફર્યો મિરાતે સિકન્દરીમા લખેલ છે કે દ્વારકા આ પહેલીજ વખત મુસલમાનોના હાથમા ગયુ

અઢારમા સૈકામા હાલના અમરેલીના દક્ષિણ તથા પશ્ચિમ ભાગ, જેને હાલ પણ જુની અમરેલી કહે છે અને જયા આગળ જુનો કોટ જેમા હાલ તુરગ છે ત્યા જુની મસ્જિદ છે તે અમરેલીનો જુનો ભાગ હતો

સોરઠનો પ્રસિદ્ધ સુબો મલેક અયાઝ ઘણે ભાગે દીવમા પણ કોઈ કોઇ વખતે ઉનામા પણ રહેતો ઉનામા એક જુનુ તળાવ છે તેમા-હેનો એક સ ૧૫૮૨ ઇ સ ૧૫૨૬ની સાલના સસ્કૃત લેખમા મલેક અયાઝનુ નામ છે અને તેની કબર ઉના ગામની બહાર હઝરત શાહની મસ્જિદમા બનાવવામા આવી છે આ મસ્જિદ કોના વખતમા બધાઇ?

મુસ્લિમ સલ્તનત જ્યારે આખા ગાડીયાવાડમા હતી ત્યારે કુતીયાણાને મુઝફ્ફરાબાદ કહેતા કારણ ગુજરાતનો સુલ્તાન મુઝફ્ફર હલીમ જ્યારે સોરઠનો સુબો હતો, ત્યારે તેને કુતીયાણા બહુ ગમતું તેથી તેણે ઘેરાને બોનાવ્યા અને ગામ ફરતો કોટ બધાવ્યો જુના ફારસી લેખો તથા દસ્તાવેજોમા કુતીયાણાને મુઝફ્ફરાબા કહ્યુ છે અહીંની જુમ્મા મસ્જિદ હિ સ ૯૪૦ ઇ સ ૧૩૫૯ મા બધાઇ છે અને એક ફારસી લેખમા લખેલ છે કે આ મસ્જિદનો બાધનાર કોઇ ઇબ્રાહીમ નિઝામ ઝરગી હતો તે ગુજરાતના સુલ્તાન મહમદ ત્રીજાના વખતમા થઇ ગયો

જુનાગઢમા માઇ ગઢેચી છે ત્યા એક જુની મસ્જિદ છે તે મસ્જિદના દરવાજા ઉપર અરબી ભાષામા સુર સન ૬૮૫ ઇ સ ૧૨૮૪ નો લેખ છે તે ઉપરથી જણાય છે કે જુનાગઢમા મક્કા–મદીના હજ કરવા જતા મુસલમાનોના એજન્ટ તરીકે રહેતા હતા તેણે બધાવી છે

સુલ્તાન મહમદ બેગડાએ જુનાગઢનુ નામ બદલી મુસ્તુફાબાદ રાખ્યુ અને કિલ્લેનવી કરી એક મસ્જિદ બધાવી તે કઇ હશે ?

ધારીમા એક જુની મસ્જિદ છે એ મસ્જિદ ગોરી બેગમને નામે ઓળખાય છે

ધ્રાંગધ્રામા મુસલમાનોનુ થાણુ ઇ સ ૧૪૮૬ મા હતુ તે વખતે એક મસ્જિદ બધાઇ

મહુવા ભાદ રોડના દરવાજા બહાર એક જુની મસ્જિદ છે તેમા અરબી લેખ હિ ૮૨૬ નો છે તેમા લખેલ છે એ મસ્જિદ મલેક અસર ઉન મલિક બિન મલિક હૈદરે ગુજરાતના સુલતાન અહમદશાહના વખતમા બધાવી

હિજરી ૭૭૫ ઇ સ ૧૩૭૩ મા માગરોળમા મુસલમાન હાકેમ ઇઝ્ઝુદીન બિન યારામશાહે જુમ્મા મસ્જિદ બધાવી અને ...ન મસ્જિદમા એક હિજરી ૭૮૦ નો અને રહમત મસ્જિદમા હિજરી ૭૮૪નો લેખ છે એ મસ્જિદ કોણે બધાવી હશે ?

વઢવાણમા સુલતાન અહમદશાહના વખતમા મોટુ થાણુ હતું વઢવાણના ત્રણ ફારસી લેખોથી ફલીત થાય છે કે અહીં ત્રણ મસ્જિદો બધાઇ છે તેમા બે અહમદશાહના વખતમા ત્રીજી સુલતાન મહમદ ત્રીજા ન્યાસુદ્દીન વઉદ્દીનના વખતમા બધાઇ આ વિષય પર કોઇ પુરા તત્વવેત્તા વધુ અજવાળુ પાડો એ આશાએ હાલ તો વિરમુ છુ

# “ધઉંની દુકાન”

‘ મઝાક ’ માહુમ (ડભોઈ)

  

ખરા બપોરનો સમય હતો ગરમીથી દિનો ખેકરાં હતા. એક દુકાન અને આટલા ભૂખ્યા ? રહમ ! અય પરવરદિગાર મા ! રહમ ! એ લાઇનામા નિર્દોષ બચ્ચાઓ અને માતાઓ પણ છે, ભૂખ્યા અને અશક્ત ઘરડાઓ પણ છે, તથા ઉદાસ અને નિરાશ વિધવાઓ પણ છે ! જુઓ, ફૂલ જેવા નાજુક બચ્ચાઓ કરમાઇ રહ્યા છે ! અફસોસ એ માસૂમ ભૂખથી તડપી રહ્યા છે ! એક બાજુ પાક પવિત્ર અને લજ્જાળુ માતાઓ શરમથી નીચી નિગાહે ઉભી છે ! એક તરફ અનાથ કુમળા બચ્ચાઓ મુરઝાઇ રહ્યા છે ? હવે તો હે ખુદા તુ આસરો આપ ! એમનામા હવે શક્તિ નહી નથી એક તુજ છે આસરો આપનાર, બીજો કોઇ ના ! વગર નથી—નહિ તો યાદ રહે કે ઇશ્વના મકાનમા એક દિવસ જરૂર આવશે !

નહિ તો વિધવાઓના બચ્ચાઓ ભૂખથી મરી જશે !

કેટલા દિવસ ફાકાઓથી એમને એમ પાછા ઘેર જશે ? છેવટે જરૂર એક દિવસે ભૂખ્યા મરી જશે ! એમના રૂપ રગ તો જુઓ ? જાણે સો વર્ષના ન દેખાતા હોય ! ઉંડી ઉંડી આખો જાણે કબરો ન દેખાતી હોય ? ચહેરાના ડાઘ જાણે કબરની દીવાઓ ન હોય ? આ એક જીવત શરીર જાણે હાડકાના પીંજરામા કેદ ન હોય આ તો કાઇ એમની જિંદગી ઉપર જાણે મોત ! જાણે હાલતી આ નવી જીવતી કબરો ! શુ ધઉંની દુકાન પર એ મોત રોકવા આવ્યા હશે ? જો જિંદગી એમને બક્ષી હોય તો અય “રઝ્ઝાક” એમને જીવવા દે આવી રીતે એમને ભૂખ્યો ન રાખ, અને લોહી ન પીવા દે ! આવા ઘરડાઓનો મુશ્કિલકુશા કોઇ નથી ? એક તુજ છે બીજો કોઇ તારા વગર નથી ?

એક દુકાન પર રડી રડીને ગરીબ વન્ડી ફરિયાદ કરી રહી છે, “ત્રણ દિવસ થયા મારા બચ્ચાઓએ રોટી ખાધી નથી અફસોસ ! એક દાણો પણ દુકાનથી મળતો નથી ! સાંજ પડી જાય છે પણ મારો વારો આવતો નથી ! મારા ઘડપણ પર કોઇને રહેમ આવતી નથી શું રહેમ અને દયાના દરિયા સુકાઇ ગયા છે ? ત્રીજો દિવસ છે મારા બચ્ચાઓએ કાંઇ ખાધુ નથી કોઇ મારા દુ:ખનો કિસ્સો સાંભળતુ નથી ! ઝુલ્મ છે કે માણસ તો માણસ ખુદા પણ સાંભળતો નથી !”

આટલુ કહેતા તો તેને ભૂખથી ચક્કર આવ્યા ડી ભૂખરી પથ્થરની સડક ઉપર ઉંધા માથે બેહોશ થઇને પડી ! આંખમા આંસૂ અને માથામાંથી લોહી નીકળવા લાગ્યુ હું કંપી ઉઠયો અને ખુદાને જોરથી પુકારી કહેવા લાગ્યો

‘ જો ’ આ જીવ આપે છે તારી રહમતના સોગંદ છે ! તારી રહમતના સોગંદ છે ! તારી કુદરતના સોગંદ છે અગર ધઉં ખાવાને ન આપે તો તુ તેમને મોત આપી દેને !”

હજરતે આ મનો મદનો આસમાનથી આવી રીતે ન લે”

*(સૂચિત)

# હુસ્નકી આ દેખલે ગુજરાતમેં મજબૂરીયાં!

[ જનાબ હકીમ બશીર અહમદખાન "ઝુબ્મી" અહમદાબાદ ]

નીલગૂં સાડીપે ઝરદોઝીકીથી રંગી બહાર,
યા ફલક પરથી સિતારોકી જવાની બેકરાર
ચર્ખ ચકરાના હુઆ બોલા હૈ મેરી હમસરી
આઇ આવાઝે પરિસ્તા હૈ યહી તીનમ પરી

સાઅદે સીમીંપે રકસાં વોહ તિનાસ ચૂળીયા,
યા રવાએ ચર્ખ પર ભોલી શફકકા સા સમા
વોહ સરે અન્ગુસ્તમે નવમાસકી અગુસ્તરી
દેખકર સુન્ધીયાએ જિરકો નૂરે ચરમે મુસ્તરી

ઢૂંડનેસે કિસ તરહ પાએ કોઇ ઇસકી કમર,
જુલ્ફજૂમે ખો ચૂકીહે શાયરોકી ભી નઝર
હર કદમ પર સર બ સિજદહ હો રહાથા આરમાં,
પાઉંકી ઝંગાર પર કુર્બાનથી મૂસીકીયાં

દેખ લેતી ઇશકી આંખોકા અગર મસ્તાનાપન,
નરગિસે રઅના પે છા જાતા વહી દીવાનાપન
જુલ્બિશે લબસેથી ઇશ્કે મૌજે કુ ગુમ નગ્મે ખ્વાં,
ખામશી પર ઇસકીથી સરમસ્ત સોસનકી ઝુબાં

મય ભરી મીનાએ ગરદન ઔર વોહ ઉરકા નિખાર,
સાકીએ બઝમે ફનક કા હોશ હો જિસ પર નિસાર.

• • • •

હૈર લેકીન અય દિલે સદચાક દામાં પારા કર
દીદએ ઇબ્રતસે રંગ દહરકા નઝઝારા કર
હુસ્નો મૂસીકીકે સર પર બેકસીકા બાર દેખ
પહેનૂએ ગુલહાએ તરમે બેબસીકા ખાર દેખ.

ઘુસ બુતે તન્નાઝ પર મન ભરકા એક સદ્દક દેખ,
દીરે સરમાયા પરસ્તીકા હૈ યે મઅશક દેખ
હુસ્નકી આ દેખને ગુજરાતમે મજબૂરીયાં,
કૈફ ઔર રંગીનીયાં પૈકર ઔર યે મઝદૂરીયાં!

( 'મદીના'માંથી )

# —કોઇને પણ કામનું !

"કાગડા વિષે પવિત્રપણું, જુગારને વિષે સત્યપણું, સર્પને વિષે ક્ષમાપણું, સ્ત્રીને વિષે કામની શાન્તિ, નપુંસકને વિષે ધીરજ, મદ્ય પીનારમાં આત્મજ્ઞાનના વિચાર, અને રાજાને વિષે મિત્રપણું જોયું નથી, ને સાંભળ્યું પણ નથી"

° ° ° °

પતંગીયાનું તેજ ક્યાં સુધી? ચંદ્રનો ઉદય થયો નથી ત્યાં સુધી ચંદ્રનું તેજ ક્યાં સુધી? સૂર્યનો પ્રકાશ થયો નથી ત્યાં સુધી

"જે રાજાઓ પોતાના સાથીઓ સાથે ઘણાજ મળતાવડા થવાનો દેખાવ આપે તેમને માટે એમ સમજવું કે તે માણસનો ઉપયોગ નારંગીઓના જેવો કરવાનો તેનો વિચાર છે, એટલે કે રસ ચુસવા માટે નારંગી ખરીદે છે, અને તે બરાબર ચુસાઇ રહી એટલે તેને નાખી દે છે વાસ્તે સંભાળ રાખજે કે તે તારા વિચારો બધા વાંચી લે નહિ, કેમકે નહિ તો પછી એક પુરેપુરી વાંચી લીધેલી ચોપડીને પોતાની પેટીની પછવાડે જેમ તે ફેંકી દે છે, તેમ તને પણ ફેંકી દેવાને વાર લગાડશે નહિ"

"ડયુક ઓફ આલવા"

કુળવાન પુરૂષો સાથે સોબત, પંડિતો સાથે મિત્રતા તથા જ્ઞાતિ ભાઇ સાથે સંપ કરનારો પુરૂષ કયારેય પણ દુઃખ પામતો નથી

વિદ્યાભ્યાસ એ તરૂણાવસ્થામાં પોષણ વૃદ્ધાવસ્થામાં મોજ, સંતતિમાં શણગાર તથા વિપત્તિમાં દિલાસો છે ઘરમાં તેથી આનંદ ઉપજે છે, બહાર નમ્રતા પથરાય છે, ને દિવસે કે રાત્રિએ એ વિષે, મુસાફરીમાં કે એકાંતવાસમાં તે આપણને છોડી જતી નથી

'સિસરો'

રાજા સેવા કરવી તે તરવારની ધારને જીભથી ચાટવા બરાબર છે, રાજ્ય સેવા કરવી તે સાવજને બાથમાં ઘાલીને મળવા બરાબર છે અને રાજ્યની સેવા કરવી તે સર્પણીના મુખનું ચુંબન કરવા બરાબર છે

° ° ° °

'પહાડોમાં જેમ પાણી રહી શકતું નથી, તેમજ ઉદાર અને મહાન પુરૂષના હૃદયમાં ક્રોધ અથવા દ્વેષ ટકી શકતો નથી

સંપાદક —'મીરઝાં'

મરહૂમ ફ્રેન્ચ લેખક સેન્ટ જુઈટની હૃદયસ્પર્શી નવલિકા

# •દાક્તરની ચિકિત્સા•

અનુવાદક 'ચાહમુત'

દાક્તરે એને જોતાજ કહ્યુ 'તુ મરી જઇશ તો! મરણ વિષે મને લેશ પણ શકા નથી અત્યારે પણ તુ મને મડદા જેવોજ લાગે છે"

આટલા મોગ દાક્તરના મુખેથી આ શબ્દો સાંભળતા સલીમ ભયભીત થઇ કપવા લાગ્યો દાક્તર બદરીદાસ ઝેરશાસ્ત્રના મહાન નિષ્ણાત હોઇ એ બદલ આતરરાષ્ટ્રીય ખ્યાતિ પણ પ્રાપ્ત કરી ચૂકયા હતા ધરતીના પટ પર એવો એક પણ દેશ નહોતો કે જે એમના જ્ઞાન અને કાબેલિયતને ઇન્કારી શકે

સલીમ એમના મહૂમ મિત્રનો એકનો એક પુત્ર હતો દાક્તર બદરીદાસને એના પર પક્ષાત હતુ અને એ પણ એમની પાસે ત્રીજે ચોથે દિવસે અચૂક આવતો

દાક્તર બદરીદાસ, સલીમની આખો બે વાર અભ્યાસપૂર્વક તપાસી બોલ્યા, 'ઝેરની સપૂર્ણ અસર છે, કમનસીબ છોકરા! સાચુ બોલ તે શુ કર્યું છે?'

મૃત્યુને સામે નિહાળી સલીમના ઓષ્ટ સુકાઇ રહ્યા હતા ભયથી ધ્રૂજતા તેણે જવાબ આપ્યો, "મે કાઇ પણ નથી કર્યું"

દાક્તર સાહેબ એની વાણીનુ અનુકરણ કરતા બોલ્યા, "બેટા! જરા તારી યાદશક્તિ સતેજ કર તે કોઈ વસ્તુ ખાધી છે, કોઇ વસ્તુ પી લીધી છે, કોઇ વસ્તુ સૂધી લીધી છે?"

સલીમે કહ્યુ, "મારા એક દોસ્ત મારવાના જમનોના પ્રયાસ કરી રહ્યા છે એમણે મને એક લાલ ફૂલ પરબિડિયામા મોકલ્યુ છે, મે એ ફૂલ અવશ્ય સૂધ્યુ હતુ"

દાક્તર બદરીદાસ ઝેરના અર્કની એક ભરેલી શીશી પોતાના કમાન પર ઊંચી વાળતા બોલ્યા, "ક્યા છે એ ફૂલ? ક્યા છે? જરા મને પણ જોવા તો દે"

સલીમે ખીસામાથી પરબિડિયુ કાઢી, તેમાથી ફૂલ લઇ દાક્તર સાહેબના મેજ પર મૂકી દીધુ

ફૂલને જોતાજ દાક્તર સાહેબ મોઢેથી બોલી ઊઠયા "મારી ચિકિત્સા બિલકુલ સાચી છે આ ફૂલનુ નામ છે 'પાયરા મિનેસીસ ઇંડિકા" (Pyramenesis Indica) આ અતિશય ઝેરીનુ હોય છે તે આ ફૂલ કયારે સૂધ્યુ હતુ?"

આજે સવારે નવ વાગે"

"આનુ ઝેર ચોવીસ કલાકે અસર કરે છે કાલે સવારે બરાબર નવ વાગે તારૂ મૃત્યુ નીપજશે"

સલીમના ચહેરા પર ફિકાશ ફરી આવી તે બોલ્યો, 'દાક્તર સાહેબ! મારૂ શરીર તો તદ્દન તદુરસ્ત છે"

દાક્તર બદરીદાસે કહ્યુ 'તુ ઝેરની સ્થિતિ નથી જાણતો કાલે જ્યારે નવ વાગવામા પચ મિનિટ બાકી રહેશે ત્યારે તારા હૃદયમા એમ એક દર્દ થવા માડશે અને તુ પાચ મિનિટ માજ તરફડી મરી જઇશ"

"દાક્તર સાહબ! કોઇ ઉપાય?"

"કોઇજ ઉપાય નથી"

યૂરોપ અને અમેરિકાના તબીબો પણ જેમની સમક્ષ વિદ્યાર્થીઓ બની જાય છે એવા

ઝેરશાસ્ત્રના નિષ્ણાત ડાક્તર બદરીદાસની ચિકિત્સા કઇ રીતે અસત્ય હોઈ શકે?

ત્રીસ, ચોત્રીસ વર્ષનો નવજવાન સલીમ દીવાના પેઠે ડાક્તર સાહેબના દવાખાનામાંથી બહાર નીકળ્યો એના પગ લથડી રહ્યા હતા—દૃષ્ટિ સમક્ષ મૃત્યુની તસ્વીર હતી 'કાલે બરાબર નવ વાગે હું મરી જઇશ'—એ એકજ વિચાર એના મગજમાં ઘોળાયા કરતો હતો.

° ° °

પડતો આખડતો એ રાત્રિના આઠ વાગે પોતાના નિવાસસ્થાને પહોંચ્યો

વૃદ્ધ ચાકરડીએ એને કહ્યું, 'ભોજન તૈયાર છે જમી લો"

'પરંતુ કઈ રીતે જમી શકાય? અને હવે જમવાની જરૂર પણ શી બાર કલાક પછી તો જીવનપ્રદીપ બુઝાઇ જવાનો છે" સલીમ સ્વગત બોલ્યો

માથું દુખવાનું બહાનું બનાવી એણે પથારી પર લંબાવ્યું પણ ઊંઘ કયાંથી આવે? એ વિચારવા લાગ્યો, "મારે માસિક સો રૂપિયાની ઊપજવાળી જાયદાદ છે એનું મારે વસીયતનામું કરી નાખવું જોઇએ પરંતુ વારસદાર તરીકે કોને મુકર્રર કરવો? નથી કોઇ મિત્ર નથી કોઇ સગુ વહાલું!'

હા, એના મર્હૂમ ચાચાની એક જવાન દીકરી નસીમા હતી યતીમ નસીમા ઘણાં વર્ષોથી એના મામા સાથે દુખમય જિંદગી ગુજારતી હતી સલીમને નસીમા માટે ઘણો પ્રેમ હતો, પરંતુ એની સાથે શાદી કરવાની પોતાની ઇચ્છા એ કેવી રીતે વ્યક્ત કરી શકે? એણે સાંભળ્યું હતું કે નસીમાના મામા પૈસાના પૂજારી છે

આખરે એણે વસીયતનામું ઘડી નાખ્યું, એમાં એણે નસીમાને પોતાની તમામ માલ-મિલકતની વારસદાર ઠરાવી દીધી

એ વિચારવા લાગ્યો, "નસીમા કેવી ખૂબસુરત અને ઉમદા છોકરી છે, પરંતુ બિચારી આફતોમાં ઘેરાયેલી છે ચાર પાંચ દિવસ પહેલાં જ્યારે હું એને મળ્યો ત્યારે એ કેટલી ગમગીન હતી! એમ લાગે છે કે એના મામાએ પેલા આધેડ ઉંમરના અજડ લશ્કરી અફસર સાથે એનું વેવિશાળ કરી નાખ્યું છે જૂના વિચારોનો અભણ જમીનદાર! એને બિચારાને છમકતા યુવાન હૈયાના આકર્ષણોની શી લાગણી! એ તો હમેશા રૂપિયા, આના, પાઈના વર્તુળમાંજ ઘુમ્યા કરે છે એને મન રૂપિયા એજ સર્વસ્વ છે નસીમા! કમનસીબ નસીમા મને રડતા રડતા કહેતી હતી કે હુ ઝેર ખાઇ મરી જઇશ પણ એ ખરાબ સ્વભાવના લશ્કરી અફસર સાથે હરગિઝ શાદી નહિ કરૂં એની વાતચીત પરથી લાગતું હતું કે એ પણ કોઈના પ્રેમમાં પડી છે આહ એ મને ચાહતી હોત તો! નસીમા મારે માટે સર્વોત્તમ જીવનસાથી નીવડત એમાં જરાય શંકા નથી, પણ હવે એ વાતો ઉચ્ચારવામાં શો લાભ? રાતના બે વાગી ગયા! સાત કલાક પછી મારી જીવનયાત્રા સમેટાઇ જશે પરંતુ જો મારે મરવાનુંજ છે તો મારી વહાલી નસીમાને મુસીબતોમાંથી મુક્ત કરવા માટે છેલ્લો પ્રયત્ન શા માટે ન કરૂં, એના મામા સાથે ઝગડો કરી, રૂપિયાની લાલચમાં ફસાઇ એ અજડ લશ્કરી અફસર સાથે નસીમાની શાદી કરતા એને શા માટે ન અટકાવું? પણ એ કઈ રીતે ખુશી થશે, બહુજ જિદ્દી માણસ છે! હુ નસીમા માટે મારૂં જીવન ખતમ કરીશ મરણિયાનો સામનો કોઇ નથી કરી શકતું જો મારે મરવુંજ છે તો એક સારા માર્ગ પાછળજ જાન કેમ ન આપું?"

° ° °

ઉપરોક્ત વિચાર કરી સલીમ ઉભો થયો ઘડિયાળમા જોયુ તો ત્રણ વાગી ગયા હતા એણે કપડા પહેર્યાં અને એ નસીમાના મામાના ઘર તરફ ચાલી નીકળ્યો

ત્યા જઇ પહેલા એણે હળવેથી ઘરનુ બારણુ ખખડાવ્યુ, પછી બેચાર બૂમો પાડી પણ કોઇએ જવાબ ન આપ્યો એટલે એણે એક મોટો પત્થર ઉપાડી એનાથી ધીરે એમ દરવાજો ભભડાવવાનુ શરૂ કર્યું

નસીમાના મામાની આંખ ઉઘડી ગઇ ગભરાટમા બોલી ઉઠયો 'કોણ છે?'

સલીમે જવાબ આપ્યો 'એ તો હુ સલીમ જરા નીચે પધારો

'સલીમ! અત્યારે તમે શા માટે આવ્યા?

'કામ પડયુ છે એટલે, નહિ તો શા માટે આવુ?'

રાત્રિપોશાકમા સજ્જ થયેલા નસીમાના મામાએ નીચે આવી પૂછ્યુ, 'કેમ શી બાબત છે?'

સલીમે કહ્યુ 'હુ આપને એ વિનતિ કરવા માગુ છુ કે જેની પહેલી બીના ચાર દીકરા હયાત છે એવા ઘેલા બુઢ્ઢા રિસાલદાર અબ્દુલ્લાહખાન સાથે નસીમાની શાદી કરવાનો વિચાર મૂકી દેશો '

'તમ આ શુ કહી રહ્યા છો?

'હુ જે કાંઇ કહી રહ્યો છુ તે ઠીક કહી રહ્યો છુ, સમજી વિચારીને કહુ છુ મારા શબ્દોમા કોઇ સમસ્યા નથી સ્પષ્ટ શબ્દો છે અને એનો ભાવાર્થ પણ સ્પષ્ટ છે શુ આપ ન સમજ્યા?

'એમ થઇ શકેજ નહિ"

"એમ થશેજ"

'મે જીભ આપી દીધી છે, હવે નસીમાની શાદી રિસાલદાર અબ્દુલ્લાહખાન સાથે જરૂર થવાની" '

"કદાપિ નહિ થાય"

'કોણ અટકાવશે?'

'હુ

'જોઇ લઇશ મે તમારી વાતનો જવાબ આપી દીધો હવે તમે જાવ અને જે થાય તે કરી લો

'આટલી રાતે ઠંડીમા જાઉ કયા? હુ તો આપની પાસેજ રહેવાનો'

નસીમાના મામા બરાડી ઉઠ્યા 'રહેવુ હોય તો રહો પણ હુ તો એમજ સમજીશ કે તમે ચાલ્યા ગયા છો અને હું તમારી સાથે વાતચીત નહિ કરૂ"

સલીમે સસ્મિત જવાબ આપ્યો 'ભલે આપ વાત ન કરશો પણ આપના ઘરમાં મને આટલી વાત તો પસાર કરી લેવા દો' એટલુ કહી એણે નસીમાના મામા સાથે મકાનમા પ્રવેશ કર્યો નસીમાના મામા પથારી પર પડખા પડયા બબડતા હતા 'શી સજ્જનતા છે શી વિવેકશીલતા છે? ઠંડીની મોસમમા બારણુ ભભળાવી કોઇ માણુસને રાતના ત્રણ વાગે ઊંઘ માથી જગાડવો એની ઊંઘ બગાડવી અને તે પણ એક આવી વાત માટે!

સલીમે એમની વાતનો જવાબ ન આપ્યો એક ખૂણામા નસીમાના મામાએ જૂનો સિતાર રાખેલો હતો અને એ પોતાના પ્રાણ કરતા પણ અધિક પ્રિય ગણતા હતા સલીમે સિતાર ઉપાડી સગીત શરૂ કરી દીધુ—તાન તાન તુન તુન

નસીમાના મામા ગભરાઇને બેઠા થઇ ગયા અને કહેવા લાગ્યા 'સલીમ! ખુદાને ખાતર મારા સિતારને હાથ ન અડાડો'

સલીમે જવાબ આપ્યો 'આપે તો પહેલાથીજ એ માની લીધુ છે કે હુ ચાલ્યો ગયો

છુ હું એમ સમજી લઈશ કે આપની આ ઓરડામા હાજરી નથી, મારી મરજીમા આવે તે કરીશ' તુન તુન, તાન તાન

'જુઓ મિયા સનીમ! હુ તમને સમજાવુ છુ તમારી આ બધી કુટિલતા મૂકી દો મને આ જાનની નકામી વાતો ગમતી નથી"

'આપ આ ઓરડામા બિરાજમાનજ ક્યા છો?" તુન તુન, તનુમ તાન તનુમ, તાન તાન

'ખુદાને ખાતર મારા સિતાર પર દયા કરો એ મારી પાસે વીસ વરસથી છે અને હમણાજ ત્રણ રૂપિયા ખરચી મે એના તાર બદલાવ્યા છે આ જમાનાના છોકરાઓને પૈસાનુ કાંઇ કુ ખજ નથી જાણે ત્રણ રૂપિયાનો કાંઇ અર્થજ નહિ!'

"વાહ, સાર આપ મારી વાત માન્ય રાખો છો?"

"કઇ વાત?"

"રૂપિયાના પ્રલોભનમા નસીમાની શાદી અજાણ્યા લશ્કરી અફસર સાથે ન કરશો?"

'એ નહિ બની શકે"

હવે સારે સાભળો" તાન, તનુમ, તાન, તુન તુન તુન તુન, તનુમ તનુમ તાન

હાય, મારો સિતાર તૂટી ગયો'

"હાય, મારી નસીમાનુ જીવન બરબાદ થયુ" તુન તુન, તાન તાન

'હાય, મારા વીતી ગયેલા યૌવનની નિશાની સિતાર!"

'હાય, મારા મરહુમ કાકાની નિશાની નસીમા!" તાન તાન, તુન તુન, તાન તાન, તનુમ તનુમ તન તન તન

વૃદ્ધ જમીનદારે—નસીમાના મામાએ—કટાળી જઇને પૂછયુ 'આખરે તમારી ઇચ્છા શુ છે?'

સનીમે જવાબ આપ્યો, 'બસ આજ કે પેલા જગલી લશ્કરી અફસર સાથે નસીમાની શાદી ન થાય" તનુમ તનુમ, તન તન

'રિસાલદાર ઘણોજ ખરાબ સ્વભાવનો છે'

"એ તો હુ પણ કહુ છુ" તાન તાન તાન, તન

"ખુદાને ખાતર સિતાર મૂકી દઇ ઇન્સાનની પેઠે વાત કરો"

'ખુદાને ખાતર મને સિતાર વગાડવા દો" તન તન તન, તનુમ તનુમ, તાન તાન તાન તાન, તનુમ

હવે સનીમ સિતારને પૂરેપૂરો જ કરી નાખશે એમ લાગતુ હતુ

જમીનદારે કહ્યુ "જો હુ હવે વેવિશાળ તોડી નાખુ તો રિસાલદાર મને જાનથી મારી નાખશે'

બસ આખરીજ વાત! એને તમે મારા પર છોડી દો જો આ અજ્ઞાન રિસાલદાર શાદીનો વિચાર છોડી દે તો નસીમાને પોતાની મરજી મુજબની શાદી કરવાની છુટ આપવામા આવશે?"

તન તન તન, તાન તાન

'હા, મિયા સનીમ! હા ખુદાને ખાતર હવે તો મારો સિતાર બગાડોમા"

તન તન તન, તાન તાન તન, તનુમ તનુમ તન તન.

વૃદ્ધ જમીનદાર ચીડાતા બોલ્યો, "હવે શી બદમાશી માડી છે?'

સનીમે અટ્ટહાસ્ય કરી જવાબ આપ્યો, "આ તો આનદનુ ગીત છે હવે જરા એ કહો કે એ ગમાર રિસાલદાર રહે છે ક્યા?"

જમીનદારે એને મકાનનુ ઠેકાણુ આપતા કહ્યુ, "ત્યા જરા સમજી વિચારીને પગ મૂકજો, ઘણોજ ખરાબ સ્વભાવનો લશ્કરી અફસર છે ત્યા તો તમને જોતાજ ભભૂકી ઊઠશે જો કાંઇ આડુ અવળુ ભરાઇ ગયુ તો તમને જીવતા નહિ મૂકે"

'જોઈ લઈશ" સલીમે કડકાઈથી જવાબ આપ્યો અને રિસાલદારના નિવાસસ્થાન તરફ ઊપડ્યો

લગભગ પાંચ વાગે એ ત્યાં પહોંચ્યો એણે બારણું ખખડાવ્યું પણ કાંઈ જવાબ ન મળતાં એણે બૂમો પાડવા માંડી "રિસાલદાર સાહેબ, અરે રિસાલદાર સાહેબ !"

અંદરથી ભયાનક અવાજ આવ્યો, 'કોણ જંગલી હુલ્લડ કરી રહ્યું છે ?"

સલીમે સવિનય જવાબ આપ્યો, "સરકાર ! જરા નીચે પધારશો ? હું જમીનદાર સાહેબનો એક અગત્યનો સંદેશો લઈ આવ્યો છું"

ભારે કદમોનો સંચાર સાંભળ્યો મકાનનું દ્વાર ઊઘડ્યું રિસાલદાર બહાર નીકળ્યો લગભગ પચાસ વર્ષની ઉંમર, સારી તન્દુરસ્તી, મોટી મોટી મૂછો, ભરાવદાર ચહેરો અને આંખોમાં ગુમાન એણે કરડાઈથી પૂછ્યું, "બોલો શું કામ છે ?'

સલીમે જવાબ આપ્યો, 'હું અંદર બેઠાં જ જવાબ આપી શકીશ"

રિસાલદાર એને પોતાના કમરામાં લઈ ગયો દીવાલો પર સર્વત્ર તરેહ તરેહનાં હથિયારો લટકી રહ્યાં હતાં પથારીના શિરાણે કિરચ હતી, બાજુમાં રાઈફલ અને મેજ પર બે રિવૉલ્વરો પડી હતી

પ્રથમ તો હથિયારો જોઈ સલીમ જરા ગભરાયો, પણ પછી એને વિચાર આવ્યો કે જ્યારે હું દુન્યામાં ચાર કે સાડાચાર કલાકનો જ છું તો પછી મોતનો ભય શા માટે ?"

રિસાલદારે એને કહ્યું, "હવે આપ આપનો ઉદ્દેશ કહો"

સલીમે કહ્યું, "આપ જમીનદાર સાહેબની ભાણેજ સાથે શાદી કરવા માગો છો ?"

"હા '

'આપ એની સાથે શાદી નથી કરી શકતા "

"મને કોણ અટકાવી શકે છે ? લોહીની નદીઓ વહી જશે, નદીઓ''

'હું અટકાવું છું"

"તમે કોણ છો ?"

'એનો પિત્રાઈ"

રિસાલદાર અબ્દુલ્લાહખાને પોતાની મોટી મોટી મૂછો પર તાવ દઈ સલીમના ચહેરા પર નજર વહેતી મૂકી ભરાવદાર શરીરવાળો સુંદર નવજવાન, પરંતુ ચહેરા પર ગમગીની મક્કમતા

એણે કહ્યું, 'જા છોકરા ! જા મને તારી નવજવાની પર રહેમ આવે છે"

સલીમે જવાબ આપ્યો, "મને રહેમની જરૂર નથી"

"શું તું તારી જીંદગીથી કંટાળી ગયો છે કે મારી સાથે લડવા આવ્યો છે ?''

"અને તું શું તારી જીંદગીથી ત્રાસી ગયો છે કે મારી પિત્રાઈ બહેન સાથે શાદી કરવા ઇચ્છે છે ?"

"જો મેં સેંકડો માણસોનો તલવારથી ઘટ ઘડી નાખ્યો છે હાલ માતાથી મોટો શમશીરબાજ દુન્યાની સપાટી પર મોજૂદ નથી"

'મને પણ કોઈ આવા સંગ્રામવીરની જરૂર હતી કે જે મારો સમોવડિયો થઈ શકે"

રિસાલદારે સિંહ જેવી ગર્જના કરી, શું ખરેખર તું મારી સાથે લડવા જ માગે છે ?'

સલીમે જોરથી મેજ પર મુક્કી મારી જવાબ આપ્યો "અને તું શું મશ્કરી સમજે છે ?"

"જો, તારી મા માથે હાથ મૂકીને રોશે"

"વાહ, હું મારી માને પહેલાંજ રોઈ ચૂક્યો કહે કઈ વસ્તુથી લડીશ ? તલવારથી,

બંદુકથી કે રિવૉલ્વરથી?' મેજ પર જે બે રિવૉલ્વરો પડી હતી તે તરફ હાથ લંબાવતા સલીમે કહ્યું, 'આ રિવૉલ્વરો વડેજ લડીએ એક તું લે એક મને દે"

રિસાલદારે રિવૉલ્વરોને ખસેડતા કહ્યું "મિયા સાહેબજાદા! અગ્નિ-શસ્ત્રોને હાથ ન લગાડો. એનાથી રમવું એ મશ્કરી નથી જાનનું જોખમ છે"

સલીમે જવાબ આપ્યો, 'તું મરવાથી ગભરાય છે શાને? તું ડરપોક લાગે છે"

• "હું ડરપોક? આગનો મરદ લશ્કરી અફસર!!"

'વાહ! શું કહેવું રિસાલદાર બહાદુરનું! મોતથી તો ભય પામી થરથર કાંપી રહ્યા છો."

હું ભયથી નથી ધ્રૂજતો બલકે અત્યારે ઠંડી વિશેષ છે"

'જો ભયથી નથી ધ્રૂજતા તો મારી સાથે લડો'

રિસાલદારે નમ્રતાથી કહ્યું મિયા! લડવા ઝગડવાથી શો ફાયદો? સજ્જન પેઠે બેસીને વાતચીત કરો આખરે તમારી ઇચ્છા શી છે?"

સલીમે પોતાનો સૂર બરાબર કરતા કહ્યું, 'બસ એજ કે તમે નસીમાની સાથે શાદી કરવાનો ઇરાદો છોડી દો"

રિસાલદારે કહ્યું 'સાચી વાત આ છે કે જમીનદાર સાહેબની ભાણેજ સાથે શાદી કરવા હું પોતેજ નારાજ હતો એ સોળસત્તર વરસની નવજવાન છોકરી અને મારી ઉમર પચાસ વરસની એનાથી મોટા તો મારે દીકરા છે પણ જમીનદારે મારી ખાનમિલ્કતની લાલચે મને બૂરી રીતે ઘેર્યો તો હું તમારો ઉદ્દેશ પૂરો પાડવા સહર્ષ તૈયાર છું પણ મુશ્કેલી એ છે કે તમે મને ધમકીઓ આપી છે, અને આજ સુધી કોઇનીય ધમકીને હું વશ થયો નથી"

સલીમે જવાબ આપ્યો, "અરે મહાશય! હું મારી તમામ ધમકીઓ પાછી ખેંચી લઉં છું આપ તો મારા પિતા સમાન છો અને વળી આટલા મોટા પ્રખ્યાત અફસર છો આપને હું શું ધમકીઓ આપવાનો હતો! કહો તો હાથ જોડી આપની માફી માગી લઉં"

રિસાલદારે એની પીઠ પર હળવેથી ટાપલી મારી કહ્યું, "જો આમ છે તો મને તમારી ઇચ્છા માન્ય છે હું તમારી પિત્રાઇ બહેન સાથે શાદી કરવાનો ઇરાદો મૂકી દઉં છું"

સલીમે કહ્યું, 'તો મહેરબાની કરી મને એ જરા લખી દેશો?'

રિસાલદાર સસ્મિત બોલ્યા, 'મિયા સાહેબજાદા! તમે છો સજ્જન સહેલાઈથી છોડો એમ નથી' એટલું કહી એણે શાદીનો અસ્વીકારપત્ર નસીમાના મામાના નામ પર લખી આપ્યો.

સલીમ સાડા છ વાગે રિસાલદાર પાસેથી વિદાય લઇ લગભગ સાત વાગે નસીમાના મામાને ઘરે આવ્યો.

જમીનદાર સાહેબ દીવાનખાનામાં બેઠા બેઠા હુક્કો ગડગડાવી રહ્યા હતા સલીમને જોતાંજ તે બોલી ઉઠ્યા 'ફરી મને હેરાન કરવા આવ્યા ને?"

સલીમે જવાબ આપ્યો 'હું તમને હેરાન કરવા નહિ પણ ખુશખબર આપવા આવ્યો છું રિસાલદાર સાહેબે શાદીનો ઇન્કારી કરતો પત્ર લખી આપ્યો'

જમીનદારે ચોંકી ઊઠી પૂછ્યું, "શું? સાચેજ તમે એ બદમિજાજ રિસાલદાર પાસે

ગયા હતા ?"

"જી હા."

"તદ્દન અસંભવિત જો ત્યાં ગયા હોત તો જીવતા પાછાજ ન આવી શકત"

"અરે, જુઓને આ રહ્યો રિસાલદારનો પત્ર"

જમીનદારે પત્ર લઇ એને વિસ્મયથી તપાસતા કહ્યુ, "તમે એના પર શુ જાદુ કર્યું ? એ તો બહુજ જિદ્દી માણસ છે"

"અને હુ શુ ઓછો જિદ્દી છુ ? લાવો આ ખુશીમા હુ તમને સિતારનુ એકાદ ગીત તો સભળાવુ"

એટલુ કહી એ મકાનમા નાઠો જમીનદાર સાહેબ એની પાછળ બૂમો પાડતા ઉઠ્યા "જો ખબરદાર, મારો સિતાર ન બગાડતો, નહિ તો મારા જેવો કોઇ ખરાબ નથી"

સલીમે અદર જઇ નસીમાની તપાસ કરી એ સ્નાનગૃહમા હતી સલીમે બૂમો પાડવી શરૂ કરી, "નસીમા, નસીમા ! જલદી બહાર આવ"

સલીમનો અવાજ સાભળી નસીમા જાણતી નથી બહાર આવી એના વાળમાથી ટપકતા જલબિંદુઓ એના સૌંદર્યમા વૃદ્ધિ કરતા હતા એણે સલીમને કહ્યુ, "આજ સવારના પહોરમા આ રસ્તે કેમ ભૂલા પડ્યા ? મામુજાન કહેતા હતા કે રાતે ત્રણ વાગે પણ તમે આવ્યા હતા છો તો મજામાને, વાત શુ છે ?"

જમીનદારે કહ્યુ, "વાત શુ છે ? તારા પિત્રાઈ ભાઈનુ મગજ ખરાબ થઇ ગયુ છે આખી રાત પોતેય હેરાન થયા અને બીજા ઓની ઊંઘ પણ ખરાબ કરી"

નસીમાએ પૂછ્યુ, 'આખરે એ કરતા'તા શુ ?"

જમીનદારે કહ્યુ, "એ એમનેજ પૂછી જો"

સલીમ બોલ્યો, 'હવે પેલા અજ્જડ રિસાલદાર સાથે તારી શાદી નહિ થાય. મે એની પાસે એમ લખાવી લીધુ મામા સાહેબે મારી સાથે કરાર કર્યો છે કે હવે શાદીની બાબતમા તુ સ્વતત્ર છે જ્યા તારી ઇચ્છા હશે ત્યાજ તારી શાદી થશે"

નસીમાએ માથુ નીચુ નમાવી વક્રદૃષ્ટિએ સલીમ સામે જોયું વૃદ્ધ જમીનદારની અનુભવી આખે નસીમાની ચોરેલી નિગાહોમા સર્વસ્વ જોઇ લીધુ એ બધુ સમજી ગયા એણે કહ્યુ, 'સલીમ ! હુ નસીમાની શાદી તમારી સાથે માન્ય રાખુ છુ"

સલીમનુ હૃદય જોરથી ધબકવા લાગ્યુ એને કપાળે પરસેવો વળી ગયો એણે કહ્યુ, "મારી શાદી નસીમા સાથે ! નહિ હુ એની જીંદગી ખરાબ કરવા નથી માગતો હુ આપની પાસે માત્ર એટલા માટે આવ્યો હતો કે આપ મર્હુમ કાકાનું એક માત્ર સ્મરણ, એવી નસીમાને જુલ્મી રિસાલદારના ત્રાસમાથી મુક્તિ અપાવુ અને એને મારુ વસીયતનામુ સોંપી દઉ"

"વસીયતનામુ ? શેનુ વસીયતનામુ ?" જમીનદારે પૂછ્યુ

"મારુ વસીયતનામુ મે મારી માલમિલ્કત નસીમાને નામે ચઢાવી દીધી છે"

"શા માટે ?"

"આઠ વાગવાના છે હવે હુ આ દુન્યામા કલાક સવા કલાકનો મહેમાન છુ હવે હુ ઘરે જાઉ છુ—મરવા માટે"

નસીમા માથુ નમાવી ચુપચાપ ઊભી હતી એણે ગભરાઇ જઇ સલીમ તરફ જોયુ 'આજ તમને શુ થઇ ગયુ છે ? કેવી વાતો કરો છો પોતાના મોતની કોઇને ખબર પડી છે ?"

સલીમ ઊંડો નિશ્વાસ નાખી બોલ્યો "હા,

નસીમા ! મને મારા મૃત્યુની ખબર છે મે ગઈ કાલે એક ઝેરીલુ ફુલ સૂંઘ્યુ હતુ, એના પરિણામે હુ આજે નવ વાગે આ દુન્યા ત્યાગી ચા લો જઈશ"

નસીમાએ પૂછ્યુ, "તમને આ કોણે કહ્યુ?"

"દાકતરે" સલીમે જવાબ આપ્યો

"કયા દાક્તરે ?"

"દાકતર બદરીદાસ કે જે દેશમા ઝેરશાસ્ત્રના સહુથી વધા નિષ્ણાત છે અને જેમની ચિકિત્સા કયારેય ખોટી ઠરી નથી"

દાકતર બદરીદાસનુ નામ સાભળી નસીમા અને તેના મામા બન્ને ખડખડાટ હસી પડયા સલીમે આશ્ચર્ય થઈ હસવાનુ કારણ પૂછ્યુ નસીમા દોડીને કમરામાથી એક દૈનિકનુ પાનુ લઈ આવી અને સલીમને એક સમાચાર બતાવતા બોલી "તમારા દાકતર બદરીદાસની સ્થિતિ વિષે તમે જાતેજ વાચી લો"

સલીમે વાચવાનુ શરૂ કર્યુ અખબારમા લખ્યુ હતુ –

"જણાવતા અસત અફસોસ થાય છે કે અમારા શહેરના જાણીતા વૈદક-નિષ્ણાત દાકતર બદરીદાસના મગજની સ્થિતિ એકાએક ખરાબ થઇ ગઈ છે વાચકોને ખબર હશે કે તેઓ દેશના ઝેરશાસ્ત્રના મહાન અને અજોડ નિષ્ણાત હતા અને હમેશા ઝેરીલી વસ્તુઓની ચિકિત્સામા મશગૂલ રહેતા હતા ઝેરશાસ્ત્ર પરના એમના સતત મનન અને ચિંતનને પરિણામે એમને એવો વિચાર દાખલ થયો કે જે કોઇ વ્યક્તિ એમને મળવા આવે છે એ ઝેરની અસર તળે છે, એટલે રાતના નવ વાગે પોતાનુ દવાખાનુ બધ કરતી વેળા એમના મગજની સ્થિતિ તદ્દન બગડી ગઇ અને એમણે "આ દવા પણ ઝેરીલી છે, આ ખુરશી પણ ઝેરીલી છે, આ મેજ પણ ઝેરીલુ છે એમ કહી કહી દવાખાનાની તમામ શીશીઓ દવાઓ અને સરસામાન બહાર સડક પર ફેકવા માડયો એમની આ પ્રવૃત્તિએ કેટલાક રાહદારીઓને લાગી એની ખબર પણ પહોચાડી પોલીસે એમને મહા મુસીબતે કાબૂમા લીધા અને તેજ રાતની ગાડીમા એમને અમદાવાદના દવાખાના તરફ રવાના કરી દેવામા આવ્યા"

સલીમે હાથમાથી અખબાર મૂકી દીધુ અને નસીમા તરફ જોઇ બોલ્યો, "નસીમા !"

નસીમાએ ધીમેથી કહ્યુ, "સલીમ !"

બન્નેની આખોમા બબ્બે અશ્રુબિંદુ ઝળકી રહ્યા હતા *

*(હસ્તલિખિત "સારબા"માથી)

## 'કારવા'ના નવા ગ્રાહક બનનારને.

'કારવા'ના નવા ગ્રાહક બનનારને કાઠિઆવાડના એક હમદર્દ ગૃહસ્થ તરફથી

**મૌલાના 'મહમદઅલી'**

નામનુ પુસ્તક ભેટ મળશે માટે ગ્રાહક બનનાર મિત્રો આ તક ઝડપી લેશેજ એ આશા રાખવામા આવે છે આ ઉપરાત 'કારવા'નો ખાસ ઈદે કુરબા અક પણ ભેટ મળશેજને?

—તંત્રી

વતાં શીખવું જોઈએ હું મિત્રધર્મ બજાવી શકું, પતિધર્મ નહિ. એનો તમારે એમાંથી શું જોઈએ છે?" ઉષા એકદમ બહુ જ બોલી ગઈ

મેં ઉષાને સમજાવવા પ્રયત્ન કરતાં કહ્યું "ઉષા, કવિતા કરવું બહુ જ સહેલું છે જીવનની નક્કરતા એ જુદી જ વસ્તુ છે મિત્રતા તે કહ્યું તે મુજબ-માત્ર એક કવિની કલ્પના છે આજે જગતમાં મિત્રતાએ જે અવનવાં પ્રકરણો લખાવ્યાં છે તે જોયા પછી મ્હને મિત્રની જગ્યાએ જરૂરત દેખાતી નથી તું જ વિચાર કર ત્હારી અને મ્હારી મિત્રતાનો અર્થ શો? ફક્ત એટલો જ કે હું અત્યારે જે કવિતા મ્હને સાંભરતી એવી કવિતા કર્યા કરવું" થોડો વિચાર કરીને ઉષાએ પૂછ્યું 'નિતિ અનિતિમાં માનો છો કે?" મેં જવાબ વાળ્યો "નિતિ અનિતિના બખાળા કાંઈ આજે પહેલી વાર નજરે પડતા નથી આજે તો ફક્ત કાયદા અને સમાજ સુધારકોએ એને બહુ મોટું રૂપ આપી દીધું છે નિતિ અનિતિ કાયદાથી બંધાતી નથી કાયદાનો આસરો લઈ જીવી રહેલ આજનો માનવી નિતિ અનિતિ જોતો નથી આજે નિતિ મુંગી છે અનિતિ આઝાદ છે-કાયદાના બળ ઉપર"

ઉષા, મ્હારું ઉપલું વ્યાખ્યાન સાંભળતી રહી ઘણો વિચાર કરીને બોલી "દયામાં માનો છો?" મેં કહ્યું "દયા? એ તો બાપડી અમુક તમુકનો ઇજારો બની ગઈ છે પ્રભુના જગતમાં "દયા"ની આજે જે ઠેકડી થઈ રહી છે તે જોઈને હવે મ્હને તો 'દયા' માગનાર ઉપર ગુસ્સો આવે છે શું તું મ્હને દયા બતલાવવા માટે વિચાર કરી રહી છે? જો એમ જ હોય તો શું ત્હારો પથ કાપ પ્રભુમાં શ્રદ્ધા હોવા ઉપરાંત હું ત્હારી દયા માગું? ઉષા, તું ગમે તે ગણ તો'એ મ્હારે ત્હારી દયા ન જોઈએ-કોઈનીએ દયાની મ્હને જરૂરત નથી' ઉષા ઉઠી અને ચાલી ગઈ એક શબ્દ પણ બોલ્યા વગર

એકાદ અઠવાડીઆ પછી ઉષા મ્હારે ત્યાં આવી મ્હેં એને બાંકડીનો આવકાર આપ્યો. ઉષાએ હાથમાનું પુસ્તક મ્હારા ટેબલ ઉપર મૂક્યું અહીંતહીંની વાત કર્યાં પછી એણે પુસ્તક પાછું હાથમાં લીધું અને કહ્યું 'આજે તો હું એક બે કવિતાનો ભાવાર્થ શીખવા આવી છું, કેમ, શીખવશો ને?" મેં ચોપડી હાથમાં લીધી

એ પુસ્તકનું નામ હતું 'પગલાં" મેં પૂછ્યું 'કઈ કવિતા શીખવું?" ઉષાએ એક કવિતા કાઢી એનો ભાવાર્થ હતો આજનો ઘમંડી યુવાન જે પગલાં પાડે છે, જે ઇતિહાસ રચે છે તે પગલાં બીજે દીવસે ભુલાય જવાય છે, જે ઇતિહાસ આજે એ રચે છે તે બીજે દિવસે ભૂંસાય જાય છે આ પગલાં ઉપર કુદરતના જાદુ ચાલે છે એટલે એ નમાલો છે'

ભાવાર્થ સમજ્યા પછી ઉષા બોલી "કેવી સુંદર કવિતા!" મેં કહ્યું 'એનાથી સુંદર કવિતા હું તને બનાવું" એટલું કહી નીચલી કવિતા વાંચી ગયો —

"જે પોતાના ધ્યેયમાં ફનાભૂત થતો નથી, જે પોતાની આગલી ભૂલોનો વિચાર કર્યા વગર જ વર્તમાન અને ભવિષ્ય ઉપર મીટ માંડે છે એવા વિરલ આત્મા આજેયે આપણે સહુ છે"

ઉષા ખુશ થઈ હોય એમ મને લાગ્યું

(સંપૂર્ણ)

# રાંદેર : મુસ્લિમ-શાદી, અને જન્મ-મરણ.

## શાદી

૮-૧૦-૪૩ ગુલામનબી ગુલામ હુસેન બનુ-ફાતમાબીબી બીનતે મોહમદ બનુ

૧૦-૧૦-૪૩ યુસુફ દાઉદ ઇસમાઇલ ગના-ખદીજાબી બીનતે હાજી મોહમદ હુસેન ઇબ્રાહીમ મોતાલા

૧૬-૧૦-૪૩ શેખ ઇસમાઇલ મુર્તુઝા પીરભાઇ પોટર-મરીયમબીબી બીનતે શેખ મુનીર શેખ ઇસમાઇલ

૨૯-૧૦-૪૩ મીરઝા અહમદ મીરઝા અબ્દુલ્લાહ મી. મોહમદ-ઝીનતબીબી બીનતે શેખ અહમદ શેખ મોહમદ અશરફ

૨૯-૧૦-૪૩ મીરઝા મોહમદ મીરઝા અબ્દુલ્લાહ મીરઝા મોહમદ—સારાબીબી બીનતે ગુલામ હુસેન

## જન્મ

૨-૧૦-૪૩ મોહમદ અહમદ બપોરીયા-છોકરો યાકુબ

૩-૧૦-૪૩ મોહમદ હસન ભરૂચી ખાટકી-છોકરો ઇકબાલ હસન

૪-૧૦-૪૩ ઉમર અલી નાલનાવાઇ-છોકરો અલી

૪-૧૦-૪૩ સૈયદ હુસેન સૈયદ અલી-છોકરી ખતેજા બેગમ

૬-૧૦-૪૩ કાસમ અહમદ આઝમ ઇસમાઇલ-છોકરો ઇબ્રાહીમ

૮-૧૦-૪૩ મોહમ્મદખાન રસુલખાન-છોકરી રૂકૈયાબીબી

૧૨-૧૦-૪૩ ઇબ્રાહીમ અહમદ સુરતી-છોકરો યાકુબ

૧૩-૧૦-૪૩ ઇબ્રાહીમ ગુ. મો. ધુપલી-છોકરી હાફિઝાબીબી

૧૫-૧૦-૪૩ કાસમ ગુલામ મોહમદ ટીટી-છોકરો યાકુબ

૧૬-૧૦-૪૩ આઝમ કાસમ ટીટી-છોકરી ફાતમાબીબી

૧૬-૧૦-૪૩ ઇબ્રાહીમ કરીમ-છોકરી સકીનાબીબી

૧૭-૧૦-૪૩ સુલેમાન ઇસમાઇલ મોના-છોકરો ઇસમાઇલ

૧૮-૧૦-૪૩ યાકુબ મોહમદ સાલેહ હાસીયા-છોકરી હાજરાબીબી

૧૮-૧૦-૪૩ શેખ ગુલામ મોહમદ હુસેન-છોકરો મુસ્તાક અહમદ

૧૯-૧૦-૪૩ ઇસમાઇલ નુરમોહમદ જમાલ ખાટકી-છોકરો અલ્લારખા

૧૯-૧૦-૪૩ ઇસમાઇલ અહમદ ખાંડીવાલા-છોકરો યાકુબ

૧૯-૧૦-૪૩ ગુલામ હુસેન મોહમદ નાખુદા-છોકરો ઇબ્રાહીમ

૨૪-૧૦-૪૩ મોહમદ કાસમ તીનતાગી-છોકરી રૂકૈયાબીબી

૨૫-૧૦-૪૩ અહમદ મોહમદ ઝ અગલીયા-છોકરી બે

૨૭-૧૦-૪૩ શેખ પીરભાઇ શેખ આઝમ-છોકરી ફાતમાબીબી

૨૮-૧૦-૪૩ ઉમરજી ઇબ્રાહીમ-છોકરી જુબેદાબીબી

૨૮-૧૦-૪૩ પીરસાબ સૈયદ મોહમદ-છોકરી છોટી બેગમ

૩૧-૧૦-૪૩ કાસમ આઝમ હોડીવાલા-છોકરી જુબેદાબીબી

## મરણ

૫-૧૦-૪૩ હલીમાબીબી રસુલ રહીમની ઓરત ઉ. વ. ૬૦

૬-૧૦-૪૩ મદીના બેગમ સૈયદ ગુલામ હુસેન મુરતુઝાની છોકરી ઉ. વ. ૨૦

૬-૧૦-૪૩ અબ્દુલ હમીદ આરીફ મોહમદ ઉ. વ. ૪

૧૨-૧૦-૪૩ ફાતમાબીબી તે અહમદ અબ્દુલ્લા કુંભારની છોકરી ઉ. વ. ૧૧

૨૦-૧૦-૪૩ યાકુબ તે ઇબ્રાહીમ મોહમદ સેનોદનો છોકરો ઉ. વ. ૧

૨૩-૧૦-૪૩ આસબીબી પીરભાઇ ઉમરની ઓરત ઉ. વ. ૫૦

૨૭-૧૦-૪૩ અહમદ મોહમદ ઓનીસ ઉ. વ. ૮૫

૨૮-૧૦-૪૩ જુબેદાખાતુન તે ઇસમાઇલ મોહમદ કાકાની છોકરી ઉ. મા. ૮

૩૧-૧૦-૪૩ યુસુફ અહમદ ગોરાવાલા ઉ. વ. ૨૩

*Printed by Maganlal Vanjaldas Patel,* at The 'Gangotri' Printing Press
*Kanpith Khand Bazar,* Surat
*Published by Azam Ahmad Esmail Valeshi for* Valishi Sahitya Karyalaya
*Tower Road,* Surat

● ● ● તમારા માનીતા પાત્રો ● ● ●

## અશોકકુમાર, વીણા, સીતારા, કુમાર, યાકુબ

૭ મું સફળ અઠવાડીયુ



મળીને સર્જે, છે તમારે માટે મનોરંજન

અને

સદબોધની સામગ્રી

અનેક સફળ ચિત્રોના નિર્માતા મેહબૂબનું





# નજમા





ખાનદાનીના ખપ્પરમાં
હોમાઇ હૃદયભગ્ન
થયેલા એક યુવક
એક યુવતી
ઝહેરમાંથી અમૃત
બનાવે છે



સમાજને ગાઢ અંધકારમાંથી
પ્રકાશ તરફ દોરી જાય છે

| | |
|---|---|
| આવતા ચિત્રો | પ્રભાતકૃતિ |
| ન્યુ ઇન્ડિયા કૃતિ | પુછ |
| શ્રી રામાનુજ | મિનરવા કૃતિ |
| કમલરોય કૃતિ | પૃથ્વી વલ્લભ |
| રાઉનશાહ | કારદાર કૃતિ |
| અકબર | નમસ્તે |

બહેનો માટે ખાસ
જોવા લાયક ચિત્ર



## કેપીટોલ

આજ રાત્રે

પા, ૮ા ને ૧૦ાા

عید مبارک



## ગુલામ ખરાબ!



પ્રેમનું થઈ ગયું છે નામ ખરાબ,
કોઈ કરતા ન એવું કામ ખરાબ!
પ્રીત દિલમાં રહે તો સુંદર છે,
એનો દેખાવ ધુમધામ ખરાબ!
જેમના ઓધની છે એ મતલબ,
હુંજ સારો ને આખું ગામ ખરાબ!
પછી 'ગુડબાય' ને 'પ્રણામ' સરસ,
માગી વઅલયકુમુસ્સલામ ખરાબ?
મારો નહિલ છતાંય પણ આઝાદ,
નાતી રોયા જતા ગુલામ ખરાબ!
કંઈક લેવાનું હો તો બિસ્મિલ્લાહ,
પાછું દેવી પડે, હરામ-ખરાબ
ઉદિ-મળાય આપ ના આવ્યા?
થઈ ગયો મારો પ્રોગ્રામ ખરાબ!
'શેખચલ્લી'નું કાવ્ય સારું છે,
દેવા જોઈએ એને દામ ખરાબ

— શેખચલ્લી



આજરાત્રે:— હિંદના રૂપેરી પડદાનું ગૌરવ

: ગુજરાતના સાહિત્ય સમ્રાટ :

# શ્રી કનૈયાલાલ મુન્શી

— ની અમર નવલકથા ઉપરથી —

કાબેલ કલમબાજ

અને

કચકડાના ઈલમબાજ

એકઠા થઈ જનતા સામે ખડા કરે છે

-ભારતના ભુતકાળના ભવ્ય પાત્રો-

# મુંજ-અને-મૃણાલ

— જંગી કાફલો —

સોરાબ મોદી અને દુર્ગા ખોટે,

સ કહાપ્રમાદ, કજજન, મીના, સાદીકઅલી, કે એન સીંગ, અલ—નસીર, નવીન યાજ્ઞીક વિ

ચિત્રકથા–સવાદ ને ગાયનો

'ધુપછાવના'ના પ્રખ્યાત લેખક

પં સુદર્શન

ડાયરેકટર.-સોરાબ મોદી



" મીનરવા " એ લાખોને ખર્ચે ઉતારેલુ

# પૃથ્વી વલ્લભ

ટે. ન. ૨૨૩ કેપીટોલ ત્રણ ખેલ — ૫॥, ૮॥ ને ૧૦॥

સંસ્કાર લક્ષ્મી અને ઘરની રાણીને મળેલા અનુપમ આવકારથી પ્રેરાઇને શ્રી ડુંગરસી ધરમસી સંપટે આ પુસ્તકની રચના કરી છે તેમના પ્રસિદ્ધ સર્જન સંસ્કારલક્ષ્મીમાં જે છે તે ઘરની રાણીમાં નથી અને ઘરની રાણીમાં જે છે તે સંસ્કારલક્ષ્મીમાં નથી અને એ બન્નેમાં જે નથી તે જીવનસખીમાં છે, એવી રચનાનું આ અનોખું અને ચિત્રાંકનોથી પૂર્ણ સુવાળું સર્જન છે શ્રી ડુંગરસી સંપટની લેખિની માટે બે મત નથી ગુજરાત એમને એક સિદ્ધહસ્ત લેખક તરીકે માને છે અને આ પુસ્તકની પ્રસ્તાવનામાં ગુજરાતના પ્રસિદ્ધ નવલકાર સાક્ષર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈએ કહ્યું છે તેમ "તેમનો વિદ્યાભ્યાસ બહુવિધ પ્રકારનો છે અને અર્થશાસ્ત્રના શુષ્ક વિષયથી માંડી નવલકથાના રસમય લેખન સુધીની તેમની લેખન-પ્રવૃત્તિ પ્રશસ્ય છે" આવા પ્રસિદ્ધ લેખકની આ કૃતિ હોવાથી તેની સફળતા માટે બે મત છે જ નહિ.

જીવનસખી એ એક રસકથા છે અને રસકથા કહેવી કે સ્ત્રીઓ માટેની સંસારકથા કહેવી એ બન્ને સત્યજ છે પુસ્તકને ત્રણ ખંડમાં વહેંચી નાખવામાં આવ્યું છે પહેલા બે ખંડ વિવિધ વિષયોથી ભરપૂર છે અને તે સુન્દર સચિત્ર સ્વરૂપમાં અપાયેલા છે ખંડ પહેલામાં અર્ધ નારીશ્વર અને માતૃસ્નેહ, સ્ત્રીઓની મહત્તા, વદ, મન ભારત અને સંસારમાં તેમનું સ્થાન વગેરેની ચર્ચા કરવામાં



આવી છે સ્ત્રી-પ્રશસ્તિના અનેક વચનામૃતો, તાવી ગૂંથણી ગનતા જીવનસખીએ પાળવા જોઈતા નિયમો વગેરે આ વિભાગોમાં સુન્દર અને આકર્ષક સ્વરૂપમાં આલેખવામાં આવ્યા છે એજ ખંડમાં 'ઘરવૈદું' ને લગતું એક પ્રકરણ પણ આપવામાં આવ્યું છે આપણી સ્ત્રીઓને ઘરગથ્થુ વૈદકનું જ્ઞાન પણ હોવું જરૂરનું અને તેઓ જો આવા જ્ઞાનથી પૂર્ણ હોય તેમનું પોતાનુંજ નહિ પણ ઘરના માણસો સંતાનોનું આરોગ્ય પણ સારું કાયમ પામે છે નાના પ્રકારના અનેક રોગોના ઇલાજો આ ખંડમાં બતાવવામાં આવ્યા

ખંડ બીજામાં ભારતની આદર્શ સન્નારીઓ જેવી કે અરુંધતી અનસૂયા, દમયંતી શકુંતલા અદિતી, મૈત્રેયી, લીલાવતી, અહલ્યા ચંદનીબી, રાણી લક્ષ્મીબાઈ, કમળા નેહરુ સૌ કસ્તુરબા વગેરેના પ્રેરણાત્મક જીવનચરિત્રો તેમના જીવનસન્દેશ સાથે આપવામાં આવ્યા છે આ ખંડની નવીનતા શ્રી કનુ દેસાઈના ચિત્રોથી ભરેલી છે શ્રી કનુ દેસાઈએ ખંડમાં આપણી સતી-સાધ્વી સ્ત્રીઓના જીવનની તો કુશળ રીતે આલેખના કરી છે કે એ ખૂબજ મનન ન પ્રેરક છે આજ વિભાગમાં 'સ્ત્રી અને પુરુષ' પર મહાત્મા ગાંધીજીનો લેખ પણ સુંદર રીતે મૂકી આ ગ્રન્થનું મહત્વ વધારી દેવામાં આવ્યું છે આ લેખ દરેક સ્ત્રી-પુરુષે વાંચવા જેવો છે એમાં સ્ત્રી-પુરુષનો સંબંધ, એકબીજા પ્રત્યેની ફરજ અને હિંદુધર્મમાં એનું શું સ્થાન છે તેની ઝીણવટભરી મીમાંસા કરવામાં આવી

ખંડ ત્રીજો એક સળંગ કથા તરીકે આપણી આગળ રજૂ થાય છે ગુજરાતના ખેડા જેવા અંતરંગ વિભાગમાં આવેલા ગામથી એની શરૂઆત થાય છે અને તેનો વિસ્તાર સંયુક્ત પ્રાન્તો, પંજાબ, નેપાળ અને વાયવ્ય સરહદ તેમજ અફઘાનિસ્તાન સુધીના પ્રદેશ ઉપર ફરી વળે છે પાત્રોની ગૂંથણીમાં પણ નવીનતા છે સંન્યાસીથી માંડીને સોશ્યલિસ્ટ અને કમ્યુનિસ્ટ પાત્રો ખેતી જમીનદારી, નવીન કેળવણી અને સિનેમાના ધંધા સુધીના કાર્યમાં ૨૧ જેના ચિતરાયેલા છે જૂના, વચગાળાના અને ઝડપથી ફરતા ચાલુ જમાનામાં પણ શ્રી ડુંગરશીભાઈએ અતિ કુશળતાપૂર્વક આ વાર્તામાં ઉકેલ્યા છે આખીય વાર્તામાં આર્ય સ્ત્રીઓ માટેની ઉચ્ચ ભાવના સંયુક્ત કુટુંબની મધ્યમ વર્ગીય સમાજમાં વધતી જતી ગરીબાઈ—એ બધા વિષયોને પ્રાધાન્ય આપી તેનો ઉકેલ પણ તેમણે વ્યવહારુ બુદ્ધિથી સૂચવ્યો છે અને આથીજ રસભર્યા ઉદ્દેશવાળી આ વાર્તા રસભરી બની છે એમાં જરાય શંકા નથી

આમ 'જીવનસખી' સ્ત્રી-જીવનનેજ નહિ પરન્તુ સમગ્ર કુટુંબજીવનને સ્પર્શતું એક અનોખી ઢબનું પ્રકાશન છે આખુંય પુસ્તક યુવાન ચિત્રકાર શ્રી કનુ દેસાઈની કલા-કારીગરીથી શણગારવામાં આવ્યું છે પાને પાને શોભતાં ત્રિરંગી-દ્વિરંગી ચિત્રો અને આકૃતિઓ મૂકવામાં આવ્યાં છે ત્રિરંગી ચિત્રોમાં જીવનસખી, જીવનનૃત્ય, સ્નેહ અને સંવેદના ચિત્રો ખૂબજ કલાપૂર્ણ ભાવ બતાવે છે દ્વિરંગી ચિત્રોમાં વટસાવિત્રી, બીજમાની વેલડી, માતૃસ્નેહ, પ્રાચીન અને અર્વાચીન યુગલ આદિ ચિત્રો ખાસ આકર્ષણ ઉપજાવે એવાં છે આખું પુસ્તક બેરંગી શાહીમાં છાપવામાં આવ્યું છે અને આપણા પુસ્તક-પ્રકાશનમાં આ એક અતિ આવકારદાયક અને અનુકરણીય નવીનતા છે

પુસ્તકની પ્રસ્તાવના પ્રસિદ્ધ નવલકથાકાર **શ્રી. રમણલાલ દેસાઈએ લખી** આ પુસ્તકનું મૂલ્યાંકન વધારી દીધું છે શ્રી રમણલાલ દેસાઈની સાહિત્ય-પ્રસાદીથી સારુંય ગુજરાત પરિચિત છે આવા વિદ્વાન લેખકની કલમથી આ પુસ્તકની પ્રસ્તાવના લખાઈ છે તે સોનામાં સુગંધ મળ્યા બરાબર છે

કનુ દેસાઈ ચિત્રિત ત્રિરંગી ચિત્રથી અને એક દ્વિરંગી ચિત્રથી ઓપતા બે ચિત્રોવાળા આકર્ષક બૉક્સમાં આ પુસ્તક મૂકવામાં આવ્યું છે પુસ્તક રૂપરંગમાં બેનમૂન છે ભેટ આપવા માટે, જ્ઞાનસંસ્કાર ખીલવવા માટે, સ્મૃતિ માટે આ પુસ્તક જેવું બીજું કોઈ વાચન કે ભેટ નથી પ્રસિદ્ધ પત્ર 'સંદેશ' લિમિટેડનું આ પ્રથમ પ્રકાશન છે તેને સુંદર રૂપરંગમાં તૈયાર કરવા 'સંદેશ'ના સ્ટાફે તેમજ 'સંદેશ'ના ઉપતંત્રી શ્રી રતીલાલ સરમેળએ ખૂબજ પરિશ્રમ ઉઠાવી સર્વોત્તમ સ્વરૂપ આપ્યું છે આવા સુંદર અને ઉત્તમ પુસ્તકને વસાવવાની અમે અમારા વાચકોને આગ્રહભરી વિનંતિ કરીએ છીએ કિં રૂ ૪-૪-૦ વી પી પોસ્ટ ખર્ચ ૦-૧૦-૦ અલગ, આ પુસ્તક નીચેના સ્થળેથી મળશે

# એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ પબ્લિશર્સ ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ,

મુંબઈ—૨



# સોના ચિત્રમય મહોરોથી

## ગાધીજીને જગવદના

કિમત રૂા ૨-૧૨-૦
વી પી ખર્ચ છ આના

સપાદક
શ્રી સર્વપલ્લી રાધાકૃષ્ણન
અનુવાદક ચદ્રશકર શુક્લ

## જીવન સખી

[દામ્પત્યજીવનની રસ કથા ભાગ૧-૨-૩ સાથે શ્રી. કનુ દેસાઇના ૯૫ ચિત્રો-ત્રિરગી બોક્સ]

કિમત રૂા ૮-૪-૦ વી પી ખર્ચ દસ આના

લેખક શ્રી. ડુગરસી ધરમસી સપટ

મ દેશ' લિમિટેડના આ પ્રથમ પ્રકાશનમા શ્રી ડુગરસી સપટ, શ્રી કનુ દેસાઇ અને શ્રી રમણલાલ વસતલાલ દેસાઇ આ ત્રણેનો સહકાર મળ્યો છે 'જીવન સખી' એ સ્ત્રી-પુરૂષ બને માટેનુ એક સર્વાગસુદર પુસ્તક છે એમા સસારજીવન, ગૃહવ્યવસ્થા નૈતિક બોધ અને પતિ-પત્નીના પ્રેમને દૃઢ બનાવનારી દામ્પત્ય-દર્શનો સાથેની રસમય વાતો છે એમાના સસારચિત્રો રસિક ને આમોદજનક અને આપણા રોજ-બ રોજના જીવનને આલેખનારા છે રામ રાજ્ય'ના કલાનિર્દેશક શ્રી કનુ દેસાઇની કલાસૌરભથી આ પુસ્તકનુ પ્રત્યેકનુ પ્રત્યેક પાનુ મહેકી રહ્યુ છે શુભ પ્રસગે ભેટ આપી શકાય તેવા ત્રિરગી બોક્સમા તે આપવામા આવ્યુ છે

## ઘરની રાણી

[ ૨૫૨ ચિત્રો પચરગી સુવાસિત બોક્સ ભાગ ૧, ૨, ૩, ૪, ૫, સાથે ]

કિમત રૂા. ૬-૧૨-૦ વી પી ખર્ચ બાર આના

લેખક શ્રી ડુગરસી ધરમસી સપટ

ઘરની રાણી એ એક ગૃહઉપયોગી અપૂર્વ સર્જન છે આજની સ્ત્રીઓને શુ જોઇએ છે? તેમને શુ ગમે છે? સ્ત્રીએ સુદરતા કેવી રીતે મેળવવી? પતિનો પ્રેમ કેવી રીતે જીતવો, સસાર જીવનની સાચી સફળતા શેમા છે તે અને રાણીપદ મેળવવા માટે સ્ત્રીએ કેવુ બનવુ જોઇએ? પતિ સાસુ સસરા દેરાણી જેઠાણી, નણદ, વગેરે સાથે કેવી રીતે વર્તવુ તેમના હૃદય જીતવા તે બધુ આ ગ્રથમા સચિત્ર રીતે સાદી અને સરળ ભાષામા આપવામા આવ્યુ છે વિશેષ નવીનતા તો એ છે કે બોક્સમાથી પુસ્તક બહાર કાઢતા તેમાથી સુદર મધુર ફોરમ આવવા માડે છે શ્રી કનુ દેસાઇ અને ગુજરાત કલાસઘના ચિત્રકારોની કલાકુશળતાના નમૂનારૂપ સુદર બોક્સ ચિત્રોવાળુ સુવાસ પ્રસરાવતુ આ પુસ્તક મગાવી લ્યો.

## એન. એમ. ઠક્કરની કપની :

# ચાંદીના ઢગ સમાન
# ગ્રંથરત્નોથી તથા લક્ષ્મી
# તમારૂં ઘર સમૃદ્ધ કરો

જગતભરના ફિલસુફો દાર્શનિકો રાજનીતિજ્ઞો, સંસારશાસ્ત્રીઓ અને નામાંકિત વ્યક્તિઓ દ્વારા વિશ્વવંદ્ય મહાત્માજીને જે અંજલિઓ અપાઈ છે ને વિશ્વપુરૂષ તરીકે તેમને જેઓએ અપનાવ્યા છે એમાં સી એફ એન્ડ્રુઝ, પર્લ બક, રોમાં રોલાં, અપ્ટન સીંકલેર, આઇન્સ્ટાઇન, સ્મટ્સ, જ્યોર્જ લેન્સબરી વગેરેએ આ પુસ્તક દ્વારા તેમને અંજલિઓ અર્પી છે 'હરિજન બંધુ'ના તંત્રી શ્રી ચંદ્રશંકર શુક્લે આ અનુવાદ તૈયાર કર્યો છે હિંદના આ અજોડ સંતપુરૂષને અર્પણ કરાયેલો આ ગ્રંથ દરેક ગુજરાતીના ઘરમાં હોવો જોઇએ મહાદેવ દેસાઇ સાથેની ગાંધીજીની છેલ્લામાં છેલ્લી તસ્વીર તેમજ ભોજન લેતા ગાંધીજીની દુષ્પ્રાપ્ય છબી આ ગ્રંથમાં મૂકવામાં આવી છે તમારી પ્રત આજેજ મંગાવી લ્યો ખલાસ થતાં આ કિંમતથી એ મળવી મુશ્કેલ થઈ પડશે

## સંસ્કાર લક્ષ્મી

[૧૭૫ ચિત્રો સોનેરી બોકસ સાથે ભાગ ૧ ૨]
કિંમત રૂ. ૬-૧૨-૦ વી પી ખર્ચ ૧૪ આના

લેખક ડુંગરસી ધરમસી સંપટ

આ પુસ્તકે પ્રગટ થતાંની સાથેજ દરેક ઘરમાં પોતાનું સ્થાન મેળવી લીધું છે મહિને મહિને જેની ત્રણ ત્રણ આવૃત્તિઓ પ્રગટ થઇ છે તે પ્રસિદ્ધ પુસ્તકને માટે પ્રશંસા કરવી તે સોના પર ઢોળ ચઢાવવા જેવું છે ગૃહ-જીવનને સ્પર્શતા દરેક વિષયો આ ગ્રંથમાં ખીચોખીચ ભર્યા છે એમાં કળા, હુન્નર, શણગાર, ઉદ્યોગ, નીતિ તથા સ્ત્રીઓને ગમે તેવા વિષયો સાથિયા-રંગોળી, તોરણપડદા-ભરતકામ, પકવાન-પાકશાસ્ત્ર, વસ્ત્ર-સજાવટ વગેરે વિષયો પણ આમાં છે પુષ્કળ ચિત્રો, આકર્ષક બેરંગી છપાઇ, આપને ગમી જાય એવા ભપકાદાર બોક્સવાળું અતિ ઉપયોગી આ પુસ્તક તમારે ત્યાં ન હોય તો આજેજ અને સત્વર જરૂર મંગાવી લ્યો.

## શ્રી લક્ષ્મી મહોર

કિંમત રૂા. ૧ વી પી ખર્ચ પાંચ આના

વિક્રમ સંવત ૨૦૦૦ની યાદગીરી દરેક ઘરમાં જળવાઈ રહે તે માટે તથા લક્ષ્મીવૃદ્ધિના ચિન્હવાળી આ મંગળમય ભાવનાવાળી મહોર જેની એક બાજુ પર શ્રી લાભ-શુભ સહિત બિરાજેલ લક્ષ્મીજીનું કલામય સ્વરૂપ અપાયું છે ને જેની બીજી બાજુમાં વિક્રમ સંવત ૨૦૦૦ એ દેશનું રાષ્ટ્રગૌરવ વધારે તેવું સ્વતંત્ર હિંદના પ્રતીકનું ચિત્ર અપાયેલ છે તે ખાસ તૈયાર કરાવવામાં આવી છે શ્રી પંચધાતુની બનાવેલ આ શુકનવંતી મહોર સીલ્વર પ્લેટેડ હોવાથી કાળી પડતી નથી ને શુભ ભાવનાવાળી મંગળમય સ્વરૂપે હોવાથી પૂજાકાર્યમાં વાપરી શકાય છે સ્નેહી મિત્રોને સગાસંબંધીઓને, વેપારી-વેપારીઓમાં લક્ષ્મી વૃદ્ધિની શુભેચ્છાના ચિહ્ન તરીકે તમે આ લક્ષ્મીસ્વરૂપી મહોર ભેટ આપી શકો છો ને સંઘરી શકો છો માત્ર ગણત્રીનીજ મહોરો છે માટે તુરતજ લ્યો ખલાસ થતાં મળશે નહિ

**૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ—૨** [પાછળ વાંચો]

# સંસ્કારી શણગાર

પાસે જે જે ન હોય તે તે
થતા ફ્રીરી આ કિમતમા
સેટ (૮ પુસ્તકો ૧ થી
મગાવતા ટપાલ ખર્ચ સાથે
પરંતુ એકી સાથે આ સેટ
(પેકીંગ ખર્ચ સાથે) અમાગ
પહોચતા કરીશુ આ સોનેરી
મનીઓર્ડરથી રકમ મોકલો
આજેજ તમારો ઓર્ડર મોકલો.



## લગ્નનો આનંદ

(જાતીય દામ્પત્યજીવનની સુધારેલી પુષ્કળ ચિત્રોવાળી ત્રીજી આવૃત્તિ)

કિંમત રૂા. ૩-૧૨-૦

વી પી ખર્ચ આઠ આના

દક્ષિણામૂર્તિવાળા પ્રસિદ્ધ કેળવણીકાર અને માનસશાસ્ત્રી શ્રી હરભાઈ ત્રિવેદીએ આ પુસ્તકની પ્રસ્તાવનામા લખ્યું છે કે "આ પુસ્તક રોજના જીવનવ્યવહાર પરત્વે લાન બતી ધરે છે વાચનારને આ પુસ્તકથી એકંદરે લાભ થવાનો આ વિષય છેડતા જ આપણી આરંભની સ્થિતિમા આ પુસ્તકને આપણો સમાજ આવકારજ આપે આવા પુસ્તકના વાચનથી જ પ્રજાની જ્ઞાનપિપાસા ઉઘડશે"

આ પુસ્તક માટે એનાથી વિશેષ કહેવુ તે સોના પર ઢોળ ચઢાવવા બરાબર છે જાતીય વિજ્ઞાનને લગતા જે પુસ્તકો છે તે બધામા આ પુસ્તક અનોખુ જ સ્થાન મેળવે છે પુસ્તક સમજવામા માર્ગદર્શક થાય તેવા ચિત્રો તેમા અપાયા છે દરેક સ્ત્રીપુરૂષ અવશ્ય વાચે ને લગ્નજીવનનો ખરો આનંદ મેળવે એની આ ત્રીજી આવૃત્તિ છે તેજ એની જરૂરિયાત અને મહત્તા બતાવે છે

## વાત્સ્યાયન કામસૂત્ર

કિંમત રૂા. ૬-૧૨-૦

વી પી. ખર્ચ બાર આના

લેખક

**શ્રી વસિષ્ઠ શાસ્ત્રી**

ધર્મ, અર્થ અને કામનુ સાચુ મહત્વ વર્ણવી જેમણે જગતભરના જાતીય ગ્રન્થોમા પ્રથમ સ્થાન પ્રાપ્ત કર્યું છે એવા પ્રસિધ્ધ વાત્સ્યાયન મુનીના સુગ સંસ્કૃત ગ્રન્થનો આ શુદ્ધ અને સરળ ગુજરાતી અનુવાદ છે આ પુસ્તક પ્રગટ થવાની સાથેજ યથાયોગ્ય ઉપયોગ થઈ ગયું છે પરિણીત જીવનનો ખરો આનંદ ભોગવવા માટે, સાચુ સાંસારિક સુખ પ્રાપ્ત કરવા માટે તથા જીવનને સુખ, આનંદ અને રસભર્યું બનાવવા માટે આ પુસ્તક એક સાચો રાહબર છે જાતીય વિજ્ઞાનને લગતો આખી દુનિયામા અજોડ એવો આ માન એકજ ગ્રંથ છે કે જેની ફ્રેન્ચ તથા અંગ્રેજી ભાષામા લાખો નકલો વેચાઈ ગઈ છે આવા મહાન ગ્રન્થની આ ત્રીજી સુધારા–વધારા સાથેની આવૃત્તિ છે પુસ્તક સચિત્ર બોક્સમા આવે છે આ અમૂલ્ય ગ્રન્થરત્ન આજેજ મેળવી લ્યો.

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબઈ—૨ આજેજ ખરીદો

# વિક્રમની વીસમી સદીની છેલ્લી યાદગીરી

# શ્રી લક્ષ્મી  મહોર અને

## વસાવવા યોગ્ય આઠ ગ્રન્થ રત્નો



જાણીતી પ્રકાશક પેઢી મેસર્સ એન એમ ઠક્કરની કંપની (મુંબઈ ૨) તરફથી ચાલુ યુદ્ધ કાળ દરમિયાનની સખત મોંઘવારી છતાં પુસ્તકોનું પ્રકાશનકાર્ય ચાલુજ રહેવા પામ્યું છે તે આનંદની વાત છે આ કંપનીદ્વારા વિક્રમ સંવત ૨૦૦૦ ને હજારની યાદ વર્ષોપરંપરા ઘરમાં જળવાઈ રહે તે માટે તેમજ લક્ષ્મીવૃદ્ધિની શુભેચ્છાના ચિન્હ તરીકે ભેટ આપી શકાય તેવી શ્રી **લક્ષ્મીમહોર** જેની કિંમત માત્ર રૂ. ૧) એક વી પી ખર્ચ પાંચ આના છે તે આપવામાં આવેલ છે ઉપરાંત સંદેશ પ્રકાશન મંદિરનું પ્રથમ પુષ્પ જીવનસખી [રૂ. ૪ા માં વી પી ખર્ચ ૧૦ આના] ઘરની રાણી (રૂ. ૬ાા વી પી ખર્ચ બાર આના) સંસ્કારલક્ષ્મી (રૂ. ૬ાા વી પી ખર્ચ ૧૨ આના) આ ત્રણે ગ્રંથો ખાસ ધ્યાન ખેંચે તેવા છે એ ત્રણે ગ્રંથોના કર્તા સાક્ષર ડુંગરસી ધરમશી સંપટ છે આ ત્રણે પુસ્તકો ગૃહઉપયોગી નિર્દોષ વિષયના અને એક એકથી સામગ્રી ચિત્રોને રંગથી ચઢી જાય એવા છે આ ત્રણે ગ્રંથો શ્રી કનુ દેસાઈ ચિત્રિત સુંદર, કળામય ત્રિરંગી બોક્સમાં હોવાથી ભેટમ પણ આપી શકાય છે મહાત્મા ગાંધીજીને દુનિયાના પ્રસિદ્ધ પુરુષો તરફથી જે અંજલિઓ અપાઈ હતી તે પુસ્તકરૂપે ગાંધીજીને જન્મવંદના એ નામથી આ કંપનીદ્વારા મળે છે ગાંધીજીના છંદના ને ફોગવાળુ આ પુસ્તક ગાંધીજીને ચાહનારાઓએ તરત વસાવી લેવું જોઈએ (કિંમત રૂ. ૨-૧૨-૦ વી પી ૭ આના છે) વાત્સ્યાયન મુનિના સંસ્કૃત ગ્રન્થ વાત્સ્યાયન કામસૂત્રની ગુજરાતી ત્રીજી આવૃત્તિ આ કંપનીએ તાજેતરમાંજ પ્રગટ કરી છે આ પુસ્તકે લોકોનો અપૂર્વ આદર મેળવી લીધો છે (કિંમત ૬ાા વી પી ખર્ચ ૧૨ આના) જાતીય ગ્રંથોમાં મોખરે રહેતું લગ્નનો આનંદ (કિંમત ૩ાા વી પી આઠ આના) પણ વસાવવા યોગ્ય પુસ્તક છે એમાં જાતીય જ્ઞાનને લગતી સરળ સમજ વૈજ્ઞાનિક રૂપે આપવામાં આવી છે શ્રી હરભાઈ ત્રિવેદીએ આ ગ્રંથને આમુખ આપ્યો છે જેને જન્મ તારીખ ઉપરથી ભવિષ્ય જોવા માટે તથા તેઓ ની વધઘટ, ઉત્પન્ન અને ભવિષ્યની આગાહી મેળવવા ભવિષ્યવાણી (રૂ. ૬ાા વી પી ૧૨ આના) જેવું એકકે પુસ્તક ગુજરાતીમાં નથી એ એ સિદ્ધ હકીકત છે આવીજ રીતે નવલકથાઓમાં મોખરે બિરાજતી તેમજ જેને કનૈયાલાલ મુનશીએ આવકાર આપ્યો છે **આમ્રપાલી** ભાગ ૧-૨ રૂ. ૬ વી પી ૭ આના) જેમાં રમતી જમાવટ એવી કુશળતા કરાઈ છે કે એકી બેઠકેજ તે પુરી કરવી ગમે એવી છે આ બધાજ પુસ્તકો એન એમ ઠક્કર કંપનીના યશકલગી સમા બન્યા છે લોકોએ એને ખૂબ વખાણ્યા છે ને આવૃત્તિઓ ઉપર આવૃત્તિ બહાર પડયે જાય છે આ આઠે ગ્રંથોની કિંમત રૂ. ૪૫) (પેકીંગ સાથે) છે આ કિંમતમાં તે ઘેર બેઠા (રેલવે તથા પોસ્ટ ખર્ચ માફથી) આખો સેટ મોકલવાની વ્યવસ્થા કરી છે અમે અમારા વાચકોને એ વસાવવાની આગ્રહભરી ભલામણ કરીએ છીએ આ પુસ્તકો **મેસર્સ એન એમ ઠક્કરની કંપની બુકસેલર્સ પબ્લિશર્સ ૧૪ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ માં મળશે.**

[જા.

પુ. ૫ મુ.
અંક ૪ થો



તંત્રી-'વહશી'
ડીસેમ્બર ૧૯૪૩

# અનુક્રમણિકા


| વિષય સૂચિ | પૃષ્ઠ |
|---|---|
| ગુલામ ખગળ (કાવ્ય) | ટાઇટલ ૧લુ |
| પહેલી નજર | |
| નિવેદન | |
| આગમાથી બાગ (કાવ્ય) | ૧૨૫ |
| ઈદે કુરબાં | ૧૨૬ |
| મારી નિગાહથી (કાવ્ય) | ૧૩૨ |
| I અને III કલામ | ૧૩૩ |
| ભેટ | ૧૩૮ |
| ખોવાયલા પાના | ૧૪૧ |
| કવિતાનું સૌંદર્ય-સર્જન | ૧૪૪ |
| શાયરીના તુફાન | ૧૪૭ |
| એ નહિ, આ | ૧૫૨ |
| પ્રગતિવાદી-કબ્રસ્તાન | ૧૫૫ |
| હઝરત ઇસ્માઇલ (અલૈ.) | ૧૬૨ |
| કારકુન | ૧૬૯ |
| જીવનના પ્રલોભન . | ૧૭૩ |
| મેહફિલ | ૧૭૫ |
| કુર્બાનીની ભાવના | ૧૮૪ |
| કુર્બાની | ૧૮૫ |
| તને હુ વેચાયો (કાવ્ય) | ૧૮૬ |
| મને તે (કાવ્ય) | ૧૮૭ |
| દીદારે રસૂલ (સલ૦) | ૧૮૮ |
| નઝમે કુર્આન | ૧૯૦ |
| ઇસ્લામ પ્રચાર | ૧૯૨ |
| ઇસ્નામી શિક્ષણ | ૧૯૪ |
| બંગાળ સંકટ | ૧૯૭ |
| ગૂર્જતા મારી (કાવ્ય) | ૧૯૯ |
| સાલ્યાજ કરે છે | ૨૦૦ |
| ઇન્સાન | ૨૦૩ |
| પોઠ | ૨૦૭ |


## જાહેર ખબર



12 ANNAS.

# એક ઉડતુ અવલોકન

પૃથ્વિ વલ્લભ, ઇતિહાસિક ચિત્રો ઉતારવામા મીનરવાના સોહરાબ મોદી સૌથી અગ્રસ્થાન ધરાવે છે 'પુકાર' અને 'સિકંદર' પછી તેનાથીય ચાર ડગલા આગળ વધી જાય એવુ ચિત્ર સોહરાબ મોદીએ સીને જગતને આપ્યુ છે અને તેનુ નામ પૃથ્વિ વલ્લભ છે કનૈયાલાલ મુન્શીની કલમને ભી મોદીએ ઓપ ચઢાવ્યો છે અત્યાર સુધી કહેવાતુ હતુ કે આપણા સાહિત્યકારોની ઉત્તમ કૃતિઓ રૂપેરી પડદા પર ફેલ જાય છે તેમને આ ચિત્ર સરસ જવાબ આપી શકે છે અભિનય સમ્રાટ મી મોદી અને અભિનય સમ્રાજ્ઞી દુર્ગા ખોટેને સામસામા જોવા એ પણ એક અણમોલ તક છે આપેડાનો પ્રેમ એમા ખુબ બહેલાવ્યો છે પણ સયમ જળવાયો છે વસ્તુ ગુથણી અને સવાદ ઉચ્ચ પ્રકારના છે પડીત સુદર્શનની કલમ સવાદોમા ખુબ ઝળકી છે અને સેટીંગોની ભવ્યતા રજુ કરવામા રૂસીએ કરે પણ કમાલ કરી છે એકંદરે ચિત્ર સર્વાગ સુદર બન્યુ હોઇ મીનરવાની કીર્તિને વધુ ઉજ્વળ કરે એવુ છે સામાન્ય પ્રેક્ષકો કરતાય સાહિત્ય રસિકોને એ વધુ આકર્ષક જણાશે

—' સીનેપ્રિય '








આ સ્થાને બેસવાનો અમને પણ હક્ક છે

'કારવાં'




# પહેલી નજર

લેખક યા કવિની કલમથી નિર્જીવ પાનાઓ પર ટપકાવેલા થોડાક-કાળી વા બહુ-શાહીના ટીપાને આ યુગો અદ્ભુત માનવી 'કળા'ની સંજ્ઞા નહિજ આપે તે તો અને કળાકારની રંગીન શાહીના સ્થાને એના રૂધિરના લાલ લાલ બિંદુઓ જોવા માગે છે મતલબ એ કે કળાકારે સ્વપ્રત્યે જીવન પ્રત્યે અને કળા પ્રત્યે પૂર્ણ સચ્ચાઈથી વર્તવાની જરૂર છે

સાહિત્યથી હૃદયની ભૂખ ભાંગવા ચાહતા આજના વાચકને લાંબા લાંબા લેખો વાંચવાની ફુરસદ ક્યાં? તેને તો હરતા ફરતા એના મનને સ્પર્શે એવું વાચન જોઈએ છે મને એજ એવું સાહિત્ય હોઈ શકે છે

આ અંકમાંની વાચન સામગ્રી કંઈક અંશે પણ વાચકના હૃદયને સ્પર્શે તેવી, 'કળા'ની સંજ્ઞા પામે તેવી હશે તો પ્રયત્ન સફળ લેખાશે સંપાદક તરીકે એથી વધુ મારે કશું કહેવાનું નથી

જે મિત્રોએ મ્હારી માગણીથી પોતાની કૃતિઓ મોકલી છે તેમનો તથા જેમણે માગણી સિવાય પણ મોકલી આપી છે તેમનો પણ આભારી છું અને તે આ અંકમાં લેવાઈ હોય યા ન લેવાઈ હોય

ભાઈ **'બેકાર', 'વહશી,'** અને **'તાજ'** તથા 'અંજાત્રી પ્રેસ'ના માલિકો વગેરેનો પુરેપુરો આભાર માનવા બેસું તો પછી એ આભાર નો ભાર ઉંચકીને ચલાયજ કેમ? છતાંય માનું છું અને ન ચલાવાથી અને વિરમું છું

—સંપાદક

કઠોર,

તા ૫-૧૨-૪૩



નિસાર

# આગમાંથી બાગ

ના કર્યું તે અવગુણોની મૂર્તિનું ખંડન હજી,
આગમાંથી બાગનું ના થઈ શક્યું સર્જન હજી

મૂર્તિ-પૂજક સેંકડો ને મૂર્તિ-ભંજક એકલા,
એમની એ વીરતાનું થઈ શક્યું ચિંતન હજી?

જે સ્વહસ્તે પુત્રને કુરબાન કરવા નીકળ્યા,
કાં ન સમજ્યો એ ખલીલુલ્લાહનું જીવન હજી?

પુત્ર-ગ્રીવા પર છરી મૂકનારનું ઇનામ જો,
એમના જેવું જગાવ્યું તેં જીવન-મંથન હજી?

શીખવ્યા જેણે પિતાને ફર્ઝ નિજની પાળવા,
એ ઝબીહુલ્લાહના દિલનું કર્યું શોધન હજી?

જો તમન્ના છે થવાની મોક્ષ-લાયક ભક્તરાજ,
કાં ન શ્રદ્ધાથી કરે તું એમ તારું પૂજન હજી?

આયુનું સાફલ્ય, આત્મોદ્ધારને ક્ષણે, છતાં
સત્ય કાજે સંકટોનાં તેં કર્યાં દર્શન હજી?

વિશ્વના ઇતિહાસમાં સાચી જડી છે નામના,
નામકર એમ આચરે ના કેમ અનુવર્તન હજી?

સ્વાર્પણ-સંદેશ લઈ આવી ઊભી ઈદુલહા,
એ ગ્રહી 'કિસ્મત' કરી લે જિંદગી રોશન હજી



કિસ્મત

છે। જે કૌમના જેટલા ઉચ્ચ નૈતિક આત્મા હશે તેટલાજ પ્રમાણમા તેના ઉત્સવો પવિત્ર અને સભ્યતામય હશે, અને એજ પ્રમાણે કોઈ કૌમ નતિક દ્રષ્ટિએ જેટલી નીચ કક્ષામા હશે તે પોતાના તહેવારોમા તેટલાજ અયોગ્ય અને ભુંડા કર્મો રજુ કરશે

કારણ કે 'ઇસ્લામ' એક વિશ્વ વ્યાપી સુધારક મુવમેન્ટ છે। જે કોઈ ખાસ દેશ યા કૌમ સાથે સબંધ ધરાવતી નથી, બલ્કે જગતભરના માનવીઓને એક પ્રભુ-મય-સંસ્કૃતિના અનુયાયી બનાવવા ઇચ્છે છે એના માટે જે રીતે તેણે જીવનની દરેક ક્રિયા પોતાની ખાસ પધ્ધતિ પર ઢાળેલી છે, તેવીજ રીતે તહેવારોને પણ એક નૂતન સ્વરૂપ અર્પ્યું છે। જે સમગ્ર જગતના તહેવારોથી નિરાળુ છે।

સામાજિક જીવનમા તહેવારોની જે અગત્યતા છે, અને સમાજમા સામુદાયિક ઉત્સવ પ્રસંગો માટે જે એ નૈસર્ગિક તૃષા દ્રષ્ટિગોચર થાય છે ઇસ્લામે તેની અવગણના કીધી નહિ બલ્કે તેનો લાભ ઉઠાવવાનો સંપૂર્ણ પ્રયાસ કર્યો છે પરન્તુ તહેવારના પ્રસંગો તહેવાર ઉજવવાની પધ્ધતિઓ અને તહેવારની નતિક સ્પીરિટમા મૂળભૂત ફેરફારો કરી દીધા છે, જેની ત્રણ મહાન વિશિષ્ટતાઓ પ્રતિ * આપનુ લક્ષ દોરીશ

(૧) એક વિશ્વ-વ્યાપી મુવમેન્ટ કૌમી-ઉત્સવોને ઇચ્છિત દ્રષ્ટિએ જોઈ શકતી નથી જે તહેવારો કિંવા ઉત્સવોની બુન્યાદ વિભિન્ન કૌમોની પ્રણાલિકાઓ પર અવલંબિત હોય જેમની સાથે માત્ર એકજ કૌમની ભાવનાઓ અને ઉમંગો સંકળાએલી હોય, અને જેમા એક કૌમ સાથે બીજી કૌમ સ્વભાવિક રીતે ભાગ ન લઇ શકતી હોય, તે ખરું જોતા માનવતાની વિભિન્નતા અને કૌમરૂપી ભાગલાને પ્રબળ બનાવનારી શક્તિ છે। તે જેવી રીતે એક કૌમને પોતાની અંદર વ્યવસ્થિત થવામા સહાયરૂપ છે, તેવીજ રીતે દરેક કૌમને બીજી કૌમથી વિખુટા અને અલગ પાડવાની સેવા પણ બજાવે છે। માટે કોઈ એવી મુવમેન્ટ કે જે કૌમવાદથી પર થઇને માનવતા સાથે ચર્ચા કરતી હોય, અને સમગ્ર દુન્યાના માનવીઓને એકજ સંસ્કૃતિની હારમાળામા પરોવવા ઇચ્છતી હોય તે એ પ્રકારના તહેવારોને માત્ર સ્વીકારતી નથી એટલુંજ નહિ, પણ સાંખીએ શકતી નથી। કારણ કે એ તેના હેતુની સિદ્ધિમા એક અંતરાય રૂપ હોય છે। જેથી તેની દ્રષ્ટિ સમીપ હેતુ-આવશ્યકતાની સ્વભાવિક માગણી એજ છે કે જે કૌમો તેના અમલ હેઠળ આવે તેમની પાસે તે કૌમી-ઉત્સવોની ઉપેક્ષા કરાવે, અને એવા ઉત્સવો નક્કી કરાવે જેમા સઘળી કૌમો ભાગ લઇ શકતી હોય। જે એક સાથે 'કૌમી' પણ હોય અને "આંતર-કૌમી" પણ। જેની બુન્યાદ કૌમી પ્રણાલીકાઓ અને ભાવનાઓ પર ન હોય બલ્કે માનવતાને માટે સામૂહિક અને સંયુક્ત અગત્યતા ધરાવતી ભાવનાઓ અને પ્રણાલીકાઓ પર હોય।

(૨) વળી જે મુવમેન્ટ વિશ્વ વ્યાપી હોવાની સાથે પ્રભુ-ભક્તિથી ઓતપ્રોત પણ હોય તે એવા ઉત્સવોને પસંદ કરતીજ નથી કે જેમા 'શિર્ક' કિંવા 'સૃષ્ટિ-પુજન' તથા શિર્ક-મય શંકાઓનો અંશ માત્ર પણ હોય। તે પોતાના 'મિશન'ના સ્વભાવની દ્રષ્ટિએ લાચાર છે કે જે જે કૌમો અને રાષ્ટ્રોમા તેનો અમલ પ્રસરે તેમના પુરાણા ધાર્મિક તહેવારોને તેમજ તે બધા ઉત્સવ-પ્રસંગોને કે જે પુરાણી માન્યતાઓની યાદ તાજી કરનારા હોય, બંધ કરી દીએ, અને તેમની જગ્યાએ એવા તહેવારો

* આ સ્થળે મુળ લેખકે પોતાની વિશિષ્ઠ પરિભાષામા વિશ્વ-ધર્મ 'ઇસ્લામ'ને એક 'વિશ્વ વ્યાપી' 'મુવમેન્ટ'ની ઉપમા આપી છે। અનુવાદક

નાખવામા આવતો હતો જે તે સમયે ઉપસ્થિત થતા હતા, જે કોઈ લશ્કરી યા ગજકીય ઝઝુંત તે સમયે દ્રષ્ટિ સમક્ષ હોય તો તેની વ્યવસ્થા પણ ત્યાંજ, તેજ પ્રસંગે કરી લેવામા આવતી હતી। સામુદાયિક અગત્યનાઓ પ્રતિ પણ લોકોનું લક્ષ દોરવામા આવતું અને દરેક વ્યક્તિ પોતાની શક્તિનુસાર તેની સહાયમા ભાગ લેતી, ત્યા સુધી કે રિવાયતોમા આવ્યું છે કે સ્ત્રીઓ પોતાની જણસો સુદ્ધા ઉતારીને જમાઅતની સેવા માટે આપી દેતી હતી! પછી એ સમૂહ ઇદગાહથી પાછો ફરતો હતો, અને હુકમ આહતો કે જે માર્ગે થઈને આવ્યા હોય તેનાથી જુદા બીજા માર્ગે થઈ ઘરો તરફ પાછા ફરો! કે જેથી વસ્તીનો કોઈ પણ ભાગ તમારી તબ્બીગેની ગુંજથી વંચિત ન રહી જાય! નમાઝથી પાછા ફરી 'અઝ્હ-ઈદ'ના દિવસે સઘળા ગુનાગી અને શક્તિશાળી મુસ્લિમો કુર્બાની કરતા હતા એ કુર્બાનીનો હેતુ માત્ર તે ઘટનાની યાદ તેજ નહિ બલ્કે તે ભાવના અને ધગશને પણ તાઝી કરવાનો હતો જેમની સાથે ઇબ્રાહીમી રનાહની એક મુસાફિર મહાન મનુષ્ય [હઝરત ઇબ્રાહીમ અ.] મક્કામા ખુદાનો ઈશારો મળતાજ ખુદ પોતાના પુત્રને ખુદાના પ્રેમમા કુરબાન કરવા તત્પર થઈ ગયો હતો અને અણીના સમયે ખુદા તઆલાએ પોતાની દયા અને કૃપાથી તેના પુત્રને બદલે ઘેટા ની કુર્બાની કરવાની આજ્ઞા આપી હતી સિ કુન તેજ તારીખે તેજ ટાઇમે સઘળા મુસ્લિમો તેજ કર્મ નક્કીવ રૂપમા ક્ી તે ભાવનાને જાગૃત કર છે કે હઝરત ઈબ્રાહીમ (અ.)ની જેમ તેઓ પણ ખુદાના મુસ્લિમ અને આજ્ઞાંકિત બંદાઓ છે, તેમની જેમ પોતાનો જાન, માલ, ઔલાદ અને પ્રત્યેક વસ્તુ ખુદાની આજ્ઞા અને તેના પ્રેમ ખાતર કુર્બાન કરવા માટે તૈયાર છે! અને તેમનું મરવું, જીવવું, બધું ખુદાને માટેજ છે! આ ઈરાદો જાનવર (પ્રાણી) ઝબ્હ કરવાના કર્મથી તેમજ તે શબ્દોથી ઝાહિર થાય છે જે ઝબ્હ (વધ) સમયે ઝુબાનથી ઉચ્ચારવામા આવે છે। "ઇન્ની વજ્જહતો વજહિય લિલ્લઝી ફતર સ્સમાવાતિ વલ અરદ હનીફવ વમા અન મિનલ મુશ-રિકીન ઇન્ન સલાતી વનુસુકી વ મહયાય વ મમાતી લિલ્લાહ રબ્બિલ આલમીન લા શરીક લહુ વ બેઝાલિક ઉમિરતુ વ અન મિનલ મુસ્લિમીન અલ્લાહુમ્મ મિન્ક વ લક બિસ્મિલ્લાહે અલ્લાહો અકબર' યાને 'મે મારૂ મુખ તેના તરફ ફેરવી દીધુ, જેણે આસ્માનો અને ઝમીનોને પૈદા કીધી છે, હુ બિલકુલ તેજ પદ્ધતિને અનુસરનાર છુ જે ઇબ્રાહીમ (અ.)ની પદ્ધતિ હતી, અને હુ ખુદાની સાથે બીજાઓને ઈબાદત પાત્ર ગણનારાઓમાંથીજ નથી મારી નમાઝ અને મ્હારી કુર્બાની, મ્હારુ જીવ। અને મ્હારૂ મરણ એ સઘળુ જગતના પાલનહારને માટેજ છે, જેનો કોઈ શરીક નથી જેનો કોઈ શરીક નથી એનોજ મને હુકમ આપવામા આવેલો છે અને હુ ખુદાના આજ્ઞાંકિત બંદાઓનાથી છું, હે ખુદા! આ તારાજ દાન છે અને તારાજ માટે હાઝિર છે બિસ્મિલ્લાહિ અલ્લાહો અકબર

આ શબ્દો ઝુબાનથી ઉચ્ચારવા સાથે જાનવર ઝબ્હ (પ્રાણી-વધ) કરવામા આવે છે અને એ દ્રશ્ય ન તો સ્ત્રીઓ તથા બાળકો બધાજ જુએ છે એમના મનમા એ બધા વાયોમા તેજ (કુર્બાની) ભાવના અને ખુદાનો પ્રેમ તથા આજ્ઞા-પાલનની ભાવના જાગૃત થઈ જાય પછી તે માસ ગરીબો તથા સગાસ્નેહીઓમા વહેંચી દેવામા આવતુ હતુ અને એમાનો એક ભાગ ઘરમા પોતાને ખાવા માટે પણ રાખી લેવામા આવતો હતો જાનવરનુ ચામડુ યા તેની કિંમત ગરીબ લોકોને આપી દેવામા આવતી હતી અને એ ઉપરાંત

ચર્ચના ગપ્પા મારે છે યા ચુપચાપ સીગરેટ પીએ છે. પોતાના પાડોશી પેસેન્જરની સામે તો જોતોજ નથી ને જોતો હોય તોય પત્થરના પાળીયાની જેમ મુંગો મસ્તાર રહે છે! ૫૦૦ માઈલની મુસાફરી કરે તોય પાડોશીને પૂછે નહિ કે તું કયા ઝાડનું પંખીડાક છે? ત્યારે અમાન થઈ કલાણીયા માનવીઓ જેવા લાગણી વાળા ક સાથીઓની આખી પેઢીનો ઇતિહાસ ઘડીવારમાં જાણી લેવાનો પ્રયત્ન કરે, અને પૂછી પૂછીને ડૂચ કાઢી નાખે!

I **ક્લાસ**—હમ્બગ! ઇડીયટ! જંગલી! ઓથોડોક્સ ઇંડિયનો! એ કયારે સુધરશે? શહેરની સડકો સુધરી, ગટરો સુધરી, અમુક પેઢીઓ સુધરી, પણ થર્ડ ક્લાસના પેસેન્જરો ન સુધર્યા તે નજ સુધર્યા! ભાગ દીકરા વાતોના એવા તડાકીયા કે બીજાઓની તો દરકારજ ન રાખે! સ્ટેશન આવતા ચડતા પેસેન્જરો સાથે ગાળાગાળી કરવામાંય એક નંબર! જગ્યાને માટે ભવાઈઓની જેમ ધમાધમી કરવામાંય પાવરધા! ને પાછી ગાડી ઉપડી કે આત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન, ને આધ્યાત્મજ્ઞાનની વાતો કરવામાંય એવા! એ ગંજેરી, ભંગેરી, અફીણીયા, ને બીડી ફૂંકનારા ગંદા માનવીઓનો નાલુમેળો જોઇને તો એમેરીએ ભગવાન આપવાની ના પાડી છે! ગાળા જ્યાં બેસે ત્યાંને ત્યાં કેરીના ગોટલા, કેળાના છોતરા, બોરના ઠળીયા, મગફળીના ફોતરા, શેરડીના કૂચા કે ઉંબરના બળખા સુદ્ધા નાખે, તથા પાનની પીચકારીઓ મારે! લાગ મળતા કોઇની વહુ દીકરીઓ સામે આંખો મારે ને ગાળો બોલતા કે બિભત્સ ચાળા કરતાંય ન શરમાય! કેટલાક તો બેવડો કે તાડી પીને તોફાન કરે! ત્યારે કેટલાક ઉમર સુધી ભણેલા ચતુર વડાઓ પેન્સીલ લઇને સાથી ગાડીના જાજરૂમાં રીના વેખ લખ ગાર્ડ, ટી. ટી. ઓ. તથા સ્ટેશન માસ્તરો, અને જેને ફાવે તેને ગાળો લખે તથા બિભત્સ ચિત્રો દોરે! એવાઓની સાથ, સંઘાતમાં બેસવા કરતા આપઘાત કરવો શું ખોટો?

III **ક્લાસ**—અને આપઘાત કરીને મરતાંને ક્યો બાપ તમને અટકાવે છે? અમારા ઓછું ભણેલા પેસેન્જરો જાજરૂમાં ગાળો લખે છે તો તમારા વધુ ભણેલા પણ

"કદિ નહિ, હું ના માટે બહેરી હોઉં ? ખુદા ન કરે !

રિહાનાથી સમજાતું ન હોતું આમાં ખરૂં શું ? તે વધુ પૂછવા લાગી "તમે જાણી જોઈને બહેરા બની બેઠા છો એમ ?" અમીનાએ મ્હોં મલકાવ્યું "હા બેટી, બહેરા થઈ જવું એ અમારી ખાનદાની ભેટ છે એ વારસો અમારા કુળમાં કેટલીએ પેઢીથી ઉતરતો આવે છે તમારી વયે હું હતી ત્યારે મારી માએ એ ભેટ મને બક્ષી હતી મારી માને એની માએ તે ભેટ આપેલી અને નાની ને એની માએ બક્ષેલી હતી

સાંભળો બેટી ખૂબ ધ્યાનથી સાંભળો જીવનમાં શાંતિ અને સુખ પામવા માટે સ્ત્રીને સૌથી વધુ કોઈ વસ્તુ ખપ લાગતી હોય તો તે આ બહેરાપણું છે, એનાથી નહિં તું તું મેં મેં ની નોબતજ આવતી નથી પુરૂષોનો મિજાજ જુદો એમનો ગુસ્સો તીવ્ર એટલે પ્રસંગે અપ્રસંગે સાંભળ્યું ન સાંભળ્યું કરી નાખવાનાજ માટે છે સૌ કોઈ આપણને જે કંઈ કહે અને તે સાંભળી સાંભળીને આપણે બધું ગ્રહણ કરીએ તો ઝિંદગી દોઝખ બની જાય એટલે જરૂરનું સાંભળવાનું બાકી બધું બહેરાપણામાં ટાળી દેવાનું મારી આ વાત તારે ગળે ઉતરતી હોય તો હું તને બહેરાપણું ભેટમાં આપું છું એને કબુલ કર અને પછી જો"

રિહાના મામીનું મોઢુંજ જોતી રહી ગઈ એને એ વાત તો બરાબર સમજાઈ કે જીવનમાં સાંભળ્યું ન સાંભળ્યું કરવાની જરૂર છે ગઈ રાતની વાતો સાંભળીને તે કેટલી બળી ઉઠતી હતી ! અને તે સાથે એની સાસુ અને નણંદની કાચ કાચ, કચ કચ તોબા ! એ ઘરમાં થોડો ટાઈમ રહું તેને ક્ષયજ થઈ જાય પરંતુ હવે તેને જીવનમર્મ સમજાયો ન સાંભળવા જેવું હોય ત્યારે બહેરા બની જવાનો પરંતુ તે વિચારતી હતી કે તેનાથી બહેરી થઈ શકાશે ખરૂં ?

થોડીવારે ઈબ્રાહીમ અને સાદ ઘરમાં પધાર્યા સાદને જોઈ રિહાનાથી સ્વાગત બોલાઈ જવાયું "તું આપણાથી તો એ નહિ બને"

ઈબ્રાહીમને આવેલો જોઈ અમીના વહેલી વહેલી ખાણું પીરસવામાં રોકાઈ અને રિહાના ચુલા પાસે બેસી ધગધગતા અંગારમાં પોતાનું પ્રતિબિંબ ભાળવા લાગી અમીનાએ ત્વરાથી બધી વસ્તુઓ સુંદર અને સુવ્યવસ્થિત પીરસી કાઢી એ જોઈ સાદ બોલી ઉઠ્યો "મામી બહેરા છે પણ એમનું કામકાજ બોલતું છે કેટલી ઝડપ, કેવી વ્યવસ્થા ! ઈબ્રાહીમ બોલ્યો– એમાં તો કંઈ કહેવાનું છેજ નહિ પરંતુ આ બહેરાપણાથી તો મારો નાકમાં દમ આવી ગયો છે મને તો ભય રહે છે કે હું ક્યાંક મુંગો ન થઈ જાઉં મારી આદત રહી બોલવા ચાલવાની અને એમને ત્યાં કલાકો સુધી બોલો, બરાડો, ગાજો, વરસો પણ ! સાંભળવું છે કોને ! પરિણામે મારી બોલવાની ટેવ ઓછી થતી જાય છે

સાદ ઈબ્રાહીમ પ્રતિ હમદર્દીથી નિહાળી રહ્યો ઈબ્રાહીમે સાદ પ્રતિ જોઈ બોલવાનું જારી રાખ્યું 'ભાઈ, તારા પર ખુદાની મહેરબાની છે કે રિહાના બહેરી નથી"

સાદ બોલ્યો બેશક ! અને એટલામાં એને કંઈ યાદ આવતાં તેણે પોતાની પત્નિને બૂમ મારી "રિહાના"

રિહાનાના ગાલો પર લાલી દોડી આવી તેણે આંખ ઉઠાવી એકવાર મામી પ્રતિ જોયું પરંતુ કોઈ પણ રીતે એ જાણ પડવા દીધીજ નહિ કે તેણે સાંભળ્યું છે હાલ્યા ચાલ્યા વિના બેઠી હતી એમજ તે બેઠી રહી સાદે ફરીથી બૂમ મારી "રિહાના"

રિહાનાએ જોરથી હોઠ ભીંચી લીધા અને ચૂપચાપજ રહી ઈબ્રાહીમે સૂચક નજરે સાદ તરફ જોયું, સાદના હાથમાંથી કોળીઓ છુટી ગયો તે ઉભો થઈ રિહાના તરફ જવા લાગ્યો અમીના સામેથી પાણીના બે ગલાસ લઈ આવી રહી હતી તે પળવાર થંભી ગઈ અને સૂચક હાસ્ય હસતી આગળ વધી

ખાનદાની ભેટ વારસદારને સોંપાઈ ચુકી હતી અને એનો સ્વીકાર પણ કરી લેવાયો હતો *

*સાંકેત

અને એની બેન ટ્રેનમા ચઢ્યા ટ્રેન ચાલી અને મી ખાને બધીય બીનાથી મને વાકેફ કરતા કહ્યુ કે "એમા રઝીયા બીબી કસૂર છે આ બધીય આફત બીબી કરનાર તમારી મામી — એજ એ વેઈટીંગ રૂમમા ધમકી લાવી હતી, અને મને પણ કંઈ મોનસાની મનાઈ કરી હતી તમને પજવતા હતા, અમળાવતા હતા, તેથી આ બાજી રચાઈ હતી અમે વિશ્વામિત્રી સ્ટેશનથી બેઠા હતા' ખાનસાહેબ ફોજદાર હતા, અને એમની પત્નિ મારી પત્નિની બેન હતી અને તે પણ મોટી બેન એટલે મારા સંશય આપોઆપ ટળી ગયા ખાનસાહેબે રઝીયાને સંબોધતા કહ્યુ "એટલે રઝીયા આ મિયા સાહેબને માલમ છે આણંદ સ્ટેશને જ્યાંરે તેઓ ન સુમ થાય તેઓ બેચારો તો જડવા મુશ્કેલ છે' અને બધા હસી પડ્યા રઝીયાએ મામુને ખોળામા લીધો અને ક્ષમા ચાહતી હોય એવી રીતની ચેષ્ટાથી ઈશારત કરી હુ જવાબમા ખામોશજ રહ્યો અને પછી તો આણંદ આવી ગયુ

° ° °

"પરતુ આપની પત્નિજ ક્યા છે તે ખોવાઈ જવાનો ભય રહે!" બધાય મિત્રો હસી કહેવા લાગ્યા

"અરે ભાઈ, એ તો એવી વાતોમા ધારી લેવાનુ કે—'છે' ચાલો ત્યારે બાબુ અને બાબુની માને મારી વાર્તાના પાનો સમજે પરતુ વાર્તા તમને કેવી લાગી

"બીલકુલ નહી' કહેવાની સાથે સૌ મિત્રો વિખેરાયા અને હુ મામુની માના સ્વપ્ના સેવતો 'કાનસ ઉથલાવવા લાગ્યો

(સંપૂર્ણ)

બનવા જોગ છે કે સમયના વહન સાથે આ સુચનામાં પણ સુધારો વધારો થઈ નીચેની કલમો વધારવામાં આવે

"વાવાઝોડુ અથવા ઓતવૃષ્ટિ જેવી આસમાની સુલતાની વખતે કબરોના પૈસા પરત નહિ મળે જે ઇસમો પોતાના મંદિરમ સંપીઓની કબરો પર "એર રેઇડ શેલ્ટર" બનાવવા ઇચ્છતા હોય તેમણે અઢીસો રૂપીઆ વધુ આપવા આ હાનતમાં પણ કબરની જોખમદારી અમારે શિર નથી કબરને "એર કન્ડીશન્ડ" બનાવવા નાના નાના નકશાઓ ઓફીસમાં જોવા માટે ખુલ્લા છે દરેક ખાસ જોઈતો વિજળીક પાવર ખર્ચારો તેની રકમ કમનના વારસે ચુકવી આપવી પડશે"

આ મોટા પાટીયાની પાસે એક બીજુ નાનુ પાટીયુ હતુ જેના પર ગુસલ વિગેરેના ભાવો ટાંકેલા હતા તપાસી જુવો

| | |
|---|---|
| નમાઝે જનાઝા | ૦-૬-૦ |
| ગુસલ મોટી મૈયત | ૧-૪-૦ |
| ,, નાની ,, | ૦-૧૪-૦ |
| મૈયતનું પાણી ગરમ કરવા લાકડા | ૦-૪-૦ |
| પાણી ભરવા અને ગરમ કરવાની મજુરી | ૦-૨-૦ |
| મોટી મૈયતના બરગા બરગા દીઠ | ૦-૨-૬ |
| નાની મૈયતના બરગા બરગા દીઠ | ૦-૧-૬ |

નોટ—'બરગા' તે પાટીયાઓને કહેવાય છે જે કબરના ખાડામાં મૈયતની ઉપર મુકવામાં આવે છે, જેથી માટી નીચે દબાઈ ન જાય

કોઈ અપ-ટુ-ડેટ હેરકટીંગ સલુનમાં જઈ જુવો તો ત્યાં પણ ગ્રાહકોની સગવડના ખાતર પાટીયા પર નીચે પ્રમાણે લખેલુ જણાશે—

| | |
|---|---|
| પુખ્તોના બાલ | ૦-૪-૦ |
| બાળકોના બાલ | ૦-૩-૦ |
| લેડી બાબ | ૦ ૧૨ ૦ |
| એમી બાબ | ૦-૬-૦ |
| દાઢી | ૦-૨-૦ |
| બાલ દાઢી | ૦-૫-૦ |
| શેમ્પુ | ૦-૩-૦ |
| બાલ-દાઢી અને શેમ્પુ | ૦-૬-૦ |

તમારે બાલ સાથે દાઢી પણ બનાવવી હોય તો એક બે આનાની રાહત મળે છે બનવા જોગ છે કે વખત જતા કબ્રસ્તાનવાળા પણ આ પ્રથાને અનુસરી પોતાના ગ્રાહકોના લાભાર્થે નવા ભાવનિયમન નક્કી કરે અને 'જાહેર સુચના' બહાર પાડે કે, "જે ઇસમ એક વર્ષમાં બે મોટી કબરો ખોદાવશે તેમને એક નાની કબર મફત ખોદી આપવામાં આવશે જે ઇસમ એકી સાથે બે કબરો ખોદાવશે તેમને ગુલાબની બે કલમો મફત મળશે જે ઈસમ કફન દફનની બધી વસ્તુઓ, અમારે ત્યાંથી ખરીદશે તેમને કબરનો નંબર એક સુંદર તકતી પર મફત મળશે"

બનવા જોગ છે કે કબ્રસ્તાનની પ્રગતિ સાથે કબરોની "એડવાન્સ બુકીંગ" ની પ્રથા દાખલ થાય, એટલે અમારા વયોવૃદ્ધ સ્નેહીઓ માટે બબ્બે ત્રણ ત્રણ વર્ષ અગાઉ સુંદર અને હવાદાર કબ્રસ્તાનમાં "સીટ બુક" કરાવી શકીએ તે સમયના મદદાઓને કફનદફનની પ્રથાઓમાં પણ નવિનતા નજરે પડશે કોઈ પ્રગતિમય ગોરખોદીયો "કારવા" કે "દીન" જેવા પેપરોમાં "કુતાના'ના પેજ નીચે એક જાહેરાત આપે—ઇસાજી મુસાજી એન્ડ સન્સ. કફનદફનના નિષ્ણાત

૫૦ ઉપરાંતને ખુદાના હુકમથી આ ઝરણાને વહેતો કર્યો હતો. જેને જોતાજ હ૦ હાજરહ ખુદાનો શુક્ર મનાવી લાગ્યા. હ૦ ઇસ્માઈલની તરફ મરડી અને આ ઝરણાને હાથથી રોકીને કહેવા લાગ્યા—"ઝમઝમ" (થોભ થોભ) બસ એજ સમયથી આ ઝરણાનું નામ "ઝમઝમ" પડી ગયું. જેનું પવિત્ર પાણી આજ સુધી હાજીઓ મારફતે દુન્યાના દરેક ભાગોમાં પહોંચે છે અને અત્યંત અદબ સાથે મહાન બરકતની વસ્તુ તરીકે પીવામાં અને આંખોમાં લગાડવામાં આવે છે.

## બાઈબલની બશારત

આ બનાવો જો કે એક સામાન્ય ખાનગી ઝઘડાને પરિણામે બનવા પામ્યા પરંતુ એમાં ખુદાની મોટી મસ્લેહત હતી. આ ખાનદાની ઝઘડાએ અરબ કોમની ઉન્નતિ કરી. એનાજ પરિણામે હઝરત રસૂલે ખુદા મુહમ્મદ પૈદા થયા અને મુબારક દીને ઇસ્લામ દુન્યામાં ઝાહિર થયો. આ વાતો પ્રત્યે ખુદાએ પહેલાથીજ ઇશારો કર્યો હતો, તે સમયે જ્યારે કે જનાબ હાજરહ દ્વિસ્મનિત (પિનેગ્ઝાન)માં હતા. ખુદાના ફરિશ્તાએ આ શબ્દોમાં તેમને આ આશ્વાસન આપ્યું હતું. 'હું તારી ઓલાદને ઘણીજ વધારીશ. તે અસંખ્ય હોવાથી ગણાશે નહિ' ૧ અને એજ સમયની સમીપ ખુદાએ હ૦ ઇબ્રાહીમ (અ૦)ને વઅદો કર્યો હતો. "જો, હું તને બરકત આપીશ અને તેને ઘણોજ ફળદ્રૂપ કરીશ અને તેને ઘણોજ વધારીશ અને તેનાથી બાર સરદારો ઉપજ થશે અને હું તેનાથી મોટી કોમ બનાવીશ" ૨

## જરહુમીઓનું આગમન

હઝરત ઇસ્માઈલની બરકતથી જ્યારે આ નિર્જન વાદીમાં ઝમઝમનું ઝરણું જારી થઈ ગયું, ત્યારે તરત ફળદ્રુપતા અને આબાદીના ચિન્હો જણાવા લાગ્યા. ખજુરના ઝાડ ઉગ્યા. પક્ષીઓ તેના ઉપર ઉડવા લાગ્યા અને હ૦ ઇસ્માઈલને આજીવિકા માટે પક્ષીઓનો શિકાર કરવાનો મોકો મળ્યો. માત્ર આ એકજ આજીવિકાનું સાધન હતું, જેના ઉપર પ્રથમ હ૦ હાજરહ અને હ૦ ઇસ્માઈલે પોતાની જિન્દગી ગુજારવા માંડી. થોડા દિવસ પછી જરહમી વણજાર વિનાઓનો એક કાફિલો પાણી અને ફળદ્રુપ ભૂમિની શોધમાં ફરતો ફરતો મક્કાના પર્વતોની તળેટીમાં ઉતર્યો. પક્ષીઓને ઉડતા જોઈને કદાચ નઝદીકમાં પાણી મળવાની આશા ઉપજ થઈ. શોધતા શોધતા તેજ વાદીમાં પહોંચ્યા, જ્યાં હ૦ હાજરહ પોતાના પ્યારા પુત્ર સાથે બેઠા હતા. જ્યારે તે લોકોને જાણ થઈ કે ઝરણું આપનીજ માલિકીનું છે, ત્યારે તેમણે અહિં રહેવાની આપની પાસે રજા મેળવી અને પોતાના બધા સાથીઓને બોલાવી લાવીને એજ વાદીમાં વસી ગયા. હવે હ૦ હાજરહ અને હ૦ ઇસ્માઈલની જિન્દગી એવી રીતે વ્યતિત થતી કે એમના પાણીથી જરહમી લોકો પોતાની તૃષા શાંત કરતા અને જરહમીઓના ખાણાથી આ બન્ને પરદેશીઓ પોતાનું પેટ પાળતા. આવી રીતે આ વાદીમાં થોડાક ઘર બની ગયા. બલ્કે એમ કહેવું જોઈએ કે મક્કા આબાદ થવાનો પાયો પડ્યો.

## એમની મૂળ હકીકત

આ જરહમી લોકોની ગણના અરબ આરબહમાં છે. આ કોમ આદની સમકાલીન હતી. કહતાનીઓ પહેલા આબાદ હતી અને અરબસ્તાનના ભિન્નભિન્ન ભાગોની હકુમત પણ એમની પાસે હતી. યમનને પ્રાચીનકાળમાં એક મહાન જળપ્રલયે તબાહ કરી નાખ્યું હતું જે 'સયલે અરમ'ના નામે પ્રખ્યાત છે. આ જળપ્રલયની મુસીબતથી ઘણા જરહમી ખાનદાન ઘરબાર વિનાના થઈને અરબસ્તાનના અન્ય ભાગોમાં

---

૧ 'અહદે કદીમ' બાબ ૧૬, આયત ૧૦

૨ 'અહદે કદીમ' બાબ ૧૭, આયત ૨૦

હ૦ ઇસ્માઇલને જ્યારે ઘેર આવીને પિતાશ્રીનો આ નવો પૈગામ સાંભળ્યો ત્યારે ઘણાજ રાજી થયા અને નેક દિલે તેના સુભાગ્ય માટે મુબારકબાદી આપી *

## ખાનએ કાબાની સ્થાપના

એ પછી ત્રીજી વાર હઝરત ઇબ્રાહીમ ખલીલુલ્લાહ બૈતુલ્લાહની તામીર માટે તશરીફ લાવ્યા લાંબા કાળથી વિખુટા પડેલા પોતાના ફરઝન્દને મળ્યા આ સમયે હ૦ ઇસ્માઇલની વય ત્રીસ વરસની હતી પિતાજીને મળીને ઘણાજ ખુશી થયા અને ખાનએ ખુદા બનાવવાની તૈયારી કરવા લાગ્યા આ શુભ કાર્ય માટે ન કોઈ મોટી વ્યવસ્થા કરવામાં આવી અને ન તો થઈ શકે એમ હતી બૈતુલ મુકદ્દસ મસ્જિદે અકસા જેમ આ ન તો કોઈ મોટી ઇમારત હતી અને ન તો કોઈ કૌમી જમાઅતે એની તૈયારીમાં પોતાની શાનો શૌકત દેખાડવાના યત્નો કર્યા હતા અહિં તો માત્ર બે નેક ખુદા પરસ્ત પૈગમ્બરોના ખુલુસનુ ચણતર હતુ જે હમેશાને માટે પોતાની બરકત અને દુઆના મઝબૂત પુસ્તા બનાવીને મુકી ગયા ખરેખર આ કંઈ નવાઈ આશ્ચર્યની વાત નથી કે કાબા પોતાની તામીર પછી સેંકડો વર્ષ સુધી મૂર્તિપૂજકોના કબજામાં રહેવા છતાએ નિર્ધામ તૌહિદ રહ્યુ અને એની સાદી ઇમારતને કદી પણ નુકસાન પહોંચ્યુ નહિં પરંતુ મસ્જિદે અકસા જો કે કાબા પછી બની અને મોટી વ્યવસ્થા તથા શાનો શૌકત પૂર્વક તૈયાર થઇ છતાં કોઈપણ એક સ્થિતિ ઉપર રહી શકી નહિં હમેશા એવી હાલત રહી છે કે ખોવાતી હતી અને ફરીથી બનતી હતી કાબાની તામીરનો માત્ર એટલોજ ટુંક અહેવાલ છે જે અમે જાણી શક્યા છીએ કે હઝરત ઇસ્માઇલ પત્થરો ઉચકી ઉચકીને આપતા હતા અને હઝરત ઇબ્રાહીમ ચણતા જતા હતા

## હજરે અસ્વદ

દીવાલ થોડી ઉંચી થવા આવી હતી કે હઝરત ઇબ્રાહીમે એક સારો ધોળો પથ્થર માગ્યો જેથી તેને બહારની તરફ ચણવામાં આવે અને એક યાદગાર પ્રમાણે હમેશા કાયમ રહે કેટલીક મઝહબી રિવાયતો ઉપરથી જણાય છે કે એ પ્રસંગે અબૂ કુબીસ પર્વતે પોતાની ઝબાને હાલથી પોકારીને કહ્યુ આ અમાનત તો આપની કામગીરી માટે સોંપું છું જેથી એજ પર્વતનો એક સફેદ અને ચોખ્ખો પથ્થર હ૦ ઇબ્રાહીમ (અ૦)ની યાદગીરી માટે મૂકવામાં આવ્યો જે લગભગ ચાર હજાર વર્ષ થયા આજે પણ તેજ પ્રમાણે તેજ સ્થળે કાયમ છે અને હજરે અસ્વદને નામે મશ્હૂર થઈને લોકો અદબપૂર્વક ચૂમતાં આવે છે આ પછી જ્યારે દીવાલો ઉંચી થઇ ગઈ ત્યારે આપ એક ઉંચા પથ્થર ઉપર ઉભા રહીને ચણતર કામ કરવા લાગ્યા. જે પથ્થર પણ આજ સુધી મકામે ઇબ્રાહીમને નામે પ્રખ્યાત છે

## કાબા માટે દુઆ

આવી રીતે જ્યારે આ ઇમારત બનીને તૈયાર થઇ ગઇ ત્યારે બન્ને મઅસૂમે ઇલાહી પિતા પુત્ર ઉભા થઈને દુઆ કરવા લાગ્યા હે ખુદાવંદ! અમારી આ મહેનતને કબૂલ કર અને અહિં એક પૈગમ્બર પૈદા કર જે આખી આલમને હિદાયત કરે એ પછી આપે લોકોને ઇબાદતે ઇલાહી અને હજનો હુકમ આપ્યો તેના તરીકા અને કાયદા બનાવ્યા જે આજ સુધી મુસલમાનોને લીધે કાયમ છે આ બધી વાતોની વ્યવસ્થા કરીને હઝરત ઇબ્રાહીમ (અ૦) પાછા ફિલસ્તીન ગયા અને હઝરત ઇસ્માઇલ (અ૦) નબુવ્વત મેળવીને જરહમીઓ અને આસપાસની કૌમોમાં તૌહીદ

* ઇબ્ને ખલ્દૂન

અને મિસ્લતે હનફિયહ ઇબ્રાહીમિયહનો પ્રચાર કરવા લાગ્યા

## પુત્રની કુર્બાની

મૈતુલ્લાહની તઅમીર પછી આ પવિત્ર પિતા પુત્ર કુરબાની માટે ભેગા મળ્યા જેની બરકતથી યહુદીઓમા તેમજ મુસલમાનોમા એનો હમણા સુધી રિવાજ છે અને કયામત સુધી આ સુન્નતે ઇબ્રાહીમી કાયમ રહેશે મૂળ બનાવ એવો છે કે હ૦ ઇબ્રાહીમને ખુદા તરફથી પોતાના એક પુત્રની કુર્બાની કરવાનો હુકમ મળ્યો હતો ઉલમાએ ઇસ્લામ અને ઇતિહાસકારો આ વાતમા ઘણોજ મતભેદ ધરાવે છે કે આપ કયા પુત્રને કુર્બાનીને માટે મેદાનમા લઇ ગયા હતા? સામાન્ય રીતે મુસલમાનોમા પ્રખ્યાત છે કે આ ફઝીલત હ૦ ઇસમાઇલને પ્રાપ્ત થઇ હતી અનેક ઉલમાએ, તાબઇને આ કથનને હ૦ અબ્દુલ્લાહ બિન અબ્બાસ પ્રત્યે માન્યો છે એની વિરુદ્ધ શોધખોળ કરનાર વિદ્વાનોનુ મોટુ ટોળુ દાવો કરે છે કે આ ફઝીલત હ૦ સારાહના પુત્ર હ૦ ઇસ્હાક (અ૦)—માટે ખાસ હતી સહાબીઓમા હઝરત ઉમર ફારૂક (રદી) હઝરત અલી મુર્તુઝા (ક૦) અને હઝરત અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબ (રદી)નુ એજ માનવુ છે અને કેટલાક રાવીઓએ અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી)ના એક કૌલથી પણ એ માન્યતા સાબિત કરી છે—તૌરાતમા કુર્બાનીનો બનાવ હ૦ ઇસ્હાક પ્રત્યે બનાવેલો છે, પરંતુ ખરૂ એ છે કે આન્તરતાનની કૌમી રિવાયતો અને કુર્આને મજીદ અને હદીસના અનેક ઇશારાથી આ સંપૂર્ણપણે સાબિત છે કે ઝબીહ હઝરત ઇસ્માઇલ હતા કેટલાક સહાબા ઉલમાએ તાબેઅને ઇસ્રાઇલી રિવાયતોએ શકમા નાખીને એવો વિચાર કર્યો છે કે ઝબીહ હ૦ ઇસ્હાક હતા પરંતુ એ વિશ્વાસપાત્ર નથી

## કુર્બાનીનો બનાવ

આ કુર્બાનીનો ખરો બનાવ એવો છે કે હઝરત ઇબ્રાહીમે કોઈ છોકરો ભાગતો ફરઝન્દ ન હોવાના દુખથી પરેશાન થઇને માનતા માની હતી કે જો મને ખુદા કોઈ પુત્ર આપશે તો તને એના નામ ઉપરજ કુર્બાન કરીશ આ માનતા માન્યા પછી હ૦ ઇસ્માઇલ (અ) પેદા થયા કેટલાક વખત સુધી ખલીલુલ્લાહે પોતાની માનતાનો વિચાર કર્યો નહિ પરંતુ જ્યારે હ૦ ઇસ્માઇલ મ્હોટા થઇ ગયા ત્યારે ખુદાએ એક ફરિસ્તો મોકલીને તે ભયંકર માનતાની યાદ અપાવી આ કુર્બાનીનો પેગામ સાંભળીને આપ તૈયાર થઇ ગયા અને ખુદાનીજ આજ્ઞાથી પોતાના વ્હાલા પુત્રને ફારાનની ડુંગરીઓમા—જ્યા આવનાર યુગમા હઝરત રસુલે આખિરૂઝઝમાન (સ૦) નો ઝહુર થવાનો હતો—લઇ ગયા કુર્બાનીનો એ સમયે એવો તરીકો હતો કે લાકડાઓ વીણીને એક ચીતા બનાવવામા આવતી અને જે જાનવરની કુર્બાની કરવાની હોય તેને બાંધીને ચીતા ઉપર મુકવામા આવતો પછી તેને કુરબાન કરીને લાકડીઓ સળગાવી દેવામા આવતી આવીજ રીતે ચીતા ઉપર સુવાડીને હ૦ ઇસ્માઇલને ખુબ મઝબુતીથી બાંધી દીધા અને છરી ગળા ઉપર ફેરવવાનેજ હતા કે ખુદાએ પોકારીને ફરમાવ્યુ 'ઇબ્રાહીમ! તમારો હાથ રોકો બસ તમારી પરીક્ષા પૂરી થઇ ગઇ લો કુર્બાની માટે ઘેટુ મૌજૂદ છે" આપે આ જલાલી અવાઝ સાંભળી ફરીને જોયુ તો ખુદાએ મોકલેલ તે ઘેટુ ઉભુ હતુ અને તેના શીંગડા એક ઝાડીમા અટકેલા હતા ત્યારે તરત હ૦ ઇસ્માઇલના હાથ પગ ખોલી નાખી ચીતા ઉપરથી ઉતારી લીધા અને એમની બદલે ઘેટાને સુવાડીને કુર્બાન કરી નાખ્યુ આવી રીતે ખુદાએ આપની માનતા પૂરી કરી

---

• ઇબ્ને અસીર

અને ખુદાને પી નનાના પુત્રને પણ બચાવી લીધો. *

° ° °

## કુર્આનમા કુર્બાનીનુ વર્ણન

હઝરત ઇબ્રાહીમ (અલૈ) એ સ્વપ્નામા વારવાર જોયુ કે જાણે તેઓ પોતાના પુત્રને ઝુબ્હ કરી રહ્યા છે તો આપે સમજી લીધુ કે અલ્લાહનો એજ હુકમ છે આ રીતે હઝરત ઇસ્માઈલ (અલૈ) ને આવી રીતે કહ્યુ હે પુત્ર! હુ સ્વપ્નામા જોઉ છુ કે તને ઝુબ્હ કરી રહ્યો છુ તારૂ શુ કહેવુ છે? હ૦ ઇસ્માઈલ જવાબ આપ્યો હે પિતા! જે કાઈ આપને હુકમ થાય છે તે (મુજબ) કરી નાખો જો અલ્લાહે ઇચ્છયુ તો આપ મને ધીરજ ધરનાર જ જોશો હઝરત ઇબ્રાહીમ પોતાના વ્હાલા પુત્રનો જવાબ સાભળીને અલ્લાહનો હુકમ બજાવા તયાર થઈ ગયા પુત્રને જમીન ઉપર સુવાડીને ગળા ઉપર છરી ફેરવવાનેજ હતા કે આવાઝ સભળાયો હે ઇબ્રાહીમ! તમે તમારૂ સ્વપ્ન સાચુ કરી દેખાડયુ છે એવીજ રીતે અમે ભલાઈ કરનારાઓને બદલો આપીએ છીએ બેશક આ સ્પષ્ટ કસોટી અને પ્રગટ પરીક્ષા છે એનો બદલો એક મહાન કુર્બાનીના રૂપમા અમે તમને આપ્યા અને એને આવનારી નસ્લો ઉપર કયામતને માટે વાજિબ કરી દીધી સલામ હોજો ઇબ્રાહીમ ઉપર અમે આમજ નેકીનો બદલો આપના રહીએ છીએ (સપૂર્ણ)

* તરીખ અરબ કબનન ઇસ્લામ' ના આધારે



'સાજેદ અકીલી'

' પાણી વગરના સુક્કા નાળિએરોની બજારમા ઝાઝી કીંમત અકાતી નથી, તેમ સુક્કા ભેજાવાળા માનવીઓની સાહિત્ય–મારકેટમા ઝાઝી કીંમત અકાતી નથી "

✕

' ઘરમા બાજરી ખૂટી પડે તો કવિતા રચવા બેસી જાઓ. કવિતાથી પેટની ભૂખ મરી જાય છે! આ ઉપરથી કોઇ એમ ન સમજી લે કે પ્રેરણાનો અર્થ રોટલી હશે?"

✕

" પરમેશ્વર સર્વશક્તિમાન અને સર્વવ્યાપિ કહેવાય છે, તેમ હવે હવે તો માકડ અને મચ્છર પણ સર્વશક્તિમાન અને સર્વવ્યાપિ થઈ ગયા છે!'

શ્રી—' હડમત ઓઝા'

✕

તમા શુ આગ લગાડવાનો હતો! એને બીજો વિચાર આવ્યો કે હવે મ્હારે નોકરી છોડી દેવી તરતજ એની અસર ઉભી એની સામે આવી ઉભી અને કહેવા લાગી "જીવનની ફુમાશ અને સ્ફુર્તિ, કાઇ ખુન્નીમા સાત સાત કલાક બેસ પછી બાકી રેહતી હશે! યત્ર તે કઇ જીવન ઘડતુ હશે! કારકુનીના ગળાઇ ગએલુ શરીર તે કઇ નવુ જીવન ઘડી શકવાનુ છે!' એની આખે અધારા આવી ગયા એ સૂઇ ગયો એને અનેક સ્વપ્નો આવ્યા ઘણા ખરા સ્વપ્નો તો એના કોલેજના દિવસોનાજ હતા એ જાણે પોતાના પ્રોફેસર સાથે વાત કરી રહ્યો હતો એના પ્રોફેસર કહી રહ્યા હતા, "મી તમારા જેવો ભણેલો યૂવાન જીવનમા ઘણુ કરી શકશે તમારે માટે કામ કરવાના અનેક મેદાનો પડયા છે તમારી પાસેથી અમને બહુ આશા છે" એ જાણે બહુ નમ્ર ભાવે બધુજ કરી શકશે



એમ કહી રહ્યો હતો પછી એણે જોયુ કે એ કોનવોકેશન હૉલમા ડીગ્રીનો ઝબ્બો પહેરીને ચાનસેલરનુ ભાષણ સાભળી રહ્યો છે એકાએક એ ચોકી ઉઠયો

બીજે દિવસે એ એની સરયુ પાસે ગયો કોલેજની સરયુ આજે નો'તી આજે માતા બની ગએલ સરયુએ સુમનને આવકાર આપ્યો, અને પૂછ્યુ "સુમનભાઈ, હવે કયા લગી એકલા રહેશો?" સુમનને પાછા ફરી જવાનુ મન થઈ ગયુ પણ અત્યારે એ કામસર આવ્યો હતો એટલે બોલ્યો "આ કારકુની છુટે નહિ સા લગી' 'કેમ એટના કટાળી ગયા છો! સરયુએ પૂછ્યુ સુમન બોલ્યો "સરયુ ત્હારી સલાહ લેવા આવ્યો છુ હુ આ કારકુનીથી કટાળી ગયો છુ મ્હારે હવે શુ કરવુ?' સરયુને લાગ્યુ કે બહુ દિવસ પછી મોકો મળ્યો છે એને થોડી મશ્કરી કરી લેશે એટલે એણે કહ્યુ "લીડર બનો તત્રીથી થઇ જાવ તોએ સારૂ છે અને જો એ પણ ન થવાય તો પછી એકટર બનવામા તમને ચોક્કસ સફળતા મળશે" સુમનને લાગ્યુ કે સમયની નિર્દયતાના છાટા અહીં પણ એના ઉપર ઉડે છે એના ભણતરમા રહેલી ખામીઓ એક પછી એક એની આખો આગળ આવ્યા કરે છે ભણતરની મર્યાદાઓ હવે એને માલૂમ પડી એને લાગ્યુ કે "જગતમા એના સુખને માટે એક પણ કાયદો નથી" જગતને સુખી કરવા માટે લખાયલા બધા પુસ્તકો એને ખામીવાળા લાગ્યા બધાજ એના લેખકો અનુભવ વગરના લાગ્યા સરયુને ત્યાથી એ એકદમ ચાલી નીકળ્યો

રસ્તે ચાલતા ઘણા લોકો એને સાહેબજી સલામ કરતા એનો અતર આત્મા પુકારી ઉઠતો "સાહેબજી સલામ કરનારને શુ ખબર હોય કે અહીંયા શુ તૂફાન થઇ રહ્યુ છે ગુલામ વૃત્તિએ આપણને બુધ્ધી વગરના બનાવી દીધા

લાગે છે' ઘણા પૈસાદાર અભણ લોકો જ્યારે એને સલામ કરતા ત્યારે એને લાગ્યુ કે એની ચાપલૂસી ખુરશી ભલે જીવનનો રસ ચૂસી લે, પણ એ ખુરશી ભલભલાઓને સલામી ભરતા કરી દે છે 'ગુલામ દેશોના માનવી નહિ પણ ખુરશીઓ પુજ્નીય છે તે શુ આનુજ નામ હશે? એના આત્માએ સવાલ કર્યો એની બુધ્ધિએ જવાબ વાળ્યો 'ભાઈ ઓરીસના અગર ભાઈ સાહેબના પગવાળાઓથી લઈ રસ્તે ચાલતા ભીલભાનીઓ સુધી એ સહુથી વડેરૂ છે એને ઘણા વર્ષો પહેલાની એક વાત યાદ આવી ગઈ એક અભણ મિત્ર પોતાના પુત્રને સમઝાવી રહ્યા હતા 'બેટા, જ્યા સુધી સરકાર ના બાપનુ રાજ્ય હોય ત્યા લગી, સાહેબ ન થવાય તો કારકુની પણ કાઇ ખોટી નથી, અને જો એ પણ ન થવાય તો પગવાળાનો એ કાઇ ઓછો રોફ નથી હા, યાદ રાખજે હો કપની મા બાપના રાજ્યમા તો સાહેબ એ સાહેબ અને કારકુન પગવાળાએ સાહેબ સુમનની બુદ્ધિ જાણે આ છેલ્લુ વાકય માનવા તૈયાર નોતી છતા એને લાગ્યુ કે જીવનમા ઘણીવાર એવુ બને જરૂર છે

આમ ધીરે ધીરે સુમનમા હિંમત આવતી ગઈ, પણ ચિંતાથી ખવાઇ ગએલ શરીરમા સ્ફૂર્તિ આવી આવીને કેટલી આવી શકે? સુમન પણ થોડીક વારમા પાછો ખૂબ થાકી ગયો હોય એવો થઈ ગયો જીવન દીપક જાણે છેલ્લો પ્રકાશ આપી રહ્યો હોય એમ જીવનની છેલ્લી ઘડીઓમા એ કારકુનને પણ જીવન અને કારકુનીના રહસ્ય સમઝાઈ ગયા એનુ થાકેલુ શરીર હમેશને માટે આરામ કરવા પોઢી ગયુ

બીજી સવારે પાડોશીએ જાણ્યુ કે 'સુમન બાબુ જીવનની છેલ્લી કમાઇમા એક આસુ પાસ બુકમા જમા કરાવી ચાલ્યા ગયા છે" (સપૂર્ણ)

**'કારવાં' એજન્ટસ:—**

(૧) મેસર્સ લિમ્બાડા એન્ડ કું

પો બોક્ષ ૭૬૩૬, જોહાનસબર્ગ.

(૨) મેસર્સ તન્ના ન્યુસપેપર એજન્સી

નાનકવાડા, કરાંચી

(૩) ઓસમાનીયા ટ્રેડીંગ કું

ન્યુસ પેપર એજન્ટસ, રાણાવાવ

(૪) મેમણ ઉસ્માન ઇબરાહીમ

કમલાની ભીડ ગેટ, રસકસની દુકાને, ભુજ-કચ્છ

(૫) અ સત્તાર ઈબરાહીમ

ખુરેશી ચોક, વેરાવળ

---

'સહિત્ય પરિષદમા પ્રેક્ષકો યા શ્રોતાઓ કાગળ જોયતા હોય, તો સમજી લેવુ કે નિબંધ વાચન થાય છે તે ગેલમા આવીને તાળીઓ પાડતા હોય તો સમજી લેવુ કે કોઇએ ભાષણમા કાંઇ કાપ્યુ છે"

×

"જો તમે પુનર્જન્મમા માનતા હોવ, તો માનજો કે, છાપાના વિવેચકો, ઈન્કમટેક્ષ ઑફિસરો, ને તલાટીઓ મરી ગયા પછી બીજા ભવમા ઉંદર તરિકે જન્મે છે!"

શ્રી—'હડમત ઓઝા'

○ શાયદા

# ઇન્સાન

રાત અંધારી હતી. આકાશમાં તારા ચમકતા હતા વિરહી હૃદયના ઝખ્મ પ્રમાણે. કોઈ કોઈ સ્થળે ઝીણી ઝીણી વાદળીઓ તારા પર ફરી વળતી હતી, ઝખ્મ ઉપર મરહમ માફક.

રસ્તાની બત્તીઓ બળતી હતી, દુખીયાના અંતર જેમ. દુખીયાના અંતરને જોનાર કોઈ નથી મળતું એ રીતે રસ્તાની બત્તીને જોનાર કોઈ નો'તું. રસ્તો સુમસામ હતો, કબ્રસ્તાન જેવો, અથવા વેરાન જંગલ માફક.

રસ્તાની બન્ને બાજુ વૃક્ષો પવનથી જરા જરા આનંદ લેતા હતા. પાંદડાં હળવે હળવે હીંચકા ખાતા હતા, પરંતુ કોઈ પર...

ઝોહરા પોતાના ઓરડામાં બેઠી હતી, વિચારમાં લીન. એના મગજમાં અનેક વિચાર આવતા હતા.

ઝોહરાની જુવાની બળતા બપોર જેવી હતી. આંખોના તેજપ્રકાશે સૂર્ય સાથે હોડમાં ઉતરે એવા હતા. ઝોહરાની આંખ સાથે કોઈ આંખ મેળવે એમ ન હતું. આંખ મેળવનાર પળવાર માટે જાણે મુર્છા પામતો.

જુવાન ઝોહરા માટે માગા આવતા. બાપ ઝોહરાને માગાથી માહિતગાર કરતો. ઝોહરાની નજરમાં બાપ રાજી હતો. ઝોહરાની મરજી વિના શાદી કરવાની ઇચ્છા ઝોહરાના બાપને ન હતી.

ઝોહરાના કાનમાં બે માણસોનો આવાજ અથડાતો હતો. એક ઇન્સાન, બીજો અમીર.

દિવસના વખતે આ બન્ને યુવાનો ઝોહરાના બાપ પાસે આવ્યા હતા, એક પછી એક.

ઝોહરાના બાપે આવેલ યુવાનને સવાલો કર્યા હતા. ઝોહરાએ એ સવાલોના જવાબ સાંભળ્યા હતા. બાપે ઇમરાનને પુછ્યું હતું "તમો શું કરો છો?"

"હું ડૉક્ટર છું. હાર્ટ સ્પેશ્યાલીસ્ટ. મારી આવક અનગળ છે. ઝોહરાને હું મારી જાન સાથે રાખીશ."

બીજા અમીરે કહ્યું હતું કે "હું ઇન્સાન છું. હું ઝોહરા-સાથે એક સાચા ઇન્સાન તરીકે વર્તીશ."

ઝોહરાને આ ડૉક્ટર અને ઇન્સાનમાંથી એકની પસંદગી કરવાની હતી. પસંદગીના વિચારમાં એ હમણાં ડુબેલી હતી. કોને પસંદગી આપવી, એ વિચારે ઝોહરાને મુઝવી મારી હતી.

ડૉક્ટર જાન સાથે રાખનાર હતો. અમીર ઇન્સાન તરીકે રાખનાર હતો.

કોને પસંદગી આપવી એ ઝોહરાથી સમજાતુ નો'તું. વિચારમાં ને વિચારમાં એણે સમય કાઢ્યો, અને એવામાં કુકડાએ આવાજ આપી.

કુકડાની આવાજ કાન પર આવતા ઝોહરા ઝબકી, અર્ધ નિદ્રામાંથી જાગી, અને તરતજ ઇબાદતમાં મશ્ગુલ થવા ઉઠી.

સવારના દસ વાગ્યા. બાપ ઝોહરાની પાસે આવ્યો. ઝોહરાની આંખો શરમથી ઢળી ગઇ. બાપે સવાલ કર્યો—

"શો નિર્ણય કર્યો બેટા?"

ઝોહરા ન બોલી શકી. એના અંતરનો ભાર ભારે થયો. અંતરના ભારથી ઝોહરા દબાઈ ગઈ. બાપે ફરીથી પૂછ્યું—

"દીકરી! તારી મરજી વિના મારાથી કશું થાય તેમ નથી. બોલ બેટા! તારો શું વિચાર છે?"

ઝોહરા દબાતા દિલથી બોલી—

"આપ જે કરશો તે મારા ભલાનુંજ

*Printed by Maganlal Mangaldas Patel,* at The 'Gangotri' Printing Press
*Kampith, Khand Bazar,* Surat

*Published by Azum Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahitya Karyalaya
*Tower Road,* Surat




# ૧૯૪૩

- *Philips*
- *Westinghouse*
- *RCA*
- અમેરિકન (ગવર્નમેન્ટ)

**radioplayers**

એન્ડ ગ્રેંડ ૫-૬-૭-૮ વાલ્વ

રેડી સ્ટોક

આજેજ પધારી સાંભળો

રિપેરીંગ અમારી ખાસ સ્પેશ્યાલીટી છે.

રેડીઓઝ — એરિયલ કીટસ — વાલ્વ

## ધી જનરલ રેડીઓ કું.

લાલગેટ, : સુરત.






# અનુક્રમણિકા


| વિષય સૂચિ. | લેખકનુ નામ | પૃષ્ઠ |
|---|---|---|
| અશ્રુ-અંજલી (સલામ) | ગિરિમલ | ૨૦૯ |
| ઇસ્લામી શિક્ષણ (કુર્આન) | મૌ૦ અ. રહીમ | ૨૧૦ |
| „ „ (હદીસ) | „ „ „ | ૨૧૧ |
| આગાઝથી દુન્યા | "બેકા" | ૨૧૨ |
| માનવી પર દયા કરે કોઇ (કાવ્ય) | "અમીન" | ૨૧૬ |
| ચોક | ગ. વણજારો | ૨૧૭ |
| શાદીખાના આબાદી-સેહરા | તાજ | ૨૨૦ |
| રણ | હરમોહન દેસાઇ | ૨૨૧ |
| ફતાવા | મૌ૦ અ. અશરફ | ૨૩૧ |
| વસીયત | "કિસ્મત" | ૨૩૪ |
| તુર્કી વિષે કંઇક | "શાન્ત" | ૨૪૧ |
| "નઝમે કુર્આન" | જ૦ "ગાલિબ" | ૨૪૩ |
| શાહેનશાહ આલમગીરની શિખામણો | સઇદ બક્ષાવી | ૨૪૪ |
| અગર જો"—'ઝગડાર જો (કાવ્ય) | શૌકીન-મઝદૂર | ૨૪૮ |
| મેહફિલ | સાદિક | ૨૪૯ |
| ઇસ્લામ પ્રચાર | 'તાજ | ૨૫૧ |
| દીદારે રસુલ (સલ૦) | ફિરદોસ-અમેરી | ૨૫૫ |
| સ્વીકાર અને સમાલોચના | તંત્રી | ૨૫૭ |
| શહેર મુસ્લિમ શાદી-જન્મ-મરણ | | ૨૫૮ |



**વાર્ષિક લવાજમ** હિન્દ રૂા ૫ બર્મા ૬ પરદેશ રૂા ૧૦ (શિ ૧૫) છુટક અંક આના

લવાજમ પુરૂ થયાની ખબ બાજુના ચોકડામા આપી છે, બીજો અંક પ્રગટ થાય ત્યાં સુધીમ જો લવાજમ નહીં મળે તો વી. પી થી નવો અંક રવાના થશે રેપર ઉપર ગ્રાહક નંબર હમેશા લખાય છે તે નોંધી રાખો. મનીઓર્ડર અથવા પત્રવ્યવહાર વખતે તે જરૂર લખો અંક નહિ મળ્યાની ફર્યાદ તારીખ ૨૫ સુધીમા હિંદના ગ્રાહકોએ કરવી

સરનામુ નીચે મુજબ —

VAHSHI SAHITYA KARYALAYA Tower Road, Surat



પુ. ૫ અંક ૫ મો

# અશ્રુ–અંજલી !

( શબ્બીરની પવિત્ર સેવામા )

---

અસ્સલામ અય કરબલાના વીર રણધીર અસ્સલામ,
અસ્સલામ અય ધૈર્યના ધરનાર શબ્બીર અસ્સલામ
અસ્સલામ તુજને મુહમ્મદ મુસ્તફાના લાડલા,
અસ્સલામ અય ફાતિમા ને મુર્તઝાના લાડલા
મગરૂબ તે જુઠ પાસે નવ નમાવ્યુ શીશને,
મગરૂબ તે સત્યના ખાતિર કપાવ્યુ શીશને
લાખો સામે માત્ર બોંતેર લઇને આવ્યો વીરલા,
રંગ શત્રુ-સૈન્યમા ભારે જમાવ્યો વીરલા
હાક તારી સાભળીને મૃત્યુ પણ કંપી જતુ,
જોઇને તુજ શૌર્યતા એ શસ્ત્રથી શરમી જતુ
કરબલામા હોશથી પીધો શહાદત-જામને,
ને અનન્તાને વરી કર્યું અમર તુજ નામને
તે ખુદાની રાહમા ક્યા કોઇની પરવા કરી,
જાનને કુરબાન ઉમ્મત મુક્ત બસ કરવા કરી
સંકટો હસ્તા મુખે ધીરજથી સેહનાર હુસૈન,
ન્યાય ને સ્વતંત્રતાના સત્ય ચાહનાર હુસૈન
હો સલામ અગણિત તને અગણિત સલામીના ધણી
અસ્સલામ બને જગતની નેકનામીના ધણી
અંજલી અશ્રુ તણી અર્પે છે "બિસ્મિલ"ની કબૂલ
વીર નર આજે સલામી દિલથી મુજ દિનની કબૂલ

"બિસ્મિલ" ધોરાજની

# કુર્આન

## અલ્લાહ તઆલાનુ ફરમાન

(૨૮૩) અને યતીમોને નિકાહની વયે પહોચતા સુધી અજમાવતા રહો ફરી જો તેઓમા કઇક સભ્યતા માલમ પડે તો તેમનો માલ તેમને હવાલે કરો, અને તેમના મોટા થઈ જવાની ચિતાએ તે માલ ઉડાવપણે અને ઉતાવળે વાપરી ખાઈ ન જાઓ, અને જો (વાલી) ગુજાશવાળો હોય તો તેમણે યતીમના માલથી બચવુ જોઇએ પણ જો મોહતાજ હોય તો (તેમાથી) રીતસર ખાવુ જોઇએ, ફરી જયારે તેમની મિલકત તેમને સોપો તો તે ઉપર સાક્ષી રાખો, અને ખુદાપાક હિસાબ લેનાર બસ છે (કુર્આન)

\+ + + +

(૨૮૪) તમારી માઓ, દીકરીઓ, બહેનો, ફોઇઓ, માસીઓ, ભત્રીજીઓ અને ભાણજીઓ તમારા ઉપર હરામ કરવામા આવી છે અને જે માએ તમને ધવડાવ્યા છે તે તથા દૂધ બહેનો તથા તમારી સાસુઓ, તેમજ તમારી જે સાથે તમે સમાગમ કરી ચુકયા છો તે ઓરતોની (આગલા ઘરની) છોકરીઓ, જે તમારી દેખરેખમા છે, (તે પણ હરામ છે) પણ જો તમે તેણીઓથી સોહબત નથી કરી તો (તેણીઓની છોકરીઓ જોડે પરણવામા) તમને કઇ ગુનોહ નથી અને તમારા વશ છોકરાઓની વહુઓ તે તેમજ બે બહેનોને એકઠી કરો, (તો તે પણ હરામ છે) પરતુ (આ હુકમ પહેલા) જે થઇ ચુકયુ (તે માફ છે) બેશક ખુદાપાક અતિ ક્ષમા આપનાર (અને) મહા દયા કરનાર છે (કુર્આન)

× + + ×

(૨૮૫) જેઓ ખુદાઇ કરારનો તેની મજબુતી પછી ભગ કરે છે, અને જે વસ્તુને ખુદાપાકે જોડવા ફરમાવ્યુ તેને તોડી નાખે છે અને દેશમા ફસાદ મચાવતા રહે છે, એ લોકોજ ભારે નુકસાન ઉઠાવનાર છે (કુર્આન)

સપાદક —મૌ૦ અબ્દુર્રહીમ—



રસૂલુલ્લાહ (સલ૦)નુ ફરમાન

(૨૮૩) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે સ્વર્ગવાસીઓ પોતાના ઉપર ઉંચે મહેલવાળાઓને એવી રીતે નિહાળશે જેવી રીતે કે તમો આકાશના કિનારા ઉપર આઘે પ્રકાશિત તારાને જુઓ છો પછી તે પૂર્વમા હોય કે પશ્ચિમમા હોય. આ તફાવત તેઓમા મરતબાના કારણે છે, સહાબાઓએ અરજ કરી યા રસૂલુલ્લાહ! તે ભવ્ય મહેલો તો પૈગમ્બરોના હશે તેમના સિવાય અન્ય કોઇ ત્યા પહોચવા પામશે નહિ? આપે ફરમાવ્યુ કે કેમ નહિ (પહોચશે?) સોગંદ છે તેના, જેના કાબૂમા મારો પ્રાણ છે કે ત્યા તે લોકો પહોચી શકશે કે જેઓ અલ્લાહ પર ઈમાન લાવ્યા અને રસૂલોને સાચા માન્યા (સહીહૈન)

* * * *

(૨૮૪) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે એક માણસે પોતાના મુસલમાન ભાઇની જે બીજા ગામમા રહેતો હતો તેની મુલાકાતનો ઈરાદો કર્યો, તો અલ્લાહે માર્ગમા એક ફરિ-શ્તાને બેસાડયો જ્યારે તે તેની પાસે પહોચ્યો તો ફરિ-શ્તાએ પૂછયુ કે કયા જાય છે? તેણે કહ્યુ કે આ ગામમા મારા એક ભાઈને મળવા જાઉ છુ ફરિશ્તાએ પ્રશ્ન કર્યો શુ તારો તેના ઉપર કઈ ઉપકાર છે જેને વધારવા ચાહે છે? તેણે ના પાડતા કહ્યુ માત્ર ખુદાને માટે તેની સાથે મહબ્બત રાખુ છુ ફરિશ્તાએ કહ્યુ કે હુ ખુદાના તરફથી આ સંદેશો લઈ તારી તરફ મોકલવામા આવ્યો છુ કે જેવી તુ અલ્લાહ વાસ્તે તેની મહબ્બત રાખે છે તેમ અલ્લાહ તારી સાથે મહબ્બત રાખે છે. (મુસ્લિમ)

* * * *

(૨૮૫) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે ખચીત સત્ય બોલવુ નેકીનો માર્ગ બતાવે છે અને ખચીત નેકી સ્વર્ગમા પહો-ચાડે છે અને ખચીત એક માણસ સાચુ બોલ્યા કરે છે, તે એટલા સુધી કે અલ્લાહને ત્યા તે સાચો લખાય છે અને ખચીત જુઠુ બોલવુ નાફરમાનીનો માર્ગ બતાવે છે, અને નાફરમાની દોઝખમા તાણી જાય છે અને ખચીત એક માણસ જુઠુ બોલ્યા કરે છે, તે એટલા સુધી કે અલ્લાહને ત્યા તે ઘણો જુઠો લખાય છે (સહીહૈન)

—સાદિક સા૦ રાદેરી



કરાચી ખાતે લેડી હારુનના પ્રમુખપદે એક મુસ્લિમ મહિલા પરિષદ પણ ભરાઈ ગઈ અને તેના પ હજાર ઉપરાંત મુ બાનુઓએ ભાગ લીધો હતો પરિષદ સંપૂર્ણપણે સફળ થઇ હતી, અને તેમાં એવું જણાવાયું હતું કે "મુસ્લિમ કોમની જાગૃતિ માટે સ્ત્રી વર્ગની જાગૃતિની ખાસ આવશ્યકતા છે સ્ત્રી કેળવણીનું પ્રમાણ બીજી કોમોને મુકાબલે ઘણું ઓછું છે, જ્યાં સુધી મુ સ્ત્રી કેળવણીને ફેલાવો થશે નહિ ત્યાં સુધી મુ કોમની સામાજીક, આર્થિક, કે રાજકારણ એક તરીકે લગતા સવાલોનો સંતોષકારક ઉકેલ થવો મુશ્કેલ છે" વાત તો સાચી છે આપણો અભણ સ્ત્રી સમુદાય આવી પરિષદોથી જાગૃત થાય અને કેળવણીના ક્ષેત્રમાં દાખલ થાય એ ઇચ્છવા જોગ છે, પણ ખાસ કરીને કોમની સ્ત્રીઓ હિંદુ ને પારસી, કોમની ભણેલી ને ગણેલી ગણાતી સ્ત્રીઓ, કેળવાયા પછી કપડાની ટાપટીપ વધારે, ઘરની ધણીને વધુ ને વધુ ભાર પડતી જાય છે, એવી ઉપલકીયા ટાપટીપીયા કેળવણીથી કંઈ શુકરવાર વળવાનો નથી! ઇસ્લામી સરકારના વર્તુળમાં રહીને કેળવણી અપાય કે જેથી મુસ્લિમ સ્ત્રીઓ નેક બીબીઓ બનીને રહે રૂપ-સૌન્દર્યની ફરતી હાટડી જેવી સુધરેલી દેશી મડમો નહિ! આદર્શ ગૃહિણીઓ બને, પ્રગતિવાદી માતાઓ બને શમ્એ મેહફિલ નહિ! કારણ કે જ્યાં સુધી પશ્ચિમી તાલીમને આધારે આપણે જીવવાનું છે, ત્યાં સુધી યુરોપની નકલ ઘુસી જવાનો ઘણો ભય રહે છે! આપણા સમાજને સંસ્કૃતિને બંધબેસતી તાલીમ આપવાનો પ્રબંધ થાય અને તેમાં મુસ્લિમ

નાગ મુસલમાનોજ છે ! કહો મુસલમાનો કઈ બાબતમાં પછાત છે? હા ! કેળવણીમાં પછાત હોય, ઉંચી નોકરીઓમાં પછાત હોય, વહેપાર વણજ કે હુન્નર ઉદ્યોગમાં પછાત હોય તેમાં શું થયું? બનેટીપટાના અખાડામાં તો આગળ છેને? આવે ટાણે કુસ્તી કરવી હોય તો ! જુવો જગત ચેમ્પીયન મલ્લ ગામા પણ મુસલમાન છેને ! શાદીમાંય મુસલમાનો ક્યાં પાછળ છે? કામ ધંધા પડતો મુકીને અનેક રાતોના ઉજાગરા ! મુસ્લિમ શાદીઓ અને તેમને માણવા મુસ્લિમ જનતા કરે છે ! કોઇ પણ મુસ્લિમ જલસાની ધામધુમ જોશો, તેમાં અપાતા ભાષણોનો જુસ્સો જોશો, આગેવાનોનો ભપકો જોશો, તો તમને ખાતરીજ થઈ જશે કે મુસલમાનો કોઈ વાતમાં પાછળ નથી !

o

અનેક બકરી ઈદો આવી અને ગઈ, પણ મુસલમાનોમાં કુરબાનીની ભાવના સતેજ થવાને બદલે ઉલટી મંદ થતી જાય છે. હા ! ગોશ્ત ખાવાની ભાવના ખુબ વધતી જાય છે એ ખરૂ ! તેમજ અનેક મુહર્રમની ઉજવણીઓ વરસો વરસ થતી રહે છે ને શહાદતની ભાવના હૃદયમાંથી સાવ વિસરતી જાય છે ! મુહર્રમ ઉજવવા નીકળનાર મુસલમાનોને પૂછો કે હુસેન (અલે૦)એ હાથે કરીને સ્વીકારેલી શહાદતનો મર્મ શું છે? તો તે કોને હાથ ધરશે ! સાપ ગયા ને લીસોટા રહી ગયા તેમ નિરાળ તહેવાર તરીકે મહોર્રમને લોકો યાદ કરે છે. સત્ય વચન ને ટેક ખાતર શહીદ થનાર તે શહીદોના શહેનશાહની શહાદત પરથી બોધપાઠ લેવાનું કોઈને સુઝતું નથી.

'ઇસ્લામ ઝિન્દા હોતા હૈ હર કરબલાકે બાદ'

એવું તો ઘણાય ઇસ્લામી લેખકો લખે છે અને નાટકોમાં જોરશોરથી કહેવાય છે પણ કોઈ એને સાંભળીને ધ્યાનમાં લેતું નથી ને? સત્ય ખાતર પોતાની જાતને, કુટુંબને, ઘર બારને, તારાજ કરનાર તે અડગ વીરોને માનનાર મુસલમાનો પોતાના પયગમ્બર (સલ૦)ની ઉમ્મતની ખાતર આખું ખાનદાન તબાહ કરનાર તે શહીદોના શહેનશાહની યાદ મુસલમાનો કેવા વિપરીત રીતે ઉજવી રહ્યા છે? પોતાની અનામી મનોદશાથી તેમના નામ અને કોમને બદનામ કરી રહ્યા છે ! મુસલમાનોમાં ખુદાના ફઝલથી જાગૃતિનું પ્રમાણ તો વધતું જાય છે, છતાં હજી ઘણી જહાલતનું પ્રમાણ તો જરાય ઘટતું નથી ! ખુદા મુસલમાનોને બલિદાનનો મહિમા અને શહાદતના મર્મો સમજવાની તોફીક અતા કરે ! આમીન

# પોઠ

ટાંકનાર
વણજારો

ગાયકવાડી છત્રછાયા હેઠળ મનુ મુનશી આણી ત્રુ એ ભજવેલું 'ગુજરાતી સાહિત્ય પરિષદ'નું નાટક ખલાસ થયું અને એની પાછળ ઘણી ઘણી યાદો છોડતું ગયું છે કેટલાકોને એ "ભવ્ય જલસો અને અલ્પ કામગીરી" જેવું લાગ્યું, ત્યારે કેટલાકોને એ 'ઉમરાવોની સભા' જેવું લાગ્યું નાટક ભજવવાનું સ્થળ ન્યાયમંદિર હોવા છતાં એ નાટકમાં વણાઓને ન્યાય ન મળ્યો 'ખબરદાર'ને પ્રમુખસ્થાનેથી કેમ ખસવું પડ્યું એ સવાલ એમનો એમજ રહ્યો અને એ ખુરસી પર લેડી વિદ્યાગૌરીને બેસાડી દેવાયા એની દરખાસ્ત લાવનાર અને એને ટેકો આપનાર બધાયે વિદ્યાગૌરીની તારીફના એટલું અને એવું બોલ્યા કે જાણે કોઈએ પડકાર્યાથી એમને એમ બોલવાનું સૂચન જ કરી રાખ્યું હતું છતાં એમાં રમણલાલ દેસાઈએ તો રંગ રાખ્યો જ લેખાય એમણે તો આખી દુન્યાની નેતાગીરી સ્ત્રીને જ સોંપવી જોઈએ એટલે દરજ્જે કહી નાખ્યું શબ્દો વાપરવા હોય ત્યાં કંજુસાઈ શા માટે કરવી? જગત પણ ઉગતાને પૂજે છે, આનકારે કે આથમી ગયેલાને, જતા રહેનારને, કોણ સંભારે છે? સાહિત્ય પરિષદે આમ જનતામાં પહોંચવું જોઈએ એમ માનવા છતાં કોઈ કંઈ બોલ્યું નહિ 'કનૈયાની લીલા' આગળ જાણે કોઈનું કંઈ જ ચાલતું ન હોય તેમ! કનુ દેસાઈ બોલ્યા 'ધૂમ'તુ બોલ્યા, ભોગીલાલ બોલ્યા અને એ બધું છાપામાં છપાઈ ગયું ઠીક છે, સારૂ કહેવાય, અને બસ આમ આમ શું હોય? પરિષદમાં ચંદ્રકો અપાયા ઇનામો વહેંચાયા, પાદપૂર્તિઓ બોલાઈ નિબંધો વંચાયા, અને સંગીત પણ રજુ થયું, ગરબા પણ ગવાયા અને દાંડીઆરાસ પણ રમાયો મનોરંજનના એ પ્રોગ્રામો સાથે મનોભંજકના બનાવો પણ બન્યા પોલીસવાળાઓએ ઘણાઓને રોક્યા, ઉતારી પાડ્યા, લૉકર કર્યા ટીકીટો ન મળી વ્યવસ્થા પણ બરાબર ન જળવાઈ સાહિત્યની સભામાં સાહિત્યકારોનું અપમાન થાય ઉમાશંકર સુન્દરમ, વીસાનાળા ચાપશીભાઈ જેવાઓને પોલીસ પેસવા ન દે એ શું કહેવાય? પાછળથી એ બદલ માફી માગવા કરતાં પહેલાથીજ એની વ્યવસ્થા જળવાઈ હોત તો સારૂ સાહિત્યની સભામાં પણ એક જાતનું અમલદારી રાજશાહી વાતાવરણ છવાએલું રહેતું, અને ઘણાના ગળા રૂંધાતા આમ હોય તો પછી એના માટે કોઈ બીજુ સ્થાન કેમ ન રખાયું? પ્રજા વર્ગ, સાહિત્યકારોની સભા એક સરકારી મકાનમાં શા માટે? સાહિત્યકારો, જે આઝાદી ઇચ્છે છે તે સભામાં ન હોય ત્યાં શું મઝા આવે?

નવલિકા માટે રામનારાયણ પાઠકને ચંદ્રક અપાયો એમાં વ્યવહાર દક્ષતા માત્ર હતી તેઓને પ્રમુખ ન બનાવ્યા મળેલું તેની ભેટ જેવું એમાં લાગ્યું પાદપૂર્તિ માટે મનુ દવે, અને બીજાઓને અપાએલા ઇનામો જુઓ અને એમની કૃતિઓ જુઓ, સાધારણ પ્રાસંગિક વસ્તુ રજુ કરવા સિવાય એમાં કાવ્ય જેવું શું છે? કવિતામાં સૂક્ષ્મતા, અર્થઘનતા, ની વાતો કરનારા ત્યાં બેઠા હતા છતાં કેમ કંઈ બોલ્યા નહિ?

નિબંધો કોઈએ રસથી સાંભળ્યા નહિ, ફૈયાઝખાનું સંગીત ચાલતું હતું ત્યારે લોકો વિખેરાઈ રહ્યા હતા નિબંધોમાં પટણી સાહેબે 'દૂધ' 'ઘી'ની વાત કાઢી એમને જુવાર ચોખાની વાત કેમ યાદ ન રહી? અને સાહિત્યની એ પરિષદમાં તેઓ બીજુ કાંઈ કહેત તો સારૂ! કેમકે, ભાવનગરમાં તેઓ દૂધ ઘી બાજરો અને એ વિષયો પર બોલ્યાજ કરતા હશેને?

ધૂમકેતુ બોલ્યા "કાચા કારકૂન થજો, લેખક ન થતા" આ સવાલ સાંભળી એમને "બહુ ડાહ્યા" કહેવાનું મન થઈ આવ્યું ભલા આ ભી એ નથી જાણતા કે કંઈ પણ થવાની સૂઝ ન પડવાથીજ લોકો લેખક થાય છે કાચા કારકુન

થવાની મનાઈ આપી તો શું નૈકટર નથી થઈ શકાતું ? પરતુ લેખકોને બીજું કઈ થવું જ નથી લેખક થવું છે, અને કહેવું છે તમે ના કરેગા તોપણ એ આદત હવે છૂટવી મુશ્કેલ છે માટે એ સનાદ કઈ કામની નથી

બીજી વાત 'લેખક મિલન'ની પણ વર્તતી મૂકાઈ છે જો કે એમા હજુ ઉઘાડે છોગે કઈ જાહેર થયુ નથી પરતુ લાગે છે ખરુ કે લેખકાનું મડળ સ્થપાશે ખરું

છેવટ એકજ વાત એ સભામા કોઈને મોઢેથી ન નીકળી અને તે મુસ્લિમ સાહિત્ય તથા મુસ્લિમ સાહિત્યકારોની! ગુજરાતમા આટઆટલા મુસ્લિમ લેખકો પત્રકારો અને કવિઓ હોવા છતા ભૂલથી પણ કોઈએ સભામા એમને સભાર્યા નહિ એનું કારણ શુ હશે? એમા કસૂર વાર કોણ લેખાવુ જોઈએ? એ સવાલના જવાબો જવાબો વાચકો પોતેજ વિચારી લે

° ° °

આપણા આદેશ, ચની ગઝેત મેગેઝીને કંઈ મળે આપવાનુ નામમાણુ એજ છે–'ચૌદમુ રતન (બ ક ઠાકોર)

સાક્ષરશ્રી બળવતરાય ઠાકોરે પોતાના લાબા ઇતિહાસમાથી શોધી કાઢેલી સાચી શ્રદ્ધા છે "ચૌદમુ રતન' કિવા મથીપાક યાને માર મનોનુ સતતર અને ઇચ્છાઓનું ડહાપણ જ્યા નકામુ નીવડે છે ત્યા એકજ વસ્તુ સફળ થાય છે અને તે માર અને તેથીજ તો કુદરતે જગતપર હિટલર, રાઝે સ્ટેલીન, જેવા માણસો મોકલી આપ્યા છે જેથી આડે ચઢી ગએના-ઓને ચૌદમુ રતન ચખાડીને સન ઠેકાણે લાવે પેલી ગુજરાતીની જુની કહેવત "માર ભુડુ અને કર સીધુ" પણ એ મતલબના ટેકારૂપ છે અહિંસાની આટઆટલી ચર્ચાઓ થવા છતા અને રપોર્ટો હિદપર, ગુજરાતપર અહિંસાના પૂર ફરી વળવા છતા બલુ કાકા પોતે પોતાની શ્રદ્ધામા પાકા છે તેઓ હિંસામા માને છે તેઓ છેવટનો અને સરળ ચુકાદો વિવાદથી નહિ પણ એમ ગોસાથી લાવવામા માને છે ત્યારે તો આપણે પણ પેલુ જુનુ ગીત ફરીથી ગાવુ શરૂ કરીનુ કે

બુધે જાર બાજરી
બુધે નાર પાધરી
બુધે ટાબુ કોદવા ?
બુધે જાઠ રાનુ રે !

આ બુધે એટલે બુધવારે નહિ પણ બુધુ મારે કિવા ચૌદમા રતનના પ્રતાપે

° ° °

'સર્વ સુખની સીમા જ્ઞાન" એવુ કહેનાર પડિત પોતાના કથનમા માત્ર એકજ અક્ષરની ભૂલ કરી છે અને તે જ્ઞાન નહિ પણ અજ્ઞાન લખવું, કહેવુ જોઇતુ હતુ એથી જગતને આજે વધુ પીડી રહ્યું હોય તો વિજ્ઞાન છે લોકો વધુ દુખી થઈ રહ્યા હોય તો તે જ્ઞાનીઓ છે આજનુ ઘોર યુદ્ધ જ્ઞાને જમાવ્યુ છે અને વિજ્ઞાને વિસ્તાર્યુ અને ભયકર બનાવ્યુ છે આવતા સમાચારો બનતા બનાવો, એક જ્ઞાનીને એટલા મૂઝવે છે તેટલા અજ્ઞાનીને નથી મૂઝવતા "આ શુ થવા બેઠુ છે ? હવે શુ થશે?" એ વિચારો જેટલા જાણકારને અશાંત બનાવતા હશે તેટલા અજ્ઞાનને નહિજ સામાન્ય રીતે જોતા સામુદાયિક વિપત્તિઓથી અજ્ઞાનીઓ બચી શકતા નથી પરતુ તેઓ એક વસ્તુ જરૂર બચાવી શકે છે હૃદયનુ સ્વાસ્થ્ય મનની શાંતિ પરતુ જાણકારને એ વસ્તુ મળવી મુશ્કેલ છે અને એ શાંતિ ન મળતા તે દુ:ખીજ થાય છે જ્ઞાની અને અજ્ઞાની કરીએ ઓછપ ન હોવા છતા એક સદ્ગૃહસ્થને મોટરમા ફરતા જોઈ અને પોતાને પગપાળા દેખી જે દુખ જ્ઞાનીને થાય છે તે અજ્ઞાનીને થતુ હશે કે કેમ! એ એક સવાલ છે ગમે તેમ હોય પરતુ એટલુ તો ઉજ કે સુખમા તે રહી શકે છે જે અજ્ઞાન, અજાણ હોય છે જાણવું, સમજવું, ઉકેલવું, જે કાંઈ આપી શકે છે તે અસતોષ હોય છે અને અસતોષમાથી દુખ પેદા થાય છેજ માટે વધુ જાણવાની અને વધુ સમજવાની કોશિશ ન કરવી એજ એક સુખી થવાનો ઉપાય છે

# આ જાહેરાત તમારી આશા પૂરી પાડશે

**સાયન્ટીફીક ઓઇલ (રજી)** આશ્ચર્યજનક તેલની અસરકારક અસરથી લાભ ઉઠાવો ન પાન બાંધવાની જરૂર છે કે ન તો કપડું લપેટવાની અગત્ય, ન ફોલ્લા ઉઠવાની બીક છે લગાડતાની સાથેજ નસોમા પ્રવેશ થઇને બેચેન કરી દે છે માત્ર એકજ શીશીનો વપરાશ ચાહે ગમે તે કારણે વાંકાપણુ, સુસ્તી, નપુસકતા કે ઇચ્છા ન થવાની વૃત્તિ પેદા થઇ ગઇ હોય, તો તે દૂર કરી શરીરને કુદન ને પોલાદ સમ બનાવે છે ખાત્રીથી માનો કે આ તેલથી ઉત્તમ તેલ આ જગતના પટ ઉપર ક્યાય નહિ મળે આના વપરાશ પછી નસો અને પગોઓમા નવ જીવન, ઘણી સખતાઇ, ન સહન થનારી તેજી આવી જાય છે જેને જાહેર કરતા સભ્યતા આડે આવે છે આ તેલ બધા વાતો માટે ચમત્કારીક છે દરેક વય ને દરેક મોસમમા વાપરી શકાય છે તે તમામ ખામીઓને દૂર કરી નકામામા નકામા થઇ ગયેલાને ગર્વ લેવા જોગ સાચો પુરૂષ બનાવી દે છે કિમત માત્ર બે રૂપીઆ. પોસ્ટેજ જુદુ આના વપરાશ પછી હમેશના માટે પુરૂષાતનને લગતી તમામ ફરિયાદો દૂર થઇ જાય છે તદ્દન બીનજોખમકારક અને અચુક આનંદ આપનાર છે **કિમત માત્ર બે રૂપીઆ : પોસ્ટેજ જુદુ.**

**હુબ્બે ઇશરત (રજી)** આ ગોળીઓ ભારે ટકાઉ છે ખાસ પ્રસંગે ઉપજતી લજ્જાથી બચાવી લે છે જલદી વીર્યસ્ખલનની ફરીયાદ કદાપી થતી નથી અભીમાનીનું અભીમાન પળ વારમા દૂર કરી તેને ગુલામ બનાવી લે છે **કીમત બાટલી એકના બે રૂપીઆ પોસ્ટેજ મંગાવનારને શીર છે બે દવાઓ સાથે મંગાવનારને પોસ્ટેજ માફ.**

**દાફએ જીરયાનો એહ્તીલામ (રજી)** આ જાદુઇ અસર ધરાવનારી ટીકડીઓ દરેક પ્રકારના હઠીલા ધાતુસ્ત્રાવ અને સ્વપ્નમા જતી ધાતુના રોગને ખુદના ફઝલથી દૂર કરે છે પેશાબથી પહેલા અથવા તે પછી આવતી સફેદી અને પાતળી ધાતુને ઘટ બનાવી પુરૂષાતનને બળવાન બનાવે છે શરીરમા તાજગી અને બળ પેદા કરે છે ચહેરાને લાલચોળ બનાવે છે થોડાક દિવસના વપરાશથી શરીર પર અસર કરી વીર્યને ઘટ ને મજબૂત બનાવે છે અને નવા ઘટ ધાતુ નવેસરથી પેદા કરે છે આના વપરાશ પછી ધાતુને લગતી તમામ ફરીયાદો જીવનભર માટે દૂર થઇ જાય છે હજારો બીમારો પર અજમાવેલી દવા છે ૮૦ ટીકડીઓની શીશીની કિમત રૂા ૨, પોસ્ટેજ જુદુ આ દવા ઝવેરાતમા તોલવાને લાયક છે હજારો નિરાશ થએલાઓને આશાવંત બનાવી દેવા એ આ દવાનો અદના ચમત્કાર છે હિંદની બહાર પણ આ દવા ભારે પ્રખ્યાતી પામી ચુકી છે ધાતુસ્ત્રાવનો જડમુળથી નાશ કરવા માટે આ દવાની બરાબરીમા આવે એવી દવા હાજર કરવાની હિંદના દરેક દવાખાનાને અમારી ચેલેન્જ છે જેનુ મન ચાહે તે અજમાયશ કરી લે

૮૦ ટીકડીઓની શીશીના રૂા ૨ પોસ્ટેજ જુદુ (દેહલીનુ જગમશહુર કારખાનુ)

UNDER SUPERVISION OF UNANI TIBBI BOARD

**ઇન્ડો જેન્યુઆઇન કેમિકલ વર્કસ (રજી)**

Phone 6920 જામે મસ્જીદ, પોસ્ટ ઓફીસની પાસે, દિલ્હી ન K S

રાંદેરના જનાબ 'દના', 'બેકાર', 'મુન્શી ઉમરખાન', 'હઝીં', ઉપરાંત બે ઘડી મોજના તંત્રી જ. 'શયદા', જ. 'નસીમ', 'ઘાયલ', 'નિસાર', 'અસર' સાવેરી, 'મીનતી', મસ્ત 'હબીબ', 'અમીન' આઝાદ, 'મઝાક', 'આસી' 'ગઝાલી' વિ૦ શાયરો બહારગામથી પધાર્યા હતા

ગાના દસ વાગે જનાબ વહરી સાહબના ઘર આગળ અપૂર્વ માનવ મેદની જામી કેમ ન જામે? એક તો રાંદેરના મશહૂર ખાનદાનના નબીરાઓની શાદી ને બીજુ શાયરોને સાંભળવાની ઉત્કંઠા

પ્રથમ હાફિઝ યુસુફ ગુલામમહમદ દુધાએ કુરાન શરીફની તિલાવત કરી એ પછી શાયરોએ પોતાના સેહરાઓ વાંચ્યા હતા પ્રથમ ગુજરાતી ને પછીથી ઉર્દૂ સેહરાઓ વંચાયા હતા

આમ સેહરાઓ બાદ જ બે કલાક નીકળી ગયા એ પછી ફૂલહાર અર્પણ થયા બાદ સૌએ કેકોના પીણાંને ઇન્સાફ આપ્યો ત્યાંથી સૌ સરઘસમાં ભાઇ ઇસ્માઇલની નિકાહખાની માટે જ યૂસુફ મરહુમ હાટીયા સાહેબને ત્યાં ગયા હતા. ત્યાંથી પરવાર્યા પછી સૌ ભાઇ આરિફની નિકાહખાની માટે જ હાજી ઇબ્રાહીમ મહમદ યુસુફ ઇરમાઇલ સાહબને ત્યાં ગયા હતા નિકાહખાની પછી ત્યાંથી એ સરઘસ રૂપે જ વહરી સાહેબના ઘેર જઈ મુબારકબાદી આપી વિસર્જન થયા હતા.

આ અપૂર્વ શાદીના યાદગાર પ્રસંગે વંચાયેલા સેહરાઓમાંથી થોડીક પ્રસાદી અત્રે રજુ કરૂં છું

-[ ૧ ]-

મુખ છે સુંદર અને સુંદર પરે સુંદર સેહરો
રહી જશે યાદ બધાને એ જીવનભર સેહરો
પ્રેમ પડકારશે પોતાનો પરિચય પોતે,
બંધને બાંધશે બન્નેને બરાબર સેહરો
નાવ એક બનશે ને બીજો સુકાની બનશે,
પ્રેમ તોફાનના છલકાવશે સાગર સેહરો
એ મુલાકાતો નવી, રાતો નવી, વાતો નવી,
રચશે દુલ્હન અને દુલ્હાનુ પ્રણય પર સેહરો
જ્યારે સેહરાનુ થયુ પ્રેમથી શીર પર બંધન,
મુખને નૌશાહના જોતો રહ્યો દમભર સેહરો

—'અમીન' આઝાદ સુરત

-[ ૨ ]-

જોઇને શુભ ઘડી, જોઈ શુભ અવસર સેહરો
સ્વર્ગ એક રચશે નવુ આજ જમીન પર સેહરો.
સર્વ જોનાર કહે છે જોઇ સેહરાની બહાર
રહી જશે યાદ અમોને આ જીવનભર સેહરો
અર્શથી આવી છે મકબૂલ દુઆઓ થઇને
પામે તે કયાં ન પછી ગોદમાં આ ર સેહરો
ચન્દ્રે પણ કેમ દીવો હાર એ જળાકુળનો,
મનોહર મુખડી ઉપર જોઇને મનહર સેહરો.
ઉર્મીઓ, આશાઓ ઇચ્છાઓ બરાબર જોઇ,
બાંધવા સ્નેહના બંધન થયો તત્પર સેહરો

—મસ્ત હબીબ

-[ ૩ ]-

અનેરી ભાવના હું શબ્દ મહીં લાવું છું
અમુલ્ય મોતીઓની ગુલછડી લુટાવું છું
હૃદયની ઉર્મીથી દુલ્હાઓને વધાવું છું
નથી તો કાવ્ય તો હું આખડી બીછાવું છું
નવીન માર્ગ વિષે બાળ તમે જાઓ છો,
દિવાન છે નવીન બેના એક થાઓ છો,
તમારી આફતો સૌ દુર દુર થૈ જાએ,
તમારે કાજે વિશ્વ પુરનૂર થૈ જાએ,
બેર શું તૂર! નહીં કષ્ટ દૂર થૈ જાએ
સદાય દિલ મહીં ઇસ્લામની દોલત રાખો
દુઆઓ દઉં છું ખુદાવંદ સલામત રાખો

—શયદા (મુંબઇ)

-[ ૪ ]-

સજ્યા છે લગનની ઉર્મિના થઇ રહ્યા વિકસન,
ઘડી છે આજ કે રસની સુરા ભરે જીવન
પતગ ઝુનઝુનું છે–ને ચિરાગ છે ફનો
અહિ રચાયેલું નિરખુ છુ–એક નવુ ગુલ્શન
શિખા ચિરાગની–એક નવ બહાર થઇ ગઇ છે,
શિખા નથી કઈ–જ્યોતિના નૂર છે રોશન
કે, લગ્ન ગ્રન્થીઓ ગુથે છે આરિફ ઇસ્માઇલ,
રે, ભાવ એના સુખદ ભાગ્યનું કરે ગુથન
સદાય હર્ષની જીવનમા નૌ બહાર રહે,
હૃદયથી ઇચ્છુ હું શાદી તણા અભિનંદન

—નસીમ (મુબઇ)

-[ ૫ ]-

અનેક આવિટમા છે જ્યારે એ લાઇટ સેહરાની
પછી દિલમા ન થાએ કેમ રીઝર્વ સીટ સેહરાની
નઝર ગુદરની માફક સર્વની ચોટી છે નૌશાદ પર
ખરેખર મોટી છે ડીગ્રી અને ક્રેડીટ સેહરાની
બન્યો સૂરજ જો ઇસ્માઇલ તો છે ચંદ્રમા આરિફ
જીગર બન્નેને સોએ સો ટકા છે ફીટ સેહરાની
મુબારક હો મુબારક ભાઇ આઝમ આપને જગમા
ઘડી એ જશ્નની સોહામણી નાઇટ સેહરાની

—આસી સુરત

[ નીચેના સેહરાઓ પોસ્ટ મારફતે આવ્યા હતા ]

-[ ૬ ]-

ર જો ગમ દર્દો–અનમ દૂર નિરાશા હોજો,
દુ'લા દુલ્હનનું કરે ઉચ્ચ મુકદ્દર સેહરો
દૂલ્હા–દુલ્હનના માબાપ મુબારક તમને,
આંગણે લાવ્યો છે આ જ આ શુભ અવસર સેહરો
ખુશ થઇ આજ હર એક પુષ્પ દુઆ દે તમને
દેખો ઔલાની ઔલાદના શિરપર સેહરો

—મઝલુમ [કલકત્તા]

-[ ૭ ]-

માટે માટે માળીઓ ટકરાય છે!
સેહરો ઉત્તમ આજ કોનો થાય છે!
એ સ્પર્ધામા થયા બને અજોડ,
નીખિં સેહરાને સહુ રીઝાય છે
બને વરતુ કામ લાગી જાય છે,
સેહરા પુષ્પોના અહિ બધાય છે
શત્રુઓના દિન તપાસો ત્યા જઇ,
કેના તીણા કટો ભોકાય છે

—સૈયદ અમીરૂદ્દીન [ઉભોઇ]

-[ ૮ ]-

જુઓ દાદા–પિતાને આજ શાદી–ભેરના રૂપે
તમોને મોકલ્યા આહી સહર્ષે ગુલ્શને સેહરા
મુબારક કારવા–તંત્રીને હો પુત્રો તણી શાદી,
મૂકી છે આજ મારા ઉર્મિઓના નર્તને સેહરા
સમર્પી સ્વાસ્થ્ય સુખ, સાફલ્ય, સમૃદ્ધિ ઉભય દિલને,
ગગનવા જિંદગીને નિત પ્રભુના ગુંજને સેહરા
રહમ વરસો ખુદાની નિત્ય બને દંપતીના પર,
સ્ફુરો આયુ બનો કર્તવ્ય કેરા પાનને સેહરા
અભિનંદન, શુભેચ્છા આપી ઇસ્માઇલ, આરિફને,
આ હિમ્મત જાય છે ખેમા હવે નિજ આસ્ને સેહરા

—હિમ્મત–[પૂના]

[ ઉર્દૂ સેહરાઓ ]

-[ ૧ ]-

શુક્ર સદ શુક્ર ફિર આઇ હૈ આનમમે બહાર
શુક્ર સદ શુક્ર કે પુર કૈફ હુએ લૈલો નિહાર
ઇસ કદર આજ હૈ કૈના હુઆ હર સિમ્ત સફર
જિસ્કો દેખો નઝર આતા હૈ ખુશીસે માસ્રર
ઇસ્માઇલ આઝમકી યે શાદીકી ખુશીકા હૈ અસર,
આરિફ આઝમકી યે શાદીકા હે એક ખુશ મન્ઝર
યાદ કયા ખુબ યે શાદીકા સમા આજ સમા,
કે ફિઝા હો ગઇ પાકીઝ઼ગી ગુલઝારે જના
સુન્ની એકાર ભી અમ દિનસે યે દેતા હૈ દુઆ
કે હમેશા હી રહે શાદ બની ઔર બના.

—એકાર [ગોંદર]

-[ ૨ ]-

અગર તુમકો નહીં માલૂમ તો સુનનો સુનાઉં મૈં,
ઔર **ઇસ્માઇલ** કે ઘરવાલોંકી બાતે બતાઉં મૈં
ઇસી એક ખાન મેં હઝરતે અહમદકા નામ આયા,
મુબારક નામ વાલે હૈં મુબારક હી પયામ આયા
દુઆએ તુઝકો દેની ચાહીયે જો દિલસે નિકલી હો,
વોહ લેનાએ ઉમીદોંકી હો જો મેહમીનસે નિકલી હો
દુઆ યે હૈ કે ઇન્કો શા માનો કામસ રખ્ખે,
વોહ જબતક રખનેવાના યે ઝમીનો આસમા રખ્ખે

—મઝાક [ડભોઇ]

-[ ૩ ]-

મેરી નઝરમે હૈ વોહ ખાનાને ઇસ્માઇલ,
બયાન ક્યા હો મિત્હજમાન થા કે મિત્તાફસીન
મગર કે ઉન્કે બુઝુર્ગ એક અહમદે વાના,
કે જિન્કે નેક નિહાદ આઝમે શરાફત ઝા
જનાબે આઝમે અહમદકે દો હૈ લખ્તે જિગર,
સુરૂરે કલ્બે સલીમો વજૂદે નૂરે નઝર
ક્યા જો ઇન્મે હૈ બી એ જનાબે ઇસ્માઇન,
વોહ ખુર્દ આરિફે એમ એ શાહ હૈ દલીન
ઇન્હીસે હારે પિદરકી હે શાન બાશદો મદ,
"અગર પિદર ન તવાનદ પિસર તમામ કુનદ"
ઇન્હીકી આજ હૈ શાદીયે શા માનીય રોઝ,
હયાત જિન્કી હુઈ રોશનીયે મહરે ફિરોઝ
યે નાક નૌ હૈ બને આરિફ્ ઓર ઇસ્માઇલ,
ખુશીજહ, આયશાહ દુલ્હન બનીકે રામ્એ સખીન
ખુશીજહ આરિફે એમ એ કી શાનકી તકમીલ,
તો આયશાહ હૈ સુરૂરે જનાબે ઇસ્માઇન
દુઆયે '**ગાલિબે**' દીના કુબૂલ હો જાએ,
કલી કલી હસી ગુલ્શનકી ફૂલ હો જાએ

—અબ્દુનસ્સ '**ગાલિબ**' બજોદરી

-[ ૪ ]-

ક્યુ હૈ તાઝા યે સબ્ઝા ઝારે ચમન,
વઝમે ઝીનત હૈ ક્યૂ બહારે ચમન
ગુનો લાના હૈ ક્યૂ નિસારે ચમન,
ચહેચાતે હૈ ક્યૂ હઝારે ચમન
મઝદએ જાફિઝા સબા લાઇ,
બાગે આઝમમે ફિર બહાર આઇ
શાખે ઉમ્મીદ ફિર ન ક્યૂ હો હરી,
ખિલ ગઇ દિલકી એક એક કલી
શેઠ અહમદ કે ઘર રચી શાદી,
મિયા આઝમ કે નૌ નિહાલોંકી,
હો મુબારક બફઝન રબ્બે જલીલ,
તુમકો ભી આરિફ ઔર ઇસ્માઇલ
ઇલ્મ ફનસે હૈ બેહરવર દોનો,
નુકતે નુકતે સે હે બાખબર દોનો
સાહબે ફરમો ઝી હુનર દોનો,
પાક તીનત હૈ નેક તર દોનો
ખુશ સયરે ખુશ ખુસાન હૈ દોનો,
ખુશ લકા ખુશ જમાલ હૈ દોનો
તહીય્યતનામા ઇસ ખત્મ કરો,
એક નઇ બાત જિસ્સે હાસિલ હો
ફિક્ર તારીખ અય ઉમર કર લો,
મિસરા તાઝા યાની કોઇ લિખો
લો નિલ ગૈબસે યે આઇ હે
માયએ નૂર કતખુદાઇ હૈ

—**મુન્શી ઉમરખાન**

નોટ—છેલ્લી લાઈનના અદદ ગણતા સને ૧૩૬૨ હિજરી નીકળે છે

-[ ૫ ]-

ક્યુ ? નહિ પેહચાનતે ? આઝમ કે હે નૂરે નઝર,
જિન્કી શાદી કે જશન મે આયે હો તુમ દોળકર
યે હૈ ઇસ્માઇન અહમદ કે બુઢાપે કી ઉમગ,
યે હૈ આરિફ યાઅની આઝમકી તમન્નાઓકા રંગ
ઇન્કી યાની જઝમએ ખુશ્તાકી ગોયા ગુફતગુ,
ઇન્કે સેહરે અહમદો આઝમકી શરહે આરઝૂ
હર લગી હૈ ઇન્કે સેહરેકી મુકમ્મીન રેહકશા,
ગામઝન હૈ ઇસપે ઉમ્મીદોકા આઝમ કારવા

ઉન્કે સેહરેકી ખમોરી એક સરોદે જા નવાઝ
ઇન્કે સેહરે દેખકર મમતાકા આંખોમે ગરૂર
એક સેહરા બાગે જન્નત એક ફિરદોસે બહાર
એક પર રદના તસદ્દુક, એક પર ફૂર નિસાર
એક સેહરા બાપકી અઝમત હૈ દાદાકા વિકાર
એક બેહનોકી તમના, એક માકા ઇફતેખાર
ફુલકી લળીયોમે બલ ખાતા હૈ યૂ રંગે શબાબ
જૈસે ચિલમનકે કરીબ આ જાયે કોઈ માહતાબ
આખમે રખના ઉઠાકર દેખને ગર હમનશીં,
ગમમા કોઇ ખાર ઇન સેહરોકે ફુલોમે નહીં
દુલ્હને નાઝ આફરીં નાઝુક બદન નાઝુક ખિરામ,
દિલમે ઉતરી આ રહી હૈ જૈસે શાઇરકા કલામ
બેનકાબ ઉન્કા અગર જલ્વાની ફર દેખને
લે તમનાયે અફસી ઉન્કે દિલમે કરવટે
એક દુલ્હન શાખે ગુલ હૈ એક હૈ ખુદા ગુલામ
એક શબનમકા સિતારા એક દુરેં લાજવાબ
એક હૈ ઇસ્માઇલકે અરમા બેહરે અફ્ગાદા નકાબ,
એક હૈ આરિફકે પુર હસરત જવા રાતોકે ખ્વાબ
જબતક કલીયા ખિલ સેહરા બને શાદી રચે
માકુમે દુલ્હનમે કોઇ જબતક અફશા ભરે,
જબતક ગદીરસે છૂકર બહે તાપી નદી,
જબતક તાપી નદીમે રૂબવાય હો તૈરતી
આરિફ ઇસ્માઇલ ઇસ ઘરમે રહે કાયમ મુકામ
યાદ હૈ જબતક ખલીલુલ્લાહકે બેટેકા નામ
મહવે આઝમકી ઝિયાસે હો મુનવ્વર ઝિંદગી
યહ અહમદમે રેહકર હસ પડે ખિલકી કલી
માકી મમતા ઔર બેહનો કી દુઆ ભી સાથ હો
દસ્તે ઇસ્માઇલ મે આરિફકા દાઇમ હાથ હો

—'અસર' સાબેરી (રાંદેરા)

અમે બને વરવધુને ખરા અંતઃપુર્વક અભિનંદન આપીએ છીએ ને દુઆ કરીએ છીએ કે તેઓ સદા આનંદ અને ઉલ્લાસમા રહે બને વરવધૂઓને ખુદા મોટી ઉમર અને લાબુ નિરોગી આયુષ્ય અતા કરે આમીન

જ વહશી સાહબ ને જ હાજી અહમદ સાહબ તેમજ કુટુંબીઓને મુબારકબાદી અર્પી હુ પણ વિરમુ છુ

'તાજ'

## શુક્રિયહ

મારા ફરજંદો ઇસ્માઇલ અને આરિફની શાદીની મુબારકબાદીના ટેલીગ્રાફ અને પત્ર વારા ઘણા સદેશા મારા વાલિદ સા૦ મા । નામે અને ફરઝન્દોના નામે ઘણા અંગત મિત્રો કારવાના લેખક-કવિ મિત્રો અને એમ એમ પી ઑલ્ડ બોયઝ બધુઓ તરફથી મળ્યા છે કામના અતિશય દબાણના લીધે બધા સદેશાઓના જવાબો આપી શકાયા નથી તેથી કારવા દ્વારા બધા શુભેચ્છકોનો મા । વાલિદ સા૦ અને ફરઝંદો તેમજ મા । પોતા ।। તરફથી શુક્રિયહ અદા કરૂ છુ

વહશી

# રણ

કુસુમાકર એચ. દેસાઇ

પેન્સીલની આછી રૂપરેખા, અપૂર્ણ અવયવો અને તે પણ તદ્દન-સાવ નિરસ-આ બધાનો મેળ એ જાણે એનું જીવનચિહ્ન હતો એ પણ એક યુવક પરંતુ બીજાઓ કરતા જુદાજ પ્રકારનો મુખ પર હમેશા નિરસતા શરીરના અવયવો હમેશના દીનાહક થઈ ગએલા પાગળા માલમ પડતા ખમીસના બટન હોતા છતા ન બીડવાની તેની બેપરવા રીત જીવન એને માટે જાણે સૂગીઝરી ખરી પડેલા ઝાડ જેવું ! હાસ્ય ક્વચિતજ માલમ પડતું, અને તે પણ ફીકકુ-હૃસ્ય-હૃદયની સમતિ વિનાનું, ઊર્મિ વિનાનું મિત્રતા તો એને કદીયે ન ગમે ગમે એને ફક્ત એકાંત રખડવું એ તેનું ગત દિવસનું કાર્ય થઈ પડયું હતુ કોઇ બોલાવે નહીં ત્યા સુધી એ ભાઇ પણ બોલતો નહીં અને જ્યારે કોઇક તેને બોલાવવા દબાણ કરતુ ત્યારે તેના વદન પર કંટાળાભર્યાં ચિન્હો દોડી આવતા, અને પોતે ગણ્યાગાંઠયાં અર્થસૂચક શબ્દો બોલી આગળ ચાલવા માડતો

તેને જોતા સહેજ અનુમાન થઈ શકતુ કે જગતથી તે દાઝેલો હોવો જોઈએ તેના વદન પરથી બહુધા કરૂણાભર્યાં ભાવો તરતા સધ્યા સમયે, નદીના શીતળ ઘાસથી ભરેલા તટ પર તે એકલોજ બેસી રહેતો ક્વચિત ઉછળતા પાણી તરફ તે દષ્ટિ ચોંટાડીજ રાખતો કોઇ કોઇ વખતે નજીકના ઝાડ પર બેઠેલા કોઇ ખૂબસૂરત યુગલ-પંખીને નિહાળ્યાજ કરે, તો કોઈ વાર દૂર દૂર નજર નાખી પોતાની જાતને વિચાર-સૃષ્ટિમા દૂર ધકેલતો મોડી રાત સુધી

તે વિચારયોજ કરે ન વિચારનો અંત આવે કે ન તેને જાગૃતિ સ્પર્શે ! સુખની હસ્તી જાણે એના જીવનમાથી અલોપ થઈ ન ગઈ હોય એમ કરૂણભરી દ્રષ્ટિએ જડ માનવની જેમ સતત જોયા કરી નયનોમાથી થોડાક ઉન્હા આસુઓ સરકાવી હૃદયને હલકુ પાડતો ! !

— એના માટે અનેક સવાલો ખડા થતા —

આવો ખુશમીજાજમા રહેનારો, મિત્રમંડળમા નિત્ય મહાલનારો, નત નવા કપડા પહેરનારો, અને સુવાનીનુ છલકતુ સૌંદર્યવાળો આ સુરેશ આમ કેમ ? એના જીવનમા આ એકાએક પલટો કેમ ?

ઘણાઓ એને પૂછતા, "કેમ સુરેશભાઈ આમ કમ ?"

"બસ એ તો જીવન છે ને !" દુઃખ-ભારો પરંતુ દર્દભર્યો જવાબ મળતો

'અરે પણ આ શરીર દિવસે દિવસે કૃશ કેમ થતુ જાય છે ?" કોઈ હીમાયતી મિત્ર લાગણી દાખવતા પૂછતો

'એમજ ચાલે-એ તો માટીની કાયા છેને એનો શો વિશ્વાસ ?" વૃદ્ધ-ધાર્મિક પુરૂષના મુખમા શોભે એવો જવાબ મળતો

'સુરેશ જમી લેને ?" માતા આગ્રહ કરતી

"અરે હા હુ જમવાનુએ ભૂલી ગયો ?" જાણે ઉંઘમાથી જાગૃત થતો હોય તેમ સુરેશ ચમકીને સામે સવાલ પૂછતો

પરંતુ સુરેશનુ જીવન એકધાર્યું ચનસત ગતિમાન થયે જતુ હતુ નિરસતા, નિરસ અને દિલગીરી એ એના જીવનના જાણે પ્રયોગો ! ઘણી વખતે પોતે ભીખારી જેવો લાગતો છતા એ અવસ્થામા પણ એના સસ્કારો પોતાનો પ્રકાશ બીછાવતા હતા

એના તરફ કેટલાક દિવસો થવા માંડ ધ્યાન ખેંચાયુ તેના વિશે બીજાઓને પૂછતા

હું ફક્ત એટલુંજ જાણી શક્યો કે છેલ્લા બે વર્ષથીજ તેની આવી સ્થિતિ થઈ પડી છે એક દિવસ મે તેને નદી કીનારે બેઠેલો જોયો હું પણ ત્યા ગયો તેની દ્રષ્ટિ સરિતાના વહેતા જળના તરંગો પર હતી હું તેની છેક નજદીક ગયો અને થોડીવાર સુધી ઉભા રહ્યા પછી એક બાજુ બેઠો સહસા તેનુ ધ્યાન મારા તરફ ખેંચાયુ હું બોલી ઊઠયો 'શું જોઈ રહ્યા હતા ?'

મારી તરફ ટગરટગર આંખોએ જોયા પછી તેણે કહ્યું, 'કંઈ નહીં '

હું બોલ્યો, "તરંગોનુ જીવન કેટલુ ક્ષણીક છે ક્ષણભરમાજ અદ્રશ્ય થઈ જાય છે હૃદયનુ પણ એમજ છે તરંગીત થાય છે પરંતુ " હું આગળ બોલુ એ પહેલાં જ એ બોલી ઉઠયો

'ભાઇ ! તરંગોની દુન્યા સોહામણી છે મારી એ સૃષ્ટિ છે મારા તરંગો મને નદી દુન્યામાં ખેંચી ગયા છે'

તમારા તરંગો

હા હા મારા તરંગો ! એ મારા કલ્પનાના તરંગોએ વિસ્તૃત સ્વરૂપ ધર્યું છે હું સુખીમા સુખી માણસ છુ તમે સુખી નથી"

તમે સુખી ?' આશ્ચર્યસહિત બોલાઈ જવાયુ

'હા હું સુખી છુ ! મારા તરંગો મને અપૂર્વ આનદ આપી રહ્યા છે મારી સૃષ્ટિનો હું માધાતા થઇ શક્યો છુ'

વાહ ! એ તો બહુ સરસ ! હા મનેય તમારી માફક સુખમા તરબોળ કરોને ?

એણે કહ્યુ "મારી સૃષ્ટિમા તમારા જેવાનુ કામ નથી"

'કારણ ?' મે પૂછ્યુ

"ત્યા પ્રેમીકાની ઈચ્છા વિના જઈ શકાતુ નથી "

'પ્રેમીકા !! હુ ચોકયો

તેણે શબ્દો પર ભાર મુકતા કહ્યુ "હા પ્રેમીકા "

હુ વિચારશૂન્ય બન્યો, મે પૂછ્યુ, 'તમે કોઇ ખ્રિસ્તી કન્યાના પ્રેમમા તો નથી પડયાને !

'ના પરંતુ ખ્રિસ્તી કન્યા પૂછવાનું કારણ ?' એણે એકદમ સવાલ કર્યો

"એ બેવફાઇનુ પ્રદર્શન મહેનાઇથી કરી શકે એમ છે એવા પ્રદર્શનમા એમની સરખામણી કોઈ કરી શકતુ નથી માટે ' મે મારા અંતરના ઉદ્‌ગારો

સહસા તેની દ્રષ્ટિ વ્યોમ તરફ ખેંચાઈ ત્યા હસ્તી સંધ્યાને જોતા હોઠ બહાર એક નિશ્વાસ સરી પડયો મારાથી બોલાઈ જવાયુ 'નિશ્વાસ !

તેણે કહ્યુ "નિશ્વાસ નહીં પણ ઉચ્છવાસ તમને મારી દુન્યાની કયા ખબર છે ? મારી પાછળ છુપાએલા ઇતિહાસની કયા ખબર છે ? "જાણવા છે ?

"સાભળો હુ મારી દુન્યાનો માનવી છુ તમારી દુન્યાનો નહીં, હા પ્રથમ હું તમારી સૃષ્ટિમા વિહારનારો હતો પરંતુ હવે નહી તમે જાણો છો ? આહા ! આ સ્થળે ત્યા અત્યારે હુ બેઠો છુ ત્યા આજથી બે વર્ષ પહેલા મે અનેક રમ્ય સ્વપ્ના ઘડયા હતા અનેક તરંગો સર્જ્યા હતા અને તે કોની સાથે ? મારી એક વખતની સાધના સાથે ! સાધના ! સાધના ! એ કેવુ અનુપમ નામ તે વખતે મને દિસતુ હતુ ! એને મે મારી સમજી હતી, અને અનેક સ્વપ્નો આ સ્થળે ઘડયા હતા અમે બનેએ પ્રેમગીતના પાના ઉથલાવ્યા

"જૂઓ આમાં યુવાનનું ગળું રૂંધાય છે પોતે ઘણો અકળાય છે છતાં પણ પાણી તરફ ઘસડાય છે"

"હેં !!" સાધનાની આંખો ચિત્ર જોઇ ચકચકાટ થવા લાગી

"પરંતુ શું થશે તે તમે જોયું ?" "જુઓ" અને આઠમા ચિત્રે દેખા દીધી

"યુવાન ગમે તેમ કરી ત્યાં પહોંચે છે પરંતુ ત્યાં કશુંયે નથી એના જતાં પહેલાં પાણીનું બાષ્પીભવન થઇ વરાળરૂપે-સૂર્યના જબ્બર તાપથી ઉડી જાય છે ને જૂઓ આ છેલ્લું ચિત્ર યુવાન નિરાશ બને છે ગળાને જોરથી દબાવે છે ગળું સુકું થઇ ગએલું માલમ પડે છે અને રેતીમાં પટકાઇ પછડા ખાય છે અંતે એ તરફડી મરી જાય છે!"

આટલું બતાવ્યા પછી મેં એક ઊંડો નિસાસો નાખ્યો-પુસ્તક બંધ કીધું અને સાધનાને પૂછ્યું "સાધનાજી આમાં કંઇ સમજ્યાં ?"

"ના" એણે અવાચક બની ટૂંકો ઉત્તર આપ્યો

"તો સમજો સાધ વિવાહને માટે મને અનેક યુવતીઓ મળતી હતી-સાધ વિનાની આબરૂ ઇજ્જત અને વાગરણને લીધે નાનો નાનપણનો વિવાહ પણ મેં તોડવી નાખ્યો તેની પણ તમને ખબર છેને ?"

"હાં" કંઇ અકળવા ભાવો પ્રગટાવી તે બોલી

"તો હું પણ તે યુવતીઓના રૂપિયાને છોડી એક રણ તરફ આવી ગયો છું ફક્ત એક નાના સુંદર પાણીથી ભરેલા ખાડા તરફ આકર્ષાઇને-એના વિશ્રામે-તો એવું ન થાય કે પાણી બાષ્પીભવન થઇ-સૂર્યના ચિન્તા તાપને લીધે-ઉડી જાય"

"ના ના ખાડાનું પાણી તે શું હું ?" સાધનાએ સવાલ કર્યો

"હા તુંજ ! તે અમૂલ્ય પાણી!" મેં હસી હસીને જવાબ વાળ્યો

"અને સૂર્યનો ચિન્તા તાપ તે વળી કોણ ?" કપોલ પ્રદેશ પર અકળ ગૂંચવણભરેલી રેખાઓ ઉપસ્થિત કરી તેણે સવાલ કર્યો

"તે તમારા કુટુંબનો આગ્રહ તમને સમજાવવાને માટે થનારા પ્રયોગો-પ્રયત્નો"

સગ આટલું સાંભળી સાધના અવાચક બની ગઇ કોઇ મહાન ભારત આસમાન પરથી ઉતરી એની ઉપર પડતી હોય એમ તેને લાગ્યું ક્ષણભરમાં વિજળીના ગડગડાટ કર્યો અથડાયા જાણે આગ હમણાંજ તૂટી પડશે એવી કોઇ અદૃશ્ય કંપારી સાધનાને-તેના દેહને સ્પર્શી જતી લાગી

પછી હું આગળ વધ્યો સાધના ત્યાંજ થોભી હું જરાક આગે ગયો ન હોઉં ત્યાં તો 'જરા સાંભળોનો કર્ણપ્રિય અવાજ મેં સાંભળ્યો હું પરત પાછો ફર્યો

'સુરેશ હું સાધના હું તારી સાધના અગાર છે વિજળીના કટકા થઇ પડે છતાં પણ હું નહિ ડગું' બસ આટલું કહેતાંની સાથે તેણે મારો હાથ પકડ્યો ને ન વાગે એનેરી રંગો પૂરી આકાશ રંગબેરંગી બની ગયું

. . .

આમ દિન પર દિન વિત્યે જતા હતા

થોડા દિવસ પછી વળી મને પાછી બેચેની લાગવા માંડી સાધનાના વખનો મકાન તેના ઘરમાં ચર્ચાઇ રહ્યો હતો પુરેપુરી લગભગ સાધના પર અજમાયશી હતી 'મા' ખૂબ

ગુની હતી ગેન્જને? આતમ્જાનિય વઅનો એ મનાત હતો કાગ, મામા, ભાઈ અને બીજા વિગેરેના આક્રમણો-મ્હેણાઓ ઉપગઉપરી નૂગતા હતા પત્થર પણ પીગળી પાણી થઈ જઈ વટેના થઈ જાય એવી મીઠડી વાણી પણ વપરાતી હતી છેલ્લા ચાર દિવસો થયા સાધના પણ મને મળી ન હોતી મારા સમસ્ત દેહ સળગતો હોય એમ મને લાગતુ

અને એક નધ્યા સમયે જ્યારે એની રાહ હુ જોઈ રહ્યો હતો, ત્યારે સાધના દૂરથી આવતી દેખાઈ મને ઘડીભર થયુ કે મારા જીવનની આશા પ્રગટી પરતુ એની આનમા મને જગતનો થાક લાગતે મોગ પર નિરાશાના ભાવો છૂપાએલા હતા છતા તેને પચાવી શમવાની શક્તિ તે ઉત્પન્ન કરતી હોય એમ લાગતુ તેના મુખ પર ઉદાસી-ઉદાસીનના તેમજ શોકની ઘેરી છાયા લીંપાએલી હતી આટલુ છતા પણ તે બધા ભાવોને છૂપાવવાની તે નિરર્થક કોશિશ કરી રહી હતી તે એકદમ યન્ત્રવત મારી પાસે આવી, ને હુ જડની જેમ-તેમને તેમ ત્યાજ ચોટી રહ્યો તે બોલી, 'મા ક '''

તેનુ ગળુ રુંધાઈ ગયુ એ આગળ બોલી 'માના પ્રેમને હુ ઠુકરાવી શકતી નથી હુ 'માની એકનીએક છુ-એની આશાનો છોડવો છુ-મને પાણી પાઈ સીંચી-ઉછેરી પાઈ પ્રફુલ્લીત કરી ખીલાવ્યો છે મને માફ કર સુરેશ મને મા ફ કર તુ ભૂલી જા !!!' એની આખો માથી દડદડ આસુઓ નરી પડયા ને તે આગળ ચાલી નીકળી

તે ચાલી ગ ઈ'

માન જીવનના સુકોમળ તરવોને નીચોવીને!!
માન આશાના ફૂલોને બે હથેળીમા પીસીને!!!
મારા ખીલતા-ઉગતા સૌંદર્યને ચૂંથીને!!!!
માન આશાના મિનારને માટીમા મેળવીને!!'

મારા નમનીયાળ, નિર્દોષને ભાવભર્યા જીવનને સુકકુ-લુખ્ખુ-ફીકકુ ને નર્મ નિરૂપાય બનાવીને તે ચાલી ગઇ

બસ આટલુ કહેવાની સાથે સુરેન ઉભો થયો "સાધના, સાધના એમ જોરથી પુકાર્યો દીવાના માફક દોડયો ને તરત જ "ણ" "ણ" 'રણ' એમ જોરથી ચીસ પાડી જમીનપર ધમાક દઈ પછડાઈ ગયો મે સુરેશ! સુરેશ! એમ બૂમ પાડી દોટ મૂકી



અને ઔરતને ત્રણ રોઝ તો એ સુરત જાયઝ છે કે નહિ? અને હિસ્સાદારો ઓકુરત્નુ ગોસ્ત લઈ શકે એના માટે શરીઅતનો શુ તરીકો છે?

**જવાબ**-કુરબાનીના જાનવરમા બધા ભાગીદારોની નિય્યત કુરબાની અથવા અકીકાની હોવી ઝરૂરી છે એક ભાગીદારની પણ નિય્યત માત્ર ગોસ્ત ખાવાની હશે તો કુરબાની કોઈની પણ દુરસ્ત થશે નહિ જે ભાગીદારના જેટલા હિસ્સા હોય તેટલા હિસ્સા બરાબર તોલ કરી આપવા ઝરૂરી છે પરતુ કોઈ ભાગીદારો પૈકી ભાગીદાર પોતાની રાજીખુશીથી પોતાનો ભાગ બીજાને બક્ષિસ કરી આપે એ પણ દુરસ્ત છે કોઈ પણ ભાગીદાર પોતાની હાજતને લઈ બિ શાહ આપે નહિ અને બધુ પોતાના ખપમા રાખે એ પણ જાઇઝ છે મતલબ કે એક બીજાની નારાઝીથી ઓછીવત્તી વહેચણી દુરસ્ત નથી

**સવાલ**-નીલગાય (ગૌઝ) પાળેલુ છે, તેની કુરબાની થઈ શકે કે નહિ? બે વરસ ઉપરનુ છે

**જવાબ**-નીલગાય (ગૌઝ) તેમજ હરણ વગેરે જગલી જાનવરની કુરબાની દુરસ્ત નથી

**સવાલ**-ઉસ્તાદને હુક્કો પીવાની આદત છે તે હાફિઝ પણ છે તો હવે હુક્કો પીતા પીતા હાફિઝ થનાર છોકરાનુ દૌર યા સબક સાભળી શકે કે નહિ?

**જવાબ**—કુર્આન શરીફ પડતી કે પઢાવતી વેળા હુક્કો પીવો જોઇએ નહિ એમા મોટી બેઅદબી થાય છે

**સવાલ**-હિન્દુઓ બારમુ કરે છે તેમના ત્યા ખાવા ન જાય, છતા પણ મરનારને સીધે તેમના સાથી ખાણુ આવે તો મુસલમાનથી તે ખાણુ ખાઇ શકાય કે નાજાયઝ છે?

**જવાબ**—ગૈરમુસ્લિમની કોઈ પણ રિવાજ ક્રિયામા મુસલમાને ભાગ લેવો જોઇએ નહિ ખાસ કરી બારમુ તેઓનો ધાર્મિક રસમ રિવાજ છે તાણુકે ખપ લેવુ પડે તો ખાય નહિ અને બનતા સુધી એહતેયાત કરે

**સવાલ**—એક માણસની શાદી એક નાબાલિગ છોકરી સાથે થઈ જે બિલકુલ અણસમજ હતી તેનો બાપ ત્યા મૌજૂદ ન હતો અને શાદીથી ખુશ પણ ન હતો છોકરી બાલિગ થયા પછી તે છોકરીએ આ નિકાહ તોડવાનો દિલમા પાક્કો ઇરાદો કર્યો તો પૂછવાનો મતલબ એ છે કે શરીઅતના મસલા મુજબ આ નિકાહ તૂટી શકે છે કે નહિ?

**જવાબ**—જે નાબાલિગ છોકરીના નિકાહ બાપ અથવા દાદાએ પઢાવ્યા હોય તે નિકાહ તોડી કોઈ પણ સજોગે ફસખ કરાવી શકતી નથી બાપ, દાદા સિવાય બીજા કોઈએ નિકાહ પઢાવ્યા હોય તો એવી સૂરતમા તેણી નાબાલિગ હોવાથી બાલિગ થતા તુરત નિકાહ નામજુર કરે તો તેણી ફસખ કરાવવાનો હક ધરાવે છે (દુર્રે મુખ્તાર)

**સવાલ**-મારી નાતીને કરાચીની બાજુ મારી ઔરતને મે પહેલી એક તલાક તા ૫-૮-૪૨ના આપી ફરી બીજી તા ૫-૧૦-૪૨ ના આપી ત્રીજી તલાકની મુદ્દત આવતા મે છુપી રીતે તા ૧૮-૧૧-૪૨ ના આપેલી બે તલાક વાપસ ખેચી લઈ મારી ઔરત પર પોસ્ટ મારફતે રજુ થવાનુ કાગળ મોકલ્યુ, કારણ કે મારી નીયત ખાસ તલાકની હતી નહી માત્ર મારા સાસરે બીવડાવવા આ કારનુ લેવુ કે જેથી મો ખર્ચ આપે આ સાથે રજુના કાગળની કોપી તમામ જોવા માટે

મોકલી છે જેથી આપને જણાઈ આવે કે માત્ર બે તલાક આપી છે ત્રણ તલાક આપેલી નથી

**જવાબ**–તમારા સવાલ તથા રજુઅ કરવાના કાગળથી સીદ્ધ થાય છે કે તમોએ બે તલાક આપી છે, ત્રણ આપેલી નથી, અને રજુઅ મુદ્દતના અંદર નથી માટે બાઇને તલાક પડી ગઈ છે નવેસરથી નીકાહ પઢવા જોઇએ નીકાહ વીના ઔરતને તમો રાખી શકતા નથી

**સવાલ**–એક માણસના ત્રણ દીકરા અને પાચ દીકરી હોય તેમા ત્રણ દીકરામાનો એક દીકરો પોતાનુ ગુજરાન કરવા અશક્ત હોય અને બીજા બે દીકરા બાપની હયાતીમા જુદા થાય અથવા જુદા થવા માગે તો એક દીકરાને અથવા તે બન્ને દીકરાઓને બાપે શુ હીસ્સામે મીલ્કતમાથી ભાગ આપવો? બાપની હયાતીમા શરીઅત મુજબ વહેચણાનો શુ હુકમ છે? અને મરવા બાદ કઈ રીતે દરેકને પોતાની ઔરત સુદ્ધા હીસ્સો મળવો જોઇએ?

**જવાબ**–અગર જો હયાતીમા બાપ છોકરા છોકરીઓ વચ્ચે વહેચણી કરી આપે તો હનફી મઝહબના હુકમ મુજબ દરેકને સરખે ભાગે આપે, કારણ કે હયાતીમા આપવુ બખશીસ તરીકે છે અને વારસો મરના પછી વહેચવામા આવે છે પરતુ કોઈ માણસ પોતાના છોકરાઓ પૈકી એક છોકરાને વધુ બચવાળ તેમજ હાજતમંદ સમજી (બીજાઓનો હક ન મારવાની નીયતે) અમુક રકમ અથવા મીલ્કત વધુ આપે એ જાએજ છે અને જો બીજાઓને હક બાતેલ કરવા એમ કરશે તો થઇ જશે પરતુ અલ્લાહના નજદીક ગુનેહગાર થશે અને હયાતીમા વહેચના ઉપરાત બાપના નામે જે મીલ્કત બાકી હશે, તેમા બાપના મરના પછી બધા વારીસદાર થશે છોકરાઓને ડબલ અને છોકરીને સીંગલ અને જે છોકરાને બાપે હયાતીમા વધુ આપ્યુ છે તે પણ બાપના નામે બાકી મીલ્કતમા વારીસદાર થશે એમની મીલ્કતમા છોકરાઓની ઔરતનો કશો હીસ્સો નથી

**સવાલ**–નીકાહનો ખુત્બો અરબીમાજ પઢવો જોઇએ? બીજી ભાષા માટે શુ હુકમ છે?

**જવાબ**–નીકાહનો ખુત્બો અરબીમાજ પઢવા સુન્નત છે બીજી ભાષામા પઢવાથી સુન્નતની વીરૂદ્ધ થાય છે માટે અરબીમાજ પઢવુ જોઇએ ઇજાબ અને કબૂલ કોઈ પણ ભાષાના થઇ શકે છે

# વસીયત

કબ્રસ્તાનના નોકરમાન

રખેવાળનુ હૃદય—મથન

આલેખતી એક પ્રેરક

નવલિકા

લેખક 'કિસ્મત'

સાંજના ચારેક વાગે એક સાઇકલ કબ્રસ્તાનના પ્રવેશદ્વાર પાસે ઉભી રહી અને એક યુવાન એના પરથી નીચે ઉતરી એને બારણાના થાભલા સાથે ટેકવી અંદર દાખલ થયો

પ્રવેશદ્વારમા પ્રવેશતાજ કબ્રસ્તાનના રખવાળની નાનકડી ઓરડી નજરે પડતી હતી પેલા યુવાને ત્યા જઈ બૂમ પાડી, 'કાનુમિયા, ઓ કાનુમિયા!" પણ કશો જવાબ ન મળતા ઘડીક તો યુવાન ચૂપ ઉભો રહ્યો થોડીવારે કાંઇ વિચાર આવતા તે આગળ વધ્યો અને એની ધારણા અનુસાર દૂર એકાદ કબર સમારી રહેલા કાનુમિયા એની દ્રષ્ટિએ પડયા કાનુમિયાએ પણ યુવાનને જોયો એમણે યુવાનની નજીક આવી કપાળેથી પરસેવાના ટીપા નિતારી પૂછ્યું "કેમ ભાઇ?"

'કાનુમિયા! એક મોટી કબર ખોદવાની છે" યુવાને જરા શોકગ્રસ્ત અવાજે કહ્યુ

'કઇ તરફ?' કાનુમિયાએ રાબેતા મુજબ સ્થાન પૂછ્યુ

'ત્યા કૂવાની બાજુમા" કબ્રસ્તાનના એક ખૂણામા આવેલુ પોતાનુ અસ્તિત્વ કોઇ કોઇ વાર જૂની ચરખીના કિચૂડ કિચૂડ અવાજથી જાહેર કરતા કૂવા તરફ આંગળી ચીંધી યુવાન બોલ્યો.

'ભલે ભાઇ!" કહી કાનુમિયા પોતાની ઓરડી તરફ આગળ વધ્યા

'જુઓ કાનુમિયા! મૈયતને તૈયાર કરતા બહુ વાર નહિ લાગે માટે કબર પણ જલદી તૈયાર કરજો" પોતાની સાઇકલ તરફ જતાં યુવાને કહ્યુ

'હમણાજ કામ શરૂ કરી દઉં છું ને!' કહેતાકને કાનુમિયા પોતાની ઓરડીમા પેઠા યુવાને સાઇકલને પવન વેગે છોડી મૂકી

• • •

શહેરથી દૂર આવેલા, જીવનની ક્ષણભંગુરતા અને મોતના યશોગાન ગાતા કબ્રસ્તાનની પ્રશાંત આરામગાહો નાદાન માટે માત્ર માટીના ઢગ સમાન હતી જ્યારે બુદ્ધિમાન માટે એમા જ્ઞાનના ભંડાર ભરેલા હતાં રાય અને રંકનો સમાન સત્કાર કરતી કબ્રસ્તાન-ભૂમિની કરુણ શાંતિમા પણ જીવનને પ્રેરણા પાનાર ગાન અવિરતપણે ગૂંજયા કરે છે એની કોણ ના કહી શકે એમ છે?

કબ્રસ્તાનના રખવાળ કાનુમિયા આજે તો જીવનની અર્ધી સદી વટાવી ગયા હતા કબર ખોદવાનો અને કબ્રસ્તાનની રખવાળી કરવાનો ધંધો કાનુમિયાને એમના પિતા તરફથી વારસામા મળ્યો હતો એમ કહેવામા કશી અતિશયોક્તિ નથી કાનુમિયા એને એકનિષ્ઠાએ સભાળ્યે જતા હતા કદી કદી એ પોતાના આયુષ્ય ગ્રંથના પ્રકરણ વાચવા બેસતા ત્યારે એમની આંખ અશ્રુભીની બની જતી એક દિવસ કબ્રસ્તાનની ભયંકર શૂન્યતાથી ત્રાસી જઇ

રહેલી એમની નાનકડી ઓરડીમા આનંદનું અજબ સામ્રાજ્ય જામેલુ હતુ એ સામ્રાજ્યના સર્જકો એટલે કાનુમિયા, એમની નેક પત્નિ, એમનો સોળ વરસનો પુત્ર અને એમની બારેક વરસની પુત્રી, પણ વરસો જતા ઓરડી પર કબ્રસ્તાનની ગાઢી મૈત્રીની અસર થતા માડી માત્ર બે વરસના ગાળામા કાનુમિયાને પોતાના ત્રણે સ્વજનોની કમરો વેદના ભર્યા જિગરે ખોદવી પડી અને આજ એમની જીવનસંધ્યા સમે એમની હૃદય—ક્ષિતિજે કુટુંબસુખની સુવર્ણ રંગાવલિ રેલાયેલી નહોતી સેંકડો કબરો ખોદી ચૂકેલા કાનુમિયાની કાયા આજ ૫૩મે વરસે પણ ૨૩ વરસના જુવાનને લજ્જિત કરે એવી હતી જીવનના કારમા આઘાત અને પ્રત્યાઘાતથી અંકિત થયેલા એમના પ્રશાત ચહેરા પર, જોનારને સન્માન પ્રેરતી શ્વેત દાઢી ઝૂલી રહી હતી જીવનની લગભગ તમામ લાલસાઓથી પર થઇ ગયેલા કાનુમિયા પોતાનો ઘણોખરો સમય ખુદાની જ બંદગીમાં ગાળતા કદી કદી ગતસ્વજનોની કરૂણ યાદ એમના આર્દ્ર હૃદયને વ્યથિત કરી એમની આંખોમાથી અશ્રુબિંદુ ઉતરાવી જતી

જુવાનના ગયા પછી તુરતજ કાનુમિયા પાવડો, ત્રિકમ, કોશ અને બકડિયુ લઇ દર્શાવેલી જગ્યાએ કબર ખોદવા ઊપડયા થોડી વારમા તો એક માનવના શબને આશ્રય આપવા માટે ધરતીએ પોતાનુ હૃદય ખુલ્લુ કરી દીધુ

'આજકાલ ગામમા મરણ વધારે થતા હોય એમ લાગે છે" હજી સવારેજ બે કબરો ખોદી ચૂકેલા કાનુમિયા મનોમન બોલ્યા, શહેરમા મેલેરિયા તો ઘણા દિવસથી ગતિમાન હતો પણ હમણા હમણા જાણે એણે ભયંકર સ્વરૂપ પકડવા માડ્યુ હતુ

"માણુસોની જિંદગી કેટલી દર્દભરી છે! પોતાના સ્વજનોને દફનાવતા એમના જિગરમા કેવી વેદના જાગતી હશે?" કાનુમિયાની વિચારશ્રેણી આગળ વધી એમના સમર્થ હાથ ધરતીના હૃદયમા ઘાવ પર ઘાવ કર્યેજ જતા હતા

"જેનુ કોઈ નહિ હોય એવા બિચારા એકલદોકલનુ શુ થતુ હશે? હુ મરી જઇશ તો મને કોણ દફનાવશે?" અચાનક કાનુમિયાના હાથમા ત્રિકમ થભી ગયો, એમને પોતાની મોત યાદ આવી ગઈ એ બેફામ થઇને કબર સામે તાકીને ઉભાજ રહ્યા કબ્રસ્તાનના હરિયાળા ઘાસનો સ્વાદ ચાખવા માટે કબ્રસ્તાનના પ્રવેશદ્વારને ઉઘાડવા યત્નો કરી રહેલી ગાયે જો એમનુ ધ્યાન ન આકર્ષ્યુ હોત તો કદાચ કબરમા સૂનારની મૈયત આવી પહોચત ત્યા સુધી કાનુમિયા એજ દશામા ઉભા રહેત

હે, હો! ગાવડી!' એમણે ત્યા ઉભા ઉભાજ પડકાર કર્યો લીલા ઘાસને બદલે ધીંગા હાથનો માર ખાવાને ગાય તત્પર નહોતી એટલે એણે આગળ કૂચ કરી અને કાનુમિયા પણ પોતાનુ અટકી રહેલુ કાર્ય સંપૂર્ણ કરવામા પ્રવૃત્ત થયા

લોકો મૈયતને દફનાવી ચાલ્યા ગયા એટલે કાનુમિયા પોતાની ઓરડીમા આવી ખાટલા પર આડા પડયા ફરી એમના મગજમા પેલો અચાનક ટપકી પડેલો વિચાર સળવળ્યો કેમ જાણે એમના સિવાય અન્ય કોઇ કબર ખોદનારજ ન હોય! ઘડીક તો એમને પોતાના એકલવાયા જીવતર પર ખૂબ તિરસ્કાર આવ્યો પત્નિના અવસાન પછી તક છતા ફરી લગ્ન ન કરવા બદલ આજે એમને પસ્તાવો થવા લાગ્યો ઓરડીના નાનકડા દ્વારમાથી દેખાતી આરસ, પત્થર અને માટીની કબરો સામે એમણે જોયુ અને એમનાથી આડો નિશ્વાસ

મૂકાઇ ગયો "મારી પાછળ મારી આવી કબર કોણ બંધાવશે? એના પર ફૂલ પણ કોણ ચઢાવશે ને કોણ ફાતેહા પઢશે?" એટલું વિચારતા તો એમને પાશનાર વેદના થઇ હોય એમ એમણે પોતાની આંખો બંધ કરી દીધી, થોડી વારે જગતની વનરાજિમા ઝરણું રેડે તેમ એમની અશ્રુધારાઓ એમની દાઢીના સફેદ વાળમા વહી ગઇ સાંજ તો ક્યારનીય આથમી ગઇ હતી છતા એમને વાળુ માટે ખીચડી રાંધવાનું પણ યાદ ન આવ્યું દૂર દૂરના ટાવરમા રાત્રિના નવના ટકોરા વાગવા માંડ્યા અને અચાનક કાનુમિયા પોતાની વિચાર તન્દ્રામાથી ઝબકી બેઠા થઈ ગયા એમને નમાઝ યાદ આવી અને એમણે ઓરડીની પાસેજ આવેલી નાનકડી મસ્જિદ તરફ પગલા માંડ્યા

બીજા દિવસનું પ્રભાત ઊગ્યું હરેક પળે પ્રશાંત જણાતું કબ્રસ્તાન પણ પંખીઓના નાદે ગાજી ઊઠ્યું આજે તો શુક્રવારનો પવિત્ર દિવસ હતો કાનુમિયા અઠવાડિયામા એકવાર શહેરમા જુમાની નમાઝ પઢવા જતા બપોરના જમીને નીકળતા તે છેક સાંજે ઘરે આવતા અલબત્ત ખુદા ન કરે ને કોઇ મૈયત થતી તો તેમને જલદી પાછા ફરવું પડતું અઠવાડિયા પૂરતી ખરીદી પણ તે દિવસેજ કરી આવતા જામે મસ્જિદની આસપાસજ એમના જૂની દોસ્ત લતીફની કરિયાણાની દુકાન હતી કાનુમિયા જુમા બાદ સાંજ જઇને બેસતા, ચા પાણી પીતા અને પોતાના મિત્ર સાથે પેટ ભરીને વાતો કરતા

"કાનુમિયા, ચાલો" નમાઝ બાદ કોઇ સાથે વાતો કરવામા રોકાયેલા કાનુમિયાને લતીફે જોડા પહેરતા પહેરતા બૂમ પાડી

'આવું છું, લતીફભાઈ!' કહેતાકને કાલુમિયા પેલા સાથે વાત પતાવી આવી પહોંચ્યા અને બન્ને ઊપડ્યા લતીફની દુકાન તરફ

"બેસો" લતીફે કાનુમિયાની થડા સામેની જાજમની બેઠક ઝાપટતા કહ્યું

'વા ખુદા!' કહી કાનુમિયાએ બેઠક પર આસન જમાવ્યું

દુકાનની માટલીનું ઠંડુ પાણી પીવાનો કાર્યક્રમ પૂરો થતા ચાના પ્યાલા આવ્યા એને ઇન્સાફ આપતા આપતા બન્ને મનેએ અરસપરસના કુશળ સમાચાર પૂછી લીધા

"આજકાલ ગામમા મેલેરિયા ખૂબ જોર પર છે" લતીફે બીડી સળગાવતાં કહ્યું

'હા, લતીફભાઇ! રોજની બે મૈયતો તો હમણા હમણા આપણામા હોયજ છે" કાનુમિયાએ લતીફની વાતનું સમર્થન કરતા કહ્યું

'અરે, ગઇ અહીં મસ્જિદમા એક પરદેશી મરી ગયો તે મહામુસીબતે એના કફન દફનની જોગવાઇ થઇ" લતીફે આગળ ચલાવ્યું

'હા, ભાઇ! આ એકલદોકલનો તો જમાનોજ નથી પાછળ કોઇ ફાતેહા દરૂદ પઢનાર પણ ન હોય એવી જિંદગી જીવ્યા તો પણ ઠીક અને ન જીવ્યા તો પણ ઠીક" કાલુમિયાએ પોતાની હૈયાની વરાળ કાઢી

ઘડીક શાંતિ પ્રસરી ગઇ

'હું મરી જાઉં તો મને દફનાવવા આવશો ને લતીફભાઇ?' કાનુમિયા શાંતિનો ભંગ કરતા સસ્મિત બોલ્યા

'અરે, યાર! શી ખબર કે તમારી પહેલા હું જ નહિ ઉપડી જાઉં!' કહી લતીફ હસી પડ્યો અને સાથે કાનુમિયા પણ હસ્યા

ઉપરની વાતને પાંચેક દિવસ થયા હશે ત્યા તો કાલુમિયાના મિત્ર લતીફનું અવસાન નીપજ્યું એટલે કાનુમિયાને લાગ્યું કે પોતાની અંતિમ

ક્રિયાનો બંદોબસ્ત જલદી કરી લેવો જોઈએ કબરના મડે આવી ઉભેલી જિંદગીનો શો ભરોસો ?

આજે કબ્રસ્તાન આખું રોશનીથી ઝગમગી ઉઠ્યું હતું એના પ્રવેશદ્વાર પાસે ફકીરોની હાર લાગી હતી, જરા દૂર લારીઓવાળા અવનવી વાણીમાં પોતાની વસ્તુઓની જાહેરાત કરતા ઉભા હતા અને હંમેશા સૂમસામ લાગતું કબ્રસ્તાન આજે અજબ ધમાલથી ગાજી ઉઠ્યું હતું આજે શબે બરાત હતી માણસો પોતાના વહાલા સ્વજનોની આરામગાહો ઉપર સુવાસિત ફૂલો ચઢાવવા અને ફાતેહા પઢવા આવી રહ્યા હતા. કોઈ મોટર કે ગાડીમાં આવતું તો કોઈ સાયકલ પર સ્વાર થઈને આવતું અને ઘણુંઓ રોજાબંધ પગે ચાલીને આવતા હતા

કાલુમિયા પણ આજે અનનગા સ્વાગમાં હતા કબ્રસ્તાનના રખવાળીનું આજે માન ન હોય તો ક્યારે હોય ? રિવાજ મુજબ કાલુમિયાએ પોતાની ઓરડી પાસે સફેદ ચાદરનો ટુકડો પાથરી રાખ્યો હતો માણસો હોંશે હોંશે એમાં મનગમતી રકમ ફેંકતા હતા કાલુમિયા તો પોતાના સ્વજનોની કબરો પર ફૂલ ચઢાવી ફાતેહા પઢી દુઆઓ ગણગણતા કબ્રસ્તાનમાં ઘૂમી રહ્યા હતા જે કોઈ એમને મળતું તે પોતાના આપ્તજનની કબરની સંભાળ રાખવાની કંઈ ને કંઈ સૂચના કરી જતું કાલુમિયા તેનો સંતોષકારક ઉત્તર વાળતા

પાછલી રાતે ધીમે ધીમે માનવ મેદની વીખેરાવા માંડી કબ્રસ્તાનમાં ફરી પૂર્વવત્ શાંતિ પ્રસરવા લાગી કાલુમિયા ફરતા ફરતા એક સફેદ આરસપહાણની કબર પાસે આવી પહોંચ્યા કબર પાસે જલતી અગરબત્તી અને કબર પર મૂકેલા સુવાસિત સુમનોથી આસપાસનું વાતાવરણ મઘમઘી રહ્યું હતું કાલુમિયા કોઈ ગહન દ્રષ્ટિએ એ કબરને તાકી રહ્યા. થોડીવારે એ આગળ વધ્યા ઝગમગતી રોશનીમાં એમની નજર બે ત્રણ માગની કબરો પર પડી એ નજીક સર્યા એમણે જોયું તો એ કબરો પર એક પણ ફૂલ નહોતું એમના પરની માટી ખરી જતા ચારે ખાડા પડી ગયા હતા "મારી કબરની પણ આવીજ હાલત થશે ?" એમ નાથી મનોમન પૂછાઈ ગયું અને એમણે એક આહ નાખી "ના ના હું મારી કબરની આવી દશા નહિજ થવા દઉં મારી કબર એવીજ થશે જોઈએ" પેલી આરસની કબર તરફ જોઈ એ ગણગણ્યા જ્યારે એ પોતાની ઓરડી તરફ આવ્યા ત્યારે કબ્રસ્તાન કે એની આસપાસ એમની જાત સિવાય બીજું કોઈ રહ્યું નહોતું લારીવાળા અને ફકીરોના અવાજો શમી ગયા હતા અને ફરી સમસ્ત કબ્રસ્તાન પ્રગાઢ શાંતિની ગોદમાં લપાઈ ગયું હતું કાલુમિયાએ પોતાની ચાદરમાંના પૈસા જમા કરી લીધા. આશરે દરેક રૂપિયાનું એ પરચૂરણ હતું "આ મારી કબર બાંધવામાંજ વપરાશે" પેટીમાં પૈસા મૂકતા એમણે એ પૈસાનું ભાવિ પણ નિયુક્ત કરી નાખ્યું

કબ્રસ્તાનના રખવાળને વાર તહેવારે આવી એવી આમદાની હોય છે કાલુમિયાની એકલ જાતનો વધારે ખર્ચો નહોતો એટલે એમણે ઠીક ઠીક બચત કરી હતી

બીજા દિવસે કાલુમિયાએ પોતાની મૂડી ગણી એમની પાસે એકંદર રૂપિયા પાંચ આના રોકડા હતા "આટલા રૂપિયા તો ઘણા થઈ પડશે એમાંથી મારી કબર બંધાવવાની અને જુમેરાત ચાદરાને એના પર ફૂલ ચઢાવવાની વસીયત કરી જઈશ" એમણે ફરી પૈસા ગલ્લામાં મૂકી પેટી બંધ કરી કદાચ છેલ્લા પાંચ વર્ષમાં પહેલીજ વાર એને તાળું મારી દીધું

"પણ વસીયત કરી કોને ?" ખાટલા પર આડી બેસતા કાલુમિયાના મગજમા નવીન જ મહત્વનો પ્રશ્ન ઉપસ્થિત થયો આળસ મરડીને ઊભા થયેના એ પ્રશ્નનુ નિરાકરણ શોધતા જતા વૃદ્ધ કાલુમિયાની શક્તિઓ હારી ગઈ પોતાની વસીયતનુ અક્ષરશ પાલન કરનાર, એમને ખૂબ વિચારવા છતા કોઈ નજ મળ્યુ આખરે કટાળીને એ બહાર ચાલ્યા ગયા

બપોરે કાલુમિયાના હાથમા ટપાલી એક પોસ્ટકાર્ડ મૂકી ગયો કાલુમિયા તો પત્ર જોઈને આશ્ચર્યમા ગરકાવ થઈ ગયા કેમકે છેલ્લા કેટલાક મહિના નહિ પરતુ કેટલાક વર્ષ થયા એમણે કોઈને પત્ર લખ્યો નહોતો કે એમને કોઈનો પત્ર મળ્યો નહોતો એ પત્ર વચના મળ્યા એમના એક દૂરના ભાણેજે એ લખ્યો હતો નામ એનુ લાલમિયા હતુ એ કેટલાક વખતથી બેકાર હતો એટલે એણે મામાને કોઈ નોકરી શોધી આપવા લખ્યુ હતુ

"ભાઈ, હુ તે ક્યા નોકરી ગોતવા જાઉ ? મારી કયાય લાગવગ થોડીજ ચાલે છે ?" પત્ર વાચી કાલુમિયા બોલી ઊઠ્યા, અને પત્ર સામે જોઈ કઈક વિચારવા લાગ્યા થોડીવારે એકાએક સ્ફૂર્તિથી ઉભા થઈ ગયા એમના ચહેરા પર અજબ આનદ છવાઈ ગયો હતો

"બસ હમણાજ એને કાગળ લખી અહી બોલાવી લઉ ખુદા તઆલાએ મારી દાઢીની લાજ રાખી મને પણ વસીયતનો પાલનાર આપી દીધો" કહેતાકને એ હાથમા લાકડી લઈ શહેરની ટપાલ ઓફિસે રવાના થયા

પત્ર લખ્યાને ચોથે દિવસે તો લાલમિયા એની સ્ત્રી અને એના બાળકને લઈને આવી પહોચ્યો કાલુમિયા એ નાનકડા પરિવારને જોઈ ખુશ થઈ ગયા એમને લાગ્યુ કે એમની બેન સુધરી ગઈ

'જો ભાઈ, હુ હવે કબરને કાઠે આવી પહોચ્યો મને હવે મારી જિદગીનો ભરોસો નથી તુ તારા બાલબચ્ચા સાથે અહીં રહે અને મારૂ કામ સભાળી લે" કાલુમિયાએ પોતાના ખોળામા બેઠેલા લાલમિયાના બાળકને માથે હાથ ફેરવતા ફેરવતા પોતાનો સમસ્ત કારભાર ભાણેજને સોપી દીધો

લાલમિયા પણ સત્યનિષ્ટ અને તદુરસ્ત જવાન હતો એણે પોતાના મામાની જવાબદારી ઉપાડી લીધી પોતાને આવા સમયે મદદ કરવા બદલ પોતાના મામાનો અને પરવરદિગારનો એણે હાર્દિક આભાર માન્યો

કાલુમિયા હવે પોતાનો લગભગ બધોય સમય બદગીમાજ ગાળતા એમના પેલા વિરાટ પ્રશ્નનુ નિરાકરણ થઈ જતા એમનુ મગજ પણ સ્વસ્થ અને પ્રફુલ્લ રહેતુ દિવસમા અનેક વાર એ પહેલા આરસ અને માટીની કબરો પાસે જઈ જઈ વિચાર કરતા ઊભા રહેતા લાલમિયાને એમની એ રીતભાત જરા વિચિત્ર લાગતી પણ એ કદીયે એ વિશે એમને પૂછતો નહિ

આખરે એક દિવસ પેલી કબરો અને પોતાના સ્વજનોની કબરો તરફ જઈ આવી પોતાનુ વસીયતનામુ લખી નાખી કાલુમિયાએ સતોષનો શ્વાસ લીધો

લાલમિયાને આવ્યાને એકાદ મહિનો થયો હશે ત્યા તો કાલુમિયાને ખુદાના ઘરનુ આફર તેડુ આવી ગયુ એ પથારીવશ થઈ ગયા કમનસીબે મને એમને નમાઝ છોડવી પડી પણ હરદમ એમની જિહ્વા ખુદાનુ નામ રટતી હતી લાલમિયા અને એની પત્નિએ એમની યથાશક્તિ સેવા બજાવી મહુનો કારમો પજો પોતાના પર પડ્યો ત્યા સુધી કાલુમિયા સભાન જ હતા મરણ પહેલા એમણે લાલમિયાને પોતાની પાસે બોલાવી કહ્યુ, 'ભાઈ હવે હુ થોડી ઘડીઓ પછી મારી આખો મીચી દઈશ એમ મારો આત્મા મને કહી રહ્યો છે તેં અને તારી ઓરતે મારી ખૂબ સેવા કરી મારી

મોત ઉજાગી છે ખુદા તમને એનો બદલો આપશે" પછી ઓશીકાની નીચેથી ચાવી કાઢી લાલમિયાના હાથમા આપતા ઉમેર્યું, "જો ભાઈ, આ પેલી પેટીની ચાવી છે એમા એક ડબ્બો છે તેમા પચાસ રૂપિયા છે અને એક કાગળ છે એ કાગળ મારૂ વસીયતનામુ છે ભાઈ, મારે કઈ મોટી જાગીર નથી કે લાખોની મિલ્કત નથી છતા મે મારૂ વસીયતનામુ લખ્યુ છે મને ઉમ્મીદ છે કે તુ મને એ વસીયત મુજબ વર્તન કરવાનુ વચન આપીશ"

"મામા તમે નચિંત રહો હુ તમારી વસીયતનુ બરાબર પાલન કરીશ મામા, મામા!" એ ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો અને એનુ માથુ કાલુમિયાની છાતી પર નાખી દીધુ કાલુમિયાએ ધીરે ધીરે એના માથા પર પોતાનો વત્સલ હાથ ફેરવવા માડ્યો દૂર ખુણામા બાળકને તેડીને ઊભેલી લાલમિયાની પત્નિને પણ એમણે પોતાની પાસે બોલાવી એના અને બાળકના માથા પર હાથ ફેરવી એ પરિવારને દુઆઓ આપી આખરે અલ્લાહનુ નામ લેતા લેતા કબ્રસ્તાનનો એ બુઝર્ગ વૃદ્ધ રખવાળ કબ્રસ્તાનની શાતિમા ભળી જવા તત્પર થઈ ગયો એ વખતે શહેરની વસ્તી માથી ભીખ માગીને પાછો ફરતો કોઈ સાઈલ લલકારતો જતો હતો —

"ખાક કા પૂતલા બનાયા ખાકકી તસ્વીર હય,
ખાકમે મિલ જાય બદે ખાક દામનગીર હય"

કાલુમિયાના મરણને બીજે દિવસે લાલમિયાએ પેલી પેટી ઉઘાડી એમાથી ડબ્બો કાઢી પેલુ વસીયતનામુ મેળવી એની પત્નિ સમક્ષ વાચવા માડ્યુ —

"ભાઈ લાલમિયા,

હુ મારી પાછળ આ થોડો ઘણો સામાન અને પચાસ રૂપિયા મુકી જાઉ છુ મારી તમન્ના હતી કે મારી આરામગાહ આરસથી બાધવામા આવે, એના પર ફૂલના ઢગ કરવામા આવે પણ એ તો અજ્ઞાન આત્માનો મોહ હતો ખુદાના લાખ લાખ શુક્ર કે દિવસો વધા ઘડી રાખેલુ વસીયતનામુ લખી નાખુ એ પહેલા પેલી માટીની કબરોએ મારો એ મોહ નષ્ટ કરી નાખ્યો મજકૂર રકમની મારી પાછળ ગરીબોને સખાવત કરી દેજો મારી કબર માટીનીજ રહેવા દેજો, એને બાધવાની જરૂર નથી અને હા, તમને ક્યારેક ફુરસદ મળે તો મારી અને મારા આપ્તજનોની કબરો પર ફાતેહાના ફૂલો ચઢાવતા રહેજો ખુદા તમને આબાદ રાખે

કાલુમિયા"

વસીયતનામુ વાચી લાલમિયા અને એની પત્નિની આખો અશ્રુથી છલકાઈ ગઈ પોતાના મામા શા માટે વારવાર પેલી આરસ અને માટીની કબરો પાસે વિચારતા ઊભા રહેતા હતા તે પણ લાલમિયાને આજે સમજાઈ ગયુ

# તુર્કી વિષે કાંઇક

● લે શાન્ત ●

(તા ૩૧-૮-૪૩ના રોજ મુંબઈ અન્જુમને ઈસ્લામ હોલમા પરદેશોના કોન્સલ જનરલોની હાજરીમા, જીન્નાહ કોલેજ ફોર લેડીઝ, લાહોરના પ્રીન્સીપાલ બેગમ ફાતીમાએ, તુર્કીની સફર અને ત્યાના અનુભવો બાબત ભાષણ કર્યું હતુ તેનો સારાંશ અત્રે આપ્યો છે —લેખક.)

**તુર્કીની મઝહબ પાબંદી**-હજથી પરવારી વતના અમોએ તુર્કીની સફર કરી તુર્કી સરહદ પર તુર્કી-રેલ્વેના ડબા ઉપર "હિલાલ" ચીતરેલા જોઈ આનંદ થયો ગાર્ડ, સ્યુટ (Suit) પહેરેલા કપડે દરખ્ત નીચે નમાઝ અદા કરી રહ્યો હતો સીપાઇ કે ઓફિસરો પણ ગળામા પંજસૂરા યા કુર્આન સાથે જોવ મા આવ્યા •

**અંગોરા-શહેર સુધરાઇ અને બાંધકામ** અમો ઉતર્યા તે હોટેલ સુંદર હતી કમાલે અંગોરા શહેરને ઉત્તમ બનાવ્યુ સાત માઇલના રસ્તા ઉપર કેપીટલના બગનાઓ આવેલા છે સડક (Road) લંડન કે પેરીસથી પણ સારી છે ગાડીની આવજા, બગીચા, રસ્તાની બન્ને બાજુ પબ્લીક પાર્ક, મંગના, સ્કુલો, સંગે મરમ નો પ્લેટ જેટલો છુટથી ઉપયોગ થયો છે નવા મકાનો તુર્કીની શાન જાહેર કરે છે કાચની બારીઓ બીલ્લોર કાચની છે

**મુસાફરો તરફ વિવેક**-સરીરે તુર્કીએ અંગોરા બનાવ્યુ ગરીબ મુસાફરો પ્રત્યે સલ્તનત તરફથી હમદર્દી છે શાહની દાવત આપી દફતર કચેરીઓ બનાવી મકાનો આલીશાન હતા

**તુર્કી સ્ત્રીઓની તાલીમ**: ઇસ્મત અનુનુએ ઝનાના સ્કુલ બનાવેલ છે તેમા સીડીઓ, ગ્લાસ-વીંડો અને ચણતરકામ એવા ભવ્ય છે કે જાણે બાદશાહનો મહેલ! યુરોપમા એ શાન નથી જણાતી એ શાળામા ૯૦૦ તુર્કી ખાતુન ભણે છે કસરતનો કમરો ખાસ ધ્યાન ખેંચે છે બાળકીઓ કુદીને છત ઉપર ઉછળીને કુદતી આપણા દેશના છોકરાઓ પણ એ ન કરી શકે! હનાનાઝ-ઓફિસર સ્ત્રી છે મુલ્કની ખિદમત અચ્છી તરહ કરે છે "લડકીયા તેઝ આગકા બની હુઇ હય"

**શિક્ષણ અને સ્ત્રી ઉદ્યોગ** વઝીરે તામીર અલીબેગે પોતાની કારમા ફેરવી પાણીનો રીઝર્વોયર (Reservoir) તથા નવુ તળાવ બતાવ્યા પોતે મઝબુત બાંધાના અને કાર્યશક્તિ સારી ધરાવતા હતા ઘણી ઇઝઝતથી ચાહ પીવડાવી દફતરની ઓફિસ આલીશાન હતી જાણે કે સંગ્રહસ્થાન! પુરાણી તથા નવી ચીજોના મોડેલ જોયા જર્મન પ્રીન્સીપાલથી મુલાકાત થઇ તેમણે શરાબની બોટલ મુકી ને કહ્યુ કે અમારે શરાબ હરામ છે પ્રીન્સીપાને કહ્યુ કે તેણે પહેલીજ વખત મુસ્લિમ બાઇને જોઇ પોતે ખુશ મીજાઝ હતા કોલેજ બતાવી પહેલા બહારના પ્રોફેસરો ઘણા હતા, હવે મુખ્યત્વે કરીને તુર્કી જ છે અંગુરના બેતરો હતા સહશિક્ષણ ત્યા હતુ સાતસોમાથી બસો છોકરીઓ હતી, જે બાગબાનીનુ પણ કામ શિખતી હતી સો દોઢસો છોકરા છોકરીઓ લાયબ્રેરીમા વાચતા હતા, ત્યા એવી તો શાંતિ જળવાતી કે જાણે કોઇ નથી અરબી લીપીમા લખતા હતા બધા અરબી ખત લખે છે રસ્તામા જોયુ કે બાળકો અરબી પઢી શકતા

**હોમૈજ હોસ્ટેલની** વ્યવસ્થા-૭૦૦ વિદ્યાર્થીઓ રહી શકે તેવી સગવડ હતી આઠ સાલ બાદ સરકારી નોકરી સારા પગારથી મળતી ગેસોડુ આધુનિક ઢબે હતુ મોટી દેગોમા ગેસથી (Gas) ખાણુ પાકતુ ખર્ચ સરકાર આપતી

**ઈસ્તમબુલની મસ્જિદ** -મીસરની મસ્જિદથી મોટી અને દુન્યામા પણ મોટી લખાય છે 'અમા સુફીયા'ને મ્યુઝીયમ કર્યું છે "સુલતાન મસ્જિદ" તથા "નુરૂલ ઇસ્લામ સારી મસ્જિદો છે મદ્રેસાના કમરા પચાસ હજાર તાલીબુન ઇલ્મ પઢી શકે તેવા કુશાદે છે મસ્જિદોને 'દુલ્હનકી તરહ' સજેલી છે, જેમા વીજળી ઝગમગે છે તુર્કી ટોપીથી કેમ નમાઝ પઢે છે? મુલ્લા સાહેબ સ્યુટ પહેરીને આવ્યા. ટોપી ઉતારી પાઘડી પહેરી બુટ ઉતારી નાખ્યા ઘણાએ ટોપી ઉતારી રૂમાલ બાંધી નમાઝ પઢી ઔરતો અલગ નમાઝ પઢે છે દરેક મસ્જિદમા જુમ્મા થાય છે સુલ્તાન અહમદની મસ્જિદ છે ત્યા ૧૫-૨૦ જણા તિલાવતે કુર્આન કરતા હતા અઝાન અરબીમા તેમજ ખુત્બો પણ અરબીમા દે છે અને ઔરતોએ કહ્યુ સુરએ નૂન પઢી?' હાફીઝની તાઝીમ કરે છે 'નુરૂલ ઈસ્લામ' મસ્જિદનુ એક બઝાર છે ત્રણથી ચાર હજાર દુકાનો છે ગલીઓ બાજુમા છે વકફ આમદાની મુસાફરો અને મસ્જિદ માટે છે બધાને પગાર આ બઝારોના અકવાફમાંથી મળે છે મુલ્લા તાલીમ યાફતા હોય છે

**ઔરતોની આઝાદી** -ગત મહાન યુદ્ધ અગાઉ મોટા મદ્રેસા ન હતા જંગ બા આ રીવાજ બદલાયો. સ્ત્રીઓએ તાલીમ લીધી હાલમા સ્ત્રી-મુન્સફો, નેઠી બેરીસ્ટર, દગાબાજ, ડોક્ટર, મ્યુનિસીપાલ ઓફિસર અને અન્ય મુખ્ય હોદ્દા સ્ત્રીઓ ભોગવે છે મોટી સ્કુલમા નવી પીસ વર્ષની સલીયા ખાતુન પ્રીન્સીપાલ હતી ઇંગ્લીમા ભણી હતી. છોકરીઓ હાથ-ભરીભરીમાં ઉત્તમ જાણીતા કાગળના ફૂલ, બટવા મોજા વિવિધ તરેહની મિઠાઇ બનાવે છે શો રૂમ્સ (Show-Rooms) આના દરજ્જાના હતા તેમને શીખ છે તે મ્કુલો ચાલે છે છોકરીઓ માટે ટ્રેનીંગ સ્કુલો છે તુર્કીના સગ્રહસ્થાનો (Museum) એટલા બધા કામેલ છે કે મહીનાઓ સુધી જોયા જ કરીયે સુલતાનના બગલાઓને મ્યુઝીયમ બનાવ્યા છે તેમા સારા ઝવેરાત તખ્તે તાઉસ સૈકડો વર્ષોના સલ્તનતના નમુના વિગેરે પબ્લીક માટે ખુલ્લા હતા.



"ગાલિબ" બજોદવી

# "નઝમે કુર્આન"

("અલિફ—લામ—મીમ"કા પાચવા રકૂઅ)

(સર્વ હક "મઝાક"ને સ્વાધિન છે)

અય ઇસરાઇલકે બેટો કરો તુમ યાદ વોહ નેઅમત,
કે જો મેને તુમ્હે બખ્શી હૈ અઝ રાહે કરમ ઇઝઝત

કરો તુમ અહદ પુરા, અહદ પુરા મે ભી કર દુંગા,
તુમ્હારે ઘર ઝમાને ભરકી આસાઇશ સે ભર દુંગા

અગર રહબાનીયત મેરે લીયે કી હૈ તો અચ્છી હૈ,
ડરો મુઝસે કે ઉસ ડરનેકા ફલ જન્નતકી કુંજી હૈ

જો કુછ મેને ઉતારા, ઉસપે તુમ ઇમાન લે આઓ,
યેહી ઇરશાદ હૈ પાબંદીએ કુર્આન લે આઓ

તુમ્હારા જો ઉસૂલે દીન હૈ તસ્દીક કરતા હૈ,
હકો બાતિલમે યે કુર્આં ભી તેહકીક કરતા હૈ

ઇસી કુર્આનકે, પહેલેહી તુમ મુનકિર ન હો જાઓ,
ન મેરી આયતોકો લેકે કમ કીમતપે તુમ બેચો

મુઝીસે ઇત્તકા કરલો, કે રહબાનીસે બહેતર હૈ,
મુસલમાકી ફકીરી યાને સુલતાનીસે બહેતર હૈ

અભી તક મુન્તઝીર થે બાનીએ ઇસ્લામકે લેકિન
અભી કયા હો ગયા હક બાતકો કેહતે હો નામુમ્કિન

હકો બાતિલકી આમેઝિશસે તુમ અપનાહી ખોતે હો,
યે ગફલત ક્યા કે તુમ જાગે હુએ હો, ઔર સોતે હો

સમઝકર જાનકર હક બાતકો પોશીદા રખતે હો
બુરા કરતે હો ઇન્આમાતકો પોશીદા રખતે હો

નમાઝે પઢતે હો લેકિન બ બાતીન ઘરમે પઢતે હો,
ઝકાતે દેતે હો લેકીન બ ઝાહિર સબસે બઢતે હો

કરો કાયમ નમાઝોંકો દીએ જાઓ ઝકાત અપની,
ઝુકો તુમ ઝુકનેવાલોમેં ઉસે સમઝો નજાત અપની

યે ક્યા તુમ નેકીયોંકા હુકમ ઇનસાનોંકો દેતે હો,
ખબર અપની નહીં રખતે, ખબર અપની ભી લેતે હો

ફિર ઇસ પર ઔર યે તુર્રા કિતાબ-અલ્લાહ પઢતે હો
તુમ્હે અબ ધ્યાન, સમઝાઓ કે ઘટતે હો કે બઢતે હો

સમઝકર નાસમઝ બનનેકા યે અંદાઝ હોતા હૈ,
કે નાસમઝેકો ભી અપની સમઝ પર નાઝ હોતા હૈ

નમાઝો સબ્રસે ચાહો મદદ જો સબસે મુશ્કિલ હૈ,
મગર જો ઇજઝવાલે હૈ ઉન્હે યે બાત હાસિલ હૈ

જિન્હે માલૂમ હૈ વોહ જાનતે હૈ રબસે મિલના હૈ
ઉસીકી રીઝ્ન લોટેંગે, ઉન્હે કિસ ઢબસે મિલના હૈ

૧ પારો ખતમ પાચવા રકૂઅ ખતમ

# શહેન્શાહ આલમગીરની શિખામણો

રજુ કરનાર  સાલેહ બકીરી

શહેનશાહ આલમગીર (રહ) હમેશા પોતાના પુત્રોને શિખામણની વાતો લખતા રહેતા હતા એકવાર શાહજાદા મુહમ્મદ આઝમશાહને લખ્યુ કે, એક વખત આલા હઝરત (શાહજહાં) ની સેવામા સાદુલ્લાહખાન વઝીર વિનય કરી આવ્યા આપે કારણ પૂછ્યુ વઝીરે કહ્યુ એક પુસ્તકમા કેટલાક ફકરા નઝરે પડ્યા તે આપ નામદારની સેવામા પેશ કરવાને ઉતાવળો હતો તે ફકરા આ છે

(૧) સલ્તનતનો પાયા ન્યાયથી કાયમ રહે છે

(૨) વીરતા અને ઉદારતાથી સલ્તનત વિશાળ થાય છે અને માન વધે છે

(૩) વિદ્વાનો પાસે બેસવુ અને અજ્ઞાનીઓથી દૂર રહેવુ અક્લમદીની નિશાની છે

(૪) અકાઇદ (માન્યતા) પર અમલ કરવો જોઇએ (અર્થાત એવુ ન હોય કે માન્યતા કંઈ અને કાર્ય કંઇ)

(૫) દુખો આવ્યે પણ દ્રઢ રહેવુ જોઇએ (અર્થાત કેટલીએ મુસીબતો આવી પડે તેનો મુકાબલો મક્કમતાથી કરવો જોઇએ)

(૬) દુન્યવી કામોમા તદબીર કરવામા ઢીલ કરવી ન જોઇએ અને તકદીર પર રાઝી અને શાકિર રહેવુ જોઇએ (અર્થાત જ્યા સુધી બને ત્યા સુધી તદબીરથી કામ લો અને પરિણામ તકદીર પર છોડી દો જો સફળતા મળે તો સારૂ, નહિં તો સમજી લો કે તકદીર એવીજ હતી)

(૭) ખાનદાનનુ લાંબી મુદ્દત સુધી કાયમ રહેવુ યતીમો-અનાથો પર દયા કરવા ઉપર અવલંબે છે (અર્થાત તેજ વંશ કાયમ રહી શકે છે, જે યતીમો ઉપર દયા કરનારો છે)

(૮) મુહતાજોની હાજત પૂરી કરવી મુસીબતોથી બચાવે છે

(૯) સલ્તનતની વ્યવસ્થા વઝીરોની સલાહ અને કાબેલીયતથી કરવી જોઇએ

(૧૦) ફકીરોની દુઆની મદદથી ઇન્સાન સફળ અને વિજયી થાય છે

(૧૧) દર્દમંદોનુ દર્દ દૂર કરવાથી મનુષ્ય તંદુરસ્ત રહે છે

(૧૨) માણસને ગુનાહગારોના ગુનાહોની માફીની ખુદાની રહમતની ઉમ્મીદ રાખવી જોઇએ

આ શિખામણો સાંભળીને આલા હઝરત ઘણાજ ખુશ થયા અને તે ભલા ખાનની પેશાની પર ચુમ્બન કર્યું પાછલા પહોરે કેટલાક થાન મહમૂદી ઝરદોઝીના તે ખાનને અર્પણ ક્યા આ બયાન કરીને આલમગીર લખે છે અમે આ શિખામણોથી પોતેજ લાભ લેવો મુનાસિબ સમજ્યુ નહિ, જેથી પોતાના વ્હાલા ફરઝંદને તે લખી મોકલી છે ખુદા સાને અમલની તૌફીક આપે

° ° °

હઝરત શાહ આલમગીર પોતાના પિતાશ્રી શાહજહાં બાદશાહની નોટબુકમાંથી પોતાના ફરઝંદ મુહમ્મદ આઝમશાહ તરફ થોડીક સારી શિખામણો લખી મોકલે છે અને ફરમાવે છે "હુ પસંદ કરતો નથી કે એનાથી હુ એકલોજ લાભ લઉં બકે હુ ઇચ્છુ કે ફરઝંદ આ દીબાજ પણ ફાયદો ઉઠાવે

(૧) પરાયા લોકો પ્રત્યે ધ્યાન આપવુ ન જોઇએ

(૨) મતલબ પૂરી ન થવાથી દુખી થવુ ન જોઇએ

(૩) નેક સ્વભાવના માણસને નારાઝ કરવો ન જોઇએ

(૪) અતિશય ઝરૂરત વિના સવાલ કરવો ન જોઇએ

(૫) દીનદાર માણસોનો મહરામ સ્વીકારવો જોઇએ

(૬) જાહિલોને પોતાની મજલિસમા બેસાડવા ન જોઇએ

(૭) લાયક માણસોને પુરા પ્રયત્નોએ શોધી કાઢવા જોઇએ

(૮) હકદારોને સવાલ કરવા પહેલાજ બની શકે તે આપી દેવુ જોઇએ

(૯) પોતાનો સ્વભાવ મધ્યમ રાખવો જોઇએ

(૧૦) અમાન્યતાના કથન પ્રત્યે ધ્યાન આપવુ ન જોઇએ

(૧૧) વિદ્વાનોની ઇજ્જત કરવી જોઇએ

(૧૨) તનક્વ રાખનારાઓની ખબરગીરી કરવી જોઇએ, પણ તે મક્કાર ન હોય

(૧૩) તે એકવાનુ અસ્તિત્વ ગનીમત સમજવુ જોઇએ જે ખન્તથી આગેવા હોય (અર્થાત જે અલ્લાહવાળા હોય દુન્યાના બંદા ન હોય)

(૧૪) તે કામને અખત્યાર કરવુ જોઇએ, જેમા દુન્યા અને આખિરતનો ફાયદો હોય

તમને રાજ્ય કરવાની ઇચ્છા છે, તો મારા માણસોને શોધી મેળવો ને તે લાભ ઉઠાવો"

° ° °

હઝરત આલમગીર બાદશાહ એક પત્રમા પોતાના પુત્રને સૈનિકોના દિલ ખુશ રાખવાને માટે શાહજહાની વઝીરોનો તરીકો બતાવે છે, કે તે દરરોજ વહેલી સવારે ઠાઠમાથી સ્વાગત કરતા હતા પછી નાસ્તા વખતે નાસ્તો અને ખાણા વખતે ખાણ ખવડાવતા હતા અને રૂખ્સત વખતે સુગધી અને પાન આપતા હતા તેઓ સૈનિકોના આરામને માટે પણ ખાણુ મોકલતા હતા, કે જેથી તેમના બાળબચ્ચા તેમના એવા ખાસા પર અને અમીરોની નાહિમ્મતી પર ટોણો ન મારે અને હસરત ન કરે

આલમગીર આ લખીને ફરમાવે છે કે "આગના સમયના એક બુઝુર્ગની પાસે એક શખ્સે ઝમાનાની શિકાયત કરી આપે ફરમાવ્યુ હમણા તો શુ અને હવેનો મૌકો છે કે ઇન્સાનને ન રોટીની ચિંતા છે, ન તો જાનમાલના નુકસાનની, અને ન તો દીન ઇમાનની સુસ્તીનો ભય દેખો છે, પરંતુ તે ઝમાનો આવનાર છે જ્યારે કે—(૧) દુન્યાવાળાઓની નિયતો બદલાઇ જશે (૨) ઝાતઝાતના ઝુલ્મો ઝાહિર થશે (૩) ન્યાય અને ઉપકાર તદ્દન રહેશે નહિ (૪) શહેરોના રક્ષકો અને વ્યવસ્થાપકો લુટફાટ કરવા મડી પડશે (૫) સમયનો સત્તાધિશ દુર્વ્યાદીઓ તરફથી આખો બધ કરી લેશે (૬) અમીરો એક બીજાની સલાહથી ઝાલિમોની મદદ કરવા લાગી જશે (૭) ખોટા અને અન્યાયી હકો પ્રગટ થશે (૮) ઔરતો દિલેરી સાથે આગળ વધશે (૯) છોકરીઓ વઝારત સાથે સબધ ધરાવશે (૧૦) લાયક લોકોને બેદિલી અને બેકદરીથી જાણી જોઇને સુધારણાના કાર્યોમા શામિલ કરવામા ન આવશે (૧૧) કામ કરવાને લાયક લોકો એકાતવાસ સેવવા છતા સલામતીમા ન હશે (૧૨) અણઘડ અને નકામા લોકો કામે લગાડાશે (૧૩) પુત્રો પિતાઓને દુખી કરશે (૧૪) પિતાઓમા પ્રેમ રહેશે નહિ (૧૫) નેક ઔરતો ખરાબ પતિઓની બદકારી અને પ્રેમ વિના દુખી થશે (૧૬) વર્ષાદ વખત પર થશે નહિ (૧૭) હાકિમો અનાજને પોતાના સ્વાર્થ માટે મોંઘુ વેચાવશે (૧૮) હાકિમોના ઝુલ્મથી મુલ્ક વેરાન થઇ જશે (૧૯) બાદશાહો અને અમીરોના ઘરોમા બદમાશ ઔરતો દાખલ થશે અને (૨૦) મર્દ ઔરતોના લિબાસ પહેરવાની ઇચ્છા કરશે

## અંગાર જો,

●

આંખડીનો એમની પલકાર જો,
વીજનો જાણે થયો ચમકાર જો

પાય છે સાકી મને રસ-ધાર જો,
એઉ જગમા થાય છે ચમકાર જો

કોઇ જગમા પ્રાણ તો સોપત નહીં,
મોત માથે હોત ના શણગાર જો

હોશ ભાગ હોશમા રેતા નથી
થાય છે દર્ભી તણા દીદાર જો

ના, નથી એયાર પણ કંઈ લાખ છે,
શત્રુના ભાગ ઉપર આભાર જો

રૂપ એ તો દાસ છે શુદ્ધ પ્રેમનો,
પ્રેમ તો છે ઇશનો અવતાર જો

યાદ પોપી ઉર મહીં પસ્તાઉ હુ
ઝખના છે રૂપની અગાર જો

નીચ એવા નીચમા હોતા નથી,
પારકા હકને અરે ! ખાનાર જો

નેનરે છે નાશ અનર હાથથી
જીવના જીવન અને લાચાર જો

વિશ્વમા હસનાર 'શૌકીન' એક છે,
લાખ છે છાને ખૂણે રડનાર જો

"શૌકીન" ] [ જેતપુર

## ઝબકાર જો;

●

રૂપ પર જો, પ્રેમનો શણગાર જો
ચાંદ તારાનો નવો ચમકાર જો

પૂન્ય માથે પાપનો અધાર જો,
એવો છે ઝિન્દગીનો સાર જો

એ બનાવમા બનો થાતો નથી,
છે સુગંધમા પુરો ભમાર જો

પારખી પચાનમા તારા હવે,
વૃજધારી થાય છે અવતાર જો

રૂપ પોતે આવશે ખેંચાઇને
પ્રેમનો નિર્મૂલ કર વિસ્તાર જો

પ્રાણ પ્યારો સુખ મહીં કરતો નથી
પાપમા દુખથી ભગી જનાર જો

હાસ્ય એનું હોઠ એના દાત જો,
સીપ-મોતીનો ખરો ઝબકાર જો

આબરૂના કાંકરાઓ થાય છે,
નામનાની ધૂનમા રમનાર ! જો

છે ઉતાવળ કોઇને મળવાની શું ?
કાં ? થયો ઉરમા ફરી ધબકાર જો !

હામ ધર 'મજબૂર' દિલમા હામ ધર
જો પછી છે કેટના નમનાર જો

"મજબૂર" ] [ જેતપુર

# મેહફિલ

[ ચાલુ ]

( ઈદ અંકમાં આ ગઝલો મોડી મળવાથી અત્રે પ્રગટ કરીએ છીએ ) —તંત્રી

-[ ૨૯ ]-

વહ એના જો કદી લોચન થશે,
કાળને પણ કાળનું દર્શન થશે !
દૂરથી જો આપના દર્શન થશે,
શ્વાસ છે, નિશ્વાસ પણ દુશ્મન થશે
તેજ પગલાથી તમે આવો નહીં,
તેજ મારા દિલ તણી ધડકન થશે
કોલ આપો છો તમે આવેશથી,
પણ ભલા એ કોલનું પાલન થશે ?
શત્રુ કરશે કોઈ દિવસ મિત્રતા,
કોઈ દિવસ દોસ્ત પણ દુશ્મન થશે
કોઈ દિવસ હર્ષથી સત્કારશું,
કોઈ દિવસ અશ્રુથી પૂજન થશે
જો થશે ત્યાં આપની પધરામણી,
વન હશે તો વન એ, નંદનવન થશે
આવશે ઘર આંગણે, એ ભૂલથી,
ભૂલથી ઘર આંગણું પાવન થશે
આગ મૂકી ઘર મહીં દુશ્મન અરે,
તું ન સમજ્યો ઘર બધું વેરાન થશે ?
ના રહ્યું ચિરાગ એ રહેશે નહીં,
નાશ તારૂં એક દિન પાવન થશે
વાત નિર્બળથી કશું વળતું નથી,
વાત જેવું કોઈ દી વર્તન થશે ?
એટલે તો એકને હું ચાહું છું,
એકના અગણિતમાં દર્શન થશે
કાળ તો કે' છે અનાદી કાળથી,
એક દીન ધનવાન તું નિર્ધન થશે
નાશ તો થાતો નથી કહિએ વિનાશ,
નાશમાંથી નિત નવા સર્જન થશે
રંજમે કંઈ રંજ 'શયદા'ને નથી,
રંજથી પણ એનું મન રંજન થશે

—'શયદા' ] [ મુંબઈ

-[ ૩૦ ]-

રસતણી કુંજો ફરીથી વન થશે !
રસ કટોરાનું ફરી પાચન થશે !
રંગથી આવી છે, આજે નવ બહાર,
વિશ્વના ગુલશન ફરી ગુંજન થશે !
પ્રેમના ક્યારા બધે રોપી દિયો,
વિશ્વમાં આ, સ્વર્ગનું સર્જન થશે !
રૂપ એકજ છે અને દષ્ટિ જુદી,
ભેદની દ્રષ્ટિને શું દર્શન થશે !
રંગ તારા પ્રેમનો ઘેરો નથી
ક્યાંથી ઘેરા રંગનું જીવન થશે !
શોકના અંતરની જો રંગીનીયો,
જિંદગી 'તારૂં' નવું શોભન થશે
સ્નેહની વાતો ન કર, સહચર ફરી,
અશ્રુઓથી મારૂં તર દામન થશે !
રંગ દર્શન શું કરે નરગિસની આંખ ?
તુજને ક્યારે નુરના લોચન થશે ?
ઉર દહનને તું નહિ સમજી શકે,
રસતણા ભોગીને શું દાહન થશે !
જિંદગીની ભાવના મરતી નથી,
મોતની પાછળ ફરી જીવન થશે !
છે કલાનો ધર્મ ક્યાં કોઈ 'નસીમ' ?
ઉરની સુરભિ છે-ઉર અંકન થશે ?

—'નસીમ' ] [ મુંબઈ

-[ ૩૧ ]-

ઐક્યથી છુટા બધા બંધન થશે,
વેર સત્યાનાશનું સાધન થશે !
રોશનીંગની સભા જ્યાં રોશન થશે,
કંઇકના વેપાર વિસર્જન થશે !
કોઈ હારે યા કે જીતે વોરમાં,
આપણે તો ભવ્ય ચંદન થશે !

જાડો હો કે સુકો પાપડ ખેઉનુ,
સરખુ રેશન કાડમાં રાશન થશે
'આજ 'ખા કનકી ખબર અલ્લાહ કો,'
એ કહેવતનુ બધે પાલન થશે !
બોંબ જે બર્લીન પર ફેંકાય છે,
તેથી હીટલરનું પરિવર્તન થશે !
પશ્ચિમી સાયન્સને નોતી ખબર,
ખુદ જગતના નાશનુ કારન થશે !
એ કલંકિત કાળમાં બગાળના,
'નાશમાથી એક નવુ સર્જન થશે '
ખુનખુનોની આહથી સૈયાદનુ
અય' 'ગની' સાચેજ નિકંદન થશે !
–'ગની' ] [સુરત

–[ ૩૨ ]–

હિન્દુ મુસ્લિમ એકતા એકમત થશે,
જ્યારે સહુ હિંદીઓ હિંદી જન થશે
એકતાથી જ્યારે આંદોલન થશે
તો ગુલામીના છુટા બંધન થશે

° ° °

આસ્થા સાથે અચળ જો મન થશે,
તોજ આઝાદી તણા દર્શન થશે
નોતરી છે નાશ, તન, મન, ધન તણો
'નાશમાથી એક નવુ સર્જન થશે '
લાવશે કુરબાનીયો કંઈ એવો રંગ,
દાદ દેવા ખુદ પ્રભુનુ મન થશે
જોઈ લેશો હિન્દને આઝાદ પણ
આપ મેળે હિન્દ નંદનવન થશે
હિંદ ત્હારી દુર્દશા આ શી થઈ ?
એનુ શુ ઇતિહાસમાં વર્ણન થશે ?
કઈ વિચારો હિન્દીઓ દિલમાં જરા
ક્યા સુધી આવુ વ્યતીત જીવન થશે ?
દેશે જો બલિદાન મૂક્તિ માર્ગમાં,
એવા યુવકને સદા વંદન થશે
હિન્દથી પેદા કરીશ એવો શહીદ,
જેના રક્તથી જગત પાવન થશે
ફાંસે આઝાદીના જાએ પ્રાણ જો,
તો સફળ સમજીશ મુજ જીવન થશે
એજ મુજ દિલને ધગશ રે છે 'હબીબ',
હિંદ ક્યારે મૂક્ત થઈ પાવન થશે ?
–મસ્ત 'હબીબ' ] [સુરત

# ઇસ્લામ પ્રચાર

લેખક 'તાજ' [ તંદિર ]

(ગતાંકથી ચાલુ)

ગુજરાત—કચ્છ.—મનસાર પછી ઇસ્લામ પ્રચારનું કેન્દ્ર મુલ્તાન અને ઓછ બન્યું કે જે મુલ્તાનથી એંસી માઇલ દૂર નૈઋત્ય ખૂણામાં આવ્યું છે એ આશ્ચર્યની વાત છે કે અરબ વિજયીઓથી કંઇ સંબંધ ન ધરાવતી એક ટોળીએ અહિં વ્યવસ્થાપૂર્વક ઇસ્લામ પ્રચારનું કાર્ય આરંભ્યું એ ટોળી હસન બિન સબ્બાહના અનુયાયીઓની હતી હસન બિન સબ્બાહની વફાત ઈ સ ૧૧૨૪ માં થઇ એના પ્રચારકો નવમા સૈકામાં કાહિરાથી હિંદમાં આવવા લાગ્યા ને ધીમે ધીમે એમણે સિંધ ને પશ્ચિમ પંજાબમાં પોતાનો કાબૂ મેળવ્યો હિંદુસ્તાન ઉપર મહમૂદ ગીઝનીની ચઢાઇઓનો મૂળ હેતુ આ લોકોનો નાશ કરવાનો હતો જેથી એણે મનસુરાના ઇસ્માઇલી ગવર્નરનો પરાજય કરી ત્યાં એક સુન્ની મુસલમાનની નિમણૂક કરી મહમૂદના ગયા પછી ફરી આ લોકોએ કબ્જો કરી લીધો જેથી મહમદ ઘોરીએ બીજી વખત ઈ સ ૧૧૭૫ માં મુલ્તાન સર કરી તેમના હાથમાંથી પડાવી લીધું સુલ્તાન મહમદ ઘોરીનું મૃત્યુ પણ આ લોકોના એક પ્રચારકના હાથે થયું હતું ઇતિહાસકારો એ લોકોને કરામતીન પણ કહે છે ઇસ્માઇલીયા પંથના પ્રચારકોએ પહેલા ઓછને પોતાનું કેન્દ્ર બનાવ્યું હતું, પરંતુ થોડાજ સમયમાં એ ભાગ સુન્ની પીરો અને હાકિમોનું કેન્દ્ર બની ગયું જેથી ઘણાખરા ઇસ્માઇલીઓ ગુજરાત અને કચ્છમાં આવી વસ્યા હાલમાં વહોરા અને ખોજા કોમમાં કેટલાક લોકો એવા છે કે જેમના વંશજો સિંધને મુલ્તાનનો ત્યાગ કરી ગુજરાતમાં આવી વસ્યા હતા

ઇ સ ૧૯૨૧ની વસ્તી ગણત્રી પ્રમાણે વહોરા કોમ દોઢ લાખથી કાંઇક વધુ છે તેઓ બધા હિંદુઓમાંથી મુસલમાન થયા હતા. એ લોકો ફાતમી ખલીફા અલ મુસતનસરના ગાદી વારસ અનમતઅલીને માને છે, પરંતુ ખોજા કોમ અલમતઅલીના ભાઇ નઝારને માને છે કેટલાક વહોરાઓનું કથન છે કે હિંદમાં એમના ધર્મનો પ્રચાર સૌથી પહેલા અબ્દુલ્લાહ યમનીએ કર્યો, જેઓ ઈ સ ૧૦૬૭માં ખંભાત આવ્યા હતા. જેમની વફાત ઇ સ ૧૧૩૭માં થઇ મઝાર આજે પણ ખંભાતમાં છે

વહોરા પ્રચારકોનું શાંત પ્રચાર કાર્ય સૈકાઓ સુધી ચાલુ રહ્યું કેટલીક વેપારી કોમો એ પંથમાં જોડાઇ એ લોકો ઘણી ખરી બાબતોમાં હિંદુઓથી મળતા છે વારસાના કાર્યમાં એ લોકો શરીઅતના પાબંદ નથી વ્યાજ લે છે ને આપે પણ છે દિવાળીના પ્રસંગે હિંદુઓની જેમ પોતાના ચોપડાઓ બદલે છે તદુપરાંત કેટલીક બાબતોમાં તેઓ આમ મુસલમાનો કરતા શરીઅતના ઘણાજ પાબંદ છે એમનો પહેરવેશ આમ જનતાથી જુદો છે ઘણા ખરા આડગ શ્રદ્ધાના વહોરા દાઢી રાખે છે, હિંદુઓના હાથની મિઠાઇ પણ ખાતા નથી અને હિંદુ ધોબીઓથી કપડા પણ ધોવડાવતા નથી જો ધોવડાવે છે તો ફરી તેને પવિત્ર કરી દે છે

વહોરાઓની બે જમાત છે એક સુલેમાની

અને બીજી દાઉદી એમની ભિન્નતા પણ વ્યક્તિત્વ પર છે કેટલાક વહોરા ગુજરાતના સુલતાનોના સમયમા સુન્ની મુસલમાન થઈ ગયા તેઓ ઘણે ભાગે ખેતી કરે છે ઘણા ખરા શિઆ વહોરા વેપાર કરે છે એમા દાઉદી વહોરા આગળ પડતા છે એમની જમાત વ્યવસ્થિત તેઓ સુરતના વડા મુલ્લાજીના હુકમને આધીન છે મુલ્લાજી સાહેબને જમાત સબધીના તમામ અખતીયાર સોપવામા આવ્યા છે એ લોકો આમ મુસલમાનોની મસ્જિદમા નમાઝ પણ પઢતા નથી એમની ઇબાદતગાહો જુદી છે કબ્રસ્તાનો પણ જુદા છે ઈદો અને બીજા તહેવારોમા પણ તેઓ આમ મુસલમાનોથી જુદા પડે છે માત્ર ત્રણ વખત નમાઝ પઢે છે સવારે બપોરે અને સાજે જુમ્માની નમાઝ જમાતની સાથે પડતા નથી ગુજરાતી ભાષા બોલે છે હાલના મુલ્લાજી સાહેબ અરબીના ફાઝીલ છે હજ પણ કરી ચૂક્યા છે ખેરાતી કાર્યમા પણ સારો ભાગ લે છે એ પણ પોતાની જમાતને માટે જુદો વાડો રાખવાનો મક્કમ ઇરાદો ધરાવે છે આજે પણ આપણે કોઈ વહોરાને પૂછીએ કે તમારો ધર્મ શો છે? તો તે મુસલમાન કહેવાને બદલે **વહોરા** કોમ બતાવશે

ઇસ્માઈલી આસ્થા ધરાવનારાઓની બીજી જમાત ખોજા જમાત છે જે પજાબ, સિંધ, કચ્છ અને કાઠીયાવાડમા જોવામા આવે છે એમના પ્રથમ દાઈ નૂર સાગર હતા જેઓ બારમી સદીમા ફીનાઅલ મોતથી મોકલવામા આવ્યા હતા એમણે ગુજરાતમા આવી પ્રચાર કાર્ય આરભ્યુ ને પોતાની કરામતોથી ઘણા લોકોને પોતાના અનુયાયી કર્યા એમણે પોતાનો નામ હિંદુ જેવો રાખ્યુ છે પરતુ મુસલમાનો એમને નુરદીન કે સૈયદ સઆદત કહે છે એમણે કણબી રાઠોડ અને કોળી લોકોને કે જે ગુજરાતના નીચ જાતો ગણાતી તેને ઇસ્માઇલી પથમા દાખલ કર્યા એ પથના બીજા બુઝુર્ગ પીર શમસુદ્દીન હતા જે ઇરાકથી ઓછમા આવી વસ્યા હતા ત્રીજા પ્રચારક શેખ સદરૂદીન કે જેઓ ખરાસનથી સિંધ આવ્યા હતા અમણે પોતાના પ્રચાર કાર્યના નિયમ મુજબ પોતાનુ નામ હિંદુ સમ રાખ્યુ હતુ અને કેટલીક હિંદુ ધર્મની માન્યતાઓને એમણે સચ રાખી હતી કે જેથી ઇસ્માઇલીયા ધર્મનો પ્રચાર સહેલાઇથી થઇ શકે એમણે એક પુસ્તક દસ અવતારના નામથી લખ્યુ છે જેમા રસુલે અકરમ (સ અ વ) ને બ્રહ્મા હઝરતઅલી (ર અ) ને વિષ્ણુ અને હઝરત આદમ (અ સ) ને શીવ તરીકે આલેખ્યા છે આ પુસ્તક ખોજા કોમનુ પવિત્ર પુસ્તક લેખાય છે અને એનુ વાચન ધાર્મિક મેહફિલોમા ને મરણ પ્રસગે [ ]માના બિસ્તર પાસે પ[ઢ]વામા આવે છે પીર સદરૂદીન સાહેબે પહેલા સિંધમા પોતાની માન્યતાઓનો પ્રચાર કર્યો પછી કચ્છ અને પશ્ચિમ હિંદના બીજા ભાગોમા જેથી આજે પણ ખોજા કોમના લોકો એ ભાગમા વધુ પડતા નજરે આવે છે

હિંદુસ્તાની ખોજાઓની પણ બે જમાત છે એક તો ઉત્તર પજાબ અને ચિત્રાલમા રહે છે અને બીજી આગાખાની કે જે કચ્છ કાઠીયાવાડ અને પશ્ચિમ હિંદમા રહે છે એમની સખ્યા વધુ નથી પરતુ જમાતનુ બધારણ ઘણુ જ સરસ છે વેપારમા પારસીઓ અને ગુજરાતીઓની હરોળમા છે વહોરાઓની સર ખામણીમા કે જેમણે પશ્ચિમ વિદ્યાને મહત્વ આપ્યુ નથી પરતુ ખોજા કોમે એ વિદ્યા સારી રીતે પ્રાપ્ત કરી છે પહેરવેશમા પણ વહોરા અને બીજી કોમો કરતા તેઓ પશ્ચિમનુ

અનુકરણ પણુ કરે છે સ્ત્રીઓ પડદો કરતી નથી એમના કેટલાક ખાનદાન ઇરાની વંશના છે, તે એક આગળ પડતી કોમ છે સર આગાખાન, મીસ્ટર મહમદઅલી જિન્હા ને સર ઇબ્રાહીમ રેહમતુલ્લા કે જેઓ એ જમાતના છે પરતુ એમના વ્યક્તિત્વનો પ્રભાવ તમામ મુસલમાનો ઉપર છે એ જમાતના હાલના સરદાર હિઝ હાઇનેસ આગાખાન ત્રીજા છે જેમના દાદા ઇ સ ૧૮૪૦ મા હિંદ આવ્યા હતા આગાખાને પોતાની સદ્બુદ્ધિ ને અનુભવથી એ કોમને આર્થિક તેમજ રાજ્યદ્વારી કેળવણી આપી છે પોતાની જમાતનું બધારણ પુરાતન નિયમો ઉપર કાયમ રાખ્યુ છે પોતાની જમાતનુ લક્ષ આમ મુસલમાનો તરફ દોરી તમામ અગત્યના અને કટોકટીના સમયે મુસલમાનોને સાથ આપી મુસલમાનોમા સારૂ માન સપાદન કર્યુ છે પરતુ આમ મુસલમાનોને વહોરા અને ખોજા કોમથી એ શિકાયત છે કે એમના મદ્રેસા, દવાખાના, અને સ્કૂલોનો માત્ર એજ કોમ લાભ ઉઠાવે છે બીજી મુસલમાન કોમને એથી કઇ ફાયદો પહોચાડતા નથી પરતુ કહેવાય છે કે હવે ખોજા જમાતે ધીમે ધીમે એ કાર્યમા પોતાની દ્રષ્ટિ વિશાળ કરી છે અલીગઢ યુનિવર્સિટીના બધારણમા એમણે સારો ફાળો આપ્યો હતો ને હવે તમામ કોમી કાર્યોમા ભાગ લે છે

વહોરાઓ અને ખોજાઓની માન્યતાઓ અને જમાતના બધારણમા કેટલીક બાબત એવી છે કે જેથી લોકોને આશ્ચર્ય ઉપજે છે હાલમા એ પથના નવયુવાનોએ એ બાબતો સામે સુધારાનો સૂર કાઢયો છે એ વાત ઠીક છે કે જમાતના બધારણમા તેના સરદારને કેટલાક અખતીયારો સોપવા જોઇએ પરતુ એ અખતીયારો જમાતના ઉન્નતિ અર્થે વાપરવામા આવે એ ઠીક લેખાય જેથી જમાતના લોકો એમની સામે કઇ પણ બોલી શકતા નથી

ગુજરાત અને કચ્છમા ઇસ્માઇલીયા પ્રચાર કાર્યના પ્રયત્નો માત્ર સુવ્યવસ્થિત નહિ બલ્કે બીજા મુસલમાનો કરતા પહેલા આરભાયા હતા જ્યારે કે બીજા મુસલમાનો એ વખતે ગાફિલ ન હતા સૈયદ યુસુફદીને પ્રથમ સિંધમા અને પછી કચ્છમા ઇસ્લામનુ પ્રચારકાર્ય કર્યુ ને લોહાણા કોમના લોકો એમના હાથે મુસલમાન થયા ઉપરાંત કચ્છના કેટલાક લોકોને મલેક અબ્દુલ લતીફ હાલ શાહે મુસલમાન કર્યા જ્યારે ગુજરાતમા મુસલમાન સુલતાનોની હુકુમત જામી ને ખભાત હિંદુસ્તાનનુ અગત્યનુ બદર બન્યુ ત્યારે મક્કાને ઉત્તર હિંદુસ્તાનથી લોકો અહિ આવતા જતા એમા કેટલાક ઓલીયા અકરામ અને મુશાઇખો પણ હતા જેમના મઝાર આજે પણ જ્યા ત્યા નજર આવે છે એમણે અહિ ઇસ્લામ પ્રચાર કાર્યમા ઘણો અગત્યનો ભાગ ભજવ્યો સુન્ની મુસલમાનોએ માત્ર બીન મુસ્લિમ કોમમાજ પ્રચાર કર્યો નથી બલ્કે શેખ તાહીરૂદ્દીન (રેહ) ને બીજા બુઝુર્ગોએ વહોરા કોમના અનેકોને સુન્ની ધર્મી બનાવ્યા જેથી આજે ગુજરાતમા સુન્ની મુસલમાનો શિયા મુસલમાનો કરતા બહુમતીમા છે એક કોમની વસ્તી કુલ વસ્તીના દસમા ભાગ જેટલી છે

સંપાદક
રિફાઈ-સાબેરી

# દીદારે રસૂલ (સઅ૦)

[સર્વ હક સંપાદકને સ્વાધિન છે]

દીન દુન્યાની બેહબૂદી, દરેક ગુન્હાની માફી વગેરે માટે-હઝરત અબૂ હુરયરાહ (રદી) થી રિવાયત છે કે "જનાબ રસુલિલાહ (સઅ)એ ફરમાવ્યુ છે કે રૂકને યમાની પર ૭૦ ફરિસ્તા છે તેઓ જ્યારે કોઇ માણસ (નીચે લખેલ) આ દુઆ પઢે છે તો તે ફરિશ્તાઓ "આમીન" કહે છે આ દુઆના બીજા અનેક ફાયદાઓ હદીસ શરીફમા છે તેમજ બુઝુર્ગોએ દીન પણ ફરમાવી ગયા છે પઢનારને એના ફાયદા માલુમ પડતા જશે

અલ્લાહુમ્મા ઇન્ની અસ્અલોકલ અફવા વલ આફેયતા ફીદ્દીને વદ્દુન્યા વલ આખેરા અલ્લાહુમ્મા આતેના ફીદ્દુન્યા હસનતંવ વ ફીલ આખેરતે હસનતવ વકેના અઝાબન્નાર

અગર જેહા માથી નાકેના હોય તેમજ દરીયાઓથી પણ વધુ ગુન્હા હોય તો મજકુર દુઆ હસનતથી પઢવાથી ઇ અ બધા ગુન્હા ખુદાપાક માફ કરી દેશે, તેમજ અગર કોઇએ એવી દુઆ માગી લીધી હોય કે 'યા અલ્લાહ તારે જોઇએ તો દુન્યાના મને ગમે તે હાનનમા નાખ પણ આખેરતના અઝાબ વગેરેથી બચા વજો" અને જો તે માણસ બીમારી, મુસ્કેલી, મુસીબત વગેરેમા પકડાયો હોય તો મજકુર દુઆ હસનતથી પઢના રહી દુઆ માગેથી ઇ અ દરેક મુસીબત વગેરે ખુદાપાક દૂર કરી દેશે

## તંગદસ્તી-ગરીબાઇ દૂર થવા વગેરે માટે —

જુમ્માને દહાડે બપોરના વખત, માત્ર ચાર રકાઅત નફીલ પઢે આ નમાઝ બનતા સુધી દર જુમ્માએ પઢવી, જો ન થઇ શકે તો દર મહીને, અને એ પણ ન થઇ શકે તો વરસમા એક વખત જરૂર જરૂર પઢવી જોઇએ, એને હરગીઝ છોડવી જોઇએ નહીં આ નમાઝ પઢનાર કદીપણ ફકીર થશે નહીં, ફકીર (એટલે ગરીબ) હશે તો ઇ અ ધનવાન થશે, કમનસીબ હશે તો ઇ અ નસીબદાર થશે અને દીન દુન્યામા ઇજ્જત હાસિલ કરશે એ ઉપરાંત જમીન અને આસમાનની મખલુક એકત્ર થઇ એનો સવાબ લખવા માગે તો પણ એનો પૂરેપૂરો સવાબ લખી શકે એમ નથી મારા અલ્લાહ! કેવી નેક નમાઝ છે, ખુદાપાક સૌને એની રગબત આપે આમીન

ચાર રકાઅત નફીલની નિય્યત કરી નમાઝ શરૂ કરવી દરેક રકાઅતમા સૂરએ ફાતેહા એક વાર, પછી પૂરી આયતુલ કુર્સિ, સૂરએ કુલયા અય્યોહલ કાફેરૂન, કુલહોવલ્લાહો અહદ, કુલ આઉઝો બેરબ્બિલ ફલક, અને કુલ આઉઝો બેરબ્બિન્નાસ, દરેક પૂરી સૂરતો દશ દશ વખત પઢવી એ મુજબ ચારે રકાઅતમા પઢવુ અને સલામ ફેરવ્યા પછી અસ્તગફેરૂલ્લાહ ૭૦ વખત અને સુબ્હાનલ્લાહે વલહમ્દો લિલ્લાહે વલાઇલાહા ઇલ્લલ્લાહો વલ્લાહો અકબર ૭૦ વખત પઢવુ, અને અગીઆર વખત અથવા કમતીમા કમતી ત્રણ વખત નીચે લખેલ દુઆ પઢવી —

અલ્લાહુમ્મા ઇન્ની અસ્અલોકા વ અતવજ્જહો એલૈકા બેહુબીબેકલ મુસ્તફા ઇન્દકા યા હબીબના યા સૈયેદના મોહમ્મદા ઇન્ના નતવસ્સલો બેકાઇલા રબ્બેકા ફરફ અલના ઇન્દલ મૌલલ અઝીમે યા નેઅ

મર્ઈકુલ્લાહિરો એની શરૂઆત તેમજ પછી ત્યા પછી અગીઆર અગીઆર વખત દરૂદ શરીફ જરૂર પઢવું મજકુર દુઆ ઓ ઉપરાંત જે કંઇ હાજત, મુરાદ કામ વગેરે માટે તે કામ પૂર્ણ થાય ત્યાં સુધી દર જુમ્માએ મજકુર રીતે મજકુર નમાઝ પઢવામાં આવશે તો ઇ અ ધારેલું કામ ખુદાપાક બહુ જલ્દી પૂર્ણ કરશે

## દુઆ કબુલ થવા માટે —

જેને ખુદાપાકથી કંઇ હાજત વગેરે હોય તો તેને જોઇએ કે પોતાના નામના અદદ મુજબ તેટલી વખત નીચે લખેલ દુઆ દરરોજ પઢવી કામ પૂર્ણ થાય ત્યાં સુધી દુઆ શરૂ કરવા પહેલાં વચ્ચે અને છેલ્લે અગીઆર અગીઆર વખત દરૂદ શરીફ જરૂર પઢવું ઇ અ બહુ જલ્દી કામ પૂર્ણ થશે

(૧) અલ્લાહુમ્મા ઇન્ની અસ્અલોકા બેઇન્ની અશ્હદોઅન્નકા અંતલ્લાહુલ્લઝી લાઇ લાહા ઇલ્લા અંતલ વાહેદુલ અહદુસ્સમદુલ્લઝી લમયલિદ વલમ યૂલદ વલમ યકુલ્લહુ કોફોવન અહદ

(૨) અલ્લાહુમ્મા ઇન્ની અસ્અલોકા બેઅન્ના લકલ હમ્દો લાઇલાહા ઇલ્લા અંતલહન્નાનુલ મન્નાનો બદીઉસ્સમાવાતે વલ અર્દે યાઝુલજલાલે વલ એકરામે

(૩) યા હય્યો યા કય્યુમો બેહકકે લાઇલાહા ઇલ્લા અંતા સુબ્હાનકા ઇન્ની કુન્તો મિનઝ્ઝાલેમીન

ઇમામ (રદી૦)થી રિવાયત છે કે-હુઝુરે (સલ૦) ફરમાવ્યું કે-જે માણસ જુમેરાતે ઝોહર અને અસરની વચમાં બે રકાઅત નમાઝ જેની પહેલી રકાઅતમાં 'સૂરએ ફાતેહા' એક વખત અને "આયતુલ કુર્સી" ૧૦૦ વખત અને બીજી રકાઅતમાં સૂરએ ફાતેહા' એક વખત અને "કુલ્ હોવલ્લાહો અહદ" ૧૦૦ વખત પછી સલામ ફેરવી ૧૦૦ વખત દરૂદ શરીફ પઢશે તો તેને રજબ શાબાન અને રમઝાન એ ત્રણ મહીનાના રોઝા રાખવા જેટલો સવાબ, તેમજ હજ્જે બૈતુલ્લાહ કરવા જેટલો સવાબ મળશે અને એ ઉપરાંત જેટલા મોમિન-મુસલમાનો હોય તેમની ગણતરી પ્રમાણે નેકીઓ મળશે

## દરેક મુશ્કેલ આસાન થવા તથા દરેક હાજત પૂરી થવા

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી૦)થી રિવાયત છે કે-હુઝૂરે (સલ૦) ફરમાવ્યું છે કે-જે કોઇને ગમે તેવી મુશ્કેલ આવી પડી હોય અગર ગમે તેવી (શરીઅત મુજબ હલાલ) હાજત હોય તો તેને જોઇએ કે બુધ જુમે રાત અને જુમ્માના રોઝા રાખે અને જુમ્માને દહાડે નહાય ધોઇ સાફ કપડાં પહેરી અને જો તોફીક હોય તો અમુક સદકો લઇ મસ્જિદમાં જઇ જુમ્માની નમાઝ પઢી રહ્યા પછી (નીચે લખેલ) આ દુઆ પઢે ઇ અ બહુ જલ્દી કામ થઇ જશે આપે (સલ૦) વધારામાં એ પણ ફરમાવ્યું છે કે 'આ બેદ અને રાઝ બેવકુફોને કહેવો નહિ કેમકે નહિ તો તેઓ ગમે તે (શરીઅત વિરૂધ્ધના) કામ માટે એનો ઉપયોગ કરશે

અલ્લાહુમ્મા ઇન્ની અસ્અલોકા બેઇસ્મેકા બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમીલ્લઝી લાઇલાહા ઇલ્લા હોવલ હય્યુલ કય્યુમ, લાતાખોઝોહૂ સેનતુંવ વલા નોમલ્લઝી મલાઅત અઝમતોહુસ્સમાવાતે વલ આર્દે-લ્લઝી અંતા લાહુલ વોજૂહો વ ખશઅતિલ્લહુલ અસ્વાતો વ વજલતિલ કોલૂબો મિન ખશયતેહી અંતોસલ્લી અલ મોહમ્મદીન સલ્લલ્લાહો અલયહે વસલ્લેમ વ અંતાઅતેની હાજતી

# રાંદેર મુસ્લિમ–શાદી, અને જન્મ–મરણ.

## શાદી

૧૨–૧૧–૪૩ મોહમુદમીયા મુનીરમીયા દાદામીયા–ઝીનતખાતુ હાશમખા મજગેખ. ૨૮–૧૧–૪૩ હાશિમ મોહમદ યુસુફ ભામ–હવાબીબી દાઉદ આરેફ ભામ

## જન્મ

૧–૧૧–૪૩ યુસુફ મોહમદ મણી–છોકરી ફરીદાબાનુ ૪–૧૧–૪૩ હુસેન ઇસમાઇલ–છોકરો ગુલામ મોહમદ ૫–૧૧–૪૩ મીરઝા અબ્દુલકરીમ મીરઝા મોહમદ–છોકરો મીરઝા મોહમદ. ૫–૧૧–૪૩ અહમદશાહ મમદુશાહ છોકરી બાનુબીબી ૬–૧૧–૪૩ ગુલામ મહીયુદીન મોહમદ ઇનમ–છોકરો ગુલામકાદર ૭–૧૧–૪૩ મોહમદ અહમદ સુરતી–છોકરો અયુબ ૭–૧૧–૪૩ સૈયદ ઇસમાઇલ સૈયદ મોહમદ–છોકરી તાહેરા બેગમ ૯–૧૧–૪૩ હાશમ અહમદ નાખુદા છોકરો ઇસમાઇલ ૧૦–૧૧–૪૩ રહેમાનખાન હુસેનખાન–છોકરો ફીરોઝખાન ૧૦–૧૧–૪૩ સૈયદ અબ્દુલકાદર સૈયદ બનુમાના–છોકરી ઝેનબ બેગમ ૧૧–૧૧–૪૩ ઇસમાઇલ યુસુફ તગારા છોકરી ફાતમાબીબી ૧૧–૧૧–૪૩ શેખ રસુલમીયા શેખ અબ્દુરરહીમ ઓલપાડ વાલા–છોકરો શેખ અબ્દુલ મજીદ ૧૩–૧૧–૪૩ અબ્દુલ મજીદ રસુલ સરપુદ્દીન–છોકરી સુગરાબીબી ૧૬–૧૧–૪૩ અકબર દાઉદ છોકરી–રેહમતબીબી ૧૭–૧૧–૪૩ મોહમદશાહ રસુલશાહ–છોકરી હાજરાબીબી ૧૭–૧૧–૪૩ અહમદ મહમુદ મનસુર પેઢીવાળા–છોકરો ઇબ્રાહીમ ૨૫–૧૧–૪૩ મહમુદ અહમદ કાઝી–છોકરો યુસુફ ૨૭–૧૧–૪૩ ઇબ્રાહીમ ગુલામ મોહમદ ધુપલી–છોકરો યાકુબ. ૨૯–૧૧–૪૩ હાસમ ઇસમાઇલ–છોકરી રાબીયાબીબી ૨૯–૧૧–૪૩ આજમ મોહમદ આજમ ઇસમાઇલ છોકરી હાજરાબીબી ૨૯–૧૧–૪૩ અબ્દુલ્લા દાઉદ મુલ્લા બી એ–છોકરી અમીનાબીબી. ૩૦–૧૧ ૪૩ મીર કાસિમ હાજી ઇબ્રાહીમ મુલ્લા–છોકરી ફરીદા ૩૦–૧૧–૪૩ કાસમ મોહમદ સોની–છોકરી આ બીબી

## મરણ

૪–૧૧–૪૩ આસાબીબી તે ઇબ્રાહીમ આરેફની વિધવા ઉ વ ૮૦ ૫–૧૧–૪૩ ફાતમાબીબી તે હાજી આરેફની વિધવા ઉ વ ૬૦ ૫–૧૧–૪૩ ગુલામ મોહમદ તે હુસેન ઇસમાઇલ પાજણીગરાનો છોકરો ઉ દિવસ ૨ ૬–૧૧–૪૩ હબીબુલ્લાહ મુસા પટેલ ઉ વ ૫૦ ૧૬–૧૧–૪૩ મરીયમબીબી તે મોહમદ ગુલામ જીવા લાડવાની છોકરી ઉ વ ૧૬ ૧૮–૧૧ ૪૩ સૈયદ મોહમદઅલી તે મુન્શી ગુલામ નબીનો છોકરો ઉ વ ૯ ૧૯–૧૧–૪૩ સકીનાબીબી તે ખોજ લતીફ ખોજ હબીબની ઓરત ઉ વ ૫૦ ૨૦–૧૧–૪૩ ઇબ્રાહીમ તે કાસુ ઇબ્રાહીમ મીરચીનો છોકરો ઉ માસ ૪ ૨૨–૧૧ ૪૩ યાકુબ યુસુફ અશરફ ઉ વ ૧ ૩ માસ ૨૪–૧૧–૪૩ હમીદાબીબી મલેક મોહમદની છોકરી ઉ વ ૭૫ ૨૪–૧૧–૪૩ રસુલ ઘસીટ ઉ વ ૮૦ ૨૬–૧૧–૪૩ મજીદ તે રેહમાન રસુલ લક્કડફાડુનો છોકરો ઉ વ ૧૫ ૨૭–૧૧–૪૩ જૈનબબીબી તે હાજી મોહમદ અલી મોહનની છોકરી ઉ વ ૧૭ ૨૯–૧૧–૪૩ ઇબ્રાહીમ કાસમ ઇબ્રાહીમ પટેલ ઉ માસ ૬ ૩૦–૧૧–૪૩ હાજરાબીબી તે હુશેન હાશમ ગવીમાની છોકરી ઉ વ. ૨૨

---

'કારવાં'ના જાણીતા લેખક, કવિ અને વિવેચક 'વલી'ભાઇના એક પુત્રના ગુજરવાના સમાચારને પુરા વરસ પણ થયુ નથી તેવામા બીજા પુત્રના જન્નતનશીન થવાના સમાચાર સાંપડયા છે (ઇન્ના લિલ્લાહ) ભાઈ 'વલી'ની ધીરજની જાણે કુદરત કસોટી કરી રહી છે પણ ખુદાના હુકમ આગળ બંદા લાચાર છે! 'વલી'ભાઇના શોકમા અમે પુરી દિલી હમદર્દી જાહેર કરીએ છીએ ખુદા મરહુમને ગરીકે રહેમત કરે અને તેના માત–પિતાને સબ્રે જમીલ અતા કરે આમીન

(રાંદેર શાદી, જન્મ-મરણ માહે ડીસેમ્બર)

## શાદી

૧૧-૧૨-૪૩ સાનેદ ગુલામહુસેન ઇસમાઇલ હુ આયશાબીબી યુસુફ ઇબ્રાહીમ મુલ્લા ૧૭-૧૨-૪૩ આજમ ઇબ્રાહીમ માકડા-સારાબીબી યુસુફ ઇબ્રાહીમ માકડા ૧૮-૧૨-૪૩ ઇસમાઇલ આઝમ ઇસમાઇલ-આયશાબીબી યુસુફ મોહમ્મદ હાટીયા ૧૮-૧૨-૪૩ આરિફ આઝમ ઇસમાઇલ-ખદીજાબીબી ઇબ્રાહીમ મોહમદ યુસુફ ઇસમાઇલ ૧૯-૧૨-૪૩ માલમ ગુલામકાદેર માનમ ગુલામ મુરતુઝા હુસેનમીયા-મે'રાજબીબી ઇસમાઇલ ફતેહ મોહમદ મીસ્ત્રી ૨૨-૧૨-૪૩ હાજીખાન ઇમામખાન આજમખાન-ફાતેમાબીબી આજમ હુસેન ૨૩-૧૨-૪૩ મહમદ મોહમદ વાવડા (કટોર)-રસુલબીબી સૈયદ અહમદ (૨ ગુન)

## જન્મ

૧-૧૨-૪૩ મોહમદ આરેફ દાખલી સૈયદ રાંદેરી-છોકરો શેહાબુદ્દીન ૨-૧૨-૪૩ અબ્દુર્રહીમ સૈયદ હબીબ-છોકરી જોહરા બેગમ ૩-૧૨-૪૩ આગા માહમૂદ હાશમ મેહતર છોકરી-ઝુબેદામાતુ ૩-૧૨-૪૩ શેખબાદર મોહમદ-છોકરો ઇકબાલ અહમદ ૫-૧૨-૪૩ કાસમ મુસાજી માકડા-છોકરી ૫-૧૨-૪૩ રસુલખા હામેદખા છોકરી-જુબેદાખાતુ ૫-૧૨-૪૩ કરીમ-શાહ કાસમશાહ છોકરો-ઇનાયતશાહ ૭-૧૨-૪૩ કાસમ મોહમદ ઓતા છોકરી-સેહરબાનુ ૧૦-૧૨-૪૩ પીરભાઈ કાસમ હજામ છોકરો-યુસુફ ૧૧-૧૨-૪૩ મલેક ઉસમાન મલેક જાફર છોકરો-મલેક રસુલ ૧૧-૧૨-૪૩ નુરમોહમદ નાથુ છોકરો-ગુલામ ૧૩-૧૨-૪૩ હાજીકાસમ હાજીમોહમદ યુસુફ ભામ-છોકરી આયશાબીબી ૧૫-૧૨-૪૩ ગફુરમીયા અબ્દુલ્લનબી છોકરી-સકીનાબીબી ૧૫-૧૨-૪૩ માહમૂદ દાઉદ અહમદ ગુલામ મોહમદ-છોકરી મરીયમબીબી ૧૫-૧૨-૪૩ શમશેરખાન મોહમદખાન-છોકરી ખુતેજાબીબી ૧૭-૧૨-૪૩ આજમ કરીમ છોકરો-અબ્દુર્રશીદ ૨૨-૧૨-૪૩ ગુલામ મોહમદ યુસુફ દુધા-છોકરી હાજરાબીબી ૨૨-૧૨-૪૩ ઇબ્રાહીમ હાશમ મનસુર ખાનાવાલા છોકરો મોહમદ ઉમર ૨૫-૧૨-૪૩ કાસમ આજમ મુરાદ છોકરી-હાજરાબીબી ૨૫-૧૨-૪૩ આજમ નના અહમદ છોકરી-શીરીનબાનુ ૨૭-૧૨-૪૩ હાશમ મોહમદ આજમ ઇસમાઇલ-છોકરી હનીફાબીબી ૨૮-૧૨-૪૩ યુસુફ ગુલામ હુસેન ધુપની-છોકરી શીરીનબાનુ ૨૮-૧૨-૪૩ ઇસમાઇલ હાજી મોહમ્મદ અલી મોદન-છોકરી ઝેનબબીબી ૩૦-૧૨-૪૩ ઇબ્રાહીમખાન વઝીરખાન-છોકરી બીલકીસબાનુ

## મરણ

૨-૧૨-૪૩ ખતીજાબીબી તે મોહમદ પીરન પાજરીગરની છોકરી ઉ વ ૨૫ ૪-૧૨-૪૩ હવાબીબી ઇબરાહીમ ખતીબની છોકરી ઉ વ ૩૦ ૬-૧૨-૪૩ જુબેદાબીબી અબ્દુર્રહીમ હાસમ ખગનીની છોકરી ઉ વ ૨ માસ ૧૦ ૭-૧૨-૪૩ આસાબીબી ઇબ્રાહીમ કાસમ મેહતરની છોકરી ઉ વ ૬૫. ૮-૧૨-૪૩ હાજી માહમૂદ અહમદ મીયના ઉ વ ૩૫ ૯-૧૨-૪૩ શેખ અહમદ મોહમદ ઓનપાડી ઉ વ ૫૬ ૯-૧૨-૪૩ મોહમદ આજમ મનસુર ઉ વ ૬૦ ૧૩-૧૨-૪૩ માનમ હમીદખાન તે માનમ ગુલામમીયા વાહેદખાનનો છોકરો ઉ વ ૩૦ ૧૬-૧૨-૪૩ આસાબીબી મહમદ અહમદ ખપોરીયા ઉ વ ૨૪ ૧૭-૧૨-૪૩ આજમ યુસુફ મોદન ઉ વ ૩૫ ૧૮-૧૨-૪૩ આગાબીબી કાસમ ભામની છોકરી ઉ વ ૮૫ ૨૧-૧૨-૪૩ જુબેદાખાતુ તે રસુલખા હામેદખાની છોકરી ઉ દિવસ ૨૦ ૨૩-૧૨-૪૩ અહમદ ઇસમાઇલ મલગી ઉ મા ૧૧ ૨૫-૧૨-૪૩ જેનબબીબી તે ઇમામ ઇજનીની છોકરી ઉ વ ૧૫ ૩૦-૧૨-૪૩ કાસમ માહમુદ કાઝી ઉ વ ૫૫ ૩૦-૧૨-૪૩ જીનતબીબી તે હાશમ નનાની ઓરત ઉ વ ૬૦ ૩૧-૧૨-૪૩ ગુલામ હુસેન પીરશાહ ઉ વ ૫૦

*Printed by Maganlal Mangaldas Patel, at The 'Gangotri' Printing Press Kanpith, Khand Bazar, Surat*

*Published by Azum Ahmed Esmail 'Vahshi' for Vahshi Sahitya Karyalaya Tower Road, Surat*




## અનુક્રમણિકા.


| વિષય સૂચિ. | લેખકનુ નામ | પૃષ્ઠ |
|---|---|---|
| ખારી જમી | શેખચલ્લી | ટાઇટલ ૧ લુ |
| ગઝલ | મૌલાના 'આઝાદ' | ૨૫૯ |
| ઇસ્લામી શિક્ષણ (કુર્આન) | મૌ૦ અ રહીમ | ૨૬૦ |
| ,, ,, (હદીસ) | ,, ,, ,, | ૨૬૧ |
| આનાઝરી દુન્યા | "બેકાર" | ૨૬૨ |
| પરદેશના ગ્રાહકોને | મેનેજર | ૨૬૫ |
| ભિખારી ઝિંદગી (કાવ્ય) | "મની" | ૨૬૬ |
| ચોક | રા વણઝારો | ૨૬૭ |
| ફેતાવા | મૌ૦ અ અશરફ | ૨૭૦ |
| માતૃ-વિરહ! (કાવ્ય) | 'અબ્દ' | ૨૭૧ |
| સ્વીકાર અને સમાલોચના | તત્રી | ૨૭૨ |
| મહબ્બતની દુન્યા | 'મઝાક' | ૨૭૩ |
| જનેતાની યાદ! (કાવ્ય) | 'અબ્દ' | ૨૭૩ |
| બરમા ઇંડીયન એસોસીએશન સુરતનું માનપત્ર | તત્રી | ૨૭૪ |
| "નઝમે કુર્આન" | જ૦ "ગાલિબ" | ૨૭૫ |
| ફેજાનુ | 'સીરતી' | ૨૭૬ |
| કે'વાઇ જા (કાવ્ય) | 'અનામી' | ૨૮૫ |
| રંગાઇ જા (કાવ્ય) | 'ચમકાર' | ૨૮૫ |
| બેકારી | 'સલીમ' | ૨૮૬ |
| બગાળનો ભૂખમરો | 'મજનૂમ' | ૨૮૮ |
| ઇસ્લામ પ્રચાર | 'તાજ' | ૨૯૧ |
| દીદારે રસૂલ (સ૦) | રિફાઇ-સાબેરી | ૨૯૪ |
| પદ્યસાહિત્યમા ગઝલનું સ્થાન | 'સાબિર' | ૨૯૭ |
| સમાનતાનો સાદ | ટીમોલ | ૩૦૪ |
| રહિંગ મુસ્લિમ શાદી-જન્મ-મરણ | | ટાઇટલ ૩ જુ |


વાર્ષિક લવાજમ હિન્દ રૂ ૫ બર્મા ! ૬ પરદેશ શી ૧૦ (રૂ ૬॥) છુટક આઠ આના

લવાજમ પુરૂ થયાની ખબર બાજુના ચોક સામા આપી છે, બીજો અક પ્રગટ થાય ત્યા સુધીમ જો લવાજમ નહીં મળે તો વી પી થી નવો અક રવાના થશે. રેપર ઉપર ગ્રાહક નબર હમેશા લખાય છે તે નોંધી રાખો. મનીઑર્ડર અથવા પત્રવ્યવહાર વખતે તે જરૂર લખો અક નહિ મળવાની ફર્યાદ તારીખ ૨૫મી સુધીમા હિદના ગ્રાહકોએ કરવી

સરનામુ નીચે મુજબ —

VAHSHI SAHITYA KARYALAYA Tower Road, Surat



પુ. ૫ અંક ૬ ઠ્ઠો

# ગઝલ

જનાબ મૌ. મુફ્તી સૈયદ મેહદી હુમન "આઝાદ" સા. શાહજહાનપૂરી

મહે તાબા હો શર્મિંદા ન ક્યૂં ઉસ રૂએ રૌશનસે,
કે હોતા હૈ તુલૂએ મેહરે રખ્શા જિસ્કી ચિલ્મનસે
લગી હી રેહતી હૈ બર્ક બલા મેરે નશેમનસે,
નિકલ જાઉં કહાં મેં ઉસ્કો લેકર હદ્દે ગુલ્શનસે
નતીજા યે હુઆ મશ્ગોશીએ સૈયાદો ગુલ્ચીંકી,
નિકલ જાએ બરંગે બૂએ ગુલ બુલ્બુલભી ગુલ્શનસે
તેરી તેગે નઝર હૈ જિસ બલાકી કિસ કયામતકી,
કે જિસ્કે યસ્તેહી પરવાઝ હો જાતી હૈ જા તનસે
બહારે રૂએ ગુલકો દેખકર ઘુટતા હૈ દમ મેરા,
અરે સૈયાદ રખ મેરે કફસકો દૂર ગુલ્શનસે
યે ક્યા અરમા હૈ કૈસી આરઝૂ હૈ ક્યા તમન્ના હૈ,
ન મૈં છૂટૂં કભી દામે બલાએ સૈદ અફગનસે
નમૂદે હુસ્નકી ખાતિરકી ચિલ્મનકો ઉઠાઓ તુમ,
કે એક હસરતકા મારાભી લગા બૈઠા હૈ ચિલ્મનસે
કહીં ઐસા નહો ખાક ઉસ્કી દામનગીર હો જાએ,
અગર ગુઝરે કોઈ તો બચકે ગુઝરે મેરે મદફનસે
કયામતકી ઈનાયત હૈ મરે મકતલ યે બિસ્મીલ પર,
કે કાતિલ ઉસકો દેતા હૈ હવા ખંજરકે દામનસે
મેરે જોશે જુનૂંકે દૌર ઈન્પર કિસ્સે ગુઝરે હૈં,
કોઈ પૂછે યે મેરી આસ્તીંસે મેરે દામનસે
મેં હૈસિયત પસંદ 'આઝાદ' હૂં દુશ્મન તઅય્યુનકા,
ન મૈં મંઝિલસે રખ્તા વાસ્તા ' કુછ ન મસ્કનસે

# કુર્આન

## અલ્લાહ તઆલાનુ ફરમાન

(૨૮૬) અને જો મુસલમાનોના બે ટોળા માહોમાહે લડી પડે તો તેઓમા મેળાપ કરાવી આપો, ફરી જો તેઓમાથી એક ટોળુ બીજા પર જુલમ તો તમે સૌ જુલમ કરનાર સાથે લડો, એટલા સુધી કે તે ખુદાના હુકમ તરફ રજુ (આધીન) થાય, ફરી જો તે રજુ થાય તો તેમની વચ્ચે ઈન્સાફથી મેળાપ કરાવી આપો અને ન્યાયથી વર્તો, બેશક ખુદાપાક ન્યાય કરનારાઓને પસદ કરે છે (કુર્આન)

× × × ×

(૨૮૭) હે ઈમાનવાળાઓ ! એક કોમ બીજી કોમની મશ્કરી કરે નહિ કદાચ તેઓ એમનાથી બેહતર હોય અને સ્ત્રીઓ પણ સ્ત્રીઓની મશ્કરી કરે નહિ કદાચ તેણીઓ એણીઓથી બેહતર હોય, અને એક બીજાને મહેણુ ન મારે, તેમ એક બીજાને ખીજવવા માટે નામ ન પાડો, ઈમાન લાવ્યા પછી ગુનેહગારીનુ નામજ ખોટુ છે, અને જે કોઈ તૌબહ ન કરે તો તેઓજ બેઈન્સાફ છે. (કુર્આન) .

× × × ×

(૨૮૮) હે લોકો ! અમે તમને એક પુરૂષ અને એકજ સ્ત્રીથી ઉત્પન્ન કર્યા અને અમે તમારી અનેક કોમો અને કુટુબો બનાવ્યા કે જેથી તમે એક બીજાને ઓળખો, બેશક ખુદા પાકની નજદીક તમારામા વધુ માનવત તે છે જે વધુ પરહેઝગાર છે, બેશક ખુદાપાક સર્વજ્ઞ (અને) ખબર રાખનાર છે (કુર્આન)

× × × ×

(૨૮૯) પુરા ઈમાનવાળા તો તે લોકોજ છે જેઓ અલ્લાહ પર અને તેના રસૂલ પર ઈમાન લાવે, ફરી કઈ શકામા ન પડે અને પોતાના માલ અને જાનથી ખુદાની રાહમા લડે, એ લોકોજ (ઈમાનના) સાચા છે (કુર્આન)

સપાદક –મો૦ અબ્દુરહીમ–

## હદીસ

રસૂલુલ્લાહ ( સલ૦ )નું ફરમાન

(૨૮૬) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે એક દીનાર (સોનાનો સિક્કો) તેં અલ્લાહના માર્ગમા (જેહાદમા) ખરચ કર્યો અરે એક દીનાર તે ગુલામ આઝાદ કરવામા ખરચ કર્યો અને એક દીનાર તે મોહતાજોને દાન આપવા ખરચ કર્યો અને એક દીનાર તેં પોતના ઘરવાળાઓ પર ખરચ કર્યો એ સૌમા જે તે પોતાના ઘરવાળાઓ પર ખરચ કર્યો તેનો સવાબ મોટો છે (મુસ્લિમ)

* * *

(૨૮૭) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે મુસલમાન પુરૂષ ઉપર અમીર (મુસલમાન હાકિમ) ની તાબેદારી વાજિબ છે પછી તે તેને મારી લાગે કે માઠી લાગે એટલા સુધી કે તેને કોઇ ગુનાહનો હુકમ કરવામા ન આવે પણ જ્યારે ગુનાહ અને શરીઅત વિરૂદ્ધનો હુકમ કરે ત્યારે સાભળવુ અને તાબેદારી ન કરવી જોઇએ (બહીહૈન)

* * * *

(૨૮૮) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે રાતમા એક ઘડી એવી છે કે મુસલમાન બદો અલ્લાહથી પોતાની બેહતરીની માગણી કરે અને તે ઘડી તેને માફક આવી જાય તો અલ્લાહ તેને જરૂર આપે અને એક રિવાયતમા છે કે દુન્યા તથા આખેરતની બેહતરી માગે તો તે જરૂર આપે અને તે ઘડી દરેક રાતમા છે (મુસ્લિમ)

* * * *

(૨૮૯) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે આગળ વધીને અનાજની ખેપ ખરીદો નહિ તો જે કોઇ આગળ વધી ખેપ કરનાર પાસેથી ખરીદશે, ફરી જો તે ખેપનો માલિક બજારમા આવે તો તેને અખત્યાર છે. એટલે આગલા વેચાણને મજુર રાખે અથવા નામજુર રાખે અને પોતાના તે અનાજને બજારમા વેચી નાખે (મુસ્લિમ)

—સાદિક સા૦ રાંદેરી

# આવાઝકી દુન્યા

સંભળાવનાર 'એકાન'

આવાઝકી દુન્યાકે દોસ્તો! સમયના રગ ન્યારા છે આજે જ્યા ત્યા દરેક વાતની અછત વર્તાય રહી છે, છતા છત વધતી જાય છે જુવો કાગળની અછત છતા છાપાની અને કરન્સી નોટોની છત વધતી જાય છે! ઘરમાં અનાજની અછત પડે છે, છતા છોકરાની છત વધતી જાય છે! કફનની અછત પડે છે, મસાણમા લાકડાની અછત વર્તાય છે છતા મૂડદાની છત વધતીજ જાય છે દવાની અછત છે, છતા બીમારોની છત વધતીજ જાય છે! રણભૂમિપર ખપી જતા સૈનિકોની છત ઘટતા, વિધવાઓની છત વધતી જાય છે! કામ કરનારાઓની અછત થતી જાય છે તેમ તેમ ભાષણખોરોની છત વધતી જાય છે! લડાઈથી દુન્યાની શિકલ બગડતી જાય છે, તેમ તેમ નૂતનરચનાવાળા એક્ષપર્ટોની છત વધતી જાય છે! નમાઝીઓની અછત વર્તાતી જાય છે, તેમ તેમ મસ્જિદોની છત વધતી જાય છે અસીનોની અછત થતા, વઝીનોની છત વધતી જાય છે! આસ્તિકોની અછત થતા, નાસ્તિકોની છત વધતી જાય છે! હિદી સલાહ-શિખામણ આપનારાઓની જરૂર નથી છતાય સલાહકારો ઉપદેશ આપવા આવ્યેજ જાય છે! વાચનારાઓની અછત દેખાય છે, છતા પુસ્તકો છપાયેજ જાય છે! ખાંડની અછત વર્તાય છે, તેમ તેમ ચાહ પીનારાઓની છત વધતીજ જાય છે! સેવાધારીઓની સખ્યા ઓછી થતી જાય છે, તેમ તેમ ખિતાબધારીઓની સખ્યા વધતીજ જાય છે! ઘુડદાગઓની સખ્યા ઘટતા, હાથીઓની છત વધી રહી છે! રેલ્વેની અછત થતા, પેસેન્જરોની છત વધી રહી છે રોટીની અછત વર્તાય છે છતા પ્રેમની છત વધી રહી છે! લગ્નના કરતા છૂટાછેડાની છત વધી રહી છે! એક પતિવ્રતની ભાવના ઘટતી જાય છે, ત્યારે એક પર બીજી ને બીજી પર ત્રીજી કરવાની ભાવના ભદ્રપુરૂષોમા વધતીજ જાય છે! શરીરમા લોહીની અછત વર્તાતી જાય છે, તેમ તેમ બિસ્તરામા માંકડોની સખ્યા વધતી જાય છે! મચ્છરદાનીઓનો દુકાળ પડતો જાય છે, ત્યારે મચ્છરોનો સુકાળ વર્તાતો જાય છે! કમ્પોઝીટરો ઘટતા જાય છે ત્યારે લેખકો વધતા જાય છે! ગાંડપણ ઘટતું જાય છે, ત્યારે કવિતા વધતુ જાય છે! લાઈફ યાને ઝિંદગી ટુંકી થતી જાય છે તેમ છેવા લાઈફ ઈન્સ્યુરન્સ કંપનીઓ વધતી જાય છે! ગજના તગ થતા જાય છે, તેમ તેમ વેશ વધતા જાય છે! ચારો તગ થતી જાય છે, તેમ પગ લબાતા જાય છે, અને પગ ટુકા થતા જાય છે, તેમ તેમ પાટલૂન લાબા ને પહોળા થતા જાય છે! ઓરડીઓ સાંકડી થતી જાય છે, તેમ ભાડુતો વધતા જાય છે! બેજા ઘસાતા જાય છે, તેમ તેમ યોજનાઓ વધતી જાય છે! આમ જમાનો

અજ્ઞાનના ગર્ધન પર જ્ઞાની અબાડી ધરતોજ થાય છે!



લડાઈની અસર જગતના અણુએ અણુમા પ્રસરી રહી છે, જેથી લોકો પણ એ તો 'વૉર ક્વૉલીટી'ની વસ્તુ જાણી નભાવી લે છે. જુવો પહેલા છાપા મોળા બતામા જેવા કાગળ પર છપાતા હતા તેને બદલે કેટલાય છાપા રાખોડીયા રંગે છપાતા ગયા છે! દિવાસળીની પેટી પર ૬૦ દિવાસળીઓ લખેલી હોય છતા ઉપરની કાપલી દૂર કરી અંદર જુવો તો ૪૦-૪૫ નીજ સખ્યા નીકળે અને તેમાય દસ-પંદરજ તો તૂટેલી હોય! ઘઉંના પંદર રૂપીયા ભાવ આપો તોય નર્યા મુઠદાલ અને સાતા દાણા પૂછો તો કણીયો કહેશે કે ભાઇ સાબ એ તો વૉર કવૉલીટી'નો માલ છે લડાઇ શુ ઘઉંના દાણામા પણ ઘુસી ગઇ હશે? માન ભને લડાઇને લીધે મોંઘો થાય પણ બગડી શી રીતે જાય? દાઢી છોલાતાના ચચરાટથી ઘરાક ભડકે તો તરત વાણંદ ભાઇ કહે કે શુ કરીએ વૉર કવૉલીટીના અસ્તરા છે નવા તો મળતા નથી જેથી ઘસી ઘસીને નભાવીએ છીએ! છત્રી તો કે દસ ને પંદર રૂપિએ છતા એવી તકલાદી કે એક ઝાપટુય ન વેઠે! અરમા, કીંમત વધી તો ભલે વધી પણ આ દાગને સળીયા કા તકલાદી થઇ ગયા? અને કપડુ કેમ ઝઝરૂ થઇ ગયુ? તો છત્રીવાળો જવાબ દે કે 'ભાઇ સાબ એ તો વૉર કવૉલીટીનો માલ છે, લેવા હોય તો લ્યો નહિ તો રસ્તો પકડો!" ગપડામા વૉર કવૉલીટી ઘુસી ગઇ! દરજીની સિલાઇમા વૉર કવૉલીટી ઘુસી ગઇ! બિસ્કુટ ને પાઉંરોટીમા તો ઠીક, પણ વેંગણા ને બટાકામા પણ વૉર કવૉલીટી ઘુસી ગઇ? શુ જમીનના પડમા પણ લડાઇ ઘુસી ગઇ હશે? ગમેપણ વસ્તુ ગમે તેટલી મોંઘી કીંમતે ખરીદો પણ તે અસલ જેવી તો હોતીજ નથી તો શુ જડ અને ચેતન બધાયમા વૉર કવૉલીટીનો માલ જોતા ડૉ બસુની શોધને માન્યા વગર છુટકોજ થતો નથી કે જડવસ્તુઓમા પણ જીવ છે, અને તેથીજ લડાઇનુ વાતાવરણ તેમને પણ સ્પર્શી શક્યુ છે!



ઘાંડો વળે કે ન વળે છતા 'દિન' ઉજવવાની પ્રથા ગુજરાતમા દહાડે દહાડે ઠીક ઘર કરતી જાયે છે તા. ૨૯મી જાન્યુઆરીએ પ્રાતભરની માધ્યમિક શાળાઓમા શારીરિક તા'લીમ દિન' ઉજવાયો હતો છોકરાઓમા આવી તા'લીમને ઉત્તેજન મળે માટે સરકારે એવી સામુદાયિક કવાયતમા ભાગ લેનાર પ્રત્યેક હજાર બાળક દીઠ ત્રણ રૂપિયાની ગ્રાટ આપવાનુ ઠરાવ્યુ છે કેવી ઉદાર ઓફર? બલિહારે! ત્રણ રૂપિયાના દાળિયા લઇએ તોય એક એક છોકરાને એક પૈસાભાર પણ ન મળે! બાકી આ રેશનીગના જમાનામા આવા શારીરિક તા'લીમ દિનને પગારવાની જરૂરત શી પડી? શરીર કેળવાતા બાળકોને વધુ ભૂખ લાગે તો? અને અનાજ તો માપસર મળે છે! ઉલ્ટુ હવે તો 'ભૂખમરા દિન' પાળવો જોઇએ કે જેથી બાળકોને ભૂખ્યા રહેવાની તા'લીમ મળતા એમના આત્માની પણ કઇ ઉન્નતિ થાય! "ભૂખથી શરીર નબળુ પડે પણ આત્મા વધુ સતેજ થાય છે" એવુ કોઇ ભૂખડીબારસ મહાત્માનુ કથન છે! બાકી આ તકે એક વાત યાદ આવી જાય છે કે આ રેશનીંગવાળાઓએ 'ટકે શેર ભાજી ટકે શેર ખાજા!'ની કહેવત ખરી પાડવાનો ઠીક પ્રયત્ન કરવા માંડ્યો છે પહેલવાન અને પ્રોફેસરને પણ સરખો ખોરાક! સૂડ અને બકરીનુ પણ

સરખુ પ્રમાણ ભોગવવામા જળવાય! આ સમાન ભાગની યોજના અને એકજ નજરે જોવાની નીતિ જોતા પેલા અમેરી નગરીનો ગર્ધવસેન રાજા પુન આપણા સ્મરણ પટ પર તાજો થાય છે

"સૃજેલા શ્રી પ્રભુજીના મનુષ્યો સર્વે સરખા છે!"

●

આજકાલ મોટાઓના નામ સાથે રેસના ઘોડાઓના નામ જોડવાનો મેનીયા ખૂબ ચાલ્યો છે રોની! અને રૂઝવેલ્ટ નામે ઘોડાઓના નામ તો આપણે સાંભળ્યાજ હતા, હવે વાવેલ નામે પોતાનુ નામ બહાર આવ્યુ છે રેસમા ઘોડા દોડાવનારાઓ રાજદ્વારિ સ્કેલોને પણ શુ રેસનુ મેદાન સમજી બેઠા હશે? જનાકે ઝીણુ વટથી જોતા એવુ જણાય છે ખરૂ! જુવોને જગતના મેદાનમા અત્યારે સ્ટેલીન, હીટલર, ચર્ચીલ, રૂઝવેલ્ટ ને ટોજો એ નામના પાચ બે પગા ઘોડા દોડી રહ્યા છે ફક્ત મુસો નામે ઘોડો અધવચમા અટવાઇ ગયો છે આખુ જગત પ્રેક્ષકો કે વગર ટીકીટ્યાઓ એ રેસમા રસ લઇ રહ્યુ છે જોઇએ છીએ કોણ વીન આવે છે? અત્યારે તો મૂછાળો ઘોડો સ્ટેલીન વીન થવાના ચિહ્નો જણાય છે પછીનો બા ભાવિની વાતુ ભગવાન જાણે!

જુવો એક તરફ આમ સરમુખત્યારો કે વડા પ્રધાનોના નામની સાથે રેસના ઘોડાઓના નામ જોડાય છે તો બીજી બાજુ લીડરોના નામ સાથે હોટલો અને બેકરીઓના નામ જોડાય છે જવાહર બેકરી, ઇકબાલ રેસ્ટોરન્ટ, જિન્નાહ હોટલ એવા નામો રખાય છે તો ત્રીજી બાજુ હજામો રાજભક્તિ દર્શક નામો પોતાની સેલુના પર લટકાવે છે ઇમ્પીરીયલ હેર કટીંગ સૅલુન, રૉયલ હૅર કટીંગ સૅલુન, એમ્પાયર હૅર કટીંગ સૅલુ! આમ પિતાની લાલચ રાખ્યા વિના હજામો રાજભક્તિ બજાવે છે બાકી આગેવાનોના નામો રસ્તાઓ સાથે જોડવાનો રવૈયો તો જુના વખતથીજ ચાલ્યો આવે છેને?

●

હવે લડાઇના ક્ષેત્ર તરફ દ્રષ્ટિ દોડાવીએ આરાકાનના મોરચા તરફ તો જાણે સતાકુકડીની રમત જેવી લડાઇ ચાલે છે ત્યારે રશિયાના મોરચે સ્ટેલીનના લાલ ધાડા છેક પોલેન્ડ અને એસ્ટોનીયામા ઘુસી ગયા છે યુક્રેન અને વ્હાઇટ રશિયામાથી પણ જર્મનો ભાગી રહ્યા છે આમ રશિયા આગળ ધપતુ જાય છે તો જર્મનો પાછા હઠતા જાય છે અંત સુધી હુંકાર કરનાર હીટલરને હવે છડેચોક કહેવુ પડે છે કે કાં તો રશિયા જીતે કાં તો જર્મની જીતે પણ જો રશિયા જીતશે તો આખુ યુરોપ રગદોળાશે! અને જો જર્મનો જીતશે તો શુ યુરોપને પુષ્પોથી વધાવી લેશે? હાલની ઝડપ જોતા તો સ્ટેલીનના ઘોડા બર્લીન સુધી દોડવાની આશા રહે છે રોમના મોરચે પણ પાછી ઝમક આવી છે મિત્ર લશ્કરોએ એનઝીઓ ધડાકો કર્યો હતો પણ જર્મનોના સામા પ્રતિકારથી સહેજ લડાઇ ધીમી પડી દેખાય છે જોકે ધીમે ધીમે પણ મિત્રો આગળ વધે છે ખરા આમ જર્મનો ચારે દિશાએથી સાણસામા સપડાતા જાય છે જોઇએ છીએ કયો કુશળધારી એ ફણીધરને પોતાના કરંડીયામા કેદ પુરે છે?

●

નાચવુ એ પણ એક કળા ગણાય છે ઇસુની વીસમી સદીમા જેટલુ ન થાય એટલુ ઓછુ છે! અને તેય સ્ત્રી નૃતિકાઓનુ સ્થાન હવે તો પુરૂષ નૃત્યકારો ઝડપતા જાય છે ઉદયશંકરે તો નૃત્યની કોલેજ પણ સ્થાપી દીધી છે

અને ભારતીય કળાને નામે તેને અપનાવવા ઘેલા બની નીકળ્યા છે જે પુરુષો જે ભાયડાઓ જે સુરાનો ખાણના એન માટે તત્પર રહેવા જોઇએ, મર્દાનગીના કાર્યો કરવા તૈયાર રહેવા જોઇએ, તેને બદલે પગે ઘુઘરા બાંધીને સ્ટેજ પર નાચવા તૈયાર થાય અને તેને લોકો તાળીઓથી વધાવી લે ! રણભૂમિને બદલે રંગભૂમિને મર્દો દીપાવે એ હિંદની કમનસીબી નહિ તો બીજું શું ? અને હવે તો ખાનદાની ઘરોમાં પણ નૃત્ય ઘુસ્યું છે જે કુમારિકાના નામની પાછળ ઓછામા ઓછી બી એ ની ડીગ્રી હોય અને જે નૃત્યમા પ્રાવિણ્ય હોય, તેના લગ્ન ખાનદાની ઘરોમા થતા વાર લાગતી નથી મોટા ઘરની સ્ત્રીઓમાથી નૈસર્ગિક કળા ભુલાતી જાય છે ને નૃત્યકળા વિકસતી જાય છે પશ્ચિમના સુધારાનો પવન આ રીતે પૂર્વની સંસ્કૃતિને એકજ ઝપાટે ઉડાડી દઇને આપણી ગૃહીણીઓને મહારવટી-યણો બનાવવાની ફરજ પડી રહ્યો છે ભાર્યાઓ ઘરનો ભાર પોતાના ખભા ઉપરથી ફગાવીને બહાર ની જવાબદારી વહોરતી જાય છે અને તેમા પણ રોજ બદલાતી સીનેમાની ફેશને તો સુધરેલી સન્નારીઓને અહીંની કે તહીંની પણ રહેવા દીધી નથી !

## પરદેશના ગ્રાહકોને

'કારવા'નો ઓકટોબર ૧૯૪૩નો અંક નિયમિત રીતે તા ૧૫ ૧૦ ૪૩ના પોસ્ટ કરવામા આવ્યો હતો ઓકટે ૧૯૪૩ના છેલ્લા અઠવાડિયામા જે અંકો પોસ્ટ થયા હતા તે Export Prohibited ના સિક્કા લાગી ટપાલ ખાતાએ પાછા ફેરવ્યા હતા તે કારણસર તા ૨૦–૧૦–૪૩ પછીના અંકો જાન્યુ ૧૯૪૪ ની આખરી સુધી રવાના થયા નહોતા તે ફેબ્રુ ૧૯૪૪ ના બીજા અઠવાડિયામા પોસ્ટ કરવામા આવ્યા છે જે ગ્રાહકોનુ લવાજમ જ્યા સુધી પહોચતુ હતુ ત્યા સુધી તે બમની પૂરી નકલો રવાના થઇ ચુકી છે

પરદેશના ગ્રાહકોના ઘણાખરા લવાજમો ડિસે ૧૯૪૩ મા પૂરા થાય છે તેમને જાન્યુ ૧૯૪૪ અંક રવાના કરવામા આવ્યો નથી

જો કે લવાજમ પુરૂ થવાની ખબર બે માસ અગાઉથી આપવામા આવે છે, છતા વખતસર લવાજમો વસૂલ થતા નથી બે ચાર માસ પછી નવુ લવાજમ ગ્રાહકો મોકલે છે અને તે સાથે પાછલા મહીનાઓના અંકો માટે માગણી કરવામા આવે છે કાગળની અતિશય મોંઘવારીને લીધે ખપત જોગીજ નકલો પ્રગટ થાય છે જો નકલ સીલકમા હશે તોજ રવાના થઇ શકશે ગ્રાહકોએ આ બાબતની નોંધ લઇ લવાજમ અગાઉથી મળે એવી વ્યવસ્થા કરવી

—મેનેજર

## 'બિચારી ઝિંદગી'

મોહ, માયા પાપથી મુજને ઉગારી ઝિંદગી
કાર્યપથે દોરવે છે આજ મારી ઝિંદગી

પાપ કે'છે હું વમળ છુ ક્ષણમા લઈ ડુબુ તને,
પુણ્ય તારા જો તને તારે તો તારી ઝિંદગી

કાળ જો મદદ્વાડ લાવે તો જીવન સાજુ કરે,
મૌતને પાછી ધકેલે માર મારી ઝિંદગી

રાજપુતે રણમા હસતે મુખ દઈ દીધુ જીવન,
વાણીઆએ મૌતને ખાતે ઉધારી ઝિંદગી

આજ મુજને બોધ ભેગો તે કરી દીધો ખરે
કાળ, તુ જીત્યો અને હારી અમારી ઝિંદગી

મર્દ એક અબળાને મારે એ કોઈ મર્દાઇ છે ?
કાળ નર જાતી રહ્યો નારી બીચારી ઝિંદગી

આવુ, આવુ, શુ કરે આવી તો જો વિકાળ કાળ,
તારી વચેથી કરે છે ઇંતેજારી ઝિંદગી

મૌત તુ આવે તો મારો ભાર કંઇ હળવો કરે
પાપથી શિલા સમી લાગે છે ભારી ઝિંદગી

મનને મારી તુ મરણ પહેલા મરી જાએ "ગની"
મૌતની ઋણી બને શુ કામ તારી ઝિંદગી

સૂરત ] ["ગની"

# પોઠ

હાકનાર

વણજારો

એમ તો આખી દુન્યાનો મુખ્ય સવાલ અત્યારે લડાઇ છે પરંતુ એ સવાલ-સમ્રાટના તાબામાના બીજા ખંડીઆ સવાલો પણ કંઇ ઓછા નથી અને ખંડીઆ રાજા પણ આખરે તો રાજાજ હોય છે તેમ એ સવાલોનો દમામ પણ કંઇ ઓછો નથી દાખલા તરીકે ખોરાકનો સવાલ એક જમાનો એવો હતો કે ખોરાક કિંવા મામને રડનારા નામર્દ લેખાતા હતા આપણી પેલી કહેવત મુજબ કે 'નામર્દ રડે મામને, અને મર્દ રડે નામને" પરંતુ અત્યારે તો નામર્દ અને મર્દ બંને સ્ત્રીઓ અને બાળકો બધાય મામને (ખોરાકને) રડી રહ્યા છે કેમકે મામ જેની પાસે હશે તેનુંજ નામ રહેવાનું છે નહિતર ઘણા નામો ભૂંસાઇ ગયા તેમ ભૂંસાઇ જવાનું છે એમ ખોરાકનો સવાલ મુખ્ય સવાલ બને છે ત્યાં તો બીજો સવાલ ધક્કો મારીને તેનું સ્થાન લઇ લે છે અને તે ખોરાક (કિંવા અનાજ) મેળવવાનો સવાલ એ સવાલ કંઇ પણ બોલ્યા સિવાય પોતાનું મહત્વ બીજા સવાલને આપી દે છે અને એ આવનારા સવાલનું નામ હોય છે "કેવી રીતે મેળવવું" હવે 'કેવી રીતે મેળવવું'ના પગ ધ્રુજવા લાગ્યા કેમકે દૂરથી આવી રહ્યા છે મી૦ શું મેળવવું" સાહેબ! હવે 'શું મેળવવું ?' સાહેબ પ્રમુખ સ્થાને બેઠા છે અને એમની સામે એમનું સ્થાન લેવા માટે બીજા સવાલો ધુરકી રહ્યા છે ઘઉં સાહેબ, જુવાર બાઇ, દાળબાઇ, સાકરબાઇ, ચોખા સાહેબ, બાજરીબીબી, મગબાઇ વગેરે એક વેળા લાકડાભાઇ પણ લડી ગયા અને કોલસા સાહેબે પણ પોતાનું અસલ કાળાપણાનું ખમીર બતાવી દીધું આ બધું જોતા એમ લાગે છે કે જાણે 'શું મેળવવું'ના સવાલમાંથી આખી સવાલોની દુન્યા પેદા થઇ ગઇ અને સાચી વાત તો એ છે કે આપણે સવાલોની દુન્યામાં જીવીજ રહ્યા છીએ કેટલાક મથીમથીને થોડાક જવાબો શોધી કાઢે છે શોધી કાઢી શક્યા છે પરંતુ ઘણા સવાલો એવા છે કે જેના જવાબો મળવા યા મેળવવા આપણી વશની વાત નથી અને બસ કિસ્મી દુન્યાની વાત જુદી છે કેમકે એમાં 'જવાબ' પહેલા જન્મ્યો હતો અને 'સવાલ' એના પછી, એટલે કે હમણા જન્મ્યો છે અને બન્નેને કશી નિસ્બત પણ નથી છતાંય તે સવાલ જવાબ તો છેજ

પરંતુ તમે કહેશો કે સાહિત્ય ચર્ચા કરવાની છોડીને આ સવાલોનું પીંજણ શું પીંજવા માંડ્યું તો ભલે, હું આપની સાથે સાહિત્યની દુન્યામાં પણ વિચાર કરવા તૈયાર છું પરંતુ ત્યાંએ સવાલ તો સામે ને સામેજ આવી ઉભા છે જુઓ તે બોલી રહ્યા છે તે સાંભળો, આપણી સાહિત્ય પરિષદ બોલે છે કે 'મુખ્ય સવાલ તો એ છે કે 'સાહિત્ય કેવું હોવું જોઇએ" ત્યારે વિનોબા ભાવે કહે છે કે સાહિત્ય કેવું હોવું જોઇએ એ સવાલ મહત્વનો નથી મુખ્ય સવાલ તો એ છે કે સાહિત્ય શેનું હોવું જોઇએ !" પ્રગતિવાદી લેખકો કહે છે કે "સાહિત્યમાં જીવન ધબકવું જોઇએ" ત્યારે જૂનવાણી લેખકો અને શાઇરોનો મહત્વનો સવાલ એ છે કે 'કયા કયા માર્ગેજ સર્જવી જોઇએ નહિતર એનું સર્જન ખરબચડું બની જાય છે" ભાઇ મધુ રિવેચકો કહે છે કે અમારી દ્રષ્ટિએ મુખ્ય સવાલ 'કેવું હોવું જોઇએ' અને શેનું હોવું જોઇએ'નો નથી, મહત્વનો સવાલ એજ છે કે તે સાહિત્ય 'કોનું ' હોવું જોઇએ કિંવા શાળુભાઇ, નાથુભાઇ, કનુભાઇ અને રમાબાઇ, પતીલ સમે તેજ સાહિત્ય રચતા,

ખૈયામ, કલીમ, નરીમાન અથવા નિમારનું લખેલું વાચવા યા તે પર વિવેચન કરવાની અમને ફુરસદ પણ નથી અને એની જરૂર પણ નથી તમે પૂછશો કે એનું કારણ? તો હું જવાબમા જણાવીશ કે મુખ્ય સવાલ એ છે કે ! અને પછી તો સવાલોની આખી દુન્યા છેજ

° • •

"વીસેક વરસથી પુસ્તકો વાચું છું અને દસ વરસથી તો તમારા માસિકનો ચાલુ ગ્રાહક છુ પરતુ હજી સુધી હુ એ સમજી શક્યો નથી કે 'સાહિત્ય એટલે શુ !"

લાહોરના એક માસિકના તત્રી પર લખ નોંધા એક ગ્રાહકે લખેલો ઉપર મુજબનો પત્ર ખુબજ રમુજ ઉપજાવનારો છે પરતુ આપણે ત્યા એનાથી પણ ઉત્તમ નમુના જોઈએ તેટલા મળી શકે તેમ છે ગનીમત છે કે એ ભાઈ વાચે તો છે અને એમને સાહિત્ય' એટલે શુ તે જાણવાની જિજ્ઞાસા તો થઈ? અમારે ત્યા તો વાચવાની અને જાણવાની પણ ઘણાને ઇચ્છા થતી નથી અને એની જરૂર પણ લેખાતી નથી વરસોથી દૈનિક વચતા એક મિત્રે મને એક વેળા પૂછેલુ કે "તાજેતર" શહેર કેટલુંક મોટુ છે? અને તે કયા આવ્યુ? મે પૂછ્યુ કેમ? એની શી જરૂર પડી? જવાબમા ફરમાવ્યુ કે "તાજેતરમા બહુ બનાવો બનવાનુ પેપરો લખે છે કે બહકે રોજને રોજ **તાજેતરમા** કઈ ન કઈ તો બને છેજ હવે એ ભાઈની સમજશક્તિની શી દાદ દેવી?

• • °

વળી પાછી 'શયદા' સાહબના એક શેઅરે મારી સમજશક્તિમા ગુચવણ પેદા કર્યુ છે તેમના મુખેથી એ શેઅર સાભળ્યો ત્યારે એનો ઉકેલ પૂછવાનું મન થઈ આવેલુ પણ બીજી વાતોમા એ વાત ભૂલાઇ ગઇ તે આજે 'શારદા'નો તત્રી અક જોતા યાદ આવી એ શેઅર નીચે મુજબ છે

"એ સમયની વાત છે જ્યારે સમય બદલાય છે શબ્દ એના એજ એનો અર્થ જુદો થાય છે"

સમય બદલાતા શબ્દોના અર્થો બદલાઇ જાય છે એ વાત સાચી એમ? મ્હારૂ મન તો એ વાત માનવાની આનાકાની કરે છે એ હું માનુ છુ કે કેટલાક શબ્દોએ પોતાના અર્થની સીમામા વધારો કર્યો છે એટલે કે દ્વીઅર્થી યા એથી વધુ અર્થી બન્યા છે પરતુ તેથી એનો મૂળ અર્થ કઈ પરવારી ગયા નથી એ પણ એની સાથેજ રહ્યો છે દાખલા તરીકે **ડૉકટર, નર્સ, બસત, કિસ્મત, કવિતા** વગેરે શબ્દો લઇએ તો તેના અર્થ નીચે મુજબ થાય છે

ડૉકટ –(૧) મૂળ અથ (૨) ફિલ્મનુ નામ
નર્સ–(૧) –„–    (૨) „ „
બસત–(૧) –„–    (૨) „ „
(૩) વ્યક્તિનુ નામ
કિસ્મત–(૧) –„–    (૨) ફિલ્મનુ નામ (૩) કવિનું નામ (૪) પેપ નુ નામ. (૫) અર્થના રૂપમાબીજી ફિલ્મનું નામ

કવિતા (૧) મૂળ અર્થ સાથે (૨) પેપર, (૩) ફિલ્મનુ પણ નામ છે

એ માનુ કે અત્યારે એ શબ્દો મુખમાથી નીકળતાજ એનો ઈશારો ફિલ્મના નામ પ્રતિ થાય છે પરતુ તેથી તે શબ્દોએ પોતાનુ અસલી ખમીર ગુમાવ્યુજ છે એમ કેમ કહે વાય? આ રીતે તપાસતા તો 'શયદા' સાહબની પક્તિમા 'જુદો'ની જગ્યાએ 'નહોળો' થાય છે' મૂકાત તો વધુ ઠીક થાત પરતુ મ્હારે આટલીજ સૂચના કરીને અટકવાનુ નથી હુ તો એમ માનુ છુ કે એ નિયમજ ભૂલ ભરેલો છે" 'સમય આવ શબ્દોના અર્થ પણ બદલાય

છે" ના, મ્હારી તો માન્યતા એ છે કે "અર્થ એનો એજ રહે છે ફક્ત સમય બદલાતા શબ્દો બદલાઇ જાય છે" આ વાત જરા ઉલટી છે એટલે વાચકોને ગળે સહેલાઇથી ઉતારવી અઘરી છે છતાંય હું દાખલા આપું છું તેનાથી મ્હારી વાત સમજી શકાશે અને એના ખરાપણાની કસોટી પણ થઇ જશે મૂળ અર્થ છે 'બેવકૂફ' એને માટે પહેલા શબ્દ વપરાતો હતો "મૂર્ખ" પરન્તુ હવે સમય બદલાતા 'મૂર્ખ'ને બદલે 'ભોળા' વપરાય છે જેમકે "તમો બહુ ભોળા છો." એનો અર્થ અત્યારે 'મૂર્ખ છો' એજ ગણાય છે કૃપાણાભાઇ ભારે "મુત્સદ્દી" છે એમ કહેવાનો મૂળ હેતુ તેઓ ખધા યા લુચ્ચા છે પહેલા એ અર્થ માટે 'ડાગડો છે' નો પ્રયોગ ચાલુ હતો પરન્તુ સમય બદલાયો તેમ અર્થ ન બદલાતા શબ્દ બદલાઇ ગયો. એવીજ રીતે 'રાજા આદમી છે"નો પ્રયોગ થાય છે ત્યારે એનો અર્થ બીન જવાબદાર, યા બેદરકાર થાય છે એને માટે પહેલા 'બેપરવા" શબ્દ વપરાતો હતો એવીજ રીતે ઢેડભંગીના સ્થાને હરિજન, ગરોડના સ્થાને જ્યોતિષ, ખાનમીરના સ્થાને પંચમી કતાર, ધણિયાણીના સ્થાને સહધર્મચારિણી, ગાયજાના સ્થાને બાર્બર, ચિનારાના સ્થાને ચિત્રકાર, અને કાળીઆના સ્થાને કાળીદાસના શબ્દો બિરાજવાથી એના અર્થો એના એજ રહ્યા છે માત્ર શબ્દો બદલાયા છે અને તેથી શાયદ સાહબની પંક્તિમાં આમ સુધારો થાય તો એ ઠીકજ લેખાશે કે

'એ સમયની વાત છે જ્યારે સમય બદલાય છે, અર્થ એના એજ પણ શબ્દો નવા યોજાય છે"

પછી તો કોણ જાણે?

• • •

"તમે કહો છો કે સારી નવલિકા નથી લખાતી તો લ્યો સાંભળો." એવું હિંમતથી કહેનાર એક યુવક મને નદિ કિનારે મળી આવ્યા. અને આમતેમ જોઇને તેમણે પોતાનું બખાળું શરૂ કર્યું (હેડીંગ શું હતું તે હું જાણતો નથી)

"દાદા અને દાદીના જવા પછી પિતા પણ ગયા અને એમની પાછળ માતા પણ ગઇ એ સૌનો વારસ હું પણ જઇશ અને પછી એક દિવસ તમે પણ જશો કેમકે આપણે જવા માટેજ આવ્યા છીએ મરી જવા માટે"

"બસ, બસ, બસ" મે તેમને આગળ વધતા રોક્યા "કેમ?" તેમણે પૂછ્યું

"જેમા મને સાંભળનારને મરી જવાનું કહેવાતું હોય એવી વાત મારે નથી સાંભળવી"

"ત્યારે તો તમે મરવાથી ડરો છો? બીકણ કંઇના?"

'મને લાગે છે કે આપ ચાર પાંચેકવાર મરી ચૂકયા હશો?

'મરી ચૂક્યો તો નથી પરન્તુ જીવવા પણ નથી ચાહતો"

'તમે જીવવા નથી ચાહતા? કેટલુંક જીવી નાખ્યું તમે?

"વીસ વરસ થયા હશે"

'અરે! આટલી નાની વયમા મરી જવાનો વિચાર?"

'એવુંજ છે કંઇ"

"એ ગમે તે હોય પરન્તુ વાચકો પર તો આપે દયા ખાવી જોઇતી હતી એક તો તેઓ જીવવા માટે વલખા મારી રહ્યા છે ત્યાં તમે એમના ઉત્સાહને મારી નાખવા બેઠા છો. તમે સમાજનું, લોકોનું વાચકોનું તો ભલું ઇચ્છો!"

આવી વાતચીત ચાલતી હતી ત્યાં એક બાજુથી કુતરૂ અને એની પાછળ દોડતા માણસો નજરે પડયા. બુમો પડવા લાગી કે "હડખાયું છે ભાગજો" અને હું ઉભો થઇ સ્વસ્થ થવા જાઉં છું ત્યાં મ્હારા એ જુવાન લેખક મિત્ર કેટલેય દુર પહોંચી ગયા હતા પાછું વળીને ન જોનાર અને મુઠ્ઠીઓવાળી નાસતા એ મિત્રના શબ્દો ફરીને મારા કાનમા ગુંજ્યા 'જીવવા નથી ચહાતો, હું મરી જવા ચાહું છું"

# ફતાવા

મૌલાના અહમદ અશરફ શરેરી

●

સવાલ—ભેદ ખાસે કેટલોક કાપડનો ભાવ છે અને સરકારે નક્કી કરેલા ભાવથી ન વેચતા વધુ ભાવે વેચે છે જો કે સરકાર રૈયતની રાહતને લીધે મજકુર કાયદો અમલમા લાવી છે પણ જો સરકારી ઠરાવેના દામે ખરીદવામા આવે તો કાપડનો માલ પુરી રીતે મળતો નથી

જવાબ—જ્યારે લોકો માલના ભાવ બેહદ પ્રમાણમા વધારે, તો સરકારને ભાન કેળવવો જોઈએ છે આજકાલ જે રીત વેપારીઓએ અખ્તિયાર કરી છે, કે બેહદ મોંઘવારી કરી ખુદાની મખ્લૂક ઉપર ઝુલ્મ કરી રહ્યા છે એ ખરેખર નામુનાસીબ વાત છે લોકો જીદગીના દીનસો ગુજારવાથી લાચાર થઈ રહ્યા છે અને એના માન પૈસામા કદી બરકત થઇ શકતી નથી ખુદાની મખ્લૂકને રાહત અને સુખ પહોચાડવાની નૈયત રાખવી જોઇએ આજકાલ બધા વેપારોમા સટ્ટા થાય છે અને એ જુગાર છે અને જુગાર વિષે સખ્ત વઇદ અને અઝાબ કુર્આન શરીફ તેમજ હદીસ શરીફમા વર્ણવામા આવ્યો છે

સવાલ—એક માણસ ફજર, ઝોહર, અસર વગરેખ એ બધી નમાઝો ટાઇમો ઉપર અદા ન કરતા ઇશા બા મજકુર નમાઝો અદા કરવા વિચાર રાખે છે એ વિષે શુ હુકમ છે? તેમજ કઝા કરતી વખતે સુન્નતે મોઅક્કેદહ ને પણ સાથે પઢવુ જરૂરી છે?

જવાબ—કોઇ વેળા નમાઝો કઝા થઇ જાય તો તેને ઇશા બાદ પઢશે તો નમાઝો અદા થઇ જશે પરતુ હમેશા એવી રીતે ફર્ઝ નમાઝો કઝા કરવાની ટેવ પાડે નહી કારણ કે કઝા કરવાથી સખત ગુનેહગાર થશે એ વિષે સખ્ત વઇદ આવી છે અને નમાઝો તેના ટાઇમમા પઢવાની ઘણી તાકીદ વારિદ થઈ છે સુન્નતે મોઅક્કેદાની કઝા નથી માત્ર ફજરની બે રકાત સુન્નત રહી ગઇ હોય તો ફજરની નમાઝ બાદ તુરત ન પઢતા સુરજ બરાબર નીકળી જવા પછી પઢી શકે છે

સવાલ—જરૂરી ઇદની નમાઝ આગળ મસ્જિદમા લોકો ભેગા થાય છે ઇદની નમાઝ પહેલા એક માણસ તકબીર પુકારે છે પછી સર્વે માણસો પણ તકબીર પઢે છે ફરી સવ સફો બરાબર કરી ઇમામ મુસલ્લા ઉપર ઉભા રહી જેથી કેટલીક વખતે તકબીર પઢે છે તેમજ પાછળાઓ પણ તકબીર પઢે છે એ વિષે શુ હુકમ છે?

જવાબ—એ વિષે કાઇ સાબિતી નથી વખતસર લોકો નમાઝ માટે ઇમામની પાછળ ઉભા થઇ જાય અને સફ બરાબર સીધી કરવા માટે તાકીદ કરવામા આવે સવાલમા દર્શાવ્યા મુજબ તકબીરો જોરજોરથી પઢવી જોઇએ નહિ એ તો માત્ર એક રિવાજી ચીજ છે અને એને જરૂરી સમજવુ બિદઅત છે માટે એમ ન કરવુ જોઇએ

સવાલ—ઇદુલ ફિત્ર અને ઇદુદ દોહામા મસ્જિદમા તકબીરો જોરથી પઢવામા આવે તો શુ હુકમ છે?

જવાબ—ઇદુલ ફીત્રમા ઇદગાહ જતા માર્ગમા ધીમે ધીમે તકબીર પઢે અને ઇદુદ દોહા માટે જતી વેળા જરા જોરથી સાધારણ અવાજે તકબીર પઢે મારજમાતકબીર જોરથી પઢવાનો હુકમ નથી પરતુ મસ્જિદમા લોકો ધીમે ધીમે અલ્લાહના ઝિકરમા મશગુલ રહે દુન્યાની વાતો અથવા ગીબતો કરે નહિ એ બાબતનો ખાસ ધ્યાન રાખવો જોઇએ

સવાલ—એક માણસ ફજર ઝોહર અસરની નમાઝ પઢી નહી અને તે માણસ

અસરની નમાઝના બાદ જેવુ કે અસરની નમાઝનો વખત પાચ વાગે નમાઝ થઇ ગયા પછી બધી નમાઝોની કઝા પઢવા ચાહે તો પઢી શકે છે

જવાબ-નમાઝો છુટી થઇ ગઇ હોય તો અસર બાદ ફર્ઝ નમાઝો કઝા તરીકે પઢી શકે છે હનફી મઝહબમા અસર બા નફિલ નમાઝ પઢવી મકરૂહ છે

સવાલ-અસરની નમાઝ બાદ કઝા નમાઝો તેમજ સજદએ તિલાવત કરવો, વિત્તરની કઝા પઢવી કેમ છે ?

જવાબ-અસરની નમાઝ બાદ કઝા નમાઝો તેમજ સજદએ તિલાવત અને વિત્તર કઝા તરીકે પઢી શકે છે પરંતુ મસ્જિદમા અસર બાદ લોકોની મોજુદગીમા કઝા નમાઝો પઢવી બેહતર નથી બેહતર એ છે કે, કોઇ જગ્યાએ અથવા મકાનમા એકાતમા પઢે કે જેથી લોકોને કઝા નમાઝ પઢવી માલૂમ પડે નહી



## —માતૃ–વિરહ!—

જનેતા, રે! ત્હારા તનુજની લે સાળ,
માતૃ વિયોગે બાળક રડતા, દ્રષ્ટિ પ્રેમ નિહાળ—જનેતા રે
તાત ગયા ને માત જતા અમ છૂટયો સઘળો સાથ,
સ્વાર્થ ભરી આ અવનિ વિષે કોઈ ન નાથ અનાથ,
બોલાવી લે બાલુડાને તુજ પાસે તત્કાળ—જનેતા રે
વિણુ ભેગી ગઇ સ્વર્ગમા માતા,
વેરણુ થઇ શુ હાય! વિધાતા,
નયન ભરીને રડે તનુજો, પ્રણય–અશ્રુ નવ ખૂટે,
પ્યારી જનેતા, વસી છે ઉરમા કહિયે નવ ઝણુ છૂટે,
શરણુ–જને "અબ્દ"ને વામો, દેજે દીન–દયાળ—જનેતા રે

ભુજ ] —અબ્દ

# સ્વીકાર અને સમાલોચના

**રોશની** [સુરત] નામ પ્રમાણેજ ગુણ ધરાવતુ એ ત્રિમાસિક પત્ર ના અમ્થીજ ઠીક રોશની પાથરી રહ્યુ છે લેખન અને છપાઇ ઉત્તમ છે એની નવિનતા 'ફોટોગ્રાફિક વિભાગ' છે એના તંત્રી ભાઇ ફિરોઝ મગમગ એક નર્તનિકાર અને સાહસિક એમેચ્યોર ફોટોગ્રાફર છે કીંમત તો તેમણેજ છપાવી નથી તો અમે કયાથી લખીએ?

**યુવક** મુબઇ ખોહગ એજયુકેશન સોસા યટી તરફથી પ્રગટ થતુ આ માસિક નામ પ્રમાણે ગુણ ધરાવે છે યુવન જેવુ ચેતન તેમા દેખાય છે વિષયોની પસદગી અને છપાઇ ઉંચા પ્રકારના છે છુટક નકલ ૪ આના

**રાહે નજાત** (મુહર્રમ નબર) ભાવ નગરથી ૫૩ વરસ થયા નીકળતા એ માસિકે ઘડપણ ન અનુભવતા હજુ જુવાની જાળવી રાખી છે મુહર્રમના અભ્યાની લેખો ને કાવ્યોથી અંક ભરચક કર્યો છે દિન અને દિમાગને પુરી તસ્કીન આપી હોય એમ જણાય છે

**ધી અન્જુમને હિદાયતુલ ઇસ્લામ** (કર માડ)નો સાતમા અને આઠમા વર્ષનો હિસાબ અભિપ્રાય અર્થે મળ્યો આ સસ્થા તરફથી લાયબ્રેરી રેડક્રોસ દવાખાનુ, કફન દફનખાતુ અને દીની દુન્યવી તાલીમ લેતા વિદ્યાર્થીઓને કિતાબો-ચોપડીઓ અને સ્કોલરશીપો આપવાના જરૂરી કાર્યો થાય છે ગામમા અગ્રેજી શાળા સ્થાપવાના પણ દૃઢ પ્રયત્નો થઇ રહ્યા છે સસ્થાની કાર્યવાહી વ્યવસ્થિત અને પ્રશસાપાત્ર છે અને કાર્યો ઉત્તેજનને પાત્ર છે ઉત્સાહી કાર્યકર્તાઓની સેવા ને ધગશ અભિનદનીય છે

**આપણા રસૂલ** ભાષાન્તરકાર 'અમીર ધી હોમ મિનિસ્ટરી ઓમાયગી કુતિયાણા (કાઠિ આવાડ) કીં. ૦-૧૨-૦ જામિયાહ મિલ્લિયહના વિદ્વાન પ્રોફેસર ખ્વાજા અબ્દુલ હૈ ફારૂકીના હમારે નબી નામે પુસ્તકનો સરળ અને સફળ શૈલીમાં તરજુમો કરી મર્હુમ ગુજરાતી વિદ્યાર્થી આલમ પર ભાષાન્તરકર્તાએ ઉપકાર કર્યો છે દરેક બાળકે આપણા નબીનુ જીવન જાણવા માટે આ પુસ્તક વાચવુ જોઇએ મોટાઓ પણ હ. મોહમદ (સ.)ના જીવનથી અજાણ હોય તેને માર્ગદર્શન રૂપ થઇ પડે છે આ ઉપયોગી પુસ્તકના ભાષાન્તરકર્તા પુસ્તક પ્રકાશનમા સફળ થયા છે અને તે બદલ અમે તમને અભિનદન અર્પીએ છીએ

**યંગ મુસ્લિમ યુનિયન** (મુબઇ)નો કેળવણી ફડ સમિતિનો આઠમા વર્ષનો રિપોર્ટ તથા હિસાબ અભિપ્રાય અર્થે મળ્યો છે મુબઇના થોડાક સેવાભાવી મુસ્લિમ યુવાનોનુ આ મડળ કેળવણીના ઉત્તેજનમા ઉપયોગી ફાળો આપી રહ્યુ છે અમે એ મડળની કાર્યવાહીથી પરિચિત છીએ કાર્યકરોની સેવાની ધગશ અનુકરણીય છે અત્યાર સુધીમા ૬૭૦ વિદ્યાર્થીઓને પુસ્તકોનો લાભ આ સસ્થાએ આપ્યો છે 'બહુ તતવો બનવત' આવા આવા નાના નાના, તાતણાઓ વડેજ મુસ્લિમ કેળવણીની રસ્સી મજબૂત થઇ શકે

**મેમણ અનાજ રિલીફ કમિટી** (કુતિ યાણા) ૧૯૪૩-૪૪નો રિપોર્ટ ને હિસાબ નાત જાતનો ભેદ રાખ્યા વગર ગરીબોને ઓછા ભાવે અનાજ પુરુ પાડતી આ કમિટીએ હાલના સમયને પારખી અતી ઉપયોગી અને અનિવાર્ય પવિત્ર સેવા બજાવી ખુદાની મખ્લૂકની સેવા કરી છે કમિટીના કાર્યકરોની સેવાની ધગશ તથા શેઠ શેઠની ૬૦ હજારની લોન આપવાની ઉદારતા બીજાઓને અનુકરણીય બનો આવી રિલીફ કમિટીઓ ઠામ ગામેગામ અને કસ્બે કસ્બે શરૂ થાય એ શુ ઇચ્છવા જોગ નથી? કુતિયાણા આજકાલ દરેક બાબતમા ઠીક ઠીક પ્રગતિ સાધી રહ્યુ છે —તંત્રી

# "મહબ્બતની દુન્યા"

આવ, આપણ દુન્યાથી દૂર વસ્તીની પેલી પાર, એક એવી દુન્યા વસાવીએ તે આ દુન્યા વાળાઓથી બિલ્કુલ નીરાળી અને અનોખી હોય જેનું બીજ વહેતા અસ્રુ અને શરીરની રાખથી માટી બનાવીએ, જ્યા દર્દ, બેકરારી, બેચેની હોય, જ્યા દુ ખની ઘટાઓ ઘરની ચારે બાજુ પથરાએલી હોય સુકૂન અને ઇત્મિનાન નામને માટે પણ ન હોય, આહો ઝારીઓ હવામા ગુંજતી હોય, અને તરન્નુમ પૈદા કરે, મહબ્બતના દર્દભર્યા ગીત ગાતા હોય

• • •

આ સસારમા જ્યા હુસ્નની દેવી દિલના સિહાસન પર બેસી રાજ કરતી હોય, જ્યા વફાદારીનો ધર્મ અને મઝહબના જેવુ પાલન થતુ હોય, જ્યા હુસ્નના પરતવથી રાત રાગ ગણી થતી હોય, અને આસુઓથી ગગા વેહતી હોય, જ્યા આશાઓની નાવડી મઝધારમા થપેડા ખાતી હોય

• • •

તે દુન્યામા જ્યા પ્રકૃતિથી જગ કરવી પડતી હોય, દિલવાળા આખોના તીરથી ઘાયલ થઇ બિસ્મિલની માફક તડપતા હોય, આખથી આસુઓ રવાના થતા હોય, આહોઝારીથી કુદરત પણ થરથરાતી હોય, જ્યા ખૂનના આસુ બની મહબ્બતની ખેતીને પાણી પાતા હોય, અને માણસ મરણ બાદ જ્યા અમર નામથી યાદ કરતા હોય, તે દુન્યામા જ્યા હુસ્નની પુજા કુદરતની પુજા સમાન થતી હોય જ્યા આખોથી દુઇનો પરદો હટયા પછી-ઇશ્વરજ ઇશ્વર નજર આવે

• • •

પ્રેમી ચાલો તે સસારમા ચાલીને તેની આબાદી (વસ્તી)ને વધારીએ-અને તે દુન્યામા આવવાવાળાઓને મહબ્બતનો સાચો રસ્તો બતાવીએ

પ્રેમ અમારો આત્મા-પ્રેમ અમારો ધર્મ-અને પ્રેમજ અમારો ઇશ્વર હોય

—'મઝાક'



## જનેતાની યાદ !

છે યાદ ભૂલુ કેમ ? હૃદય પ્યાર જનેતા

ગુણગાન કયુ શું ? દયા આગાર જનેતા

મ્હારો હૃદય વિસામો કૂર કાળે છીનવ્યો,

મ્હારી મદૃલી સતી ગુલ દીવડો થયો,

છે તૂટી ગયો બીન તણો તાર જનેતા-ગુણ૦

કાંઇ દુઃખ માતા ! હજો વાસ સ્વર્ગમા,

અથાક ! રહ્યા હો, સદા હો દૂર દર્દમા,

દિલ 'અમ્જદ'ના ઝારઝારે પ્યાર જનેતા-ગુણ૦

—'અમ્જદ'

સૂરત]

# ધી બરમા ઇંડીયન એસોસીએશન સુરતનું

# માનપત્ર.

તા. ૧૫-૧-૪૪ના રોજ મુંબઇ ઇલાકાના નામદાર ગવરનર સાહેબ સર જૉન કોલવીલની સુરત-શહેરમા પધરામણી થઇ હતી તે પ્રસંગે ઉપરોક્ત એસોસીએશન તરફથી તેના પ્રેસીડન્ટ મી સી એમ એ ઇરમાઇને એક માનપત્ર અર્પણ કર્યું હતુ જેનો સારભાગ નીચે પ્રમાણે છે

આ બર્માના હિંદી આશ્રિતોની એસોસીએશનની સ્થાપના એપ્રીલ ૧૯૪૨ મા થઇ હતી એના સને ૧૯૪૨-૪૩ સુધીમા ૪૮૩ સભ્યો નોંધાયા હતા ૭૫૦૦ હજાર આશ્રિતો અને તેની ઉપર આધાર રાખનારા સુરત જીલ્લામા છે અને આ એસોસીએશન તરફથી રૂપિયા સત્તર કરોડના દાવા સરકારમા નોંધાયા છે

૯૦૦ અરજીઓ જેઓ સભ્યો નથી તેમના તરફથી તેમના વતી કરેલી જેમા ૮૦૦ ને મદદ મળે છે આ કાર્ય માટે કંઇ પણ ખર્ચ લેવામા આવ્યો નથી

આ એસોસીએશને રેડક્રોસ ફંડ, અને બંગાલ રીલીફ ફંડમા મદદ કરેલી

મુંબઇ સરકારે આશ્રિતો અને તેમની ઉપર આધાર રાખનારાઓ માટે રૂા ૧૦૦૦)ની નજીવી મદદ કરેલી જેમાથી ૨૪૩ આશ્રિતોને કપડા, વૈદકિય સારવાર, અને કેળવણીની મદદ અપાઇ હતી આ ઘણીજ નજીવી રકમ ગણાય

સેર પુરુષોત્તમદાસ ઠાકોરદાસે પણ રૂા. ૧૦૦૦)ની મદદ કરેલી જેમાથી ૩૩૫ ને કપડા વગેરેની મદદ અપાએલી

અમારા કાર્ય તરફ સુરતના કલેક્ટર તથા બીજા ઑફીસરોએ સહાનુભૂતિ દર્શાવેલી અને સેન્ટ્રલ રિફ્યુજીસ ઓફીસર, વેસ્ટર્ન ઝોન, મુંબઇએ પણ કીંમતી મદદ કરેલી

હાલ અપાતી મદદ જ્યાં પુરી થાય ત્યા સુધી ચાલુજ રહેવી જોઇએ એવી વિનંતિ આ એસોસીએશન કરે છે આશ્રિતોને જિંદગીના નિભાવ માટે ઘણીજ ઓછી રકમ મળે છે જો તે બંધ થાય, તો ભૂખમરા તરફ તેમને ધકેલાવુ પડે જેમા મોટી વયના પુરૂષો, સ્ત્રીઓ બાળકો વગેરે તો કામ કરવાને અશક્તજ ગણાય માટે જંગ સમાપ્ત થતા સુધી મદદ મળવાની આપ સાહેબની મારફતે હિંદી સરકારને અરજ કરીએ છીએ

બીજા કેટલાક એવાં માણસો છે કે જે આશ્રિતમા ગણી શકાતા નથી પણ તેમનો સીધો સંબંધ બર્મા સાથે છે તેમની સ્થાવર અને જંગમ મિલ્કતો બર્મામા હતી અને તેની આવક ઉપરંજ એમનો આધાર હતો જે ઘણી કીમતી હતી, અને ના સરકારને પણ તે મિલ્કતોમાથી ઘણી સારી આવક મળતી અને ટેક્ષ વસુલ થતા હતા જે બધુ હાથથી ગયુ છે આમા આધેડો, વિધવાઓ વતીમો પર્દાનશીન સ્ત્રીઓ તથા કેટલીક ધાર્મિક સંસ્થાઓનો પણ સમાવેશ થાય છે

હિંદી સરકારની સ્કીમથી આ લોકો અને સંસ્થાઓને કંઇ પણ મદદ મળતી નથી મુંબઇ સરકારને અરજ કરતા જણાવવામા આવેલુ પણ તે નગરનામા આવેલી છે જે આપના સમય અગાઉની બીના છે આવડી મોટી સંખ્યાને પહોંચી વળે એવુ એક ચેરેટી ખાતુ નથી માટે આપ તે લોકો તરફ લક્ષ આપશોજ એવી વિનંતિ છે

ઉપર પ્રમાણેની આવશ્યકતાઓ માનપત્રમા અરજ રૂપે રજુ થઇ હતી એ માનપત્ર શહેર ખાતે શહેર ટાઉન હૉલના આગળમા ઉભા કરેલા વિશાળ મંડપમા વાંચી સંભળાવ્યુ હતુ અને જેનો ના ગવરનર સાહેબ તરફથી સહાનુભૂતિપૂર્વક જવાબ અપાયો હતો

—તંત્રી કારવા

"ગાલિબ" બજોદવી

# "નઝમે કુર્આન"

("અલિફ—લામ—મીમ"કા છઠ્ઠા રૂકૂઅ)

(સર્વ હક "મસાક"ને સ્વાધિન છે)

અય ઇસરાઇલકે બેટો કરો તુમ યાદ વોહ નેઅમત,
કે જો ઇનઆમકી થી મૈંને તુમ પર રેહમતકી સૂરત!

બિલાશક સારે આલમ પર બુઝુર્ગી તુમકો દી મૈંને,
બજહાઇ આબરૂ મૈંને બજહાઇ ઝિંદગી મૈંને!

ગરૂર અચ્છા નહીં બલકે ડરો ઉસ દિનસે જિસ દિનકો,
કિફાયત કર નહીં સકતા કોઈ મુમ્કિન ભી મુમ્કિનકો!

ન કામ આવે શફાઅત ઓર ન કુછ બદલા લિયા જાવે,
મદદ ભી ક્યા દીએ જાએંગે વહી જબ કુછ મદદ આવે!

તુમ્હે ફિરઓનકી ઉસ કૌમસે હમને છુડાયા હૈ,
અઝાબે સખ્તસે જિસને તુમ્હે હરદમ સતાયા હૈ!

તુમ્હારી ચાહતી ઔલાદકો વોહ કત્લ કરતે થે,
તુમ્હારી બેટીયોંકો ઝિંદા રખતે થે બુરાઇસે!

યે સબ કુછ થા મગર ઉસમેં ભી તુમ પર આઝમાઇશ થી,
તુમ્હારે રબકી જાનિબસે-કે જિસકી યે નવાઝિશ થી!

વોહ દિન ભી યાદ રખ્ખો જબ જુદા દરિયા કિયા હમને,
છુડાયા તુમકો આફતસે, જુદા ક્યા કર દિયા હમને?

ડુબોયા હમને ઉસ હાલતમેં ફિરઓની જમાઅતકો,
કે તુમ ખુદ દેખતે થે અપની ઇઝઝત ઉનકી કિસ્મતકો!

વોહ દિન ભી યાદ રખ્ખો હમને જબ ચાલીસ રાતોંકા,
કિયા વાઅદા જો મૂસાસે, કે હો અન્જામ બાતોંકા!

મગર તુમ થે કે અપને આપ પર યૂં ઝુલ્મ કરતે થે,
ખુદાકો છોડકર બછડેકે આગે સરકો ધરતે થે

મગર ફિરભી હમારી મેહરબાનીકા યે આલમ હૈ,
યકાયક છીન લેના મરતબેકો, હમમેં યે કમ હૈ

મુઆફી તુમકો દી, શાયદકે શુક્ર ઉસકા બજા લાઓ,
બિગડનેકો તો બિગડે હો, અગર સમ્હલો તો બન જાઓ!

વોહ દિન ભી યાદ રખ્ખો હઝરતે મૂસાકી ઇરફાસે,
કિતાબો મોઅજીઝા હમને દીએ કાનૂનો એકાસે!

કે શાયદ રાહ પા જાઓ અગર કુછ ભૂલ હો જાએ,
યે નાઉમ્મીદીકી પઝમુર્દએ ગુલ ફૂલ હો જાએ!

વોહ દિન ભી યાદ રખ્ખો જબ કહા મૂસાને થી તુમસે,
કે મેરી કૌમ યે ઉમ્મીદ તો હરગિઝ ન થી તુમસે!

સરાસર ઝુલ્મ અપને આપ પર તુમને કિયા આખિર,
કે એક બેજાન બછડેકો ખુદાસા કર દિયા આખિર!

[બાકી આપન્દહ]

# ફજ્જુ

('સુહેલ અઝીમઆબાદી'ની
એક ઉર્દૂ નવલિકા ઉપરથી)

લેખક -'સીરતી'

ત્રીસ હજાર રૂપીઆનું કોકેન લઇને જ્યારે ફજ્જુ પોતાના શહેરના સ્ટેશને પહોંચ્યો ત્યારે તેનો ગભરાટ કંઇક હળવો બની ગયો હતો તેણે બારીમાંથી બહાર ડોકું કાઢી આસપાસ નજર દોડાવી પરંતુ તેના સાથીઓ મન્નુ કે નાજૂમાંથી કોઇ જણાયું નહિ. હંમેશાના દસ્તૂર પ્રમાણે બંન્નેએ તેની રાહ જોતા સ્ટેશને અચૂક હાજિર રેહવુંજ જોઇએ પરંતુ તેમને ન જોતા તેની નિરાશાનો પાર રહ્યો નહિ ફજ્જુનું કામ બહારગામથી કોકેન લાવવાનું હતું અને તેના સાથી મન્નુ અને નાજુનું કામ તેને ખપાવવાનું હતું તે ગાડીમાંથી ઉતરીને ચોમેર જોવા લાગ્યો, પરંતુ મન્નુ કે નાજુ કોઇ તેની નજરે પડ્યા નહિ

તે ઉતાવળે પોતાનો સામાન કુલીના માથે ચઢાવી સ્ટેશન બહાર નીકળી આવ્યો. તેની પરેશાની અને ભય ધીમે ધીમે વધતા જતા હતા સ્ટેશન બહાર પણ તેને પોતાના દોસ્તોના દર્શન થયા નહિ તે એક ઘોડાગાડી પાસે જઇને થોભ્યો, કેટલીકવાર રાહ જોયા પછી જ્યારે કોઇ જણાયું નહિ ત્યારે તે ગાડીમાં ચઢી બેઠો ગાડી બતાવેલા ઠેકાણે રવાના થઇ તેના સામાનમાં ત્રીસ હજાર રૂપીઆનું કોકેન હતું કોકેનને તેણે એવી સાવચેતીની સાથે છુપાવેલું હતું કે કોઇ બીજાને તેની ગંધ સરખી જાય નહિ તોય તેને પકડાઈ જવાનો ડર હતો ભય અને ચિંતાની ભીંસ વચ્ચે ભીંસાતો તે અંતે ઘેર પહોંચ્યો મકાન બંધ હતું ઘરમાં ન તો મન્નુ હતો કે ન નાજુ નોકર ચાકરમાંથી પણ કોઈ ન હતું બન્ને જરૂર પોલીસના હાથે ચઢી ગયા હશે એમ તેને લાગવા માંડ્યું પોતાને ગિરફતાર કરવા માટે પણ પોલીસ ભીંગ માંડીને બેઠીજ હશે એ વિચારે તેને ચિંતાતૂર બનાવી મૂક્યો આ મકાનને બદલી તુર્તજ કોઇ સુરક્ષિત સ્થળે ચાલ્યા જવાનો તેણે સંકલ્પ કર્યો, પરંતુ તે લાંબી સફર ખેડીને આવ્યો હતો અને થાકના કારણે તેના સાંધેસાંધામાં કળતર થતી હતી એટલે તેણે હાલ તુરત તો એ વિચારને પડતો મૂક્યો

તેણે પોતાનો સઘળો સામાન એક ગુપ્ત અને સલામત સ્થળે છુપાવી દીધો ત્યાં આગળનું પણ કેટલુંક કોકેન છુપાવેલું હતું આ કામથી પરવારી તે નળ પર આવી ન્હાવા બેઠો તે હજી ન્હાતોજ હતો ત્યાં મોહલ્લાના એક માણસે આવી સમાચાર આપ્યા કે નાજુ અઠવાડીઆ પહેલાંજ ગિરફતાર થઇ ચૂક્યો છે, મન્નુ ક્યાંક અદ્રશ્ય થઇ ગયો છે અને પોલીસ તેને પણ ખોળી રહી છે ન્હાઇ પરવારી તેણે પાસેના એક હોટલમાં જઇ નાસ્તો કર્યો ત્યાંજ તેને સંપૂર્ણ માહિતી સાંપડી કે શી રીતે સલીમની ટોળકીએ નાજુને પકડાવી દીધો હતો અને હવે તેઓ પોલીસ સંગાથે રહી મન્નુને શોધવાની કોશિશ કરી રહ્યા છે તેણે હાલ તુરત તો આરામ કરવાનો વિચાર કર્યો પરંતુ એ વિચારને તેણે તુર્તંજ ખંખેરી નાખ્યો. તે મન્નુની તલાશમાં નીકળી પડ્યો એક એવું પણ સ્થળ છે જ્યાં તે તેના મિત્રો વિષે સાચી વિગત મેળવી શકે એમ છે અને તે સ્થળ ફૂલકુમારીનું ઘર હતું ફૂલકુમારી મામૂલી દરજ્જાની ઓરત હતી અને આ ત્રણે મિત્રો તેને ચ્હાતા હતા. અને તે પણ એ ત્રણેની મહોબ્બતનો દમ ભરતી હતી તે સીધો ફૂલકુમારીના મકાન ભણી ચાલી નીકળ્યો

પરંતુ જ્યારે ફજ્જુ ફૂલકુમારીના મકાને પહોંચ્યો ત્યારે તેની હેરાનીનો પાર રહ્યો નહિ, ત્યાં તેની દુશ્મન ટોળકી મૌજૂદ હતી જો તેને આ વાતની અગાઉથી જાણ હોત તો તે કદી પણ ત્યાં જતે નહિ પણ હવે શું થઈ શકે એમ હતું ? તેને નિહાળતાંજ એક જણ બોલી ઊઠ્યો

"કેમ દિકરા ! આવી પહોંચ્યો ? કેટલું કોકેન લાવ્યો છે આ વખતે ?"

બીજો બોલ્યો

"મ્હારો બેટો હજી પકડાયો હોય એમ લાગતું નથી" ત્રીજો બોલ્યો

"જાનો નૂરૂ ! ઇન્સ્પેક્ટર સાહેબને તેડી લાવનો."

કમરમાંથી છરી ખેંચી સૌના ટુકડે ટુકડા કરી નાખવાનું મન ફજ્જુને થઈ આવ્યું પરંતુ તેઓ છ જણ હતા અને પોતે એકલો ફૂલકુમારી અત્યાર લગી સલીમની સોડમાં ચુપચૂપ બેઠેલી હતી તેના વદન પર ગુસ્સા અને નફરતના ચિન્હો અંકિત હતા ફજ્જુએ આ જોયું અને તેની રગરગમાં રોષ વ્યાપી ગયો ફૂલકુમારી ભલેને રંડી હતી પરંતુ કદી તો તે તેની સોડ સેવી ચુકી હતી, અને આજ વાત એવી છે જેને કોઈ પુરુષ કદી પસંદ કરતો નથી ફૂલકુમારી અને પોતાના જાની દુશ્મનની ગોદમાં ? તેની ગેરત એ શી રીતે ગવારા કરી શકે એમ હતું ? તેને દાઝોદાઝ લાગી આવ્યું પણ તે મજબૂર હતો તેના ઓષ્ટ રહેજ કંપીને રહી ગયા ફૂલકુમારી જાણે ચીસ પાડી ઉઠી

'અહિં શું દાટેલું છે તારૂં મુવા ! નાજુ મુવો મા ! સઘળા ઘરેણા ઠગીને ઉપાડી ગયો

અને ફાટી પ ચે મન્નુ! કોણ જાણે કયા ગુમ થઇ ગયો છે અને તુ ? શુ શા માટે અહિં આવ્યો ? શુ આ તારૂ નાની દાદીનુ ઘર સમજી બેઠો છે ? નીકળ અહિંથી '

તે નશામા ચૂર અર્ધ નગ્ન હાલતમા ઉભી થઇ ફન્જુ તરફ ધસી તેના બારીક વસ્ત્રોમા તેનો ગોરવર્ણો દેહ સ્પષ્ટ દ્રષ્ટિગોચર થતો હતો ફૂલકુમારીને અધ્ધર ઉપાડી ઝમીન પર પટકી મારવાની તીવ્ર તમન્ના ફન્જુના દિલમા જાગી ઊઠી તે રોષભર્યા સાદે બોલ્યો

'રંડી "

અને હવે તે અહિં એક પણ પળ પણ રોકી શકે એમ ન હતુ તે એકદમ પાછો ફર્યો તે જેવો ફર્યો તેવોજ એક તાકાતવર હાથનો મુક્કો તેની ગરદન પર પડયો પછી બીજો, ત્રીજો, ચોથો સઘળા તેને વળગી પડયા હતા અને તે મારના કારણે અધમૂવા જેવો બની ગયો ફૂલકુમારી બોલી

"ખતમ કરી નાખો એ રંડીના બચ્ચાને !

સઘળાએ મળીને એને ખુબ પીટયો અને તે પોતાને બચાવી પણ ન શકયો એક બીજો અવાઝ સંભળાયો

'પતાવી દો કોકેન ફરોશને !'

પણ સલીમ વચ્ચે પડયો

'શા માટે નકામુ પોલીસની આંખે ચઢ વાનુ કરો છો ? કાલ સવારમાં તો દિકરો કયા રનો જેલ ભેગો થઇ ગયો હશે પછી ખતમ થયનોજ સમજજોને !'

આ વાત સઘળાને પસંદ પડી સઘળાએ તેને છોડી દીધો અને પછી સૌ મન ફાવે ત્યા બેસી શરાબ ઢીંચવા લાગ્યા ફન્જુ અર્ધ બેભાન જેવો પડેલો હતો તેનામા ઉઠીને ભાગી છુટવાની પણ શક્તિ રહી ન હતી તે સર્વ કાંઇ પોતાની સગી આંખે નિહાળી રહ્યો જે તે કોઇ પણ રીતે જોવા માગતો ન હોતો. સઘળા શરાબ પીતા હતા અને ફૂલકુમારી અર્ધ નગ્ના વસ્ત્રોમા સૌને શરાબ પાતી હતી સૌની જાંઘ પર બેસી પોતાના હાથે ગ્લાસ તેમના હોઠો સાથે વળગાડતી હતી કદી આછુ સ્મિત ફરકાવતી તો કદી અટ્ટહાસ્ય કરતી કદી કોઇના હોષ્ટ આગળ પોતાનુ મુખ ધરી દેતી તો કદી કોઇનુ મુખ ચૂમી લેતી

ટુંકમા ત્યા રંગરાગનુ વાતાવરણ સંપૂર્ણ જામ્યુ હતુ અચાનક નૂરૂ ફન્જુ તરફ જોઇ બોલ્યો

'કેમ દિલ્બર! કેવી મઝા પડે છે!'

બીજો બોલ્યો

'અરે! હજી આ લુચ્ચો તો અહિં આ જ પડયો છે જતો કેમ નથી ?' ત્રીજો કહેવા લાગ્યો

કયા બચ્ચામા જવાની શક્તિ છે ? પીંસે તો થઇ ગયા છે બેગનો? સારૂ છે જોવા દો બેટમને તમાશો!

એક મદાર માણસ ઉભો થયો અને તેણે ફન્જુ પાસે જઇ તેનો કાન જોરથી આમળ્યો ફન્જુના મુખમથી ચીસ નીકળી ગઇ તેનામા પોતાનુ રક્ષણ કરવા પૂરતીય તાકત રહી ન હતી તેની બેચેની જોઇને સઘળા હસી પડયા પણ તે કાંઇ કરી શકે એમ ન હતુ મારના કારણે તેના દેહના જાણે ચૂરેચૂરા થઇ ગયા હતા ફૂલકુમારીને એક નવી શરારત સૂઝી આવી તે શરાબનો ગ્લાસ લઇને ફન્જુ પાસે ગઇ અને ગાવા લાગી

"પીને પીને દો મોરે રાજા

અને સઘળા હસવા લાગ્યા એક જણ બોલ્યો

"તદન બરાબર છે એમ ન પીયે તો નાક વાટે પીવડાવ"

ફૂલકુમારીએ જેવું ગ્લાસ ફજ્જુના હોઠ સાથે અડાડ્યું કે તે એકદમ ગડગડાટી ગયો. એક જણ એ નિહાળી બોલી ઊઠ્યો

'મારો દીકરો તો એકદમ ચઢાવી ગયો. પડાવો એ શૈતાન પાસેથી રૂપીઆ"

મરજાણે મળી તેની પાસેથી રૂપીઆ છિનવવાની કોશિશ કરી અને છિની પણ લીધા અને તે કાંઈ ન કરી શક્યો. તેઓ પુન શરાબ ઢીંચવા લાગ્યા. થોડીજ વારમાં ફજ્જુને નશો ચઢવા લાગ્યો. મારના કારણે તેના બદનમાં જે કળતર થતી હતી તે ધીમે ધીમે હળવી બનતી જતી હતી. ધીમે ધીમે તેના દેહમાં શક્તિનો સંચાર થવા લાગ્યો. તેણે ત્યાંથી ભાગી છૂટવાનો સંકલ્પ કર્યો, તે ઊઠી ઉભો થયો અને ધીમે રહી દરવાજા તરફ ધસ્યો. નૂરે એ નિહાળી બોલી ઊઠ્યો

"મારા ખાઉને કેવો સીધો થઈ ગયો છે? ખરૂ છે, મારવી વાત પણ ન્હાસે છે" બીજો બોલ્યો

"જા દિકરા! રામ ભલું કરે. કાન પકડીમાં તો એક બે વરસનો બંદોબસ્ત થઈ જશે. ગભરાવાની કાંઈ જરૂર નથી."

ફજ્જુએ આનો કોઈ ઉત્તર આપ્યો નહિ. તે ચુપચાપ દરવાજામાં આવી ઉભો. સઘળા પુન શરાબ અને રંગરાગ ઉડાવવામાં મશગૂલ બની ગયા. દરવાજામાંથી જ્યારે તેણે કદમ આગળ મૂક્યો ત્યાં કોઈ ઘાની જેમ તેનું બદન દુઃખી આવ્યું. સાથેજ એકવાર પુન તેનો ગુસ્સો જાગી ઊઠ્યો. પોતે શું સ્થિતિમાં છે, ક્યાં છે તેનું જાણે તેને સ્મરણજ રહ્યું નહિ. તેણે કમરમાં હાથ નાખ્યો. છરી મૌજૂદ હતી અને તે સારાસારનો કંઈ પણ વિચાર કર્યા વિના સઘળાઓ પર તૂટી પડ્યો. જેટલા હાથે ચડ્યા તેમને છરી વતી ઝખ્મી કરી તે ત્યાંથી એકદમ નીકળી નાઠો. તેણે એ પણ ન જોયું કે કોને ક્યાં છરી વાગી છે.

જ્યારે તે બહાર નીકળ્યો ત્યારે અંધકાર બરાબર પથરાઈ વળ્યો હતો. મ્યુનિસિપાલીટીની મુર્દાલ ગૈશની માર્ગને રોશન કરવાની નિષ્ફળ કોશિશ કરી રહી હતી. તેણે દોડવાજ કર્યું. ફૂલકુમારીના મકાનમાંથી કેટલાક માણસોને બહાર નીકળતા તેણે જોયા હતા. અચાનક તેને એક સાંકડી અને અંધારી ગલી હાથ ચઢી ગઈ. તે તેમાં ઘુસી ગયો. છરી તેના હાથમાંજ હતી. ક્યાં જવું અને શું કરવું તેની મુંઝવણમાં હવે તે પડ્યો. પોલીસની ગીધ દૃષ્ટિ તેને ખોળી રહી હશે એમાં તો હવે તેને રહેજ પણ સંદેહ રહ્યો ન હતો. તેણે છરી વડે કંઈ કેટલા માણસોને ઝખ્મી કર્યા હતા તેની તો તેને રતીભાર પરવા ન હતી. જીવનમાં અનેકવાર આવી ઘટનાઓથી તેને પાનો પડી ચુક્યો હતો. તે એ પણ જાણતો હતો કે પોલીસને આવા બનાવોની ન તો ખબર પડે છે કે ન તો પોલીસ બે પક્ષોના ઝઘડાઓમાં રસ લે છે. પરંતુ તોપણ, રાત ક્યાં પસાર કરવી? શું ખાવું? પોલીસની નજરથી શી રીતે બચવું તેની તેને ચિંતા હતી. નાજુ ગિરફતાર થઈ ચુક્યો હતો. ગનુનો પત્તો ન હતો. આવા સંજોગોમાં પારાવાર વિટંબણાઓ પછી તે જે કોકેન લાવ્યો હતો તેનું શું કરવું?

અચાનક તેને ભાન થયું કે તે જે સ્થળે ઉભો છે તે સ્થળ અત્યંત ગંદુ છે. બે મકાનોની દીવારો વચ્ચે પાયખાનું સાફ કરવાના સ્થળે તે ઉભો હતો.

અને તે અંધારી ગલીમાંથી ઉતાવળે બહાર નીકળી ગયો.

અચાનક તે ફૂલકુમારીના ઘર તરફ પાછો

ફેર્યો ગમે તે થાઓ તેની પર્વા કર્યા વગર તે ફૂલકુમારીના ઘર તરફ ચાલવા લાગ્યો પહેલા કરતા હવે તે પોતાના બદનમા ઠીકઠીક કુવ્વત અનુભવતો હતો. શરીર દુખતુ હતુ પરતુ તેની પર્વા ન હતી તેણે ફૂલકુમારીના ઘરે જે કાઇ જોયુ તે તેને યાદ હતુ તે ફૂલકુમારીને પોતાની માનતો હતો પરતુ તેણે પોતાની સગી આખે ફૂલકુમારીને દુશ્મનોની સોડમા બેઠેલી જોઇ હતી હવે તેને એકજ તમન્ના હતી અને તે ફૂલકુમારીથી બદલો લેવાની લોહીમા ખરડાયલી છરી હજી તેના હાથમાજ હતી તેને શ્રદ્ધા હતી કે એકવાર પુન મુકાબલો થશે સલીમ યા તેના સાથીઓમનુ કોઇ ન કોઇ અવશ્ય ત્યા હશે છરીની પકડ વધુ મઝબૂત બની ગઇ અને તે ઝપાટાભેર માર્ગ કાપવા લાગ્યો.

ફૂલકુમારીના મકાન પર જઇ તેણે જોયુ તો સલીમ યા તેના સાથીઓ માહેનુ કોઇ ન હતુ ફૂલકુમારી અને તેનો કાકો જીગો આપ સમા ઝઘડી રહ્યા હતા જીગો ફજ્જુ સાથેના વર્તન બદલ ફૂલકુમારીને ઠપકો આપતો હતો અને ફૂલકુમારી ઝમીન પર પાથરેલા મોગ ગાદલા પર સીગારેટ ફુ કતી પડેલી હતી કાકાના ગુસ્સાની જાણે તેને રતિભાર પર્વા ન હતી તે ધીમે ધીમે કઇક ગણગણી રહી હતી ફજ્જુ થોડીકવાર આ તમાશો જોતા ઉભો રહ્યો તેના દિલમા દાવાનળ સળગતો હતો ફૂલકુમારીની છાતીમા છરી ભોકી દેવાની ઉગ્ર ઉત્કંઠા તેને થઇ આવી પરતુ તેણે પોતાની એ ઉત્કંઠાને મનમાજ શમાવી દીધી ઔરત પર હાથ ઉચકવો એ નામર્દનુ કામ હતુ અચાનક તેનો રોષિત આવાઝ વાતાવરણમા ગૂજી ઉઠયો

"દૂવા "

ફૂલકુમારી સફાળી બેઠી થઇ ગઇ જાણે કોઇ સોહામણુ સ્વપ્ન ભયાનક સ્વરૂપમા બદલાઇ ગયુ તેણે પનટીને ફજ્જુ તરફ જોયુ અને તે કપી ઊઠી હવે શુ થશે? હજી થોડીવાર પહેલાજ ફજ્જુ પર જે વીતી હતી તેનુ તેને સ્મરણ હતુ પરતુ તે વેશ્યા હતી આવા સજોગોમા શી રીતે કામ લેવુ તે તેને બરાબર આવડતુ હતુ તે પોતાના મુખને બન્ને હાથોમા છુપાવી રડવા લાગી ફજ્જુ ક્રોધિત સ્વરે પુન ત્રાડી ઊઠયો

"બદમાશ રડી!"

અને ફજ્જુએ આગળ ધસી તેનો ચોટલો પકડયો ફૂલકુમારી કાઇ ન બોલી તે મુગી મુગી આસૂ સારી રહી હતી ફજ્જુ પુન બોલ્યો

"ચુડેલ!"

ફૂલકુમારી હળવેથી ફજ્જુના બદન પર ઢળી પડી અને બોલી

'તમારે મનમા આવે તે કહો. મારા કહેવા પર તમને થોડોજ વિશ્વાસ આવવાનો છે? અગર હુ એવુ વર્તન ન ચલાવત તો તમો થોડાજ જીવતા બચવાના હતા? સલીમ હમણાજ તમારી શોધમા ગયો છે તમને જાનથી મારી નાખવાના મનસૂબા તેઓએ ઘડયા છે અગર હુ તે લોકોનુ કહ્યુ ન કરતે તો શુ કરતે?'

ફજ્જુ ગુસ્સામા ભૂત થઇ રહ્યો હતો પરતુ ફૂલકુમારીએ જેવુ શરીરને ઢીલુ કરી તેના બદન પર નાખ્યી તેના ગળામા પોતાના નગ્ન બાહુઓ વીંટાળી દીધા કે તેનો ક્રોધ એકદમ હળવો થઇ ગયો ફૂલકુમારીના નાઝુક અને નરમ બદનનો સ્પર્શ થતાજ તેને અનેક વાતોનુ સ્મરણ થઇ આવ્યું તેણે કાઇ પણ વિચાર્યા વિના ફૂલકુમારીને પોતાની છાતી સાથે ચાંપી દીધી. ફૂલકુમારી પણ પાળેલી બિલાડીની જેમ તેની સોડમા સરી જઇ

પ્યારભરી વાતોથી તેનુ મન મનાવવા લાગી થોડીજવારમા ફુલકુમારીએ ફજ્જુને પરવશ બનાવી નાખ્યો.

અર્ધો કલાક વીતી ગયો તે ફુલકુમારી કનેથી ઘણી વાતો જાણી શકયો નાજુ શી રીતે ગિરફતાર થયો અને મન્નુ શી રીતે નાસી છૂટયો તેની ગજેરજ હકીકત ફુલકુમારી પાસેથી તેને મળી ફુલકુમારીએ નાજુની ગિરફતારીનો સઘળો આક્ષેપ સલીમ અને તેની ટોળકી ઉપર ઢોળી દીધો ઉત્તરમા ફજ્જુ માત્ર આટલુ જ બોલ્યો

"જીવતો રહ્યો તો સાભળી લેજે, ફુલા! એ બદમાશોથી સમજી લઇશ બસ એક બે દિવસમાજ સાભળજે કે શુ થયુ?"

ફુલકુમારીને ભૂતકાળની વાતનુ સ્મરણ થયુ હોય તેમ બોલી ઊઠી

"પણ હવે ચાલ્યા જાઓ પ્યારા! હમણાજ સલીમ અને તેના સાથીઓ આવી લાગશે તેઓ સઘળા તમારી જ શોધમા ગયા છે"

ફજ્જુને પણ નિસરાયથી વાત યાદ આવી હોય તેમ બોલ્યો

'કયા કયા લફગાને છરી લાગી હતી ત્યારે?'

હજી તે વાત પૂરી પણ કરવા ન હતો પામ્યો ત્યા દરવાજા પર સલીમનો બોલવાનો આવાજ સભળાયો તે કહેતો હતો

"મન્નુ ગયો હોસ્પિટલમા બીમાર છે"

ફજ્જુ ચુપચુપ ઊઠીને બીજી તરફ સરકી ગયો બહાર નીકળીને તેણે જોયુ તો સલીમ અને તેની આખી ટોળી દરવાજા પર ઉભી હતી તેણે ચાલતી પકડી તેનુ બદન હજી કળતુ હતુ તેને હવે એક જ ચિંતા હતી અને તે મન્નુને જોવાની તે હોસ્પિટલ જઇ મન્નાને જોવા ચાહતો હતો. સલીમની વાત પરથી મન્ના હોસ્પિટલમાજ હોવો જોઇએ એવી તેની દૃઢ માન્યતા થઇ ગઇ હતી પરતુ થાકના માર્યો તે એવો ન ખાઇ ગયો હતો કે ત્યા લગી જવાની તેની હિંમત ન ચાલી તે ચુપચાપ ઘર તરફ રવાના થયો પરતુ માર્ગમાજ એક માણસે તેને જણાવ્યુ કે પોલીસ તેના ઘરને ઘેરો ઘાલીને બેઠી છે તે છાનોમાનો બીજી તરફ વળી ગયો. અને નિર્જન માર્ગો પર થઈ સીધો હોસ્પિટલ ભણી રવાના થયો

જ્યારે તે હોસ્પિટલના દરવાજે પહોચ્યો ત્યારે સાડાનવ વાગી ચૂકયા હતા મન્નુ સાથે મુલાકાત થાય એવી તેને આશા ન હતી હોસ્પિટલ પહોચવા પૂર્વેજ પોતે પોલીસના હાથમા ઝડપાઇ જશે એવી ધારણા સેવતો તે આવ્યો હતો જ્યારે ગિરફતાર ન થયો ત્યારે તેને વિશ્વાસ બેસી ગયો કે મન્નુ મરણ પામ્યો હશે તે ઘણીજ કઢગી સ્થિતિમા હતો બેચાર અદર આવનાર જનારાઓ ભેગો તે પણ અદર ઘુસી ગયો

હવે તેની સામે ફરીને એક નવો સવાલ ઉભો થયો હતો હોસ્પિટલની આવડી મોટી ઇમારતમા મન્નુ ક્યા હશે? તેણે ચોમેર નજર દોડાવી ઉચી ઉચી ઇમારતોની બારીઓમાથી ઝાખો પ્રકાશ બહાર ડોકાતો હતો તેને ત્યા કોઇ પણ માણસ એવુ ન મળ્યુ જેની પાસેથી તે મન્નુ વિષે માહિતી મેળવી શકે તે ચોમેર આટા મારવા લાગ્યો હવે તેની શક્તિએ જવાબ આપી દીધો હતો મારના કારણે શરીરમા વેદના પણ થતી હતી વધુ વાર હરફર કરવાની તાકાત હવે તેનામા રહી ન હતી કોઇ આરામ અને સતોષની જગ્યા મળી જાય તો થોડીવાર આરામ લઇ લેવાની તેને ઇચ્છા થઇ તેના ખિસ્સામા હજાર કરતા વધુ રકમ મૌજૂદ હતી પરતુ આરામ અને સતોષની જગ્યા ઇચભર પણ ન હતી તેની વિમાસણ અને મુઝવણનો

પાર ન હતો તે હોસ્પિટલના વિશાળ વરડા-ઓમાં એવું સ્થળ ખોળવા લાગ્યો જ્યાં તે આરામ મેળવી શકે પરંતુ સઘળે બીમારોના સગા સબંધીઓ, નર્સ, કમ્પાઉન્ડરો અને ડૉકટરો હરફર કરી રહ્યા હતા ત્યાં કોઈ એવું સ્થળ ન હતું જ્યાં તે થોડીકવાર પગ લાંબા કરી આરામ કરી શકે

વાત કથા પસાર કરતી તેની નિમાસણ અનુભવતો ફત્તુ એક ઝાડ હેઠળ આવી ઉભો તેને એક બીજું ઘર યાદ આવ્યું દસેરીનું તેનું ઘર નાકે હતું જ્યાંગે ફૂલકુમારીનો ઓળખો મુદ્દલો તેનાથી પરિચિત હતો બીજા કોઈ ઘરમાં જઈને રહેવાથી મતલબ એ થાય કે સઘળાને તેની મોજુદગીની ખબર થાય દસેરીનું ઘર કિનારે હતું તે તેના વિષે કાંઈ પણ જાણતી ન હતી તેણે ત્યાંજ જવાનો સંકલ્પ કર્યો

જ્યારે તે પોતાના એક મિત્રના મુખે તેની તારીફ સાંભળી દસેરીને ત્યાં ગયો હતો ત્યારે એક રમતિયાળ, બાળકી જેવી દસેરીને નિહાળી તેને ઘૃણા ઉત્પન્ન થઇ હતી ને દસેરીની કર માયથી સુરત નિહાળી થોડોક ગુસ્સે પણ ભરાયો હતો થોડીકવાર લગી તે દસેરીનું મુખ તાકતો ઉભો રહ્યો ત્યારે દસેરીએ પૂછ્યું હતું

"શેઠ! શું વિચારી રહ્યા છો?"

"આ લે, મીઠાઇ ખાજે"

અને તે દસેરીના હાથમાં બે રૂપીઆ સરકાવી પાછો ફરી ગયો હતો જ્યારે તેના મિત્રે પાછા ચાલ્યા આવવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે કહ્યું હતું

'આ છોકરીઓને ન તો બોલતા આવડે છે ન હમના કૃત્રિમ પ્રેમ કરવાનું એ લોકો શું સમજે? મુશ્કેલ તો એ છે કદી કદી ખરેખર એ છોકરીઓ પ્રેમમાં પડી જાય છે, અને એ ઘણુંજ ખરાબ કહેવાય રડીનું ઘર બે ઘડી મોજ માણવા માટે છે ત્યાં જઇ ન કોઇએ પ્રેમ કરવો જોઇએ નતો રંડીએ કોઇની સાથે પ્રેમ કરવો જોઈએ ખરી મઝા તો તેમાં છે કે બન્નેએ બનાવટી પ્રેમ દાખવવો જોઇએ અને બન્નેએ પોતપોતાના મનમાં એમ સમજવું જોઇએ કે સામાને તે બેવકૂફ બનાવી રહ્યા છે સાચી મઝા એજ છે અને આ છોકરીઓ એ કળામાં બિલકુલ પાવરધી હોતી નથી'

પરંતુ તેણે દસેરીને ત્યાં જવાનો વિચાર માંડી વાળ્યો અને અહિંજ કહીં પડી રહેવું જોઇએ એમ વિચારી તે હોસ્પિટલના એક નિર્જન સ્થળ તરફ ચાલ્યો હોસ્પિટલમાં એવી જગ્યા ઘણી હતી જ્યાં એક બે વોર્ડરો કાંઇ વાંધો લેશે તો તેના હાથમાં એક બે સિક્કા સરકાવી દેવાનું પણ તેણે મન સાથે નક્કી કર્યું

અંતે તે એક એવા એકાંત સ્થળે આવી પહોંચ્યો જ્યાં એક માણસ કામળો ઓઢી સૂતો હતો તેણે પાસે જઇ હળવેથી કહ્યું

"અરે ભાઈ પહેરેગીર! સાંભળો છો? મારે પણ જરા સૂવું છે"

તેને કાંઇ ઉત્તર મળ્યો નહિ તેણે પુન કહ્યું

"સવાર પડતા ચાલ્યો જઇશ, યાર! આ પાણી માટે દઇક લઇ લેજે"

તોય તે બોલ્યો નહિ એટલે ફત્તુને યકીન થઈ ગયું કે તે ગાઢ નિદ્રામાં પડેલો છે ફત્તુ પેલા માણસની સોડમાંજ આડો પડ્યો સૂતો એટલે ટાઢ વાવા લાગી પેલાને ઉઠાડી

કામળો માગી લેવાનો તેણે વિચાર કર્યો પણ જાગવાથી કદાચ ગુસ્સે ન થાય એ ડરે તેણે પોતાનો ઇરાદો પડતો મૂકયો તેની આંખો ઘેરાવા લાગી અને થોડીજવારમા તે ઘસઘસાટ ઉંઘી ગયો

ખટ ખટ ખટ ખટ

અને ફજ્જુના કાનમા કોઇનો અવાઝ અથડાયો.

" આ બદમાશને અહિં કોણ મૂકી ગયુ કામળો પણ નથી "

" અને કોટ ભેગોજ છે વળી "

ફજ્જુ ઉઠીને બેઠો થઇ ગયો તેણે જોયું તો બે માણસો વાસ કાપી રહ્યા હતા ફજ્જુને બેઠો થયલો નિહાળી તેઓ ડરીને આઘા ખસી ગયા તેમાના એકે પૂછ્યુ

'તમે અહિ શી રીતે આવ્યા?"

"સુવાને ભાઇ! ગુસ્સે થઇશ નહિ"

'અને તમને ડર સરખો લાગ્યો નહિ રાત્રે?

"એમા ડરવાનુ શુ છે?"

'અરે એ તો મુડદુ છે કાલે સાંજના જ બિચારો મરી ગયો દસ દિવસથી બીમાર હતો"

ફજ્જુના માથે જાણે વિજળી પડી આખી રાત તે મુડદાની સોડમા સુતો રહ્યો તેને વિશ્વાસ ન આવ્યો તેણે મુડદા પરથી કામળો ખેંચ્યો

ઉફ! એ તો મન્નુનું શબ હતુ તેનુ મગઝ ચ્હેર મારી ગયુ તે ચક્કર ખાઇ ઢળી પડવાની અણીએ પહોંચ્યો પરંતુ તુર્ત જ સ્વસ્થ થઇ તે બોલ્યો!

"આ લાશ મ્હારા દોસ્તની છે થોભો એને દફનાવવાની વ્યવસ્થા હું કરીશ"

તે ત્યાથી રવાના થયો હોસ્પિટલમાથી લાશ શી રીતે હસ્તગત કરવી તેની તેને માહિતી ન હતી તે પાગલ જેવો કફન-દફનની વ્યવસ્થા કરવા હોસ્પીટલમાથી બહાર નીકળ્યો. સૂર્યોદય થઇ ચૂકયો હતો અને આખા શહેર પર તેની નૌશની પથારી વળી હતી

અચાનક કોઇએ તેના ખભા પર હાથ મુકયો "ફજ્જુ!"

ફજ્જુએ પાછળ ફરી જોયુ બે સિપાઇઓ સહિત પોલીસ ઇન્સપેકટર ત્યા ઉભો હતો!

## કે'વાઈ જા

એમની આંખો થકી વિંધાઈ જા,
પ્રેમ – નગરીમાં જિગર પંકાઈ જા

ક્ષતિદાનું દઈ વચન એણે કહ્યું
લે તને બાંધી દીધી છાઈ જા

આશિષો દીધી જિગર વિધારને,
સત્ય સાચીથી વધુ પંકાઈ જા

ખૂબ ચાલી ગયું છે, ને તું હે જીવન!
જા, કયા મંઝિલે પોરો ખાઈ જા

જો નિકાલ ઉઠાવી દીધી એમણે,
ચંદ્ર! કે વિવેક શીખ સતાઈ જા

તું અમલમાં લાવ બોલેલા વચન,
વાંઝણી વાતોથી ન દિલ! તરવાઈ જા

દર્દની દુન્યા બધી તડપી ઉઠે,
આહ! એવો આજ તું વળ ખાઈ જા

પાપ પોતાને કરે જો તું દયા,
અશ્રુ હેલો! આંખમાં મંડાઈ જા

તો સફળ થાએ "અનામી" તુજ જીવન,
જગ વિષે જો માનવી કે'વાઈ જા

ભાવનગર] – 'અનામી'

## રંગાઈ જા

ઝુંફની ઝંઝીરમાં જકડાઈ જા,
આંખડીના મારથી રહાઈ જા.

પ્રેમ શું છે એ સમજવાને પ્રથમ,
કોઈના નયનો વડે જખ્માઈ જા

શું શરમ છે એટલી આવી ગઈ?
દૃષ્ટિ મળતાં સાથ તું શરમાઈ જા

કોણ સમજાવે તને એ બેખબર!
જો જગત પંડી ગયું પનટાઈ જા

એકતા સાચી અહીંને વિશ્વમાં
પ્રેમના બંધનથી તું બંધાઈ જા

કાં મઝારે ઠોકરો મારે હજી?
કે હવે તો હાય તું ગમ ખાઈ જા

પાપ કરતાં ક્યાં કદી જોયું હતું?
આખરી પળ છે હવે પસ્તાઈ જા.

ભુલતા ચાહું છું એની યાદને,
ચાલ દિલથી યાદ! તું જનાઈ જા.

આજનો "ચમકાર" થઈ જાગે ખચિત,
વિશ્વના રંગો વડે રંગાઈ જા

ભાવનગર] – 'ચમકાર'

# બેકારી

"સલીમ" ભાઈ

તે કારકૂન હતો, ત્રીસ રૂપરડીના ટુંક પગારમાં નાહના મોટા પાંચ જણાના કુટુંબનું પોષણ કેવી રીતે થઇ શકે? આ અલ્પ રકમ માંડ માંડ પંદર વીસ દિવસ સુધી કારકૂનની સહાયતાનો દમભરી વિદાય લઇ જતી અને તે પછી બાકીના દિવસો તો મહોલ્લાના વાણિયાની કૃપા અને દયા ઉપરજ પસાર થતા તે છતાં દેવું વાળવાની ચિન્તા તેને કોરી ખાતી કાંઇ નથી તો આટલુંએ બસ છે માત્ર એટલા સંતોષ ઉપર તે એક દિવસ પણ પાડ્યા સિવાય અવિશ્રામ નોકરી કર્યે જતો

પરંતુ જ્યારે કાળનો વિકાળ પંજો પડે છે તો તેમાંથી ઉગરવું અશક્ય હોય છે, બિચારો કારકૂન પણ તેનો ભોગ બન્યો અર્થાત સખ્ત માંદગીમાં પટકાઇ પડ્યો ગરીબ કુટુંબ જેના જીવન નિર્વાહનો આધાર માત્ર આ એકજ વ્યક્તિ ઉપર હોય આવા સમયે શું કરી શકે છે? દવાદારૂ તો બાજુએ રહ્યા, ત્યાં તો અન્નના પણ સાંસા હતા છતાં તેની પ્રેમાળ પત્નિએ ઘરની અને પોતાની રહી સહી વસ્તુઓ વેચી ડૉકટરોની ફી અદા કરી અને તેણે પોતાના સુખચેનનો ત્યાગ કરી પતિસેવામાં એટલે સુધી પ્રવૃત્ત રહી કે લગભગ સવા મહીના પછી પોતાના પતિને તંદુરસ્ત જોઇ શકી સારાંશ કે આ સવા મહીનો કુટુંબ માટે ભારે દુઃખ અને કંગાલીનો પસાર થયો પણ હવે કારકૂન સાજો થયો હતો એટલે આજનો દિવસ આખા કુટુંબ માટે ખૂબજ આનંદનો દિવસ હતો કારણ આખા કુટુંબના સહાયકરૂપ  પરંતુ કુદરતની કસોટી તો હજી અપૂર્ણ હતી માણસ પર જ્યારે મુસીબતો આવે છે તો બધી બાજુએથી એકીસામટી આવે છે કારકૂન આજે સાજો થયા પછી નોકરીએ ચઢનાર હતો તેણે ઝટપટ નાસ્તો કર્યો કપડા બદલી સાનંદ ઓફીસે જવા નીકળ્યો. પોતે શેઠને આજીજી કરી વિનવશે કે તેને માંદગીના દિવસોનો પણ પૂરો પગાર આપવામાં આવે

આવા રોખચલીના વિચારોમાં એક પછી એક રસ્તા વટાવી તે ઓફીસના ઝાંપા સુધી આવી પહોંચ્યો અને ત્યાં એકદમ અટકી પડ્યો જાણે કોઇ દૈવી શક્તિએ તેના આગળ ચાલતા પગ થંભાવી દીધા પણ કાંઇક વિચાર આવતા ચારે બાજુ જોતો ઓફીસમાં દાખલ થયો "સલામજી શેઠ સાહેબ" ગુનસીના નમસ્કાર કર્યા, છતાં તેને કાંઇજ ઉત્તર ન મળવાથી તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ કારણ પ્રથમ આજ શેઠ હતા કે જે એનાથી સદા ખુશ રહેતા થોડી વારનો આ રહસ્યને કારકૂન કળી શક્યો નહિ અને બાવરો બની તે આમતેમ ઓફીસમાં જોવા લાગ્યો પરંતુ જ્યારે તેણે પોતાની જગ્યાએ બીજા કારકૂનને ત્યાં કામ કરતો જોયો એટલે એને વીજળીના આંચકા પેઠે સખત આઘાત થયો તે આ દેખાવ વધુ વખત ન જોઇ

શકવાથી અત્તરજ પાછો ફર્યો-ઓફીસ બહાર આવ્યા પછી તે વિચારમાં પડ્યો કે હવે શું કરવું? ક્યાં જવું? અને આ દુઃખો કોની આગળ રડી હૃદયનો ભાર હલકો કરવો? તેણે આવા વિચાર વમળમાં ગોથાં ખાતાં એક બાજુ ચાલવા માંડ્યું તે એક બાગમાં આવી પહોંચ્યો લીલીછમ ઘાસ, પગ નીચે બીછાવેલ ગાલીચા જેવું જણાતું હતું. મંદ મંદ વહેતા પવનના ઝપાટાઓ મનોહર તળાવમાં આઝાદી સાથે તરતી બતકો, રંગબેરંગી પુષ્પોની સુમધુર સુગંધ વાતાવરણમાં અત્તરનો છંટકાવ કરતી હતી આ મનોહર દૃશ્ય તેને ખૂબ જ ગમ્યું અને તે નૈસર્ગિક સૌંદર્ય નિહાળવામાં થોડીવાર તો પોતાના દુઃખ સુદ્ધાં ભૂલી ગયો સહસા તેનું આ મીઠું સ્વપ્ન તૂટી ગયું અને પોતાની સ્થિતિનું ભાન થતાં પાગલ પેઠે ચાલવા માંડ્યું



અને બજારનો રસ્તો લીધો નાની મોટી દુકાનો કારખાના બધે જ નોકરીની તપાસમાં ખૂંદી નાખ્યા પરંતુ એની નોકરી સેવાની કોઈને જરૂર ન હતી નિરાશ અને હતાશ થઇ થાક્યો પાકયો સડકોની ધૂળ ખાતો સાંજે ઘેર આવ્યો આવી રીતે તે નોકરીની શોધમાં નિયમિત જતો અને રખડી—રઝળી સાંજે ઘેર પાછો આવતો ઘરના માણસ સમજતા કે તે નિત્ય નોકરીએ જાય છે અને આવી રીતે ત્રીસ દિવસ પસાર થઇ ગયા પણ આ બિચારા કમભાગી કારકૂનની નોકરીનો પ્રશ્ન ઉકેલ ન આવ્યો

આજે પહેલી તારીખ હતી પગારનો દિવસ હતો ટૂંક પગારના નોકરોને પહેલી તારીખ એટલે મનમાની તારીખ અને આનંદનો દિવસ હોય છે આજે તો કારકૂનની પત્નિ પણ આનંદમાં જણાતી હતી. આજે પોતાને ત્યાં લક્ષ્મીદેવીના આગમન પર્વે તેનો સત્કાર કરવા તે અતિ ઉત્સુક હતી પરંતુ બિચારીને ક્યાં ખબર હતી કે આજે કારકૂન હૃદય સાથે છરીઓ નિર્દય રીતે રમતી હશે દુઃખ-દર્દ ખાઇ કારકૂને તેજ બાગનો રસ્તો લીધો-મનોહર ઉદ્યાનમાં તો કશુએ પરિવર્તન ન હતું, તેજ વિવિધ રંગી પુષ્પો અને ચિત્તાકર્ષક દૃશ્યો જેમના તેમ હતા કારકૂનને તો પોતાનું જ પરિવર્તન ભાસી ગયું. ઘડિયાળે સાતના ટકોરા વગાડી સંભળાવ્યું કે બગીચામાં હરવાફરવાનો વખત પૂરો થયો. હવે તેના દરવાજા બંધ થશે નિરાશ કારકૂન પણ આ ટકોરા સાંભળી દરવાજા સુધી આવ્યો પણ તુરત જ પાછો ફર્યો અને તળાવના કિનારે આવીને માથું પછાડી બેસી ગયો અને ત્યાર પછી આજ સુધી કોઇએ પણ કારકૂનને ન જોયો

(ઉર્દૂમાંથી) "સલીમ" ફારુકી

# બંગાળનો ભૂખમરો

દેશ આ કેવો છે કે જ્યાં જાનની કિંમત નથી
ઇન્સાન કેવા છે કે જ્યાં ઇન્સાનની કિંમત નથી

(મુસદ્દસ)

અશ્રુઓ ઢળકતાં આંખોથી ભલા હું શું લખું !
શું લખું બંગાળીઓની અવદશા હું શું લખું !
મોત વિણ મારે હજારોને ક્ષુધા હું શું લખું !
થરથરે છે જાન લેતાં ખુદ કઝા હું શું લખું !
અવદશા કેવી છે આ તે અવદશા કહેવાય ના
ભેદ છે કુદરત તણો જે કોઈથી સમજાય ના

(૨)

એક દાણા અન્ન માટે કો લડી રહ્યા છે ક્યાંક !
રાસ્તા ને ચાલતા ભિક્ષુક પડી રહ્યા છે ક્યાંક !
લાશ પર મા બાપની બાળક રડી રહ્યા છે ક્યાંક !
બાળકો મા બાપ સામે તરફડી રહ્યા છે ક્યાંક !
બાળ વૃદ્ધો-ઓરતોમાં ચાલવા શક્તિ નથી
ચાલવા શક્તિ હો ક્યાં જ્યાં માગવા શક્તિ નથી

(૩)

ભૂખથી રડતા કકળતા સેંકડો સમજાય છે
તરફડે છે કોઈ ભૂખે કોઈ ડચકાં ખાય છે,
સેંકડોનાં ભૂખથી મૃત્યુ હમેશાં થાય છે
દૃશ્ય એવા જોઈને ખુદ કાળ કંપી જાય છે
એમ તો જીવે ઘણા પણ જીવનમાં ક્યાં જાન છે ?
હાડપિંજર છે શરીરો નામના ઇન્સાન છે

(૪)

ચાલતા રસ્તા ઉપર લાશો દિસે છે બેશુમાર
ફેરવી દૃષ્ટિને લોકો થાય છે સઘળા પસાર
ના દવાનો અસર છે, ના દર્દ છે દિલમાં સબર
સભ્યતા ઇન્સાનિયત આજે કરી રહી છે પુકાર
દેશ આ કેવો છે કે જ્યાં જાનની કિંમત નથી !
ઇન્સાન કેવા છે કે જ્યાં ઇન્સાનની કિંમત નથી !

(૫)

મહાજનો પાસે ભર્યાં કંઇ ધાન્યના ભંડાર છે
કિન્તુ કોઇના પગે એ કયાં કરવા ઉપકાર છે!
ભૂખથી હોને મરી જાએ અરે સંસાર છે,
એને એની મૂડીને કરવી ગણી દશ બાર છે!

સુખ-વિલાસો-વૈભવોમાં જેની વિતે હર ઘડી,
ભૂખ કે દુઃખ રંક-કંગાનોની એને શું પડી!

(૬)

આફતો જગત પર આવી રહી એકધારી છે,
ભૂખમરો છે એક તરફ બીજી તરફ બેકારી છે,
કયાંક તો જળ રેલ ને તૂફાન છે મરમારી છે,
હદ વગરની મોંઘવારી સાથમાં બીમારી છે,

અનદાતા જગતની લખતાં કહું શું થાય છે?
કંપી રહી મારી કલમ મુજ દિલમાં લાગી લ્હાય છે

(૭)

એ સમય બદલાયો આજે એમાં કંઇ શક નથી,
કોઇથી કોઇને આજે લેશ પણ આશા નથી
ધર્મ, શર્મ સભ્યતા, સરકાર, મર્યાદા નથી,
માનવી તો છે બધા પણ હાય માનવતા નથી!

ભૂખથી નહિ તો મરે આજે ભલા ભગવાન કાં!
લાખો છે જ્યાં લખપતિઓ ત્યાંના આવા હાલ કાં?

(૮)

માનવી તો થઇ ગયા છે આજ માનવતાથી પર,
ઓ દયાળુ આશ તુજથી કર દયાની તું નઝર,
તારી દુન્યામાં મરી રહ્યા છે જેઓ અન્ન વગર,
અર્જ એ "મઝલુમ" ઇન્સાનોની આવી લે, ખબર,

દર્દ દુઃખ આફત મુસીબતથી બના આઝાદ કર,
થઇ ગયા બર્બાદ એને શાદ કર આબાદ કર

કલકત્તા] ["મઝલૂમ" જેતપુરી

# ઇસ્લામ પ્રચાર

લેખક 'તાજ' [ રાંદેર ]

(ગતાંકથી ચાલુ)

બગાળ —મગ ધર, ગુજરાત દખ્ખણ અને ઉત્તર હિંદ પછી સૌથી પહેલા જે ભાગમા ઇસ્લામ ધર્મ ફેલાયો તે બગાળ અને આસામ વિભાગ છે આ વિભાગ કુતબુદ્દીન અયબકના સમયમા બખ્તીયાર ખિલજીએ જીત્યો હતો, અને ગોડમા ઇસ્લામી હુકુમતની સ્થાપના કરી કેટલાક સમય પછી રાજા કંસના વખતમા બગાળમા ફરી હિંદુ રાજ્ય થયુ પરંતુ ઇ સ ૧૪૦૪ મા એના મરણ પછી એનો પુત્ર જદમલ મુસલમાન થઇ ગયો ને જલાલુદ્દીન મહમદશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો એના સમયમા ઘણા લોકોએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો પરંતુ કહેવાય છે કે જદમલના સમય પહેલા પણ બગાળમા ઇસ્લામી પ્રચારકો મૌજુદ હતા સૌથી પહેલા જે બુઝુર્ગે દેહલી છોડી બગાળ તરફ પ્રયાણ કર્યું તે શેખ જલાલુદ્દીન તબરેઝી હતા તેઓ ઇરાની વતના હતા ને શેખ શહાબુદ્દીન સહરવરદીના મુરીદ હતા પોતાના પીરભાઇ હઝરત બહાઉદ્દીન ઝક રીયા મુલ્તાનીને મળવા માટે હિંદમા પધાર્યા હતા. પરંતુ હઝરત બહાઉદ્દીનને આપની કોઇ વાત પસંદ ન આવી જેથી એમણે તેમનો સસર્ગ છોડયો એ પછી આપ દેહલી આવ્યા અને ખ્વાજા બખ્તીયાર કાકી (રેહ )ના મુરીદ થયા ને ખિલાફત પ્રાપ્ત કરી કહેવાય છે કે આપને સમાઅનો શ્યાગ શોખ હતો જેથી આપના વિરોધીઓ એ બાબત પર અનેક પ્રમ રના આક્ષેપો કરતા જેથી આપ દેહલી છોડી બદાયુન અને પછી બગાળ જઇ પહોંચ્યા અહિં આપને ઘણુ ઉત્તેજન મળ્યુ જે સ્થળે આપની ખાનકાહ છે ત્યા પહેલા બુતખાનું (મંદીર) હતુ અહિં આના બધા પૂજારીઓએ આપના હાથે ઇસ્લામ અંગીકાર કર્યો આમ પાસના લોકો પણ મુસલમાન થયા. જેથી એ મંદિરને સ્થાને મસ્જિદ બનાવી આપની વફાત ઇ સ ૧૨૨૫મા એટલે હિજરી ૬૨૨મા થઇ આપનો મઝાર સીલહટમા છે

શેખ જલાલુદ્દીન (રેહ)ના સિવાય કેટલાક બુઝર્ગો પણ બગાળમા આવ્યા હતા કહેવાય છે કે સુલ્તાનુલ મશાઇખે આ તરફ ખાસ લક્ષ આપ્યુ હતું આપે શેખ અખી સિરાજુદ્દીન બદાયુની ( રેહ ને ( જેમની વફાત ઇ સ ૧૩૫૭મા થઇ ) ખિલાફત અર્પણ કરી બગાળમા મોકલ્યા હતા એમના

મુરીદ અલાઉદ્દીન અનાઅન હક્ક જેમની વફાત ઇ સ. ૧૩૮૮ મા થઈ હતી એમના જ્યેષ્ઠ ખલીફા હઝરત મીરાજ અશરફ જહાંગીરી હતા એ બુઝુર્ગોના સેંકડો મુરીદો હતા એમ નાથી બંગાળામા ઇસ્લામનો પાયો મજબુત થયો પરન્તુ એ બુઝુર્ગોના પ્રયત્નો કરતા પણ ઇસ્લામની સફળતાનુ મૂળ કારણ ઇસ્લામી આત્મશક્તિ અને ભાઇચારો હતો ઇસ્લામ ધર્મ શહેરો કરતા ગામડાઓમા અને ઉચ્ચ વર્ણ કરતા નીચ વર્ણમા વધારે ફેલાયો એના કારણ દર્શાવતા ડોક્ટર હન્ટર લખે છે કે "એ લોકોને માટે કે જેઓ મુફલીસ માછીમાર, શિમરી, લુગારા અને નીચ વર્ણના ખેડૂતો હતા તેમને માટે ઇસ્લામ એક નવીન અવતાર હતો જે એમનેજ માટે આકાશથી અવતર્યો હતો. તે એક રાજકર્તા કોમનો ધર્મ હતો એના પ્રચારકો અરબાબ રાગા હતા. તેમણે તૌહીદ અને ભાઇચારાની ખુશખબરી એવી કોમને સંભળાવી કે જેને લોકો નીચ અને હલકી સમજતા હતા એની તાલીમે ખુદા અને ઇસ્લામી ભાઇચારાના ઉચ્ચ વિચારો ઉત્પન્ન કર્યા બંગાળની ઝડપથી વધતી જતી કોમો કે જે સેંકડો વરસથી હિંદુ સમાજથી અલગ થઈ અપમાનિત જીવન વ્યતિત કરી રહી હતી એને ઇસ્લામે માનપૂર્વક પોતાના ભાઇચારામા દાખલ કર્યા

દક્ષિણ–દખ્ખણમા સૌથી પહેલા જે બુઝુર્ગે ઇસ્લામ પ્રચાર કર્યો તેમનુ નામ પીર મહાવીર કડાયત હતુ કહેવાય છે કે તે મૂળ અરબ હતા અને ઇ સ ૧૩૦૪ મા દખ્ખણમા આવ્યા હતા. વિજાપૂરના ખેડુતોમા આજે કેટલાક કુટુંબો એવા છે કે જેઓ પોતાના બાપ દાદાઓને જૈન બતાવે છે તેમણે પીર મહાવીરના હાથે ઇસ્લામ અંગીકાર કર્યો હતો તે મહાવીર કરતા પણ વધારે મશ્હૂર હઝરત પીર સૈયદ ગેસુ દરાજ (રેહ૦) થઇ ગયા છે જેઓ હીજરી ૭૨૦ એટલે ઇ સ ૧૩૨૦ મા દેહલીમા પેદા થયા હતા જેમણે હઝરત ચિરાગ દેહ્લવીથી ખિલાફત પ્રાપ્ત કરી હતી ચાળીસ વરસની ઉમરે અનેક મુસાફરીઓ કરીને દક્ષિણ પધાર્યા હતા ત્યા આપને ઘણીજ સફળતા મળી આપે પુના અને બેલગામમા અનેક લોકોને મુસલમાન કર્યા આપ શાયર પણ હતા આપનુ તખલ્લુસ 'મુહમ્મદ' હતુ આપના એક મુરીદે 'જવામે કલામ' ના નામથી આપના સુવાલ જવાબો એકઠા કર્યા છે એ ઉપરાંત આપે તફસીર, ફીકા, અને તસવ્વુફ ઉપર અનેક કિતાબો લખી છે આપના મઝાર ગુલબર્ગમા છે જે દક્ષિણ હિંદમા તસવ્વુફ પ્રચારનુ અગત્યનુ મથક છે એ ઉપરાંત પશ્ચિમ ઘાટ કોંકણમા શેખ બાબા અરબએ મુદ્દત સુધી ઇસ્લામ પ્રચારનુ કાર્ય કર્યુ આપનો મઝાર ધારવાડ જિલ્લાના હાવેરી ગામે છે ધારવાડ જિલ્લામા કેટલાક જુલાહા છે જેઓના બાપદાદાએ સૈયદ હાશિમ ગુજરાતીના ઉપદેશથી ઇસ્લામ કબૂલ કર્યો હતો નાસિક જિલ્લામા શાહ મુહમ્મદ સાદિક સરમસ્ત હુસેની, અને ખ્વાજા ખુન્દમીર હુસેની પણ સફળ પ્રચારકો હતા બેલગામમા પણ અરબ પ્રચારક સૈયદ મહમદ ઇબ્ને સૈયદઅલી અને સૈયદ ઉમર એદુરૂસનુ નામ ઘણુ મશ્હૂર છે સતારા જિલ્લાની દક્ષિણમા ઇસ્લામપુર એક મુસલમાનોનુ ગામ છે અહિ આના લોકોને એક નવ મુસ્લિમ પીરે મુસલમાન કર્યા હતા જેમનુ હિંદુ નામ શંભુ ગોસાંઇ હતુ જેમની દરગાહ આજ પણ ઘણી પવિત્ર લેખાય છે

એવીજ રીતે અહમદનગર જિલ્લામા સંગમનેરમા શાહ શરીફ (રેહ૦) શહીદ થયા જેઓ હઝરત ગેસુદરાઝના કાફલા સાથે દખ્ખ

અલ્લા હુમ્મા સલ્લે અલા મોહમ્મદીન વ આલેહી વસલ્લમ કમા તોહીબ્બો વ તર્દાલહુ,

(૪) કેટલાક બુઝુર્ગોને દીને (રે અ) નીચે લખેલા દરૂદ શરીફને હુઝૂર (સ લ.)ના દીદાર માટે બહુજ મુજર્રબ કહેલુ છે —

કમતીમા કમતી ૨૧ દિવસ સુધી ઇશાની નમાઝ પઢ્યા પછી બાવઝૂ એકસો એક વખત પઢવુ અને કોઈની સાથે કંઈ પણ વાતચીત કર્યા વગર લાજ સુઇ જવુ

અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદીન હત્તા લાયબ્કા મિન સલવાતેકા શેઇન, વ બારેક અલા મોહમ્મદીન હત્તા લાયબ્કા મિનબરકાતેકા શઇન, વસલ્લેમ અલા મોહમ્મદીન હત્તા લાયબ્કા મિન સલામેકા શૈઇન, વર્હમ અલા મોહમ્મદીન હત્તા લાયબ્કા મિર્હમતેકા શૈઇન

(૫) 'મુકાશેફતુલ કુલૂબ'ના કર્તા લખે છે કે —જે માણસ હઝરત રસૂલે ખુદા (સ.અ.)ના દીદાર જેવા માગતો હોય તો તેણે જુમ્મા (શુક્રવાર)ને દહાડે એક હજાર વખત નીચે લખેલ દરૂદ શરીફ પઢવુ એ મુજબ પાચ જુમ્મા સુધી પઢવુ ઇ અ એ મુદ્દતની અંદર તેને દીદારે પાક (સ્વપ્ન) નસીબ થશે, અથવા તો ખુદાપાક તેને એક એવી ચીજ દેખાડશે જે તેની ખુશીનુ કારણ થશે એટલે તે ચીજથી તે માણસ બહુજ ખુશ અને રાજી થશે આ દરૂદ શરીફ અસર અને મજરૂબ હોવાથી પઢવુ બેહતર છે

અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદે નિન્નબિય્યીલ ઉમ્મી

(૬) કેટલાક બુઝુર્ગોએ નીચેની રીત પ્રમાણે પણ કહ્યું છે —

જુમ્માની રાત્રે (એટલે જુમેરાતનો દિવસ ખલાસ થઇ જે રાત શરૂ થાય છે તે રાત) બે રકઅત નફિલ નમાઝ પઢવી અને તેની પહેલી રકઅતમા "સૂરએ ફાતેહા" પછી 'આયતુલ કુરસી" અગીઆર વખત પઢવી અને બીજી રકઅતમા 'સૂરએ ફાતેહા' પછી "સૂરએ ઇખ્લાસ" અગીઆર વખત પઢવી અને સલામ ફેરવ્યા પછી નીચે લખેલુ દરૂદ શરીફ એક હજાર વખત પઢવુ ઇ અ એવી રીતે કરતા થોડી જુમ્મા પૂરી થશે નહી તે અરસામા દીદારે પાક નસીબ થશે ઘણા ખરા આલિમોએ રસૂલનુ અજમાવેલુ છે

અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદે નિન્નબીય્યીલ ઉમ્મી વ આલેહી

જે રાત્રે મજકૂર નબર ૫-૬ નો અમલ કરવામા આવે તને બીજે દિવસે એટલે જુમ્માને દહાડે "સલાતુત્તસ્બીહ" (અને બની શકે તો 'સલાતુત્તસ્બીહ') પઢવી કે જેથી અસલ મકસદ જલદી હાસિલ થાય

(૭) કેટલાક આલિમોએ રસૂલ નીચે લખેલી રીત પણ બતાવી ગયા છે —

જુમ્માની રાત્રે બે રકઅત નમાઝ એવી રીતે પઢવી કે દરેક રકઅતમા "સૂરએ ફાતેહા' પછી પચ્ચીસ પચ્ચીસ વખત "સૂરએ ઇખ્લાસ" પઢવી અને સલામ ફેરવ્યા પછી નીચે લખેલુ દરૂદ શરીફ એક હજાર વખત પઢવુ ઇ અ બહુ જલદી દીદારે પાક નસીબ થશે.

સલ્લલ્લાહો અલન નબીય્યીલ ઉમ્મી

# પદ્ય સાહિત્યમાં ગઝલનું સ્થાન

લેખક —'સાબિર' વટવા

પદ્ય, નર્યાં લાગણી વેડાઓનું વાણી વિલાસ છે કે, નર્યો ભાષાવાદનું શાસ્ત્રિય પૃથક્કરણ! ઉપરના પ્રશ્ન વિષે ક્યારેય પણ એક મત કેળવી શકાય તેમ નથી. પ્રાચીનથી માંડી અર્વાચિન પદ્યાવલોકન પછી એજ સાર તારવી શકાય છે કે, ક્યાંક પદ્યે ભાષાની ભવ્યતા દ્વારા લાગણીઓ અને ઉર્મિઓમાં માનવ સમૂહને ડોલાવ્યું છે, તો ક્યાંક ભાષાના સત્વો ચમકાવી શબ્દ યોજન અને વૈયાકરણિય પ્રકાશમાં માનવ સમૂહની આંખો આંજી દીધી છે. પદ્ય જગતમાં એના ઉત્પન્ન સાથેજ જન્મ્યો, અને એના અંત સુધી જગતના સાથે જડાએલો રહેશે. એક આખોય સમૂહ લાગણી અને ઉર્મિઓ દ્વારા ભાષાની શાસ્ત્રિયતાને ઓળંગી દેનારા પદ્ય સર્જકોનો પ્રશંસક બની રહેશે અને બીજા સમૂહનું નાક અને આંખો એવા પદ્ય સર્જકો તરફ ખેંચાતી રહેશે. કવિના કવિતાનું કામ કર્યે જશે, સર્જકો પોતાની વૃત્તિઓ પદ્યના ચોકઠાઓમાં ગોઠવ્યે જશે. પદ્યમાં જે સર્જન શક્તિ છે તે સમાજના વિચારો અને આચારમાં પરિવર્તન લાવ્યે જશે. દેશ, કાળ, અને પ્રજા માનસના છતાં થતાં તત્વો કવિની વાણીમાં દીપશે, અને પ્રકૃતિએ નવાજ સર્જન તત્વો સાથે તો કોક કવિજ આપે છે, બાકી તો સમાજના માનસિક અને ખ્યાતી રૂઢ કદમોને અનુસરી પોતાની વાણીથી અને ઝડપી બનાવવા પુરતુંજ વાણી વિલાસ બેઠી જાય છે અને તેથીજ કહું તો નવ્વાણું ટકા કવિઓ આકાશી તારાગણોની પેઠે માર્ગમાં ઝળકી પ્રકાશ આપી રહે છે ત્યારે, સેંકડે એકાદ કવિ કો નવા માર્ગનું દર્શન આપી શકે છે અને ફરી પાછા એ નવા માર્ગે દોરનારનું અનુકરણ અને અનુસરણ શરૂ થાય છે. આ છે જગત આખાની પદ્ય રચનાનું કાયમી સ્વરૂપ.

પદ્ય રચનાના ઉપર વર્ણવેલા કાયમી સ્વ-રૂપને પણ બે બાજુઓ છે. એક પદ્યમાં નરી ઉર્મિઓના કિરણો ફેંકી જનારા પક્ષની અને એક પોતાના પાંડિત્ય દ્વારા ઘેરા ચિંતન અને મનનના મિનારા ચણી જનારા પક્ષની. બાજુ પહેલા પક્ષમાં જ્ઞાનની ઓછપ, ભાષાનું ભાન, શબ્દોની શુદ્ધિ, અને વિચારોનું વિસ્તૃત વિવરણના દોષ દેખાઈ આવે છે છતાં તેમાં ઉર્મિઓનું આલેખન, હૃદય સ્પર્શતું ભાવવિધાન, અને સિધ્ધાંતનું સ્પષ્ટ નિદાન પોતાની ખૂબીઓ દ્વારા ડોલાવ્યા સિવાય રહી શકતા નથી અને એજ કારણ છે કે જનતાનો મોટો ભાગ દિલને કાયમ ઘર રમાડી જતી એવી ઢબની કવિતા તરફ વધુ આકર્ષાયેલો રહે છે જ્યારે બીજી બાજુએ જ્ઞાનનું અતિરેક ભાષાનું શુદ્ધિકરણ, વૈયાકરણીય ઢબ છબ, જાતિની આળમારી, વચનના વગેરે ઇત્યાદી પાંડિત્યની પ્રભાવના પદ્ય

વહેણમા ક્યાક ઉર્મિ નષ્ટતાનુ દોષ વહોરી લ્યે છે છતા એમા શુદ્ધ ભાષા વિધાન વિસ્તૃત શબ્દ પ્રયોગ, અને આયોજન સાષ્ટાંગ શાસ્ત્રિય શૈલી, અને અભ્યાસની જોગવાઈઓ તેમજ ભાષા સંસ્કૃતિની ઉચ્ચ ગામી મંઝિલ ગોઠવાઈ રહે છે અને તેથીજ એ દિશાનુ પદ્ય સાહિત્ય સમાજના ઉપલા વર્ગને આકર્ષી જકડી લ્યે છે આજનો નહિ પદ્ય સાહિત્યનો એજ સનાતન ધર્મ છે કે, એણે પોતાના ઉપાસકો વચ્ચે ઉપના બે પક્ષો પાડી દીધા છે

મને કહેવા દ્યો કે, ગદ્ય માત્ર પુસ્તકીયુ હોય અને તે તેમજ રહેશે, પદ્યને માત્ર પુસ્તકીયું બનાવ્યે પાલવે તેમ નથી પદ્યમાથી પાડિત્યને ઉચ્છેદી નાખવાનુ હુ કહુ છુ એમ રખે કોઈ માની લ્યે, અલબત્ત એને નર્યા પાડિત્યના સોપાને પગથી પુસ્તકોરૂપી ઘોરમા ગી દેવા જેટલી ક્રૂરતા પણ થતી રોકવાની આવશ્યકતા નથી ?

જો ચોક્કસપણે આજના કવિ મિત્રોને મ્હારો ઉપનો અવાજ પહોચે તો આજે ખેડાઈ હુલ પદ્યભૂમિના પાક પર જરા ન્યાયભરી દ્રષ્ટિ નાખે અને જુએ કે નિત્ય નવા છંદ પ્રયોગો અને માત્ર શબ્દકોષિયા શબ્દ પ્રયોગો પદ્ય સાહિત્યના નામે જનતાના સર્જન અને ઘડતરમા કેટનો ફાળો આપી રહ્યા છે ?

અલબત્ત આજના પુસ્તકીયા પદ્ય સાહિત્યથી ભાષાનુ ક્ષેત્ર કદાપિ ન હતુ તેટલુ વિસ્તર્યું છે પરતુ એમા ગુર્જરી પોતાની અસ્મિતા ગુમાવી રહી છે એટનુ માન્યા વીના રહી શકાતુ નથી જો આજની છદોબધ પદ્ય રચનાઓનેજ ગુજરાતી ભાષાના કાઠિ ગણવામા આવે તો, અને તેમાથી એવા શબ્દો છાટી નાખવામા આવે કે જેને ગુજરાતીઓના કર્ણપટ સાથે કઈજ સબધ નથી તો પદ્ય સાહિત્યમા આપણી પાસે ગુર્જરી ભાષાના મૂલ્ય આકાવવા જેવુ શુ રહે તેમ છે ? એટને જાણે આજે એ તુ પદ્ય માત્ર પાડિત્યના પ્રદર્શન માટેજ ખેડાય છે એમ ન છૂટકે માનવુ પડે છે જો ભાષાના પદ્ય સાથે આમ પ્રજા સમૂહનો સબધ ખોરવાઈ જાય, તે ભાષાના પદ્ય સાહિત્યના ગગનગામી શબ્દ પ્રયોગો પ્રજાના શા ખપના રહે તેજ સમજાતુ નથી

હુ પહેલાજ જણાવી ગયો છુ કે, પદ્ય સાહિત્યના કાયમી સ્વરૂપને બે બાજુઓ છે, અને તે સનાતન છે, છતા જ્યારે એક બાજુ એટલી ભારે બની જાય કે તેના ભારે બીજુ પલ્લુ સાવ હળવુ દેખાઈ આવે ત્યારે સાવ ભારે પલ્લાને કઈક હળવુ કરી ભાષાના પલ્લાને સમાન કરવાની અગત્યતા ઉભી થાય છે

કઈક હળવા અને જીભે રમે તેવા શિખરણીની હવા મદ પડી ગઈ હરિગીત અને ભુજંગી વિલમ્બા ચોપાઈમા ખોરવાઈ મદાક્રાન્તાએ મદતા લઘાઈ ઉપજાતીમા મિશ્રણ થયુ પશ્ચિમના વાયરે ચઢેલાઓના દિલ અને દિમાગ સોનેટની આંધીમા અદ્ધર ઉડ્યા ગુર્જરીના પદ્ય ઉપાસકો પૃથ્વીના પડ ઉપર નાચ્યા અને નાચ્ય ઝૂલે ખેલતી અને કુદતી, દિલમા ઘર કરી રહેતી અને જિવનમા એની છેલ્લી પળો સુધી જડાઈ જતી પદ્ય કડિકાઓને જાણે કે નૂતન પદ્ય સર્જકો ખાઈ ચાવી ગયા નવુ કઈક અશે નયનરોચક નિવડયુ ખરૂ, છતા એમા પચાવતત્વના અભાવે તે હતુ ત્યા ને ત્યાજ રહ્યુ, જનતાના ગળે ઉતરી એના ઉદરમા તત્વને પૌષ્ટિક થવામા સાવ નિષ્ફળ થતુ ગયુ એમ જાણે કે પ સર્જકોની રચનાઓ આમા

વિનાના સુંદર શરીર જેવી બની રહી ગુર્જરી પર સાહિત્યની આ ઘર મરજાદી તેનાજ ભક્તો અને પરમ ઉપાસકોના સતત અને અણથક પરિશ્રમમાંથીજ સાંપડી આવી ઘરની દિપમાંનો એજ ભડકો, ભાભૂકી ઘરને બાળી મૂક્યું

ગુર્જરી ઉપવનમાં આવતી આ હવાને વર્ષો પહેલાં કેટલીક વ્યક્તિઓએ ઓળખી હતી એમ કહેવામાં કંઇજ અતિશયોક્તિ નથી સ્વ બાલાશંકર, મણીભાઇ, કલાપી કાન્ત, ઇત્યાદીએ એની સામે એક દાળ બનાવી ગઝલ વાણીના નામે ગુર્જરી ભાષામાં અહાલેક જગાવ્યો જનતાના દિલ અને દિમાગ હાથ કરવાના યત્નો શરૂ કર્યાં પરંતુ એ પ્રાથમિક પ્રયોગ કર્તાઓને સંતોષકારક સાથ અને સહકાર મળી શક્યો નહિ કાળાન્તરે ગુર્જરીમાં વાવેલા એ બીજ રોપ થઇ ફાલવા અને ફૂલવાના દિવસો આવી લાગ્યા

શ્રી ઝવેરી, અને અરદેશર છએ યથાશક્તિ તે પ્રયોગોમાં ઉમેરો કર્યો અને પછીનું ક્ષેત્ર હરીઆળુ દેખાતા અને એમાં આબાદ ઉપવનની જોગવાઇ જણાતા સ્વ હાજી, સ્વ આજિઝ, સલામત રહે 'શયદા' 'ફકીર', 'સાકિન' ઇત્યાદી એ ઉછરી રહેલા આ નુતન ઉપવનને લોહી પાણી એક કરી સીંચવા માંડ્યું

મને કહેવા દ્યો કે, ઉછરતું અને પાંગરતું દરેક ઉપવન બેદરકાર અને બેતરતીબ હોય છે અમૂક વિકાસ પછી એની કટાઇ છટાઇ શરૂ થાય છે ખરેખર ગઝલના પ્રાથમિક પ્રયોગો પણ કેટલેક અંશે એવા ખરા પરંતુ એની લઢણ, આંસામેળનું આકર્ષક સ્વરૂપ પ્રેમની પરિભાષામાં ખુલતું વદન, આંખોમાં વસી જાય તેવું રૂપ અને દિલ, દિમાગને હરી જાય એવી ભાવવાહી ગત જનતા માટે આકર્ષક બન્યા

યૌવનના આંગણે પા' પા' પગલી કરતી કરતી, ગઝલ રાણી તાપીના તટે વસતા શહેરની આંખે ચઢી નિસાર', 'ફના', બેકાર' 'લહરી', 'ત્રુપ્ત','અમીન' 'ઉત્કૃત'વગેરેએ ગઝલ બીજારોપણ કરી પછીથી શ્રી મુન્શી (ઉમરભાઇને તે શહેર મુ સાહિત્ય મંડળના માજી મંત્રી)ની આંખો એના દર્શને નાચી ઉઠતા જાડા, નિત્ય હસતા અને હસાવતા, આખા મોનુ ભાઇ 'બેકાર'ના દિલમાં એના દર્શને ગદ્ગદ્યા થયા તાપી તટે એક ત્રીજા સોબતી સાથે બેઠેલા એ મિત્ર મંડળે નવા યૌવના ગઝલ પ્રત્યે મીટ માંડી એની ઉપાસના આદરી. વ્યક્તિગતના બદલે હવે સમૂહગત ઉપાસનાના મંડાણ થયા મંડળ બન્યું, સંમેલનો શરૂ થયા જ મુશાયરા, અને જનાબ શાકિબ, 'ઝાર' અને માગેહી' અભ્યાસી 'નસીમ', અને અંતરની તર્જુમાની કરતા સ્વ. 'ફાની' ઇત્યાદી છુ । અને પ્રગટ ગઝલ પ્રેમીઓ એ ગઝલ નિવદગનું કાર્ય આરંભ્યું

કવિ સંમેલનોના નાયક તરિકે જનાબ શાકિબ એક અભ્યાસ તરીકે છનકતું ભાષણ આપી ગયા 'બેકાર'ના ફાળે એ નાયકી આવતા તેમણે પોતાની શૈલી અને ઢબે મુશાયરાના ગુણ ગીત ગાયા (એટલે ગદ્યમાં ઉતર્યાં) બોલાવ્યા, અને બોલાવનારાજ દરદરથી ગઝલના વિકસી રહેલા અંગો ઉપર મીટ માંડી એના સૌંદર્યનું છાનાછાના પાન કરી રહેલા વાણીના નવલ કથાકાર શ્રી રમણલાલ દોડ્યા આવ્યા, એમણે એક ચિર સ્મરણીય ભાષણદ્વારા ગઝલ સાહિત્યના ગુર્જરી ઇતિહાસમાં અમર પદ ઝડપી લીધુ

ધીમે ધીમે જાત જાતના, અસલ પોતાની નિરાળી ઢબે અને છબે આવી મળ્યા, 'મીનતી'એ

સાથ કર્યો એટલા આવ્યા કે જાનના માનપાન વધી ગયા હવે મહેમાનોના માનપાન કમા અને કેવી રીતે જાળવવાં તે સવાલ આવી ઉભો અને એજ થયુ જે એકથી બે, અને બેથી ચાર થના થતુ આવ્યુ છે સાહમારી ઉડી જાત જાતના ઠેકાણે, કન્યા સૈયરે, અને વરરાજા જેવા 'બેકાર' અને મુન્શી અરમાનો ભર્યા અર્ધા માર્ગેથી ઢેરના ઢેર વરઘોડા ટાણે વહેચાયના પુષ્પ ગુચ્છો એ લગનસરાની મીઠી યાદી તાઝી કરતા આજે પણ જાનૈયાઓના ઘરોમા મુર ઝાના કયાક કયાક પડયા છે (અત્રે રા સા મ ડળીના ગઝન સમ્મેલ તરફ ઇશારો છે)

ગુર્જરી ગઝલના સૌદર્યે પાને ચઢેના ભાઇ 'અસર' સાનેરીને કોડ જાગ્યા, ડભોઇમા શ્રી દયારામની જયતિએ એ કોડ પુરવાનો જાણે 'અસર'ને વાયદો કર્યો હોય તેમ રસભર્યા ગવિની રમ્ય ભૂમિ પર ચારે તરફથી ઘટા ચઢી રસનદી રેલી ગઇ રમણલાલ પછી સુદરમ્‌ને લઇ આવવાનુ માન અસર સાથે ડભોઇ અને ડભોઇ સાથે દયારામના નામથી સુસગત રહેશે સૌદર્યના દ્રશ્યો અને વર્ણનો દ્રષ્ટા અને શ્રોતાને ડોળાવે તેમ સાવ નવતર શ્રી સુદરમ્ પણ ડભો ઇમા તે માનવ મહની વચ્ચે ડોળી ઉઠયા એમણે તેજ દિવસે પોતાના જીવનમા પહે લીજવાર ગઝલ લખી અને બેપરવાઇથી મુશા યરા વચ્ચે વાચી સૌદર્યના કેદ્ર ચઢયા પછી પરવા અને શોભા જેવી મર્યાદાઓ મૂકાવી એ જાણીના અને માનીતા પ્રશસાયલા, અને વખણાયના કવિને પણ ઘડીભર અતિ બાળીશના સાથે નચાવી લીધા તે મે બરાબર આખે જોયુ છે

ડભોઇથી ઉડાની ગએલા શ્રી સુદરમ્ એ પાટનગરમા ગઝનના ગીન મિત્રોમા ગાના માડયા તેમનુ એક મડળી 'મજલિસ'ના નામે ગઝલવાળાનું સાક્ષાત્કાર કરવા ચઢાવયુ ઘડી ભર એક અમૃતભરી 'વાદળી આકાશપર આવી અને ચાની ગઇ' પાટનગરના પદસર્જકે એમ ગઝલ સાથે ઘડીભર રસ કિલ્લોલ કરી રહી ગયા

પરંતાથી પ્રયત્નોએ ચઢેલા સીધા સાધા અને ભોળા ભાળા બે ઘડી મોજમાણા શાયર સાહમે પણ બે ઘડી મોજમા મર્યાદિત ઉપાસના કર્યે ગણી કેટનાક સ્થાનિક અને બહારના મુશાયરાઓના પ્રમુખપદે ગઝલ ઉપાસો વચ્ચે તેમની જિવ્હામા સુમન માળો શોભી રહી

ગઝલ વાયુમા હતી, અને સાથેજ તેની કિતી કેટનાક હિતશત્રુઓ અને પ્રતિ સ્પર્ધી દૂષિના વલણથી છુદાઇ, ચગદાઇ અત્રે લગભગ ઘણા વર્ષોની ગઝલ સુખોને ગોદમા લઇ ફરતા પ્રસિદ્ધ એવા આનામ'નુ નામ પણ એની ખ્યાતિ સાથે સમથિત છ

•

મુસ્લિમ બુનેટીન'ના તત્રી રાજકોટમા જાગ્યા, એમણે પણ થોડા દિવસમાજ જેટલુ કર્યુ તેટલુ ઘણુ વધારે છે કાઠીઆવાડમાથી એક આખોય ગઝલ સર્જક વર્ગ ઉભો કરી દેવાનુ માત્ર એમનાજ નામ ચઢાવી શકાય।

અને સૌથી વધારે તો ગાન્ડુ ગોપીચદન ઘસે જતા જનાબ 'વહશી'એ કારવા'ઢાના શરૂ કયા ત્યારથી આજ નિ સુધીના અણુયક અને અથ્રુ અટક પરિશ્રમો સુવર્ણાક્ષરી તખ્ત માગી હ્યે છ અને હા, ફરી પાછુ ગઝલ રૂપ ગુર્જરાતના એક વધુ પ્રતિભા સપન્ન હસમુખા અને સજ્જનોમા અનોખી ભાત પાડતા કવિ વિવેચક શ્રી ઉમાશકર જોષીને પોતાની ચનુમા લઇ આવ્યુ "તો પછી જનઓ અમ દિલની કથા કહેતા નથી" કહી છૂટા પડેલાઓ છૂટા પડયા

અનુવાદક — હાશિમ ટીમોલ

# સમાનતાનો સાદ

[ 'કારવાં'મા જેમની કેટલીક કૃતિઓનો અનુવાદ આપી ચૂક્યો છુ તે ઉર્દૂ ભાષાના સર્વશ્રેષ્ઠ અને અજોડ નવલિકાકાર કિશનચંદ્ર એમ. એ. જેમની પ્રાણવાન શૈલીમા લખાએલી કૃતિઓ જગતના સર્વોત્તમ નવલકથાકારોની કૃતિઓથી સ્હેજ પણ ઉતરે એમ નથી તે કિશનચંદ્રની એક વાસ્તવદર્શી, ધ્યેયદર્શી, અને હૃદયમા સોંસરી ઉતરી જાય તેવી એક કૃતિનો આ સરળ અનુવાદ છે — અનુવાદક ]

જે હોટલમા હુ ઉતરેલો તેનુ નામ હતુ ફિરદોસ એના ત્રણ માળ હતા દૂરથી એનો દેખાવ હોટલના બદલે એક જીર્ણશીર્ણ જહાજ જેવો હતો મ્હારા કમરામાથી સૂર્યાસ્તનુ અનુપમ અને ભવ્ય દ્રશ્ય જોવા માટે હોટલના અન્ય ઉતારૂઓની ઠઠ જામતી એ શંભુમેળામા બેન્કરો, વેપારીઓ, અને ધનાઢ્યો પણ હતા વિદ્યાર્થીઓ પણ અને દર્શનાભિલાષીઓ પણ હતા મરાઠા, ઈરાની, એંગ્લો ઇન્ડીયનો, પંજાબી નોખી ભાષા નિરાળા પહેરવેશ, ચિત્રવિચિત્ર વાતો લાક્ષણિક હાસ્ય.

એમનુ જીવન ધ્યેય સંપત્તિ એ લોકો બે હજાર માઈલ ચાલીને ગુલમર્ગની સલુણી સંધ્યાના સપ્તરંગી દ્રશ્યો જોવા આવ્યા હતા મંત્રયુગમા પ્રત્યેક ઇન્સાન રૂપિયા માટે વલખા મારે છે મૂડીવાદે તેનું જીવન કપરૂં, તેના દિલને અધમ, તેના આત્માને અશુદ્ધ બનાવી દીધો છે કિંતુ સૌંદર્યની તૃષા હજુય નષ્ટ પામી નથી તે માનવ-સૃષ્ટિના કોઈ ખૂણામા વગડેથી નસની જેમ તડપી રહી છે નહિતર સંધ્યાના આકર્ષક અને દિવ્યજીત દ્રશ્યો નિહાળવા માટે આટલી બધી વ્યાકુળતા શા માટે?

એ કેટલા હર્ષની વાત છે કે માનવહૃદયમાથી હજી પણ તે વ્યાકૂળતાના તણખા ઝરે છે તેનો અંતરઆત્મા તેની કલ્પનાનુ બાળ, તેના સ્વર્ગની અપ્સરા, જીવંત અને જાગ્રત છે અને જ્યા લગી એ જીવશે અને જાગશે ત્યા લગી ઇન્સાન પણ જીવશે મૂડીવાદ અત્યાચારી સમાજ, શાહીવાદ, નાઝીઝમ, ફાસિસ્ટ વ્યવસ્થા કે જગતની ઘાતકી કોઈપણ વ્યવસ્થા કે હકૂમત તેને નાબૂદ કરી શકશે, નહિ હુ ઇન્સાનના સુખી અને ઉજ્વળ ભાવિથી નિરાશ કે હતાશ થતો નથી

'ફિરદોસ' અમીર પ્રવાસીઓની દ્રષ્ટિએ એક સામાન્ય હોટલ હતી પણ મ્હારા જેવી સ્થિતિના માણસને ભારે પડે તેવી હતી કિંતુ શું કરૂં? કોઈ હિંદુસ્તાની હોટલમા જગ્યા ખાલી ન હતી નિરૂપાયે અહિ ઉતર્યો છુ ફિરદોસમા જેઓ ઉતર્યા હતા તેમા અર્ધા ઉપર તો ગોરા સાહબો હતા બાકીના એશિયાવાસી હતા. વેઈટરો એક વિચિત્ર પ્રકારની ભાષા બોલતા હતા જે નતો અંગ્રેજી હતી કે નતો હિંદુસ્તાની, જો કે એ બન્ને ભાષાના અસ્વાભાવિક મિશ્રણથી ઉદ્ભવી હતી ભોજન ખરી રીતે કહુ આરોગાતુ હતુ પરંતુ ઘણીખરી છરીઓ છુરી અને કાંટા ઢંગધડા વિનાના શોરવામા હિંદુસ્તાની ખાણાની જેમ લાન મારવાની એટલી ભરમાર હતી કે, બિચારી સેકશાયરની આયાઓ અને પરિચારીકાઓની જીભ ચચરાટથી ડાતી અંત તે હોટલના મુખ્ય બબરચી પર ગાળોના એવો તો વર્ષાદ વર્ષાવતી કે હાથી તેની છાતી એક ગજ ફૂલી જતી બબરચીના હર્ષનો મર્મ એ છે કે, તેને જેમ વધુ ગાળો પડે તેમ તેમ તે વધુ આનંદિત રહેશે નહિતર બીજે દિવસે ઉદાસ

થઈ હોટલ છોડી ચાલ્યો જશે એજ એના જીવનનો પરિપાક હતો કદી એને પ્રથમ ગાળો અને પછી ભેટ, તો કોકવાર પહેલી બક્ષિશ અને પછી ગાળો મળતી દરેક હાલતમાં એ આનંદિત રહે છે ફિરંગી રાજકારણની સૌથી મોટી ભૂલ એ છે કે તેઓ પોતાના ખબરચીઓ પરથીજ હિંદી પ્રજાઓનો અંદાઝ કાઢે છે તેઓ હિંદીઓ સાથે પોતાના ખબરચીઓ જેવોજ વર્તાવ દાખવે છે અને ઇચ્છે છે કે હિંદીઓ પણ તેમના ખબરચીઓ (cook) પેઠે જે તેમનાથી સંતુષ્ટ અને ખુશ રહે હવે હિંદુસ્તાનીઓની અવળાઈ અને અકૃતજ્ઞતાનો શો ઉપાય કે તેઓ કોઈ પણ સંજોગમાં સંતુષ્ટ દેખાતા નથી ગાળ કે બક્ષિશ, કશાયથી તેમનેસાંત્વન થતું નથી

હોટલનો મેનેજર હતો એક કાશ્મીરી મુસલમાન, નામ હતું અહદજુ દુબળો પાતળો બી એ પાસ, હંમેશાં નિરાશા તરવરી રહેતી નયનોમાં તે બધા સ્વપ્નાઓની ઝંખના જે અધુરાં હતાં ચાલિસ રૂપીયાનો પગાર હોટલનો માલિક અલીજુ હતો જેણે ઘણીજ મુશ્કેલીથી જંગલના લાકડાં ચોરીને એ હોટલ બનાવી હતી પોતે ચોર એટલે પોતાના મેનેજરને પણ ચોર સમજતો દરરોજ અચૂકપણે હોટલનો હિસાબ કિતાબ ખૂબ ઝીણવટથી તપાસતો મધ અને માખણ તો પોતાના હાથેજ વેચતો છતાંય સંતોષ ન થતો વધુ ચપટી દેખરેખ રાખવા માટે એક શીખ જવાનને પણ નોકરીએ રાખ્યો હતો આમ પાકિસ્તાન અને શીખીસ્તાન એક બીજાની સમીપ રહેવા છતાંય પરસ્પર શંકા અને અવિશ્વાસની દૃષ્ટિએ જોવા લાગ્યા. અવિશ્વાસમાંથી શંકા ઉદભવી અને એમાંથી અપ્રમાણિકતાનો જન્મ થયો સંગ અને સીધી વાતોમાં પણ બનાવટની ગંધ આવવા લાગી આંખોની નિર્દોષતા અને સૌંદર્યતાએ વિદાય લીધી પરિણામ એ આવ્યું કે હોટલની તમામ વ્યવસ્થા મુખ્ય ખબરચીના હાથમાં ચાલી ગઈ હિંદુસ્તાનના રાજદ્વારી ઇતિહાસનું પુનરાવર્તન 'ફ્રિંટોસ'માં પણ થયું

મુખ્ય ખબરચીના હોઠ પર હંમેશાં હાસ્ય ફરકી રહેતું વિશેષત બક્ષિશ સ્વિકારતી વેળા તો એની સ્થિતિ જોવા જેવી થતી એ સમયે મને વજન જોવાનું તે કળવાનું યંત્ર સાંભરી આવે છે જેમાં એક આનો નાખતા વીજળી વેગે ખટ દઈને એક ટીકીટ બહાર નીકળી આવે, જેમાં તમારૂં વજન લખેલું હોય છે બરાબર એજ દશા મુખ્ય ખબરચીની હતી આ તરફ તમે ભેટ એના હાથમાં મૂકી કે તત્ક્ષણ એની દંતાવલી નજરે પડવાની, આહ ! કેટલી ત્વરાથી એ દંતાવલી ઉઘડતી વિજળી જેટલા વેગથી તો તે વજન જોવાનું યંત્ર પણ કામ નહોતું કરતું જેઓ એમ કહે છે કે યંત્ર મનુષ્ય કરતા વધુ વેગવાન છે તેમણે 'ફ્રિંટોસ'ના મુખ્ય ખબરચીને એકવાર જોવો જોઈએ

'ફ્રિંટોસ'ના એક ભિસ્તીનું નામ અબ્દુલાહ હતું અબ્દુલાહ એક જડ કાશ્મીરી હતો કદરૂપો રંગધડા વગ ની ચાલ, આંખોની આસપાસ કાળા ધબ્બા, ગાલોપર શીળીના ડાઘા આગળના દાંતો પડી ગએલા, વય સાઠ વર્ષથી વધારે હશે અબ્દુલાહનો એક પુત્ર હતો. જેના બાપે અનાથ જેવો લાગતો હતો અગિયાર બાર વર્ષની વય, હાથ પગ પાતળા ગંદા, ઘુંટણ સુધીની ઇજાર કમીસની બાંયો ફાટેલી, કમળની જેમ ચમકતી મોટી મોટી આંખો નિર્દોષતા મુખ પરથી ટપકતી હતી, વયેના અસ્તવ્યસ્ત વાળ, એક નિર્દો

# રાંદેર : મુસ્લિમ–શાદી, અને જન્મ–મરણ.

## શાદી

૨૬–૧–૪૪ અબ્દુર્રહેમાન હુસેનશાહ કમાલ શાહ–નુરબીબી કાનુશાહ સુલતાનશાહ

૨૩–૧–૪૪ કાસિમ ગુલામહુસેન હાસીયા–રૂકૈ બાબીબી કાસિમ અહમદ ઓલીયા

૨૭ ૧–૪૪ અબ્દુલ્લાહખાન ઉમરખાન કાસીમ ખાન–હમીદાબેગમ શીરીનખાન ગુલઝારખાન

## જન્મ

૧–૧–૪૪ મોહમદ અબ્દુલગફુર–છોકરો ગુલામ હુસેન

૨–૧–૪૪ ઇસ્માઇલ હાસમ જીવા–છોકરી મહેરુન્નીસા

૩–૧–૪૪ ઇસમાઇલ અહમદ પીપરડી–છોકરી રસુલબીબી

૬–૧–૪૪ હબીબખા ગુલાબખા–છોકરો નુરખા

૮–૧–૪૪ શકુર કાસમ–છોકરો ગુલામહુસેન

૧૧–૧–૪૪ મોહમદખાન હીંમતખાન–છોકરી મરીયમબીબી

૧૬–૧–૪૪ યુસુફ અહમદ અશરફ–છોકરી હવાબીબી

૧૮–૧–૪૪ ઇબ્રાહીમ મોહમદ પેઢીવાના–છોકરી હાજરાબીબી

૨૦–૧–૪૪ શેખ અહમદ મોહમદ અશરફ–છોકરી તાહેરાબીબી

૨૫–૧–૪૪ ગુલામહુસેન યુસુફ મુરાદ–છોકરો અહમદ

૨૬–૧–૪૪ રહીમખાન હાસમખાન–છોકરો હુસેનખાન

૨૮–૧–૪૪ સૈયદહસન મોહમદહસન–છોકરી અમીનાબીબી

૩૧–૧–૪૪ યુસુફ હુસેન સગસાના–છોકરી રહીમાબીબી

૩૧–૧–૪૪ અહમદ ઇસમાઇલ સાદક–છોકરો કાસમ

## મરણ

૧–૧–૪૪ મરીયમબીબી કાઝી રસુલની છોકરી ઉ વ ૬૦

૨–૧–૪૪ અહમદ યુસુફ છાનીયા ઉ વ ૬૦

૫–૧–૪૪ આસાબીબી અબ્દુલની છોકરી ઉ વ ૨૬

૭–૧–૪૪ ગુલામ મોહમદ અહમદ નાખુદા ભરૂચા ઉ વ ૫૦

૧૦–૧–૪૪ યાસીનખા ગુલઝારખા ઉ વ ૭૫

૧૨–૧–૪૪ અમીનાબીબી તે મોહમદ મુસાજી ભામની છોકરી ઉ વ ૧૭

૧૩–૧–૪૪ અમીનાબીબી અહમદ ગુ મો ડુપલી ઉ મા ૧૧

૧૩–૧–૪૪ સૈયદ હસન સૈયદ અબ્દુલ્લા ઉ વ ૪૭

૧૮–૧–૪૪ આસાબીબી તે શેખ રહીમ ગુલામ મામલતદારની છોકરી ઉ વ ૩૦

૨૧–૧–૪૪ હલીમાબીબી તે હાસમ મોહમદ આજમ ઇસમાઇલની પાલક છોકરી ઉ વ ૨૦

૨૨–૧–૪૪ મરીયમબીબી અહમદ હજામ ઉ વ ૮૬

૨૫–૧–૪૪ ઇસમાઇલ દાઉદ બોરડીનાના ઉ વ ૩૫

૨૭–૧–૪૪ હવાબીબી તે ઇસમાઇલ મોહમદ આજમ ઇસમાઇલની છોકરી ઉ વ ૧૬

૨૮–૧–૪૪ ફાતમાબીબી હુસેનખાં ઉ વ ૪૫

૨૯–૧–૪૪ મોહમદ અલી મનસુર ઉ વ ૩૩

*Printed by Maganlal Mangaldas Patel,* at The 'Gangotri' Printing Press
*Kanpith, Khand Bazar,* Surat

*Published by Azam Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahitya karyalaya
*Tower Road,* Surat



પુ. ૫ અંક ૭મો

# આખરી પૈગામધારી છે

જગતમા પૂજવા લાયક ફક્ત તે ઝાતે બારી છે,
મુહમ્મદ જેવા જેના આખરી પૈગામધારી છે
પ્રાણ અર્પણ કરે જે હઝરતે 'અબૂબક્ર'ના નામે,
'સદાકત'નો તે ચાહક છે, સદાકત તેને પ્યારી છે
નથી સદ્‌ભાવ જેના દિલમા કંઈ હઝરત 'ઉમર' પ્રત્યે,
નિરખતા ન્યાય દ્રષ્ટિએ તે અન્યાય કારી છે
જનાબે સૈયદે ઉસ્માનનો છે પ્રેમ જે દિલમા
તો તેના માટે નિર્વિત મમારે અસારી છે
'અલી'ને મુર્તઝાને જે નહીં મુશ્કિલકુશા માને,
સરળ કામો પણ તેના માટે આ દુન્યામા ભારી છે
'નિયાઝ' આ કરતા વ્હારી ખુશનસીબી બીજી શું હોએ,
રસૂલુલ્લાહની ઉમ્મતમા છે, ને ચાર યારી છે

યુ. ટી. નિયાઝ [મર્હૂમ]

ઇ
સ્લા
મી
શિ
ક્ષ
ણ

## કુર્આન

### અલ્લાહ તઆલાનુ ફરમાન

તુ એવા માણસ તરફ લક્ષ ન આપ જે અમારી યાદથી મ્હો ફેરવે અને માત્ર દુન્યાની જીંદગીજ ચાહતો હોય બસ એટલા (જગત જીવન) સુધીજ તેમનું જ્ઞાન પહોચ્યુ બેશક તારો પરવરદિગારજ તેને ખૂબ જાણે છે જે તેના માર્ગથી ભમ્યો અને તેજ પણ ખૂબ જાણે છે જે સીધા માર્ગે આવ્યો (કુર્આન)

* * *

અને મૂસાના કિસ્સામા નિશાની છે જ્યારે અમે તેને ફિર-ઔનની પાસે સ્પષ્ટ નિશાની સહિત મોકલ્યો તો તેણે પોતાની સત્તાના કારણે મ્હો ફેરવ્યુ અને બોલ્યો એ તો જાદૂગર અથવા પાગલ છે ફરી અમે તેને તેના લશ્કરો સહિત પકડી લીધો ફરી તેમને (રાતા) સમુદ્રમા ફેકી દીધા તેણે ઠપકાને પાત્રજ કામ કર્યું હતુ (કુર્આન)

* * * *

અને આદ (કોમની હલાકી)મા નિશાની છે જ્યારે કે અમે તેમના ઉપર તદ્દન ખાલી હવા મોકલી તે હવા જે વસ્તુ પર પહોચી તેને એવી ન છોડી કે તેને ભુકા માફક કરી નાખી ન હોય અને સમૂદ (કોમના નાશ)મા નિશાની છે જ્યારે તેમને કહેવામા આવ્યુ કે અમુક વખત સુધી ફાયદો ઉઠાવી લો ફરી તેમણે પોતાના પરવરદિગારના હુકમ મ્હામે અહંકાર કર્યો તો તેમને ભયંકર અવાજે પકડી લીધા અને તે જોતા રહી ગયા ફરી તેઓ ન ઉઠવાની શકિત રાખતા અને ન મુકાબલો કરી શકતા હતા (કુર્આન)

સંપાદક -મૌ० અબ્દુરહીમ—

## હદીસ



રસૂલુલ્લાહ (સલ૦)નું ફરમાન

રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે–'એવી ચીજ જેના વડે અલ્લાહ ગુનાહોને મટાડે અને પદ્વીઓ વધારે તે શું હું તમને નહિ બતાઉં ?' સહાબાએ અરજ કરી –'યા રસૂલુલ્લાહ જરૂર બતાવશો' આપે ફરમાવ્યું કે કઠણ વખતોમાં પુરૂ વુઝુ કરવું, મસ્જીદ તરફ ઘણી આવજા કરવી અને એક નમાઝ પછી બીજા વખતની નમાઝની વાટ જોવી તો ખરેખર આજ ઉમદા રેબાત (ઇસ્લામી છાવણીની સંભાળ) છે (મુસ્લિમ)

× × × ×

રસૂલુલ્લાહ સલ૦એ (એક સહાબીને) ફરમાવ્યું કે શું મને ખબર નથી, કે તું રોઝો રાખ્યા કરે છે અને ઇફ્તાર કરતો નથી અને આખી રાત નમાઝ પઢયા કરે છે? તો તું એવું નહિ કર કારણ કે તારી આંખોનો પણ હક છે અને જાનનો પણ હક છે અને તારી પત્નીનો પણ હક છે માટે રોઝા રાખ અને કદી ન રાખ રાત્રે નમાઝ પઢ અને ઉંઘ પણ અને દર દશ દિવસમાં એક રોઝો રાખ અને તને તે દિન સિવાય નવ દિનનો વધુ સવાબ મળશે (સહીહૈન)

× × × ×

રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે કુર્આન (મોઢે યાદ રાખવા) નું ઉદાહરણ બાંધેલા ઉંટ સમાન છે જો તેનો માલિક તેને બાંધી રાખશે તો તે રોકાયલું રહેશે પણ જો તે તેને રસ્સીથી છોડશે તો તે જતું રહેશે (સહીહૈન)

—સાદિક સા૦ રાંદેરી

# આવાઝકી દુન્યા

સભળાવનાર 'બેપર'

નવું બજેટ આવ્યું છે, પણ તે નવી વહુની જેમ શરમાતું, લજાતું, ઘુંઘટ તાણીને ડરતું ડરતું આવ્યું નથી! ખખડેલી ઘરડી સાસુની જેમ ધૂમધડાકા કરતું આવ્યું છે જેના આગમનથી સારોય દેશ ખળભળી ઊઠ્યો છે ને વડી ધારાસભામા પણ અનેક વિરોધી સૂરો વહેતા થયા છે હિંદ દેશ ગરીબ હોય તેની સાથે, એટલે કે હિંદની ગરીબી સાથે હિંદી નાણાંમત્રીને જરાય લેવાદેવા નથી તેને તો ખોટનો ખાડો પુરો કરવા એકજ અને અનેક રામબાણ અજમાવ્યેજ છુટકો ને? કરવેરા વધારી બજેટનો ખાડો પુરો કર્યો છે ગરજ વિનાની 'ગધેડી જેવી હિંદી જનતા એ ભાર વહન કરશે કે અધ રસ્તેજ બેસી જશે તેના વિચાર કરવાની કોઇને ફુરસદ નથી? હિંદ રક્ષણને માટે નાણા તો જોઇએ જ ને? વડી ધારાસભાના સભ્યોને તો કકળાટ કરવાની આદત છે તે કર્યા કરશે! પેપરોને તો ગમે તે રીતે પોતાના પાના ભરવા છે તે ભર્યા કરશે! બસ લોકો પેટે પાટા બાંધીને પણ નાણા આપવા બધાએલા છે! જનતારૂપિ શ્વાનના ભસવાથી નાણા મત્રીનો હાથી કઈ થભી જવાનો નથી? આપણા ઉદ્યોગવાદીઓ અને મૂડીવાદીઓએ પેલી પદર વર્ષની અમન્ચેની યોજના બહાર પાડી છે એથી જણાતુ હશે કે હિંદ કઈ કંગાલ દેશ નથી એ તો કંગાલીયતના ઢોંગ કરે છે અને તેથી આખો ભીંચીને નવો કરનો ભાર લાદી દેવામા એમણે ડહાપણજ કર્યું હશે ને? નાણા મત્રી તો વાસ જેવોજ હોય! પવનનો ઝપાટો લાગતાં વાસ નમી જાય ને પાછો પવન ચાલી જતા પૂર્વવત ઉભો રહે વિરોધના વટોળ સામે નમી જઇને પણ એ વાસની જેમ ઉભોને ઉભો રહેશે ને વિધિના લેખની જેમ બજેટ કાયમજ રહેશે પછી ધારાસભાને જોઇએ તો આનરમગ પાસ કરે નહિતર બાપની મોચી સાહીને કબૂલ કર્યેજ છુટકો છે! ભલે પાન ખાનાર સોપારીના ટુકડાને બદલે આમલીના ચીચુડા કે ખજુરના ઠળીયાથી કામ ચલાવે! બીડી પીનારા જરા ઓછી પીતા થાય ને મોજશોખને તિલાંજલી આપે પણ પેલા મરણવેરાનું શું? જેઓ બિચારા ધર્માદા કફનથી દફન થતા હશે તેનો વેરો કોણ ભરશે? હવે આટલા વેરા નાખ્યા છે તો પછી જન્મ વેરો વિધુર વેરો વાંઝીયાવેરો વાંઢાવેરો શા માટે બાકી રખાયો હશે?

●

રેલ્વેના બજેટે પણ નફા પર જપ્તી જેવું કર્યું છે! રેલ્વેએ ૪૫ કરોડનો નફો કરવા છતા રેલ્વે સભ્ય ૧૦ કરોડનો વધારો કરવા ૨૫ ટકા ભાડામા વધારો લાવ્યા છે કહે છે કે લોકો મુસાફરી ઓછી કરે એ માટેજ જાણે એ વધારાનો દડ નખાયો છે! લ્યો જાણે થર્ડ ક્લાસની દસ-દસ માણસની સીટમા ૪૦-૪૦ માણસ સમાય છે તે મોજશોખની ખાતર

બલ્ગેરીયા જુદી સનાદ કરી લેશે એમ પણ જોરશોરથી સંભળાય છે તો સ્પેન અને તૂર્કી તટસ્થતાના નાણા તાણીને બાંધી રહ્યા છે! યુરોપના મોરચાની આમ બાબત છે ત્યારે આપણો હિન્દુસ્તાનનો સડેલી જુગાર અને જનનો મોરચો વિસ્તરતોજ જાય છે!

●

ધાનમનાઓમા અને છાપાઓમા ચારેગમ હાકોટા પડી રહ્યા છે કે માપમધી દાખલ થઈ છે પણ હજી થાપમથી થઇ નથી! કાળા બજારોના જોગ હજી ઘટયા નથી તંત્રમા ક્યા ખામી છે? તે હજુ રોશન થયુ નથી સરકારી ભંડારોમા શી રીતે અનાજ સાચવી રાખવુ તે ડીગ્રીવારી અમલદારો કરતા ખેડૂતોજ સારી રીતે જાણી શકે ઘણી જગ્યાએ સરકારે સગ્રહેલુ અનાજ ખવાઇ જવાનુ કારણ એજ છે કે આવનારા મભાળનાર માનવીઓની ખોટ છે કાગળના પત્રકોમા પાના પૂરનાર કારકૂનોનુ એ કામ નથી! કુભારા પાસેથી હજામોનુ અને હજામો પાસેથી દરજીનુ કામ શી રીતે લઈ શકાય? એક તરફથી જેમ બને તેમ ઓછુ ખાઓનો ઘોષ થાય છે તો બીજી બાજુથી વસ્તીનો ફુગાવો થઈ રહ્યો છે! ચલણના ફુગાવા કરતા કોઈ રીતે વસ્તીનો ફુગાવો ઓછો ઉતરે એમ નથી! મોજમજાહના દર વધ્યા છતા સીને પ્રેક્ષકોનો ફુગાવો વધતાની સાથે સીને અભિનેત્રિઓના ચાહકોનોય ફુગાવો વધતોજ ચા યો છે! અને સીને અભિનેત્રિઓના પ્રેમીઓની સખ્યામા જેમ જેમ વધુ ફુગાવો થાય તેમ તેમ તે અભિનેત્રિઓના પગારના આંકડામાય ફુગાવો કરવાની પ્રોડ્યુસરોને પ્રત્યક્ષ કે પરોક્ષ ફરજ પડે છે! બીજી બાજુ કાગળની અછત હોવા છતા સીનેમાના ફરફરીયામા ફુગાવો આ યો છે! ગ્રાહકોની સખ્યા આગળીને વેઢે બને ગણી શકાય એટલી હોય છતા સીનેમાની જાહેરાત પર એ પોતાના ફુગાવાને ટકાવી નાખવાની મહેનત કરે છે! આમ એક તરફ દરેક વસ્તુની અછત વરતાતી જાય છે તો બીજી બાજુ ફુગાવો થતો જાય છે, પછી એ મેળ શી રીતે મળશે?

●

કેળવણીમા તો કદાચ નહિ પણ બીજી બાબતોમા તો દેખાદેખી મુસલમાનો પણ ખૂબ આગળ વધી ગયા છે રેસ જુગારને નાચ-સીનેમાના મુસલમાન યુવકો તો સ્વીયા હતાજ પણ હવે તો પર્દાનશીન માનુઓ પણ સીનેમા જોવામા ઉલટભેર ભાગ લઇ રહી છે 'ઝનાના શો' એનો સ્પષ્ટ પુરાવો છે એ બુરખાઓનો પર્દો દૂર કરવામા આવે તો એની નીચે નરીજ સીનેમાની નકલ દેખાશે એક એક બાનુ જાણે એક્ટ્રેસની હરીફાઇ કરતી દેખાશે દેખાદેખી દરેક બાબતમા મુસ્લિમ સ્ત્રીઓ સારા-નરસાનો વિચાર કર્યા વગર ધપી રહી છે! હવે રઈસકી બાઈસિધ કૌમોના ખાનદાન ઘરોમા ફુસેની નૃત્યોની કળા મુસલમાનોના ઘરમા ન ઘુસે તેની તકેદારી નાખવી રહી! બાકી ખાનદાની ઘરની વહુ-દીકરીઓ સીનેમામા કામ કરતી થઇ ગઈ છે આ સુધારો મુસલમાનોને ધાર્મીક કુતરા જેવા ધરના અને ઘાટનાય નહિ રહેવા દે માટે મુસલમાનો આખો મીંચીને આગળ ધપવાને બદલે ૧૩૬૦ વરસ પાછળ હટી જાય અને ઇસ્લામના તે મહાન માર્ગદર્શકે ચીંધેલા માર્ગેજ પ્રયાણ કરે! આવુ અરજ ચાલવાથી દીન અને દુન્યામાથી ગબડી જવાશે આજના ગીનીગીયા સુધારા કરતા તો મનના કુધારાજ સારા હતા ખુદા મુસલમાનોને પોતાનો ભૂલેલો પથ ગ્રહણ કરવા પાછળ હટવાની તૌફિક અતા કરે!

●



મૌલાના અહમદ અશરફ કાદરી

સવાલ-એક ગૈર સૈયદ કોઈ સૈયદની છોકરી સાથે નિકાહ કરી શકે છે? અને જો કરી શકે તો ઔલાદ થાય તે સૈયદ કહેવાશે કે નહિ?

જવાબ-સૈયદેહ ઔરત સાથે ગૈર સૈયદ મદના નિકાહ જાઇઝ છે હઝરત ઉસ્માન ગની (રદી૦) સાથે હઝરત (સન૦)ની બે દીકરીના એક પછી એક નિકાહ થયા હતા અને હઝરત ઉસ્માન સૈયદ ન હતા તેમજ હઝરત ફાતેમહ (રદી૦)ના નિકાહ હઝરત અલી (રદી૦) સાથે થયા હતા અને હઝરત અલી સૈયદ ન હતા પરંતુ હઝરત ફાતેમહની ઔલાદ સૈયદ કહેવાએ બીજાઓની ઔલા માને લીધે સૈયદ કહેવાશે નહિ કારણ કે નસબની નિસ્બત બાપના તરફ થાય છે

સવાલ-સોના અને ચાંદીની તાવીજ પહેરવી જાઇઝ છે?

જવાબ—સોના ચાંદીની તાવીઝ મર્દો અને ઔરતો માટે જાઇઝ નથી જેમકે સોના ચાંદીના વાસણ મર્દો અને ઔરતો માટે હરામ છે ઔરતો માટે સોના ચાંદીના ઝેવર પહેરવા દુરસ્ત છે પરંતુ તાવીઝ ઝેવરમા દાખલ નથી બ કે વાસણની માફક છે

સવાલ-જે ઔરત ધણીના ગુજરી જવાથી ઇદ્દતમા બેઠી હોય તો મકાનના ચોકમા ઘરના અંદર નીકળી શકે કે નહિ? મશહૂર આ વાત છે કે આસમાન દેખાવુ ન જોઇએ

જવાબ-ઇદ્દતવાળી ઔરત ઘરની અંદર ચોકમા નીકળી શકે છે આસમાન ન દેખાવુ જોઇએ આ વાત માતબર નથી

સવાલ-એક મેદાનમા જનાઝાની નમાઝ પઢવામા આવે છે અને ત્યા સામે કેટલીક કબરો નજરે પડે છે કોઈ તરેહની આડ નથી

જવાબ-નમાઝે જનાઝહ પઢતી વેળા સામે કબર મૌજૂદ હોય તો કંઈ વાંધો નથી જનાઝહની નમાઝ પઢવી જાઇઝ છે કારણ કે મૈયતનો જનાઝો સામેજ રહે છે અને વળી જો મયતને વગર જનાઝહની નમાઝે દફન કરવામા આવ્યુ હોય તો ત્રીજા દીવસ સુધી નમાઝ પઢવાનો હુકમ છે અને કબ્ર પર હઝરતે (સન૦) જનાઝહની નમાઝ પઢી છે બેશક બીજી નમાઝો આડ વગર કબ્ર તરફ પઢવી મના છે કારણ કે ગૈર અલ્લાહની ઇબાદતની મુશાબેહત થાય છે

સવાલ-હનફી મઝહબમા બદનને ક્યાથી ક્યા સુધી ઢાકવાથી નમાઝ સહી થાય છે અડધી આસ્તીનનુ ખમીસ પહેરવાથી નમાઝ નથી થતી? અને વગર ટોપીએ માથુ ખુ ન રાખી નમાઝ પઢી શકાય કે?

જવાબ-દૂંટીથી ગુઠણની નીચે સુધી નમાઝમા ઢાંકવુ ઝરૂરી છે નમાઝમા હાથની કોણીયો ખુલ્લી રહેશે તો નમાઝ મકરૂહ તહરીમી થશે ખુલ્લે માથે (ટોપી વિના) નમાઝ મકરૂહ થાય છે નમાઝની હાલતમા અગર ટોપી નીકળી જાય તો એક હાથ ઉચકી પહેરી શકતો હોય તો પહેરી લે

સવાલ-હનફી મઝહબ મુજબ નિકાહની મેહર આપ્યા બાદજ ઔરતને હાથ લગાડી શકાય કે?

જવાબ મેહર ઉધાર પણ રાખી શકાય છે પરતુ ઉધાર રાખવા ઔરત મજુર કરે નહિ અને રોકડ માગે તો મેહરના રોકડ નાણા અદા કરવા ઝરૂરી છે અને એવી સૂરતમા ઔરત હાથ લગાડવા ના પાડી શકે છે

# પોઠ




ડૉ. જૉન્સનને કોઇએ પૂછ્યુ કે "સ્કૉટલાંડવાળાઓ જ્યારે અકળાય છે ત્યારે કયો માર્ગ લે છે? ડૉક્ટરે જવાબ વાળ્યો કે "તેજ માર્ગ, જે તેમને લડન પહોચાડતો હોય'

પણ એ તો લડાઈ પહેલાની વાત છે અત્યારે ત્યા એવુ બનતુ હશે કે કેમ તે એક સવાલ છે અને એ સવાલનો જવાબ રૂટર સિવાય બીજા કોઇથી આપી શકાય તેમ નથી પણ અમને રૂટરના જવાબની જરા પણ જરૂર નથી કેમકે અમારે ત્યા કામનો જવાબ કામ કરી બતાવીને અપાઇ રહ્યો છે કિવા સ્કૉટલાંડવાસીઓથી હાલ જે નથી બનતુ તે અમે હિન્દમાં કરવા માડયુ છે ફેર એટલોજ કે તેઓ લડનનો માર્ગ લેતા હતા અને અમે મુબઇનો રસ્તો પકડીએ છીએ અરે ભૂલ્યો રસ્તો નહિ પણ ટ્રેન પકડીએ છીએ મતલબ એ કે, આજે સૌ કોઇએ મુબઈ જવા માડયુ છે ચોતરફથી લોકોએ મુબઈ પર ધસારો કરવા માડયો છે "ક્યા ચાલ્યા?' એક, બે, ત્રણ ને ચોથી આસામી તો જરૂર મુબઇ ઉપડનારીજ નીકળવાની અને ટ્રેનમા ખરૂ પૂછો તો રૂઆબ પણ મુબઈ જનારનોજ પડે છે બને તે પછી મુબઈ જનાર હરીઓ ભગી કેમ ન હોય!

લોકો મુબઈ શા માટે જાય છે એ વિષે હુ એટલુજ જાણુ છુ કે કઇજ જાણતો નથી છતાએ તમે મારે મોઢે કઇ કહેવડાવવાનાજ માગતા હોવ તો મારે કહેવુજ રહ્યુ કે 'બસ જાય છે' જુઓ પેલા ભાઈ છે ને તે એટલા માટે જાય છે કે મુબઇથી કોઇ સારૂ માસિકજ નીકળતુ નથી તેથી તેઓ ત્યા જઇને નવી શ્રેણીનુ, નવુજ માસિક કાઢશે! અને પેલા બીજા ભાઈ નવુ સીનેમા અઠવાડીક કાઢવાની વેતરણમા જાય છે! પેલા ત્રીજા છે તે ફિલ્મમા નવી ઢબના ગીતો આપવા સારૂ જાય છે અને પેલા ચોથા છે તે નવી ફિલ્મ કપની કાઢવા સારૂ ઉપડયા છે પેલા ભાઇ યુનીવર્સીટિમા ભણવા અને પેલા છે તે એ આર પી મા જોડાવા અને તેમના સાથીદાર છે તે રેડીઓ પર ગાવા જાય છે અને આતો એકજ દિશાની વાત થઇ બાકી તો ચારે દિશાથી મુબઈ ઉપર હુમલા ચાલુ છે રાત અને દિવસ આ હુમલાખોરોની પલટણ મુબઈ તરફ વધતીજ જાય છે અને મુબઈમા પહોચી ચૂકેલા એ હુમલાખોરો ઉપરાત હજીય ઘણાય એવા છે કે જે મુબઈ તરફનુ મોઢુ કરીનેજ સૂએ છે અને એ બધાય જઇને મુબઇમા તેજ કામ કરવાના સ્વપ્નાવાળા છે જેને નવીન કહેવાય જેમા નવીનતા હોય, અને આ બધુ હોવા છતા કશીએ નવીનતા મુબઇ અનુભવતુ નથી છતા હુમલો જારી છે બગાળથી દક્ષિણથી ગુજરાતથી, કાઠીઆવાડથી દિલ્હીથી અને પજાબથી હુમલાખોરો મુબઈ પર ધસી રહ્યા છે મુબઇમા આવીને મુબઇની વચ્ચોવચ્ચ સ્થાન જમાવે છે સરકારનુ સરક્ષણ ખાતુ સજાગ છે તે આ બધુ જુએ છે છતા ચલાવી લે છે કોણ જાણે કેમ? હુમલાખોરોને કોઈ રોકતુજ નથી પણ આવુ લખીને તો હુ પોતેજ મુબઈ પર હુમલો કરી રહ્યો છુ ના, મારે મુબઈ જવુ નથી 'મુબઇગરા થવુ નથી

× × ×

પેપરોમા એક નવી જાતની જાહેર ખબર જોવામા આવી એક હિન્દુ અને એક મુસ્લિમ

પરસ્પર હાથ મેળવીને મોઢું પણ મેળવી રહ્યા છે એવું ચિત્ર છે અને તેની નીચે લખેલું છે કે

**"મહાદેવ અને મહમદે હાથ મીલાવ્યા અને ચુંબન કર્યાં 'ઘરની રાણી' માટે."**

હાથ મીલાવ્યા એ તો જાણે ઠીક થયું પણ "ચુંબન કર્યાં" એ શું? છી છી છી પુરૂષો પણ એક બીજાને ચુંબન કરવા લાગ્યા કે શું? અને તે પણ દાઢીવાળો, ચોટલીવાળાને ચુમે? અને ચોટલીવાળો દાઢીવાળાને? હે સાન ફ્રાંસ્કર! હે સુકરજી, ક્યાં છો તમે? આ શું થઈ રહ્યું છે? આબકઠેકની જુદી ચાહ, અને જુદા પાણી! ક્યાં છો તમે? ખૈર એ વાતો જવા દો એ બધું અસંભવિત છે અને છેજ જનાબ જવા દો પરંતુ પ્રશ્ન એ થાય છે કે જેઓ ઘર કિંવા વતન કિંવા દેશ માટે હાથ નથી મીલાવતા તે 'ઘરની રાણી' માટે આટલે દરજ્જે કેમ જાય? અવાસ્તવિકપણાની પણ હદ ઓળંગી ગઈ છે એ કલ્પના! અને તે 'ઘરની રાણી' પણ શું છે? એક પુસ્તક અને પુસ્તક માટે આટલું બધું? કાં તો તે એ રાણીઓ માટે તલ્વારો ખેંચતા હતા, તે શું થયું? અને એ બધુંય હોવા છતાં મહાદેવની પત્નિજ એ 'ઘરની રાણી'ને આવકારે તો આવકાર, કેમકે તે 'રાણી' હિન્દુ છે મહમદની બીબી તો એ શોક્યનું સાન ઘરમાં પેસવાજ નહિ દે, કેમકે તેને રાણી થવું નથી અને તે ઘણું કરીને એટલું ભણીજ શા માટે હોય કે ઘરની રાણીને જોવું પડે? ચિત્રકારને આ નવીનતા બદલ ધન્યવાદ આપીએ છીએ

× × ×

"જે ભાવ, જે પ્રેરક ભાવના, જે અંતરનું દર્દ છન્દો બદ્ધ કવિતાઓમાં નથી ઉતર્યું તે આ ગઝલોમાં ઉતર્યું છે અને એજ ગઝલની શક્તિ બતાવે છે"

(જન્મભૂમિ)

ગઝલની શક્તિનો આ સ્વિકાર ગઝલકારોમાં નવું જોમ રેડશે એની ખાતરી સાથે હું આ મોડી મોડી 'દાદ' દેવા બદલ 'દાદ' દેનારનો આભાર માનું છું છન્દોબદ્ધ કવિતાઓથી ગઝલને જુદી પાડવું વાજબી નથી કેમકે ગઝલનો પ્રકાર નિગરો હોવા છતાં તે પણ છન્દોબદ્ધ કવિતામાંજ ગણાવી જોઇએ, અને છન્દોબદ્ધ કવિતાઓની પેઠેજ સ્થાન પામવી જોઇએ ગુર્જરગિરામાં સાસ્કૃતિક છન્દો અને ગ્રામ તથા છંદથી મુક્ત એવા સૉનેટો, અપદ્યાગદ્ય વગેરે આવકારાય અને ગઝલ શા માટે નહિ? ગઝલના ખુશ્બુમાં અને ખુશ્બૂદાર ગુલો, ગુર્જરગિરાનો પાનન તશ્કરશે કુમાશ અને સુવાસ ભરી દેશે પાવનને પ્રગટાવે નહિ ગઝલ પ્રત્યે સુગ અને બેપરવાઈ સિતમ છે સાક્ષરો અને વિવેચકો એને આવકારે, કદિએ ઉવેખે તો નહિજ એજ અભ્યર્થના

× × ×

સગવડીઆ જતા પોતાને સુખી સાહબ લેખાવતા એક મિત્રને ત્યાં મહેમાન જવાનું થયું એમની બેઠકનો ઓરડો જોવા મને બેઠકમાં આવ્યો હતો તેનું ચિત્ર કંઇક આવું હતું ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ ચારે દિશા ચાને ચારે ખુણા ઉપદેશ અને ચેતવણીના સૂત્રોથી ભરેલા હતા "ઓછું ખાવ, ઓછું ઉંઘો, હસો નહિ, વાતોમાં વખત ન ગુમાવો, નજર મહાએ નીચી રાખો, 'જગેહ છો લગાનેકી દુન્યા નહિ હય', કયામતથી ડરો, ચોરી ન કરો, મરવાની

**તૈયારી** કરો વગેરે વગેરે આ બધુ જોઇને અને વાચીને મારા તો હોશજ ઉડી ગયા નાસી જવુ કે બેસવુ તેની ગડમથલમાજ હતો કે મારા તે મિત્ર પધાર્યા ચૂપચાપ થોડી પળો વીતી પણ આગથી તો ખામોશ ન રહેવાયુ એટલે મે પૂછ્યુ "મુરબ્બી, આપે જે સૂત્રો ટાગેલા છે હુ એનો (માનવાથી ઇન્કાર કરતો નથી) પરતુ આપનો મહેમાન છુ એટલે રજા લઇનેજ કઇ કરવુ મારૂ તો હા, આપ હવે ફરમાવો કે મારે ક્યા ઉપદેશ પર પહેલ વહેલો અમલ કરવો? મારૂ ખાવાનુ બધ હસવાનુ બધ ઉચુ જોવાનુ પણ બધ આટઆટલી બધીઓમા એકજ માર્ગ મારા માટે ખુલ્લો છે અને તે "મરવાની તૈયારી કરવાનો તો ફરમાવો કઈ રીતે મરૂ? ફાસો ખાઉ યા બારીમાથી કૂદી પ ? હુ તે આપનો મહેમાન થઇને આવ્યો હુ કે કેદી તેજ સમજાતુ નથી ખુદા વાસ્તે એ બધા સૂત્રો ઉતારી લો અથવા મને દાદર ઉતરી જવાની રજા આપો એટલે પત્યુ અને હા મારા જવા પછી 'મરવાની તૈયારી કરો વાળા સૂત્રની પાસે એક બીજુ બોર્ડ ટાગીજ દેજો અને તેમા આમ લખજો કે "**મર્યા પછી કફન દફનનો બ દોબસ્ત અત્રે મફત કરવામા આવશે**" બસ અને હુ ઝટઝટ દાદર તરફ દોડયો બહાર નીકળીને ખુલ્લી હવામા ગયા પછી જીવમા જીવ આવ્યો

(આઝાદ)

મિમાર હોન (સુરત)નો મશાએરો પોતાની પાછળ ઘણી ઘણી યાદગારો મૂકી ગયો છે, ઉત્તમ વ્યવસ્થા, ઉત્તમ કાર્યો અને ઉત્તમ શ્રોતાઓ માટેજ દરેક ભાગ લેનારના દિલમા એમજ થત થઇ રહ્યુ હતુ કે એ દિન કેમ ભૂલાય? પણ ખરી મઝા તો પક્તિની ગઝલો ખતમ થતા જામી હતી 'શયદા' અને 'બેકાર' 'અમીન' અને 'જોખચક્રી' એ શ્રોતાઓને ઘડીઆળ સામે જોતા ભૂલી લીધા હતા એટલુજ નહિ તેમને મસ્તી અને ભાવનામા મસ્ત કરી દીધા હતા એકજ સૂર

મભળા યે જાવ, એક જામ ઔર નહી

પીએ જાવ અને બસ પીએ જાવ ગઝલ

સુરાના પાન પણ એ બધુ

"ના સમજવુ હોય તેને કોણ સમજાવી શકે"

## લેખકો અને કવિ મિત્રોને!

ઉગતા મિત્રોને "કારના ના સ્થાન મળતુ હોઈ ઘણાએ ઉગતા મિત્રોના લેખો અને ખાસ કરીને કાવ્યો–ગઝલોનો ઢગ આવી પડેલ છે જે પ્રગટ કરવા યોગ્ય હશે તેને યોગ્ય સમયે સ્થાન મળશેજ તાકીદે પ્રકાશન ઇચ્છતા મિત્રો કાઈ ન મોકલે એજ આ કાગળના દુકાળમા ઇચ્છવા યોગ્ય છે

—તંત્રી

# મેહફિલ

તા ૨૭-૨-૪૪ના રોજ સુરતના પ્રેસિડેન્ટ હોલમાં સુરત વિદ્યાર્થી સાહિત્ય મંડળના આશ્રયે એક શાનદાર મુશાયરો ગઝલ સમ્રાટ જનાબ 'શયદા' સાહેબના પ્રમુખસ્થાને યોજાયો હતો તે પૈકીની કેટલીક ચુંટેલી ગઝલ પંક્તિઓ રજુ કરીએ છીએ

—સંપાદક

## —: પંક્તિ :—

### "ના સમજવું હોય તેને કોણ સમજાવી શકે?"

-[ ૧ ]-

રૂપની દ્રષ્ટિ અમી વરસાદ વરસાવી શકે
જો એ જ્વાળા થાય તો બ્રહ્માંડ સળગાવી શકે
વાત સાચી આંધળાના ધ્યાનમાં આવી શકે
ના સમજવું હોય તેને કોણ સમજાવી શકે?
હું ન સમજાવી શકું કે તું ન સમજાવી શકે
શ્વાસ ચાલ્યો જાય પાછો નહીં આવી શકે
એક રજકણ જોઉં છું ને લાખ આવે છે વિચાર
ભેદ એમાં શું હશે એ કોણ સમજાવી શકે?
કોઈ મારા શ્વાસ પર કબ્જો કરે? મકદૂર શી?
મોત પણ મરજી વિના પાસે નહીં આવી શકે?
આવો આવો આંખના રસ્તે ઉતારૂ દિલમાં
છો તમે માલિક તમને કોણ અટકાવી શકે
આજ એણે જોઈ છે મદથી ભરી તીરછી નજર
હોશ ક્યાં છે હોશમાં કે હોશમાં આવી શકે?
તું મને પુછી રહ્યા છો, હું શું સમજાવી શકું?
આંખની છે વાત એને આંખ સમજાવી શકે
શબ્દ ને ઝણકો રહે છે જો કદી આવીશ મા
આંખડી કહે છે ઇશારાથી મને આવીશ કે!
તો પછી હું પારકાની આશ તે ક્યાંથી કરૂં?
આપણા થઈ આપણાને જો ન અપનાવી શકે
માનવી છે, માનવીથી શું નહીં થાશે પછી
પથ્થરો પણ પથ્થરોથી આગ પેટાવી શકે
અશ્રુના બિન્દુ વિષે શક્તિ છુપાઈ છે અજબ
આગ સળગાવી શકે છે આગ ઓલાવી શકે
યાદ રાખજે આ વાત 'શયદા' રાખજે તું ધ્યાનમાં
ખોન બધાવી શકે છે, ખોન ઢોળાવી શકે
મુંબઇ ] [ —'શયદા'

-[ ૨ ]-

યુવકો નિજ હાકથી આકાશ થથરાવી શકે,
કાળના પણ કાળને ઠોકરથી હઠાવી શકે!
ચાલતા નિજ ચરણથી ધરતીને કંપાવી શકે
દેશ કેરા ભાગ્યને પળમાં એ પલટાવી શકે!
પ્હાડ હો રસ્તા મહીં તો પ્હાડ ઉથલાવી શકે
કાલના ઇતિહાસનો એ પૃષ્ઠ ઉઠાવી શકે!
તેના સીંચી રક્તનું દીપક એ પ્રકટાવી શકે
એક નૂતન વિશ્વને એ પંથ બતલાવી શકે
જેવાઓની સાથમાં તેના થશો તો ફાવશો
ખોચીયા સમ લોકોને હરકોઈ ધમકાવી શકે!
જીવતા મુડદા સમું હા! છે ગુલામીનું જીવન
કોણ સમશાને વસીને રંગ જેનાવી શકે?
માર્ગમાં કાળા તણા ગોરા ઉભે એ રીતથી
ઊંટ જ્યમ ઉભું રહી ભેંસોને ભડકાવી શકે!
આપણે પરદેશમાં હા! કેટલું સન્માન છે?
કાયદેસર પોટલા સૌ કોઈ બંધાવી શકે!
લગ્ન વેરો જન્મ વેરો, ને મરણ વેરો છે ક્યાં?
જો હજી ધારે તો એના ટેક્ષ ઓકાવી શકે!
તંગ-દિલથી, સંગ-દિલ હું થઇ ગયો છું આખરે
માગનાવાળા મને નવ લેશ શરમાવી શકે!
બાપબંધી તો થઇ પણ થાપણબંધી ના થઈ
પાછળના દ્વારેથી નાણાં કોઈ સરકાવી શકે!
સમજુ હોયે માનવી તો સાનમાં સમજી શકે
ના સમજવું હોય તેને કોણ સમજાવી શકે?
નામ છે 'ઓંકાર' કિંતુ તું ધણો છે કામનો
તું વિના આવી સભાને કોણ ડોલાવી શકે?
શહેર ] [ —'ઓંકાર'

-[ ૩ ]-

હાડપીંજર હિંદમા જો રેશનીંગ લાવી શકે,
એમરી ત્યારેજ અગ્રેજોને ખખડાવી શકે
જોઇને દુકાળથી કંગાળ એ બગાળને,
શર્મ છે જો હિંદીઓ ના ક્રાન્તિ લાવી શકે
માનવી જેમા કે માનવતા નથી હેવાન છે,
કોણ જગના મુડીવાદોને એ સમજાવી શકે
જે ગુનાખે હોય તેઓનો ખુદા હોતો નથી,
નહિ તો ઝાલિમ શામકો ને આન તે ફાવી શકે ?
એક દીની કલ્પના ને ઉર્મીઓ શા કામની
ક્રાન્તિ લાવી શકે, આઝાદી ના લાવી શકે
હિંદમા આજે જરૂરત છે તો એક લેનીનની
જે ગુનાખોને હમેશા માટે દફનાવી શકે
ઝિંદગીમા ઝિંદગી છે કામની એ ઝીંદગી,
જે મરેલા દેશમા કઈ ઝિંદગી લાવી શકે
છે સમજનારા તો ઓછા ના સમજનારા વધુ
એ વધારે મુર્ખને ઓછા શુ સમજાવી શકે
એક તો ... માનવી ... ને ... ઝિંદગી,
ક્યાથી મુજ બહોળા વિચારો કોઈ અપનાવી શકે
શુ કહુ એ શ્વાસને જ્યા જીંદગી નિશ્વાસ છે,
શ્વાસ સમજે એટલુ બસ જઈ શકે આવી શકે
તોજ એ સમજનારાઓને ... માનુ 'અમીન'
ના સમજતુ હોય તેને જ્યારે સમજાવી શકે
સુરત ] [ -'અમીન' આઝાદ

-[ ૪ ]-

મદભરી આખોની મસ્તી મિસ જો પીરસાવી શકે
તો જીનનજર મિસ્ટર ના હોશમા આવી શકે
શેઠજી એવી ખૂબીથી લીનમા આવી શકે,
રેસ રૂપી જગમા જો ટૉમ દોડાવી શકે
આજનો યુવક ફક્ત એ વાત અપનાવી શકે,
વાત એ પશ્ચિમ તણી ઘર ઘરમા ફેલાવી શકે
એક પત્નિ પર બીજી પત્નિ ન કો' લાવી શકે,
રાજનીને કાયદો નવ લેશ અટકાવી શકે!

એતો સમજે છે છતા સમજી સમજતુ એ નથી
ના સમજતુ હોય તેને કોણ સમજાવી શકે ?
...ળ ક્રાંતિની અરે મહારાજને છે ક્યા ખબર ?
તેનમા ભક્તિ થિએટરની શુ આવી નકે ?
રહી ગઈ ખુબીમા ખૂબી એજ તો સુનક મની,
કઈ કરે ના તોય પણ પત્નિ તો તતડાવી શકે !
મર્દની મૂછો ગઈ, સ્ત્રીઓ તણા બસ ચોટના !
... પછી ના એક મરખા એ નજર આવી શકે ?
... હો બ્રહ્મચર્યના જીવન વિતાવાના પછી
ના પરણતુ હોય તેને કોણ પરણાવી શકે ?
પડે ને પોતે મરે છે જે નયનના વારથી
એના પ્રેમીઓ તે શુ તલવાર લગાવી શકે ?
ટ્રેન બધ ને પારસલ બધ, ને વળી બુકીંગ બધ
પ્રેરણા આવે તો ક્યાથી ? કઈ રીતે આવી શકે ?
સ્વાગના એ વેગમા પૈદા થઈ છે ડાકણો
કોણ એ વહેનીઓને દાબમા લાવી શકે !
'તાજ' પડતા મૂક તાના એ બધા ઉપદેશને
ના સમજતુ હોય તેને કોણ સમજાવી શકે ?
રાદેર ] [ -'તાજ'

-[ ૫ ]-

તુ જો નાચા દિલથી તારો સાદ સભળાવી શકે,
તો હુ માનુ છુ કે પત્થરને તુ પિગળાવી શકે
દર્દના દેનારને બસ પ્રશ્ન મ્હારો એજ છે,
કોણ મ્હારા દિલની બેતાબીને દફનાવી શકે ?
ભાનની સરહદ છનાગી પ્રેમ પાગલ થઈ જજે
રૂપ મર્યાદાનો જેથી અત તુ લાવી શકે
ઘોર-તીમિરતાનુ નિવારણ એજ રીતે શક્ય છે
નૂર-દીપક લઈ ફરીને કોઈ જો આવી શકે !
મુજને તેની આગતી છે એક મુદ્દતથી તલાશ
જે બુઝાતા અતરોને પળમા ચેતાવી શકે
કામના સાચેજ તારા દિલની મઝિલ થઈ જશે,
આત્મશ્રદ્ધા તુ જો તારા દિલમા જન્માવી શકે
જો સહનની હામ છે તો પાર આશા થઈ જશે,
તેજ સુખ પામી શકે જે દુખને અપનાવી શકે

તે અમીદ્રષ્ટિ મ્હને તો ક્યાંય દેખાતી નથી,
કાળની વિકાળતા જે પળમાં થભાવી શકે
આત્મબળ જેવું જગતમાં કોઈ બીજું બળ નથી,
આત્મબળથી તું જો ધારે શું ન સર્જાવી શકે?
ઠોકરો જેણે અનુભવની કદી ખાધી નથી,
તે ભલા શું જિંદગીને ખાર વિસ્માવી શકે
ચિર હથેળીમાં લઇને જે કરે છે 'સીરતી'
તેજ માનું છું નિસંદેહ સુગને પલટાવી શકે
સ્રોર ] [ –સીરતી

–[ ૬ ]–

સોગઠાં બાજી જીવનના સાથ સરખાવી શકે,
જીંદગીના મૂલ્ય તેને કોણ સમજાવી શકે?
વાત સાચી છે સમજ જો સમજમાં આવી શકે,
ના સમજવું હોય તેને કોણ સમજાવી શકે
એક એની યાદ છે મુજથી ન ભુલાતી નથી
એક તેઓ છે કે મારી યાદ ભૂલાવી શકે
એ પતંગાને કોઇ પુછે મહબ્બતની મઝા
પ્રેમનો આનંદ બીજો કોણ સમજાવી શકે?
બે-મહબ્બત જીવવું, મરવું, બધું મરણુંજ છે,
કંટકોને પુષ્પની ક્યાંથી મઝા આવી શકે
મતની જોડી નથી એ એક છે ને છે અટલ,
લાવ એની જોડ જો તું ક્યાંયથી લાવી શકે
તું ખુરો છે કે ભલો એની તને ક્યાંથી ખબર?
'મિત્ર' વિણ એ વાત તુજને કોણ સંભળાવી શકે!
મુબઇ ] [ –'મિત્ર'

–[ ૭ ]–

સાંભળીને એમ તું જો ચાર સંભળાવી શકે?
તોજ તુઝને આ જગતમાં જીવવું ફાવી શકે
પ્રગતિ માગી કદી આવી તને આવી શકે?
તો તું મારા માર્ગમાં આડે નહિ આવી શકે
જીવતા લાખો દફનમાં ને જીવન આદર્શ છે,
જે જીવન 'જીવી' જીવનો મર્મ સમજાવી શકે
હે યુવક નેતાગીરી કંઇ એમ ખાવાના નથી?
છે એ લોઢાના ચણા જે નીરલા ચાવી શકે
તુજ નજર સામે બળે તુજ ઘરને તું જોયા કરે!
દીપ સળગે ને પતંગોને ન સળગાવી શકે?
હિંદીઓ ભેગા મળી એમ તન થઈ એક મન થઇ
ફૂંક મારે તો પવન પૃથ્વીને પલટાવી શકે?
છે પરાધીનતાનું તારૂં જ્યાંસુધી તુજ સુખ પરે,
શી રીતે મનનું કથન તું ઓટપર લાવી શકે
એ મરણ ખુનસુનનું ત્યારે રંગ કંઈ લાવી શકે?
જો કફનમાં ફુલના મૈયાદ ફૂલાવી શકે
ઉતરી આકાશથી ભગવાન આવે તોયે શું?
ના સમજવું હોય તેને કોણ સમજાવી શકે
રાજ્ય છે તારૂં જગતમાં રાજવી તારા ગુલામ,
રૂપ તારી સલ્તનતને કોણ ઉથલાવી શકે
તું તો બસ ઘોળા ઉપર કાળું કરી જાણે 'ગની'
કાવ્ય તે કહેવાય જે મુઇ નામ ચમકાવી શકે
સુરત ] [ –ગની

–[ ૮ ]–

કલ્પનામાં કોઇની ના એ કદી આવી શકે,
કોણ સમજે ભેદ તારા, કોણ સમજાવી શકે?
આપના એકજ ઇશારે એમ તો સમજાવી દઉં
ના સમજવું હોય તેને કોણ સમજાવી શકે?
શર્મ આવે છે ગુનાહીને હવે તો હીંદમાં,
હિંદીઓને કોણ એની વાત સમજાવી શકે?
છે વતનનું નામ પણ બદનામ કોમીવાદથી
કોણ એ બીમારીને ભારતથી છોડાવી શકે?
નામની પરવા ન કર તારા વતનનું કામ કર
મોતની દરકાર શું? જ્યારે બને આવી શકે
તારૂં મન જીતી વતનની નાવનું સુકાન લે,
તોજ તારી નાવ સાગર પાર તું લાવી શકે
વીર તું શુરવીર તું, તદબીર તું, તકબીર તું,
તું લખેલા લેખ પણ કિસ્મતના પલટાવી શકે
મોત તારા હાથમાં તોફાન તારા સાથમાં
નિકળે એવા ઠાઠમાં તો કોણ અટકાવી શકે,
હિંદુ મુસ્લિમ એક થઇ જો હિંદમાં રહેશે 'કરીમ'
કોની તાકત છે પછી એ દેશમાં આવી શકે!
સુરત ] [ –'કરીમ'

-[ ૯ ]-

તુ યુવક છે વાત એ જો ધ્યાનમા લાવી શકે,
તોજ આ તારી વિપદનો અંત કંઈ આવી શકે
હાકથી તારી યુવક તુ ધરતી ધ્રુજાવી શકે,
તુ ગ્રહોની ગતિ પણ ગતિ આકાશે થંભાવી શકે
શૌર્ય જે તારામા છે જો એને પ્રગટાવી શકે,
વૃદ્ધની રગમા યુવકનુ જોમ તુ લાવી શકે
તુ જો ધારે તો જગતનુ તંત્ર ઉથલાવી શકે,
તુ જો ધારે તો નવી સૃષ્ટિએ સર્જાવી શકે
રોકીને બેઠા છે તારા ઉન્નતિના માર્ગ જે,
અંત એવાઓનો તો પળમાજ તુ લાવી શકે
તારી નિર્બળતાથી તુ જેને પરાધીન દેશ છે,
તુ યુવક શાનો જો એનો અંત ના લાવી શકે
ઉઠને થા તૈયાર મુક્તિ માર્ગમા દેવા બલી,
તુ નથી કંઈ કામનો જો કામ ના આવી શકે
તુજ શો નિર્માલ્ય કાં પેદા થયો મુજ દેશમા,
જે જીવન જીવતા ન જાણે તે શું જીવડાવી શકે!
સર્વ સાખી લેવાની એ ત્હારી વૃત્તિથી પરે,
તુ જો પલ્ટે તો બધાનુ ભાવી પલ્ટાવી શકે
તેજ જીવનમા જીવન છે જે કામ આવે દેશના
તેજ યુવકમા યુવક જે દેશ દીપાવી શકે
બુદ્ધિવાળાને ઇશારો કાફી છે મારો 'હબીબ'
ના સમજતુ હોય તેને કોણ સમજાવી શકે
સુરત ] [ –'મસ્ત હબીબ'

-[ ૧૦ ]-

ચેન મુજને તુજ વિના કેવી તરહ આવી શકે,
તુજ વિના મારા હૃદયને કોણ સમજાવી શકે
આંખથી અશ્રુ નિકળવાનુ કહેણ છે દુ:ખ વિના,
કોણ તારા તોડીને આકાશથી લાવી શકે
કેમ આ મારા હૃદયને હુ ન આપુ ધન્યવાદ
એજ છે જે તારી નિર્દયતાને અપનાવી શકે
ખાસડાનો માર સમજાવે તો સમજાવે કદાચ
ના સમજતુ હોય તેને કોણ સમજાવી શકે

ગત દિવસ મારૂ દિન તેની કરે છે શોધખોળ
મુજને તારા રૂપના જે રાગ સંભળાવી શકે
જાણી જોઇને બને નાદાન તેનો શો ઉપાય
ના સમજતુ હોય તેને કોણ સમજાવી શકે
એવો માણસ કોઇ 'એકસ' જગમા દેખાતો નથી
દુશ્મનોથી તેના ભોળા દિલને પલ્ટાવી શકે
સુરત ] [ –'એકસ'

-[ ૧૧ ]-

કોણ છે આ જગ મહીં જે જગને શરમાવી શકે?
ક્યાં ગયુ તે રૂપ જે પુષ્પોને શરમાવી શકે
ઝિન્દગી ગઅદા બિમારીમા ગુજારી હોય તો,
કેમ કો વિશ્વાસ તારી વાત પર લાવી શકે?
બે-સમજ હોએ તો તેને સહેલ છે સમજાવવુ
ના સમજતુ હોય તેને કોણ સમજાવી શકે?
આજ મુશ્કેલ થઇ પડી છે શાએરોને શાએરી,
ખાઇને ચોખા કકાના શુ વિચાર આવી શકે?
જાનો દિલ કુરબાન કરવાનેય હુ તૈયાર છુ,
મુજ હૃદયમા તે અગર મેહમા બની આવી શકે!
બે સમજ તુ ના સમજ મુજ દિલને નાદાન સમજ,
વાત કંઇ એવી છે જેને એ ન સમજાવી શકે?
કોઈ પણ હે 'શાદ' તુજને યાદ તો કરતો હશે,
એ સમસ કંઈ હિચકાયો પણ હિજ્રમા આવી શકે!
સુરત ] [ –'શાદ' હાસોટી

-[ ૧૨ ]-

જોઇએ શ્રીમાનને એવી હવે તો શ્રીમતી
ઘરના બદલે નૃત્યથી જે સ્ટેજ શોભાવી શકે!
લાશ આશિકની પડી છે દિલરૂબાના આંગણે
બેવફાઇમા પરંતુ કોણ દફનાવી શકે!
ખાસડા પડયા મુસોલીનીના ઉપર યુધ્ધમા
બાગમા લપ્યા તે હિટલર કયાથી પલ્ટાવી શકે!
નાસ્તામા રેડીયો પ્રોગ્રામ એવા જોઇએ,
વાસી તાજા ગપ્પાજ રૂટરના સંભળાવી શકે!
જેઓ પરદેશી રિવાજોના છે હે 'આસી' ગુલામ
તેઓ આઝાદીને કેવી રીતે અપનાવી શકે?
સુરત ] [ –'આસી'

-[ ૧૩ ]-

કામ તારા જો યુવક અંજામ એનો જો યુવક,
દર્પણે તારીજ સુરત તુજને શરમાવી શકે!
હાથ પર તુ હાથ નાખી કેમ કાયર થઇ ગયો,
તુ અગર ધારે તો જય જયકાર બોલાવી શકે!
તુ અગર શ્રીમંત છે તો સૌથી પહેલા શીખ એ,
રંકના તુટેલા હૈયા કેમ હરખાવી શકે!
તુ તજી કાળી પ્રથા થૈ જા મદદગાર રંકનો
કામ રૂડા કર લહદમા દીપ પ્રગટાવી શકે!
સુજ હૃદય ઉત્સુક હતુ પણ વ્યંગમા તેઓ વદ્યા,
ના સમજવુ હોય તેને કોણ સમજાવી શકે!
-યુસુફ ] [ નાની નરોલી

-[ ૧૪ ]-

દર્દ દે તે રૂપના જે દિલને તડપાવી શકે,
આપ મુજને તે હૃદય જે પ્રેમ અપનાવી શકે
આપ એકજ જામ જો આપી શકે સાકી તો આપ,
જે હૃદયની શાંત ઉર્મિયોને ડોલાવી શકે
હુ ગઝલ તેનેજ સમજુ છુ ગઝલ પણ તેજ છે,
જોતજોતા જે સભાને રંગમા લાવી શકે
હુ તો શુ દુન્યા બધીનુ વ્યર્થ છે સમજાવવુ,
ના સમજવુ હોય તેને કોણ સમજાવી શકે,
શી પ્રશંસા હુ કરૂ ઐ 'લાલ' તુજથી રૂપની,
રૂપ તે જોયુ છે ના શબ્દમા આવી શકે
સુરત ] [ -'લાલ'

-[ ૧૫ ]-

બે-સુરાને સુરમા હા! કોણ ગવડાવી શકે?
તાર તુટયા દિલના એને કોણ મીલાવી શકે?
તીર છુટયા નૈનના એ કોણ ચૂકાવી શકે?
દર્દ વિણ દિલને અહા! ક્યાથી મઝા આવી શકે?
રૂપિયા બોદા થયા પૈસા મહી કાણુ પડયુ!
રૂપનો ઉભી બજારે જોર અજમાવી શકે!
મોતને તુ માર પહેલા ને મરી જો તુ પછી,
તુજ શહીદી પથરોમા પ્રાણ રેલાવી શકે
સુરત ] -અજીદેવ મોલીયા ]

-[ ૧૬ ]-

અન્યોઅન્ય લીડરો વિચાર અથડાવી શકે,
માન ને મોટાઈ લેવા દેશ સળગાવી શકે,
દેશના સબંધને સાધીને સધાવી શકે,
જે ન સમજે તે અવરને કેમ સમજાવી શકે
શોધકો સાહસ કરીને શોધ દર્શાવી શકે,
પણ જીવનના ભેદ તો મર્મજ્ઞ સમજાવી શકે,
પૂર્ણ જ્યા પુરૂ થયુ ત્યા કોઈ ના ફાવી શકે,
ના સમજને કો 'રમણ' શી રીત સમજાવી શકે
સુરત ] [ -રમણ દવે

## પાદ-પુર્તિ

આવીયા આ જગ વિષે સંત પયગમ્બર ઘણા,
ને જીવનભર બોધ આપી સ્વર્ગપંથે સંચર્યા,
તોય બદમાશી અને પાપો રહ્યા દુન્યા વિષે,
ના સમજવુ હોય તેને કોણ સમજાવી શકે?
સુરત ] [ -ઇશ્વર વીમાવાળા

હિન્દુ-મુસ્લિમ કોમ બે ભારત જનેતા બેઉની,
બેઉમા વિખવાદ થાતા દુર્દૈવની વચ્ચે ઝડી,
વિનાશને અપનાવીને નીજ નાશને એ નોતરે,
ના સમજવુ હોય તેને કોણ સમજાવી શકે?
સુરત ] [ -જયમનગૌરી પાઠક

હાડપિંજર હિંદમા જ્યા ત્યા નજરે નજરે પડે,
ભાગ્ય યોગે મૃત્યુ પંથે માનવી છે આથડે,
સત્ય અહિંસા સંત સૂચન અબૂઝ ઉર સ્પર્શી શકે,
ના સમજવુ હોય તેને કોણ સમજાવી શકે?
સુરત ] [ -પદ્માવતી દેનાઇ

ચક્ષુ છતા સૂઝે નહિ અક્ષર છતા પણ આથડે,
દિવો લઈ આગળ ધરે પણ ખાઈ ના નજરે પડે,
બુદ્ધિ બને વિપરીત તો ના કોઈનું સુણવું ગમે,
ના સમજવું હોય તેને કોણ સમજાવી શકે ?
સુરત ] [ –વનલીલા ભટ્ટ

શોધું હું તુજને ખરે સાગર તરંગોની મહીં,
શોધું હું તુજને મધુરા પુષ્પો રંગોની મહીં,
તુજને કલ્પું હું કદિ બાળક રૂપે મૃદુબાળમા,
માનું હું તુજને સદા શક્તિ રૂપે મૌં પ્રાણમા
મુજ હૃદયના મથનો હું કેમ સમજાવું તને
ના સમજવું હોય તેને કોણ સમજાવી શકે ?
સુરત ] ભદ્રિકા મહેતા ]

બાપુ કહે છે હિંદને ના રાખશો અસ્પૃશ્યતા,
ભાઈ બ્હેનો છો સહુ લડશો નહિ અન્યોન્યમા
હિંદુ-મુસ્લિમ એક છો જો દેશ સહુનો એક છે
ના સમજવું હોય તેને કોણ સમજાવી શકે ?
–રજની પાઠકજી ] [ સુરત

---

# ઇસ્લામ પ્રચાર

લેખક તાજ [ શાહ ]

(ગતાંકથી ચાલુ)

**કાશ્મીર**—કાશ્મીરમાં ઇસ્લામ ચૌદમા સૈકામાં શરૂ થયો મશાનના એક બુઝુર્ગ શાહ મીરઝા ઇ સ ૧૩૧૫મા કાશ્મીરના રાજા જયદેવસીંગની નોકરીમાં જોડાયા જ્યારે રાજા દેવને એક તીમનીએ હાર આપીને પોતે રાજા બની બેઠો તો એણે શાહ મીરઝાના હાથે ઇસ્લામનો સ્વીકાર કર્યો તેના મરણ પછી દેશમાં પાછા ઝઘડા થવા લાગ્યા છેવટે ઇ સ ૧૩૪૯મા શાહ મીરઝા સાહેબ પોતે શમશુદ્દીન શાહ નામ ધારણ કરી ગાદીએ બેઠા ડેક્રીજ હિસ્ટરીના કર્તા લખે છે કે 'નવા શાહે પોતાના અખત્યારો સમજી બુઝીને અને વ્યવહારિક રીતે વાપર્યા કાશ્મીરના હિંદુ રાજાઓ ઘણા જુલમી હતા તેમની પોલીસી એજ હતી કે રૈયત પાસે ગુજરાન સિવાય કંઇ રહેવા ન પામે નવા શાહની હુકમત ઇસ્લામી નિયમો મુજબ હતી એમણે કેટલાક અનૈતિક અને અન્યાયી ટેક્ષો રદ કર્યા ને તેને વસુલ કરવાની જુલ્મી રીત બંધ કરી ને સરકારી આવક પેદાશનો ⅙ ભાગ નક્કી કર્યો.[1]

એજ સદીના અંતમાં અમીરે કબીર સૈયદ અલી હમદાની ઇરાનથી કાશ્મીર પધાર્યા આપ એક મહાન બુઝુર્ગ અને આલિમ હતા હિંદના મુસલમાનોના આત્મિક ઇતિહાસમાં એમનું સ્થાન ઘણુંજ મહત્વનું હતું આપ હિજરી ૭૧૪ના રજજબ માસની બારમી તારીખે એટલે ૨૧ અકટોબર ૧૩૧૪મા હમદાનમાં પેદા થયા હતા વરસો સુધી ઇસ્લામી દેશોમાં ફર્યા કહે વાય છે કે આપે ચૌદમા ઔલિયા અને સંતોથી મુલાકાત લીધી હતી હિજરી સન ૭૮૧ એટલે ઇ સ ૧૩૭૯ માટે આપ વતન છોડી સાતમા સૈયદોની સાથે કાશ્મીર આવ્યા હતા એ વખતે કાશ્મીરના સુલતાન કુત્બુદ્દીને આપની સાથે ઘણુ માનભર્યું વર્તન રાખ્યું હતું પોતે અને પોતાના સાથીઓએ ઘણાજ ઉત્સાહથી ઇસ્લામ પ્રચારનું કાર્ય શરૂ કર્યું આપે અનેક પુસ્તકો પણ લખ્યા છે જેવા કે 'મઝમઉલ-અહદીસ' શરહે અસમાએ હુસની' 'ઝખીરતુલ મલૂક', 'શરહે ફુસુસુલ હુકમ', 'મીરાતુલ તાએબીન' વગેરે વગેરે આપ અને આપના સાથીઓના પ્રયત્નથી કાશ્મીરમાં ઇસ્લામનો પાયો મજબુત બન્યો આપની વફાત ઇ સ ૧૩૮૪મા થઇ એ સમયે આપની ઉમર ૭૦ વરસની હતી

હઝરત સૈયદ અલી હમદાની (રેહ)ની વફાત પછી થોડાજ વરસે સુલતાન સિકંદર ગાદી પર આવ્યો એનો વઝીર સીહા ભટ હતો એનો ઉલ્લેખ કરતા કેમ્બ્રીજ હીસ્ટરીનો કર્તા લખે છે કે એ નવા ધર્મ માટે ઘણો ઉત્સાહ ધરાવતો કાશ્મીરી બ્રાહ્મણોમાં એ વખતે અણછુટકે પણ સતી થવાનો રીવાજ હતો નવા મુસ્લિમ વઝીરને એ વાત રૂચતી ન હતી જેથી

૧ "કેમ્બ્રીજ હિસ્ટરી' ભાગ બીજો પાના નંબર—૨૭૭

૨ જુઓ ઉન્માએ હિંદ આનોલ્ડે ઇ સ ૧૮૯૮મા લખ્યુ છે જો હિ ત્રી જા ૦ની લગ ભગ છે

એ પ્રથા નાબૂદ કરવા માટે એણે ઇસ્લામનો પ્રચાર કર્યો' કહેવાય છે કે સુલતાન સિકંદરના સમયમા કેટલાક મંદિરો તોડી નાખવામા આવ્યા અને હિંદુઓ સાથે સખ્તાઈ પણ થઈ સુલતાન સિકંદરની વફાત પછી ચાર વર્ષે સુલતાન ઝૈનુલ આબેદીન ગાદીએ આવ્યો જેણે સુલતાન સિકંદર અને સીહા ભટની નિતિને વેગળી મૂકી અને જે લોકો હિજરત કરી ગયા હતા તેમને પાછા તેડયા અને પોતાના ધર્મ પ્રમાણે વર્તવાની પ્રત્યેકને છૂટ આપી એટલે સુધી કે સતીના રિવાજને પણ માન્ય રાખ્યો સુલતાન ઝૈનુલ આબેદીનને કાશ્મીરનો અકબર કહેવામા આવે છે કે એની હકીકતથી એ વાત સાફ જણાય છે કે એ કામેનીયત અને નિતિમા મુગલ બાદશાહોથી પણ આગળ હતો કેમ્બ્રીજ હીસ્ટરી લખે છે કે જે લોકોએ સુલતાન સિકંદરની ધાકથી ઈસ્લામ કબુલ કર્યો હતો તેમણે ઝૈનુલ આબેદીનના સમયમા પોતાનો અસલ ધર્મ અંગીકાર કર્યો એ વાત તો સિદ્ધ છે કે સુલતાન સિકંદરના પહેલા અને સુલતાન ઝૈનુલ આબેદીન પછી કાશ્મીરમા જેટલા મુસલમાન પાદશાહ થઈ ગયા છે તે સર્વે હિંદુ મુસલમાનોને એકી નજરે નિહાળતા હતા

**ઇસ્લામ પ્રચાર**—જેવી રીતે હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમા ઇસ્લામ પ્રચાર થયો તેનુ સંક્ષિપ્ત વર્ણન અમે આગળ કરી ગયા છીએ પરંતુ કેટલાક યુરોપીયન અને અમેરિકન લેખકો કે જેઓ વેરભાવથી આલેખે છે કે 'હિંદુસ્તાનમા ઈસ્લામ પ્રચાર મુસલમાન પાદશાહોએ તલવારના જોર વડે કર્યો' ડોકટર ટાઈટસે પણ એ વાતનો ઉલ્લેખ કર્યો છે પરંતુ એમના માટે એજ જવાબ બસ છે કે દેહલી આગ્રા લખનૌ, અહમદનગર અને અમદાવાદની આજુબાજુ જ્યા વર્ષો સુધી ઇસ્લામી હુકુમત કાયમ રહી હતી આજે પણ ત્યા મુસલમાનોની વસ્તી સેંકડે ૧૦-૧૫ ટકાથી વધુ નથી જો મુસલમાન પાદશાહોએ તલવારના બળે ઇસ્લામ પ્રચાર કર્યો હોત તો એ વિભાગોમા સૌથી વધુ વસતી મુસલમાનોની જ હોત હિંદુસ્તાનમા મુસલમાનોની બહુમતી બે વિભાગોમા છે એક વાયવ્ય કોણમા એટલે સરહદ પ્રાંત કાશ્મીર અને પંજાબ તેમજ સિંધમા અને બીજુ અગ્નિ કોણમા એટલે બંગાળ અને આસામમા બે કરોડ જેટલી વસ્તી વાયવ્ય કોણમા અને પોણા ત્રણ કરોડ જેટલી વસ્તી અગ્નિ કોણમા છે વાયવ્ય કોણની બહુમતી વિષે ઉલ્લેખ કરતા મી० વાગન એશક્રુન્ટન્ટ જનરલ મદ્રાસ એ રેહરી કલમ મદ્રાસ મા આણુ કરના સૂચવ્યુ હતુ કે સરહદ પ્રાંત અને પંજાબમા મુસલમાનોની બહુમતીનુ મુખ્ય કારણ ઘણુ ખરૂ એ છે કે એ પ્રાંતો મુસ્લિમ દેશોની નજીક આવેલા છે અને સૌથી પ્રથમ મુસલમાનો અહિં આવ્યા અને વસ્યા અગ્નિ કોણ વિષે ઉલ્લેખ કરે છે કે—

બંગાળમા મુસ્લિમ બહુમતીનુ શુ કારણ? ખરેખર એ ઇસ્લામી હુકુમતનુ પરિણામ નથી અગર જો એમજ હોત તો સંયુક્ત પ્રાંત અને દહેલી કે જે ઈસ્લામી હુકુમતનુ કેન્દ્ર રહ્યુ છે ત્યા મુસલમાનોની બહુમતી હોવી જોઈતી હતી બંગાળના મુસલમાનોની બહુમતી છે એનો સંબંધ ઈસ્લામી વિજયો કે ઈસ્લામી હુકુમત સાથે કોઈપણ જાતનો નથી એ કેવળ એક કુદરતી મામલ હતો અને તે પણ બ્રિટિશ રાજ્યમા અલ્પ સમયમા ઉત્પન્ન થયો ઈ. સ. ૧૮૩૧મા મુસલમાનો બંગાળની કુલ વસ્તીના ૨૫ ટકા જેટલા હતા ને હિંદુઓ ૭૩ ટકા જેટલા હતા ૧૮૮૧મા જ્યારે પહેલી વસ્તી ગણત્રી થઈ ત્યારે મુસલમાનો ૪-૭ ટકા અને હિંદુઓ ૪૯ ૯ ટકા હતા એ ઉપરથી

સમજી શકાય છે કે ઇ. સ. ૧૮૭૧મા હિંદુઓ કુલ વસ્તીના ૫૦ ટકાથી ઉપરાંત હશે અને અંગ્રેજી હુકુમતના જમાનામા સાચેજ એમનુ પ્રમાણ બહુમતિમા હશે' બંગાળના વસ્તી ગણત્રી ખાતાના સુપ્રિન્ટેન્ડન્ટ લખે છે કે "બંગાળના હિંદુઓ પોતાની અંતિમ સંખ્યા સુધી પહોચી રહ્યા છે, ને ઘણીજ ત્વરાએ એમનુ પ્રમાણ ઓછુ થતુ જશે, ને એથી હિંદુ મુસલમાન વસ્તીનુ પ્રમાણ વધતુ જશે'

જો ધ્યાનપૂર્વક જોવામા આવે તો મુસલમાનોના પ્રચારના અગત્યના કારણો ઇસ્લામ પ્રચાર અને બીજા કારણોથી પણ અધિક કુદરતી સહાય હતો જે બંગાળ અને આસામમા દેખાઇ આવતા ઇમ્પીરીયલ ગેઝેટમા એ બાબત પર ખાસ ઉલ્લેખ કરવામા આવ્યો કે કે ખાસ કરીને ઇસ્લામ લોકના ધર્મ પરિવર્તનથી જેટલો ફેલાયો નથી તેટલો કુદરતી રીતે ફેલાયો છે પૂર્વ બંગાળના છેલ્લા ૨૦ વરસમા મુસલમાનોની વસ્તી એંશી લાખથી વધીને એક ક્રોડ સાડાચાર લાખની થઇ ગઈ મુસલમાનોની બહુમતી થવાનુ એક ખાસ કારણ તો એ છે કે એ બીજી કોમો કરતા ઘણીજ સારી રીતે ખરાબ આબોહવાનો મુકાબલો કરી શકે છે મુસલમાનો માંસાહારી છે ને તેઓ પોતાના પડોસી હિંદુઓ કરતા સરખામણીમા વધુ શક્તિમાન ખોરાક ખાય છે ઇસ્લામ વિધવા વિવાહનો હામી અને બાળ લગ્નનો વિરોધી છે જેનુ પરિણામ એ આવ્યુ કે એની વસ્તી વધતી ગઈ અને એની ઉમર લંબાઇ ગઈ કહે છે કે જોર જુલ્મથી મુસલમાનો કરવામા આવ્યા છે એનો જવાબ એજ છે કે પહેલા મુસલમાન પાદશાહો કે જેમની હાલત એટલી બધી મજબુત ન હતી કે તેઓ પોતાનો ધર્મ પ્રચાર કરી શકે શરૂમા મોગલ પાદશાહો પણ ધાર્મિક બાબતોમાં દખલ કરતા ન હતા તેઓ પોતાની લડાયક અને રાજ્ય પ્રવૃતિમા એટલા બધા લીન હતા કે તેઓ ધર્મ પ્રચાર તરફ સારી રીતે લક્ષ પણ આપી શકયા નથી એમની હુકુમત ઘણેખરે ભાગે રજપુત યોદ્ધાના સંબંધને આભારી હતી અને તે રાજપુત કુમારીઓથી કે જેમનાથી એમને લગ્ન સંબંધ જોડયો હતો શાહી ખાનદાનમા આવ્યા પછી એમણે હિંદુ સસ્કૃતિ અપનાવી અને હિંદુ ધર્મને માટે અનેક છૂટછાટો વધારે અપાવી"

એ કુદરતી કારણો સિવાય ઇસ્લામ પ્રચારનુ અગત્યનુ કારણ ઇસ્લામનો ભાઇચારો હતો જે ખાસ કરીને નીચ જાતો માટે આઝાદી અને

તેનો પયગામ હતો અને એ સબંધમાં અમે બંગાળ સરકારની આંકડાના વિચારો ટાંકીએ છીએ કે "નીચ જાતોની તે વ્યક્તિઓની એક યાદી બનાવવામાં આવે કે જે ઇસ્લામ અંગીકાર કર્યા પછી સૈન્યના સરદાર યા સુબાઓના હાકિમ થયા, કે જેમની મૂળ જાત ફારસી કિતાબો અને નામોમાં છપાઇ ગઇ છે, તો એ જોવાથી ઇસ્લામ પ્રચારનું ખાસ કારણ સમજી શકાશે."

**હિંદુસ્તાન પર ઇસ્લામની અસર —** ખિલજી ખાનદાનના વખતમાં ઇસ્લામી હુકુમત આખા હિંદુસ્તાનમાં કાયમ થઇ ચૂકી હતી ઉપરાંત પ્રચારકો અને મશાઇખો પણ હિંદના ખુણે ખુણે પહોંચી ગયા હતા અને તે કાર્ય આરંભાઇ ચૂક્યુ હતું કે જેનાથી આજે હિંદની વસ્તીનો એક મોટો ભાગ મુસલમાન છે હિંદમાં મુસલમાનો આવ્યા પછી ધાર્મિક, સામાજિક, અને ગુજરાતી દૈવકારિ થયા એનું વાચન ઘણુંજ જરૂરી અને અગત્યનું છે પરંતુ અત્રે એ વાતનો ઉલ્લેખ કરવાની ગુંજાઇશ નથી એવી કેટલીક બાજુઓ ઉપર ડૉક્ટર તારાચંદે એક પુસ્તક અને પ્રોફેસર ટામસે એક સંક્ષિપ્ત પત્રીકા લખી છે સર જદુનાથ સરકારે પણ ઇસ્લામી અસરનો ઉલ્લેખ એક લેકચરમાં કર્યો છે જેમાં તેઓએ કહ્યું હતું કે—"મુસલમાનોના આગમન ને ઇસ્લામી હુકુમતના સ્થાપનથી હિંદને નીચેના ફાયદાઓ થયા છે —

(૧) બહારની દુન્યાથી સબંધ ને નૌકાસૈન્ય દરિયાઈ વેપાર કે જે સોનાર ગામઓના સમયમાં અધોગતિમાં આવી ગયો હતો, ઉનતિમાં આવ્યો

(૨) હિંદના મોટા મોટા ભાગોમાં અને ખાસ કરીને વિધ્યાચળના ઉત્તરાર્ધમાં શાંતી સ્થપાઇ

(૩) એકજ પ્રકારનું ધારાધોરણ હોવાથી સમવ્યવસ્થા થઇ

(૪) ઉચ્ચ પ્રકારની તમામ શાખાઓમાં, તથા નગીમાં ને પોશાકમાં સભ્યતાપણુ આવ્યુ

(૫) હિંદુ ઇસ્લામી આર્ટમાં હિંદુસ્તાની અને ચીની ડોલગરામના નમુના શામિલ થઇ ગયા મસ્જીદોના બાંધકામમાં નવી રીતભાત આવી ઉચ્ચ પ્રકારના ઉદ્યોગોમાં ઉન્નતિ આવી જેવા કે શાળ વણાટ, મલમલ અને કાલીન વણાટ વગેરે

(૬) એક મુલ્કી ભાષા કે જેને ઉર્દૂ કે હિંદુસ્તાની કહે છે વજુદમાં આવી, સરકારી લેખન વ્યવહાર કે જેની પ્રથા રાજ્ય આલેખનાર હિંદુ મુનશીઓએ કરી

(૭) દેહલીના પાદશાહોના તાબામાં શાંતી અને આર્થિક ઉન્નતિને કારણે પ્રાંતિક સાહિત્યનો આરંભ થયો

(૮) તૌહીદનો આરંભ અને તસવ્વુફની ઉન્નતિ

(૯) ઇતિહાસીક પુસ્તકો

(૧૦) યુદ્ધકળા અને લોકોની સંસ્કૃતિમાં ઉન્નતિ (સંપૂર્ણ)

[આવતા અંકથી 'ઇસ્લામ પ્રણેતાઓ'નો લેખ શરૂ થશે —તંત્રી]

# આધાર

શાકિર ઉનીઆ.

જીવનમા કોઈ જાતના આધાર માટે એ વલખા મારતી, અને એ કહ્યા કરતી "આધાર વિના જીવી રહેલો કયો માનવી સુંદર દેખાય છે, માનવીએ ઉભી કરેલી કઈ ઇમારતો આધાર વિના સુંદર રહી છે, માનવનાએ રચેલી કઈ ફિલસુફી અગર પ્રકૃતિ આધાર વિના જગતને આકર્ષિત લાગી છે" મને લાગતુ કે સરયુ સ્ત્રી છે એટલે એને આધાર વિના ચાલી શકે નહિ એ ખરૂ છે પરંતુ ઉપર જણાવેલી એની ફિલસુફી માનવા હુ તૈયાર નથી મ્હારી પાસે એકજ જવાબ હતો હુ એને પૂછતો "જગતમા આધાર વગરના આકાશ કરતા બીજી વધુ સુંદર વસ્તુ કઈ છે? એના જવાબમા એ કહેતી 'માનવીના પુન્યના કામો, જે જગતની નરી આંખે નથી દેખાતા, એ આકાશના સ્તભો છે જ્યારે માનવી પાસે પાપ સિવાય બીજુ કશુજ નહિ રહે ત્યારે એ આકાશ તૂટી પડશે"

આમ મ્હારી અને સરયુની વચ્ચે 'આધાર' ઉપર ઘણી વાર ચર્ચા ચાલતી એને આધાર વગર જીવન શુષ્ક લાગતુ—હુ આધાર વગરના જીવનમા માનતો એ માનવી પ્રેમ અને એવીજ બીજી ઘણી ખરી લાગણીઓ માનવીના આધાર સમાન છે હુ માનુ છુ કે એ માનવી માટે આધાર નથી પરંતુ જીવનને આગળ ધપાવવામા માત્ર મદદરૂપ છે, અને બસ, એ ખરૂ છે કે લાગણી શુન્ય માનવી જ્યાનો ત્યાજ રહે છે પણ એ જીવે છે જડ વળ જગતમા વસેલા પ્રાણીઓમા કઈ ભાવના કે લાગણી તેમના જીવનનો આધાર છે? માનવી માટે આધાર માત્ર તેના કૃત્યો, નહિ કે તેની ભાવના અને તે વિના પણ જીવન સભવિત નથી એવુ માનવાને કોઈ કારણ આપણી પાસે નથી

અમારા વિચારો ગમે તેવા હોય પણ સરયુ મ્હારામા કવિતા જોતી અને મ્હને તેનામા કવિતા જડતી એના બોલવામા મીઠાસ હતી, એના દરેક હલનચલનમાથી કવિતા ઝરતી એ વિણા બહુ સુંદર રીતે વગાડતી એક દિવસે મે એને કહ્યુ "વિણામા જીવન છે એમ તુ માને ખરી?" એણે જવાબ વાળ્યો "આધાર વિનાનુ જીવન" મ્હે એને સવાલ કર્યો "વિણાનો આધાર કોણ?" એણે કહ્યુ "હુ જે કોઈ વગાડે તે"

ઉપલા બનાવ પછી સરયુના લગ્ન થઈ ગયા મ્હારી મિત્રતા પહેલા જેવીજ હતી એ મ્હારે ત્યા આવતી, અને હુ એને ત્યા જતો એક દિવસ એ મ્હારે ત્યા આવી અહીં તહીંની વાત કર્યા પછી મે પૂછ્યુ "સરયુ, આજકાલ ત્હને જીવન ઘણુજ સુંદર લાગે છે' એણે જવાબ વાળ્યો "આધાર શોધ્યો એટલે બધુ ઠીક થઈ રહેશે" મને લાગ્યુ કે સરયુ હજી પણ એની ઘેલછા મૂકતી નથી, એટલે મ્હે પૂછ્યુ "મ્હારે માટે તુ કયો આધાર સૂચવે છે?" જવાબમા એણે કહ્યુ "જીવનની એકાદ કળાને ખીલવો, જીવનની એકાદ સુવાસને હવામા વહેતી મૂકો જીવનને જગતના એકાદ રંગથી રંગી નાખો" આજે કોણ જાણે કેમ મને સરયુના બોલવા ઉપર વિશ્વાસ બેસતો હોય એમ લાગ્યુ, મે કહ્યુ "ત્યારે તુ મને વિણા શિખવ" સરયુ ખુશ થઈ ગઈ અને થોડાજ મહીનામા મને સુંદર વિણા વગાડતા આવડી ગયુ, મ્હને વિણાની ઘેલછા લાગી ગઈ હોય તેમ વિણા વગર ગમતુ નહિ

હુ અને સરયુ એક સાજે ફરવા નીકળ્યા વાનર મેદની જ્યા જામી હતી બરોબર ત્યાજ એક અંધ ફકીર વિણા વગાડી ભીખ માગતો

હતો મે સગ્યુને ક્હ્યુ "જીવનની એકાદ સુવાસને વેહતી મુગ્નાર, આ અધ ફકીરને જો તને નથી લાગતુ કે એના અધાપા સિવાય આજે એનો કોઈ પણ આધાર નથી!' સન્યુએ મ્હારી ભૂલ સુધારવા પ્રયત્ન કર્યો અને બોલી

"એના અધાપાએ એને વિણાનો આધાર અને એણે માનવતા સમક્ષ પોતાને નિ ાાર બતાવવાનો પ્રયન આદર્યો એમ કરી એણે એના અધાપા અને વિણા બન્નેને છેતર્યા " મે કહ્યુ ' સરયુ, બરાબર એવીજ રીતે કોઇ પણ જાતના આધાર ઉપર જીવી રહેન માનવી પોતાને તેમજ જેના ઉપર એનો આધાર હોય તેને પણ એ છેતરે છે સસ્કૃતિ અને ક્રિશ્ચીઆની ઉપર રચાએલો માનવ સમાજ શુ તને કોને નથી છેતરતો ગરીબોના લોહીના આધાર ઉપર જીવી રહેલો સમાજ કોઇ કોને નથી છેતરતો! ગરીબોના લોહીના આધાર ઉપર જીવી હેના સમાજના એક ભાગને આપણામાથી ઘણાને છેતરવા પડે છે એ તુ નથી જાણતી વારુ? વિણા શીખી મ્હે તને છેતરી અને આમ કરીને મ્હે મારી જાતને પણ ઠગી છે ત્હારી સગીત કળા, ત્હારી કવિતા અને ત્હારી વાણીના આધારે મે અને તને ઠગ્યા છે એમ માન વામા મને કશો વાધો નથી ' સન્યુ કંઇ બોલી નહિ-બોલી શકી નહિ

'આધાર' એટલે ઠગારા! કોઇપણ જાતના આધાર ઉપર જીવી રહેલ માનવી એટલે ઠગાઇનુ રૂપ! પ્રાણીઓ આધાર વિના જીવે છે એટલે એ ઠગારા નથી સપૂર્ણ

# નમાવી-પ્રેમ આસન પર!

( સયુક્ત—કાવ્ય )

જીવન-વેલી પ્રફુલ્લિત છે અરે! તુજ આશ્વાસન પર,
અણવિકસી ઉર્મિયો વિકસી પડે છે તારા વર્ણન પર
તુ આવીને ઘડીભર બેસ મારા ઊર સિંહાસન પર,
તો અરમાનો ભરી આશાઓ વારૂ તારા યૌવન પર
હૃદયની આંખડીના અશ્રુઓ નિરખી શકે તો જો,
શુ મીંટો માંડીને બેઠા છે મિથ્યા મારા લોચન પર
પ્રણય-ગૌરવથી ઉચા મસ્તકે ફરજે જગતમા તુ,
તો દેશે રૂપ ખુદ મસ્તક નમાવી પ્રેમ આસન પર
તમે રૂઠી ગયા, તૂટી ગયુ દિલ, આંખડી છલકી,
હજારો આફતો ઉતરી પડી એક મારા જીવન પર
વિરહની વેદના, દુઃખ બળતરા દિલમાંજ રહેવા દે,
મિલન આશા નિવારી દે છે એના કેમ દર્શન પર.
પપીહાથી ધગશ પુષ્કળ ધરાવુ છુ હુ અતરમા,
વિયોગીને વ્યથાઓ સાંભરે છે મારા ગાયન પર
છે મારી રૂપ-ભક્તિમા અલૌકિક પ્રેમની શક્તિ,
પછી કાં અન્યની ભક્તિ કરૂ બોધકના સૂચન પર
ઘણી કૃપા કરી તો એક વધૂ ઉપકાર આ પણ કર,
કરી એકાદ ઠોકર દે લગાવી મારા મદફન પર
નયન ત્યા નીર છલકાવી કરી દે છે મને દોષિત,
સરે છે એક એક બિંદુ બની જ્યા હોય દામન પર
વીસરનારા કદી પણ હુ તને વિસરી નથી શકતો,
ચિરસ્થાયી છબી તુજ કોતરી રાખી છે મે મન પર
નિરાશા દૂર કોદી થઇ નથી મારા હૃદયથી તુ,
ખિઝાં મમ લૂટવા આવી પડી છે આશ-ઉપવન પર
સળગતી ઝિંદગીમા પ્રેમની મે દિવ્યતા જોઇ,
જીવન ઉજળુ જગતમા રાખુ છુ હુ એજ સર્જન પર
ગુલોના રંગ પણ કંઇ જ્ઞાન વર્ધક હોય છે “બેખુદ”,
રડે છે એટલે “બિસ્મિલ” અરે! તેના વિસર્જન પર

“બેખુદ”—“બિસ્મિલ” ધોરાજવી

# રકીબનો પત્ર

# રકીબના નામે!

લેખક
"નાશાદ"

તા ૧૭મી સફર ૧૩૬૨

અઝીઝી-ભાઈ અસ્લમ

ટૂંકા અરસામાંથી બંધ થએલા આપણા પત્ર વહેવાર અને સલામ-કલામ પછી આજે તને આ આખરી પત્ર લખવા તૈયાર થયો છું આખરી પત્ર! ખરેખર આ છેલ્લો પત્રજ તને લખવાની હિમ્મત કરી રહ્યો છું તારી સાથના મીઠા અને કદાચ જિન્દગીભર યાદ રહે એવા સબંધો તૂટી ગયા પછી આજે કોણ જાણે કેમ તને પત્ર લખવાનું પણ મન થતું નથી કુદરતી રીતે ઇન્સાનની જિન્દગીમાં કેટલીક પળો અમર થઇ જાય છે તેવીજ રીતે આપણી જિંદગીમાં પણ એ અમર કિન્તુ કમનસીબ ઘડી હતી કે જ્યારે તારી અને મારી જિન્દગીમાં નર્ગિસ આવી ગઇ નર્ગિસ સાથે ત્હારી જૂની મિત્રાચારી હતી એની મને પાછળથી ખબર પડી નર્ગિસનું નમણું સૌન્દર્ય-એની ઉઘડતા ફૂલ જેવી જવાની-એની લચક-અને એનું મોહક અને માદક ડોલન હૃદયના ઉંડાણમાં સોંસરું ઉતરી જાય એવું હતું તું નર્ગિસની હર અદાને જાણે છે એટલે આ બધી વસ્તુઓ નકામી અને અર્થ વગરની છે નર્ગિસ સાથે તેં મારો પ્રથમ પરિચય કરાવ્યો અને પહેલી મુલાકાત હૈયાને ડગમગાવી દેનારી સાબિત થઈ સ્ત્રીઓ તરફ હું કેવી દૃષ્ટિએ જોઉં છું એ તને ખબર છે પણ અહીં મને કબૂલ કરવા દે કે નર્ગિસના સમાગમ પછી મને મારો દૃષ્ટિકોણ બદલવો પડ્યો છે એ પછી તો નર્ગિસે ઉપરા ઉપરી અનેક મુલાકાતો લીધી અને અન્જામ! હું નથી કહી શકતો કે આમાં એવું શું આકર્ષણ હતું કે એ મારા તરફ અદ્ભુત રીતે આકર્ષાઈ હું એમ નથી કહેતો કે આ રોગમાં મને એના તરફ આકર્ષણ થયું ન હતું હું પણ ખેંચાયો હતો અને મને એમ લાગે છે કે નર્ગિસ મારા તરફ-મારા કરતા પણ વિશેષ વેગ અને ગતિથી ખેંચાઇ આવી હતી આમાં આ ખેંચાણ અને આકર્ષણની વિજળી તારા ઉપર તૂટી પડી હતી અને હું સમજી શકું છું કે તું ઘોર નિરાશામાં ડૂબી ગયો હશે નર્ગિસ સાથેની મારી પ્રથમ મુલાકાતને આજ લગભગ છએક માસ વીત્યા હશે આ છ માસના અરસામાં દરમિયાન આપણી બધાઓની જિંદગીમાં કેટલાંના પરિવર્તન થઈ ગયા એ વિચારતાજ હું સ્તબ્ધ થઈ જાઉં છું મારા દિમાગમાં ઘૂમરીઓ પેદા થઇ જાય છે અને હૃદય પર નશ્તરો ફરી વળે છે તને એમ નથી લાગતું કે આ બધું શું થઈ ગયું? નર્ગિસે તને તરછોડી દીધો અને મારી હૃદય વીણાના સૂર સાથે તાલ મિલાવવા લાગી નર્ગિસ માટે તારા હૃદયના ગમે તેવા વિચારો હોય પણ હું એના સીનામાં ધડકતા હુંફાળા દિલની ધડકી અને ઉર્મિઓની ગરમી આજે પણ અનુભવી શકું છું આજે પણ એના શબ્દો ઉપરથી તને એમ લાગતું હશે કે હું આ બધું શું કહી રહ્યો છું? ખરેખર દોસ્ત! ન કહેવા જેવુંજ બધું આજે તને કહી રહ્યો છું ખાસ અને નર્ગિસના સંબંધમાં તું હાજર નહીંજ ન શકે એ તારી પ્રકૃતિથી હું અજાણ નથી અમારા લગ્નને આજે લગભગ ત્રણ મહીના અને ચાર દિવસ થયા છે અને ભાઈ! આજે સવારે જ અમારા સમાગમમાં નર્ગિસની ઝિયાનતના ફૂલેલા [illegible] ગયા છે!

તારી આંખો ફાટી પડતી હશે, અને તારૂ હૃદય ચરાર નીકળી પડતું હશે મગર દોસ્ત! આ મારી હકીકત છે પરમ દિવસે રાત્રેજ મારી ગોદમાં એક બેહોશ અચાનક એનું હૃદય બંધ પડી ગયું મને યાદ છે કે, એના હૃદયના બંધ પડતા અગાઉ મે એના સીનાને ટટોળી જોયું હતું અને મને એના હૃદયના ધબકારા ખુબજ વેગવાન લાગ્યા હતા, અને થોડી ક્ષણે નીગળાઇ વધે એમ એ મને વીંટળાઇ ગઈ હતી એની ઝિન્દગીના ચિરાગનું તેલ અચાનક ખતમ થઈ ગયું નર્ગિસના મૃત્યુનું આ હૃદય વિદારક અને હૃદયસ્પર્શી મારૂ દુઃખ લાયક

ઝિન્દગીભર નહિ ભૂલી શકુ ભરી ભરી વસંતમાં ગુલાબની વેલી પરથી એક પૂર્ણ વિકસિત અને નવપલ્લવિત ગુલાબને ખરી પડતું જોયું છે? એવીજ રીતે મારા જીવનની વસંતમાંથી નર્ગિસ ખરી પડી છે કોઈ પણ જાતની ખબર વિના કે જરાપણ સંદેશા વગર મોતના નિષ્ઠુર અને ક્રૂર હાથોએ સદાને માટે ગોદમાંથી નર્ગિસને છીનવી લીધી છે ત્રણ મહીનાની મહોબ્બત અને સુખથી છવાઈ પડતી ઝિંદગીની ટૂંકી-અતિશય ટૂંકી દાસ્તાન હું તને શું લખું? એને હું મારા હૃદયમાંજ સંઘરી રાખું છું એ ઝિન્દગીના ન ભૂલી શકાય એવા મીઠા સંસ્મરણોની યાદદાસ્ત હું મારૂ શેષ જીવન પૂરૂ કરી નાખીશ, એવું મને લાગે છે

નર્ગિસના એકાએકના અને અચાનકના મૃત્યુ વિષે તું તારા હૃદયમાં ગમે તેવા તર્ક વિતર્ક બાંધતો હશે તુ એમ પણ સમજતો હશે કે મહોબ્બતનો ક્ષણિક ઉન્માદ નર્ગિસને એના જીવનની નાવ બનાવી દીધી અને એ ઉતાવળી પસંદ કરીને પોતાના જીવનને કરૂણતામાં ડૂબાવી દીધું ખેર આ વિવાદાસ્પદ ચર્ચામાં હું અત્યારે ઉતરવા માગતો નથી દરેક રમીબના પોતાના પ્રતિસ્પર્ધિ-રકીબ માટે જેવા વિચારો હોય, સામાન્યપણે તારા વિચારો પણ એવાજ હોય એમાં શકને સ્થાન નથી પરંતુ નર્ગિસ આજે દુન્યામાં હયાત નથી, એનો જીવન-દીપ અકાળે બુઝાઇ ગયો છે પણ તારા તરફ એને કેવી લાગણી અને મમત્વ હતા એ વિષે હું કંઇક કહેવા માગું છું ખુદાની ખાતિર તું એમ ન સમજતો કે હું તારી ખુશામદ કરી રહ્યો છું અને તારી સાથે પાછા સંબંધો બાંધવા ઇચ્છુ છું હું તને ઉઘાડા શબ્દોમાં જણાવું છું કે હું તારી કે, તારી મિત્રતાની જરાય પરવા કરતો નથી અને વિશેષ તો હું મિત્રોની દોસ્તીથી ત્રાસી ગયો છું હું મારા જીવનનો કોઈ જુદોજ માર્ગ બનાવવા ઇચ્છુ છું, એની ખાત્રી રાખજે નર્ગિસ મારી નસીબ હયાત થઈ હતી અને એ માટે એને ગર્વ પણ હતો એણે મને હૂંફ આપી હતી અને મે એના કદમો પરથી મારી ઝિન્દગી નિસારી હતી આ અમારી મુહબ્બત અને ઇખ્લાસની જ્વલંત ગાથા છે કદાચ તને એમાં ઝાઝી સમજ નહિ પડે અને તું એને સમજવાની કોશીશ પણ ન કરે તો મારૂ નર્ગિસની તારા તરફની લાગણી અને હમદર્દીનો મારા જીવનનો આ એક યાદગાર પ્રસંગ છે જે આજે હું તને અર્પણ કરી દઉં છું આ પ્રસંગને સહજ પણ અતિશયોક્તિ વિના જેવો બન્યો છે, તેવોજ હમણા અત્રે રજુ કરી દઉં છું

મારા જીવનની થોડીક યાદગાર રાત્રિઓમાં એ પણ એક યાદગાર રાત્રિ હતી મિત્રોની દાવતો અને પરેશાનીઓમાંથી માંડ માંડ છૂટીને એ રાત્રે હું જરાક મોડો મકાને આવ્યો હતો ઘરમાં ટેબલ લેમ્પ ધીમે ધીમે ટમટમી રહ્યો હતો હું બહુજ ધીમેથી મકાનમાં દાખલ થયો તને ખબર છે કે, રાત્રિઓના ઉજાગરાથી અમ્બા

જાન હમેશા નાનક થાય છે અને પિતાજીના ઠપકાથી બચવા માટેજ હુ ધીમેથી મકાનમા દાખલ થયો હતો પણ મને આશ્ચર્ય થયુ કે, નર્ગિસ ટેબલ પર બેઠા બેઠા કંઇક લખી રહી હતી દિવસે નહિ ને આ નિરવ રાત્રિમા એ શુ લખી રહી છે, એ માટે મને સહજ કુતુહલ થયુ હુ મારી જિજ્ઞાસા પૂર્ણ કરવા લપાતો છુપાતો એની પાસે પહોચ્યુ એ પહોંચતાજ એ મારા આગમનને સમજી ગઇ અને હસતા હસતા એણે મને આવકાર્યો

'આપ આવી ગયા? સહજ મોડા આવતે તો ઠીક થતે,'

'કેમ ભલા આજે આ ગાન ઠાનુ શુ થઇ રહ્યુ છે?

એક બહુજ જરૂરી પત્ર લખી રહી છુ હજી પુરો થયો નથી મારો ઇરાદો હતો કે, એ પુરો થઇ ગયા પછીજ આપ આવ્યા હોત તો ઠીક થાત." એણે પોતાના હાસ્યને ચાલુ રાખતાજ જવાબ દીધો મારી જિજ્ઞાસા ઔર પણ વધી ગઇ મે પણ આનંદથી પૂછી નાખ્યુ

"રાત્રિની નિરવ શાન્તિમા આ કોને પત્ર લખાઇ રહ્યો છે? મારી હાજરીથી કંઇક વિક્ષેપ પડતો હોય તો હુ પાછો ચાલ્યો જાઉ!'

પાછા જનાર જેયા ન હોય તો! જરાક લુગડા બદલી લો એટલે હુ પૂરો કરી લઉ છુ હવે ઝાઝુ નથી, ફકત બે ચાર લાઇનોજ બાકી રહી છે"

હુ તરતજ અંદર ચાલ્યો ગયો અને થોડીવારમાજ લુગડા બદલીને પાછો આવી ગયો નર્ગિસે પત્ર પુરો કરી દીધો હતો એ ખુરશી ઉપરથી ઉભી થઇ ગઇ એની આખમા આજે કંઇક વધુ ખુમાર હતો નવજવાન આખોમા ઉંઘ અને જવાનીનો ખુમાર ભેગો થઇ જાય છે, ત્યારે એ બહુજ સુન્દર અને મોહક લાગે છે નર્ગિસની આખો મને હમેશા કરતા આજે ખૂબજ વધુ પ્યારી લાગતી હતી ખરૂ કહુ તો મને એમજ લાગતુ હતુ કે એની પ્યારી આખોને મારા હૃદયના ખૂણામા નાખી લઉ એ આરામ મરડીને સોફા પર લાંબી થઇ પડી અને મારી મધુર તન્દ્રાને તોડી નાખતા એણે ગણગણવુ શરૂ કર્યુ

"ઘણા દિવસથી મારા હૃદયના અરમાનને એક પત્ર લખવાની ઇચ્છા હતી આજે મે લખીજ નાખ્યો છે તમો જરા એને જેઇ લો અને આવતી કાલેજ એને રવાના કરીદો એટલે મને નિરાંત વળશે

મને નર્ગિસના આ ખુલાસાથી આશ્ચર્ય થયુ મે તરતજ લપકીને ટેબલ પરથી એ પત્ર ઉપાડી લીધો અને એક, બે, અને મને યાદ છે કે આ પત્ર હુ બરાબર સાત વખત વાચી ગયો ખૂબજ વિચાર અને ચિન્તન પછી એ પત્ર લખાયો હતો એમ મને લાગવા માડ્યુ

તારા હૈયાની લગામો ટુટની હશે, તુ વ્યાકુળ થઇ જતો હશે કે નર્ગિસે આ પત્રમા તારા માટે શુ લખ્યુ હશે? હુ તને શાન્તિથી ખૂબજ શાન્તિથી મારો આ આખો પત્ર વાચવાની વિનંતિ કરૂ છુ નર્ગિસના એ આખા પત્રના વારવાર વાચન પછી એ પત્ર તને મોકલવા માટે હુ નારાજ હતો ખરૂ કહુ તો આજે પણ આ પત્ર તને મોકલવા માટે હુ ખુશી નથી નર્ગિસને એ વખતેજ મે મારો વિરોધ દર્શાવ્યો હતો તારી વિચારસરણી અને તારા અભ્યાસને જ્યાસુધી હુ સમજી શકુ છુ, ત્યાસુધી નર્ગિસના આ પત્રમા તને દમ્ભ અને આડમ્બર જ દેખાશે, અને કદાચ તુ એના સકેતોને સમજવાની દરકાર પણ નહિ કરે નર્ગિસે મને તે વખતે આ પત્ર

તને મોકલવા માટે વધુ દબાણ કે આગ્રહ ન કર્યો માત્ર એટલુંજ કહ્યું કે—"અસ્લમ માટે મને સતત ભય રહ્યા કરે છે એના વિચાર, વર્તન અને અભ્યાસથી ડરીને હું મારા હૃદયની સાચી સ્થિતિ એને લખી મોકલવા માટે ખચાતી હતી હૃદય પર એક ભાર સરખું રહેતું હતું અને મારા હૃદયના આ ભારને હળવો કરવા માટેજ ઘણા મનોમન્થન પછી આ પત્ર મેં લખી નાખ્યો છે મારા હૃદયનો ભાર કંઇક અંશે ઓછો થયો છે, એટલો મને સંતોષ છે'

એ પછી નર્ગિસના લખેલા પત્રને મેં એના કમરામાંજ રાખી દીધો હતો અને એ રાત્રે એની તબીયત જરા ભારી ભારી લાગતી હતી તો પણ એ સભાન હતી અને મારી જરૂરતોનો પુરતો ધ્યાન રાખતી રહી મોડી રાત્રે અમો બન્ને સુઇ ગયા

આ બનાવને પણ લગભગ બેએક માસ થઇ ગયા હશે અને એ અરસા દરમિયાન એણે કદી પણ આ પત્ર વિષે મને પૂછપરછ કરી ન હતી આજે ફરીથી એ પત્ર મારી સામે ફરફરી રહ્યો છે અને અનેક વ્યથિત કરી મૂકનારી સ્મૃતિઓ જગાવી રહ્યો છે નર્ગિસનો આ પત્ર હું કોઈ પણ રીતે તને મોકલી શકતો નથી, તે માટે મને માફ કરજે મારી સ્ત્રીના હયાતની જે થોડીઘણી ચિરંજીવી સ્મૃતિઓ અત્યારે મારી પાસે છે, તેમાં આ પત્ર પણ એક છે એની એક પણ વસ્તુ હું કોઇને પણ આપી શકું એમ નથી મને લાગે છે કે, તને એની ખબર પડ્યા પછી કદાચ તું આ પત્ર લેવા માટે અહીં સુધી પણ ચાલ્યો આવે અથવા મારી સાથે પત્ર વહેવાર શરૂ કરી દીયે તું એવું કશુંજ ન કરે એટલા માટે તને એ પત્રની એક નકલ આ સાથે રવાના કરૂં છું અને ખરેખર, હું તને આ પત્રની નકલ એટલા માટેજ મોકલી રહ્યો છું કે, એ તારા માટે લખ્યો હતો અને તને એ મળે એવી એની એક વખત ઇચ્છા પણ હતી આ નકલ તને મોકલતા મને જે વેદનાઓ થઈ રહી છે, તે કદાચ તું નહિ સમજી શકે નર્ગિસની એક આખરી અભિલાષાને હું ગમે તેવી વેદના અને સંકટો ઉપાડીને પણ પૂરી કરી શકું છું, એ માટે મને સંતોષ છે ઘણાના જીવન ઉજડી ગએલા જોયા હતા, આજે મારૂં પોતાનું જીવન ઉજડી ગએલું જોઉં છું મારી ઉપર આજે મુસીબતોનું આભ ફાટયું છે અને એમાં દિલાસાના થીંગડા દેનારા ઘણા આવે છે એવા હમદર્દોથી પણ હું બેઝાર છું આશા રાખું છું કે, આવી હમદર્દીનું નાટક ભજવવાની તું કોશિશ નહિ કરે મને મારા હાલ પર છોડી

દેખામા આવે એવી રીતે મોટેથી અને ખુલ્લા વટે ફરીથી પણ અર્જ કરૂ છુ. એની નોંધ લેજો નીચે નર્ગિસના પત્રની શબ્દશઃ નકલ ઉતારી દઉ છુ એની વિશે મારે કંઈ જ કહેવુ નથી

અઝીઝમ

કયા નામથી તમને સબોધુ એ સુઝતુ નથી ભાઈ તરીકે તમને સબોધીશ તો કદાચ તમારી લાગણી ઘવાઈ જશે અને બીજા કોઈ પણ નામથી સબોધીશ તો મારા હૃદયની દુર્બળતા પ્રગટ થવાનો ભય છે એટલે તમને તમારા નામથીજ સબોધવાનુ મુનાસિબ સમજુ છુ તમો મારી જિન્દગીમા આવ્યા કે હુ તમારી જિન્દગીમા આવી, એ આપણી જિન્દગીનો એક કેવળ અકસ્માત હતો તમને નથી લાગતુ કે, જિન્દગી અકસ્માતોની પરમ્પરાથી ખડકાયેલી પડી છે? સાદા શબ્દોમા કહુ તો જિન્દગીનુ નામજ અકસ્માત છે તમો દોલતમદના દિકરા છો અને તમને પોતાને લાગે છે કે તમો સજ્જન બનેલા અને વિદ્વાન છો એટલે કદાચ મારી આ વાતોને તમો નહિ ગણકારો પરતુ હવે મને પણ એની ઝાઝી દરકાર નથી તમોને પત્ર લખવાની પણ જરૂરત ન હતી પણ તમોએ મારી મિત્રાચારીનો જે અર્થ તારવ્યો હતો એ ખોટો અને કદાચ તમારી જિન્દગીને ભરખી મારે એવો હતો એટલેજ આ પત્ર લખવાનુ મુનાસિબ ગણ્યુ છે સ્ત્રી પુરુષની મિત્ર બને એ અપરાધ હશે પણ સ્ત્રી પોતાના પુરુષ મિત્રની પત્નિજ બને એવી ફિલસુફી તમે ક્યાથી ઉપજાવી કાઢી એ મારી સમજમા આવતુ નથી મને યાદ છે ત્યાસુધી તમો આટલી હદે જઈ શકો એવા કારણો મે કદી પણ આપ્યા નથી પોતાના જીવન-સાથીની પસદગી કરવી એ ખૂબજ મુશ્કેલ વિષય છે

તથાપિ જિન્દગીની ગુંચો અને મુશ્કેલીઓનો કેટલીક વખતે અચાનક આ ઉકેલ આવી જાય છે. તેવીજ રીતે કોઈક વખત જીવન અને મરણના સોદા નક્કી કરનારી આ જીવન-સાથીની પસદગી કરવાની મુશ્કેલીનો અત પણ એવીજ રીતે આવી જાય છે તમો માનો કે ન માનો મારી આ મુશ્કેલીનો ઉકેલ મારા વિચારો-મારી ભાવનાઓ અને મારી અભિલાષાઓને અનુરૂપ અચાનકજ આવી ગયો છે!—મારી જિન્દગીમા અશરફ આવ્યા અને એ ચમત્કાર થઈ ગયો જીવનની અધકારથી ભરપુર ગલી પગદડી મને દિવ્ય અને અતિ રોશન દેખાવા માડી અશરફ પહેલી નજરેજ મારા હૃદયમા—મારા વિચારોમા મારી આશા અને અભિલાષાઓમા સમાઈ ગયા સહુ ટુકા અવાજમા મે મારી સમજ પ્રમાણે એમના હૃદયનો તાગ લઈ લીધો અને મારા જીવનમા બધુ અશરફ—અશરફમય થઈ ગયુ એમના જીવનમા આજે મારૂ શુ સ્થાન છે એ હુ તો ન કહી શકુ અને બતાવવા ચાહુ તો પણ તમારા જેવા સામે તો નજ કહી શકુ તમને સ્ત્રીઓ સાથે હળવામળવાનો તેમજ મિત્રાચારી વધારવાનો ખુબ શોખ છે રઝીયા-રોશન નસીમા-ખુરશીદ વિગેરે તમારી ખાસ મૈત્રીણીઓ છે એમના સસ્કાર અને એમની જિન્દગીના ધોરણ વિષે હુ કશુ પણ કહેવા નથી માગતી પણ અન્ત્યમા મને તમારા માટે લાગી આવે છે કોઈ પણ આદર્શ કે ઉદ્દેશ વિનાની જિન્દગી એ જિન્દગી નથી મનુષ્યના હૃદયમા પોતાના આદર્શો ફેલાવવાની દીપ્તિમાન અને સાગરની તમન્નાઓ ન હોય તેને આ જગતના જીવવાનો કશોજ અધિકાર નથી તમે તમારા જીવનમા ડોકિયુ કરી જોજો તમને એમા કોઈ ઉદ્દેશ કે આદર્શની છાયા-પ્રતિછાયા જેવુ પણ દેખાતુ

હોય તો ગનીમત ગણી લેજો અને ખરેખર એવું કંઈજ ન હોય તો જિન્દગીની આ કાયરીને જાણીને ફેંકી દેજો મારી આ વાત જો ગળે ઉતરતી હોય તો તમારી જિન્દગીને નવેસરથી કંઈક ઉદ્દેશમય અને આદર્શવાન બનાવવાની કોશિશ કરો સ્ત્રીઓ સાથે હળવામળવાનો અને મિત્રાચારી વધારવાનો મોહ મુકી દેશો તો પણ કંઈક આનન્દદાયક સુધારો થશે, એમ હું માનું છું મિત્રભાવે આટલી સલાહ આપી છે છતા પણ વધુ પડતું લાગતું હોય તો દરગુજર કરશો

ફરીફરીને તમને એક વસ્તુ જણાવી દઉં તમે કદી પણ આપણી મિત્રાચારીના અરસા દરમિયાન એક ઘડી માટે પણ-મારી આંખોમા, મારા વિચારોમા કે મારા હૃદયમા કોઈ ખાસ માન્ય વ્યક્તિ તરીકે સમાયા નથી મને એટલુ કહી લેવા દો કે, તમારા જેવા મોટા માણસની ચરણરજ જેવી પણ હું મને સમજી શકી નથી, તો પછી તમારી સાથે જીવન અને મરણનો સોદો કરી નાખવાની તો વાતજ ક્યાં રહે છે? મારા હૃદયમા તો આવો વિચાર પણ સ્ફૂર્યો નથી મારા લગ્ન પછી તમારા વિષે મે જે જે વાતો સાંભળી તેથી મને લાગી આવ્યુ કે, મારા જેવી એક સામાન્ય સ્ત્રીના હૃદયને સમજવા જેટલી બુદ્ધિ પણ તમારામા નથી

ખૈર, હું લખાણ કરવા ચાહતી નથી તમારા માટે મને જે કંઈ કહેવાનુ હતુ, તે મે મારી સમજ પ્રમાણે તમને જણાવી દીધુ છે આ બાબતના તમારા ખાસ ખુલાસાની પણ જરૂરત નથી તમે મારી ચિન્તા કરશો નહિ, હું બહુજ આનન્દ અને ખુશીમા છુ મારા હૃદયના ઉંડાણમાંથી મને એવું પ્રતિત થાય છે કે, આજે હું જે ઘરમા છુ, ત્યાંજ મારૂ સ્થાન હોઈ શકે આટલા સંતોષ અને શ્રદ્ધાભર્યું જીવન અત્યારે હું જીવી રહી છું અને મને લાગે છે કે મારા માટે આટલુંજ બસ છે

તમારી જે સમજો તે,
"નર્ગિસ"

ઉપરના બન્ને પત્રો વાચ્યા પછી પણ તને મનમા આવે તેવા વિચારો બાંધજે પણ તને હું ફરી યાદ આપાવુ છું કે, આ બાબતમા કે બીજી કોઈ પણ બાબતમા મને મળવાની કે પત્ર લખવાની તસ્દી ન લેજે

નારાજ,
અખતર
ના સલામ

અનુવાદક —હાશિમ ટીમોલ

# સમાનતાનો સાદ

(ગતાંકથી ચાલુ)

ઓલ્ફાઇન ફ્રિડોમનો તત્વજ્ઞાની જો કદી મુનમર્ફ પહોચ્યો તો જરૂર તેની મુલાકાત લેશે તે જીવનના તે સત્યોને વ્યક્ત કરે છે જે તેણે તેના જીવનના અનુભવોમાંથી નીચોવ્યા છે. તેના જીવનનો મર્મ અને સાર છે એની ગોળાકાર એ રૂધિર વહેતો ઝખમ છે એક હળાહળ વિષનો પ્રવાહ છે કિંતુ એ ઝેરીલા પ્રવાહની લહેરીઓ પર એક એવા હાસ્યની છાયા છે કે જેનાથી તમે અનુકંપા કે ઓવારણા વિના રહી શકશો નહિ અને જો સાચુ પૂછો તો જીવનમાં બીજુ છે પણ શું?

અબ્દુલ્લાહના પુત્રને લખવા ભણવાનો ઘણોજ શોખ હતો તેણે ઉર્દૂની બાળપોથી પૂરી કરી હતી હવે તો ઉર્દૂની પહેલી કિતાબ પઢતો હતો, જેના પ્રથમ પૃષ્ઠ પર તેનો પિતા હુક્કો પી રહ્યો છે અબ્દુલ્લાહને જ્યારે પણ અવકાશ મળતો ત્યારે પોતાની કોટડીમાં જઇ હુક્કો ગડગડાવતો કોઇ કોઇ વાર બાલ્કનીમાં પણ આવી ચઢતો એનો પુત્ર મ્હારી પાસે ભણતો અને અબ્દુલ્લાહ પોતાની જીવન–ગાથા સંભળાવતો એ ગાથા તેણે ટુકડે ટુકડે, જુદી જુદી રીતે, સંભળાવી હતી સ્મિત અને અશ્રુદાન, મ્હારા ટેબલની પાસે ઉભા રહીને, પ્રશ્નો વડે ખાસતા ખાસતા, દમના વ્યાધી સાથે જંગ ખેલતા એ કોઇ સનસનાટીભરી લાંબી કથા નહોતી કોઈ ભયાનક કહાણી નહોતી એ તો એક સરળ હૃદયી ભોળા ખેડુતનું જીવન હતુ આનંદ નામ માત્રનો પ્રેમ પણ કર્યો હતો લગ્નના થોડાક વર્ષ ઘણાજ સુખમય ગયા, જીવનના સ્વપ્નો રચ્યા હતા ખુશીઓનો આવી કિંતુ જુવાનીના ઉછળતા રૂધિરે ખોઇ નાખી માબાપના મરણ પછી તેણે ગામના મહાજનનું દેણુ ચૂકવ્યુ ખેતીની ઉત્પન્ન વધારવા માટે જુદા જુદા ઉપાયો વિચારવા લાગ્યો. ખેતરના એક ભાગને ફળ ફળાદીના વૃક્ષો રોપવા માટે જુદો પાડયો અંતરમાં ઉમંગો હતી ઇચ્છા હતી કે સામાન્ય ખેડુત ન રહે ગામનો ધનવાન જમીનદાર બને ધન સંપાદન અર્થે તેણે મહાજન પાસે નાણા વ્યાજે લીધા કિંતુ બે વર્ષની સતત બરફ વર્ષાએ ફરજણે તેમ દુકાળના ક્રૂર પ્રહારે એના સ્વપ્નાઓ ધૂળમાં મેળવી દીધા જમીન વેચાઇ ગઇ મોટો પુત્ર મરી ગયો સ્ત્રી પણ એના ખરેખરા હોમાઇ ગઇ તે તેના નાના અને એક માત્ર પુત્રને છાતી સરસો ચાંપીને દેશ પરદેશ રખડયો ગામની લાલીમાનુ સ્થાન કાળાશે લીધુ આંખોનુ તેજ ઉડી ગયુ કોલસાની ખાણો ઉચકી ઉચકીને દમનો ભોગ થઇ પડયો. હવે ખાસી પણ શરૂ થઇ ગળામાં કફ બાઝવા લાગ્યો. કફ રૂધાવા લાગ્યો હીદા ઉપસી આવ્યા પાંચ છ વર્ષ અહિ તહિ વલખા માર્યા પછી અંતે પોતાના વતન પાછો ફર્યો કેમકે વતનની માટી પ્રત્યેક ભટકતા આત્માને નિરંતર પાછો આવવાનો પોકાર કરતી હોય છે છ વર્ષથી તે આજ હોટલમા કામ કરે છે "ગનીમત છે આ જીવન ઇશ્વરનો પાડ છે સાહબ! બે ટંક રોટી મળી જાય છે સાહબો ઇનામ પણ આપે છે મ્હારો અનાથ પુત્ર છે ગરીબ! ખુદા

તેને સનામત રાખે અહીં એવીજ રીતે પડયો રહેશે તો ભિસ્તી સિવાય બીજુ શુ કરવાનો છે? થોડુ ઘણુ ભણી વળે તો કાયાપલટ થઇ જશે ખુદા આપને એનો બદલો આપશે મ્હારા ગરીબને ભરાવો ઠીક હવે હું જાઉં છુ વિલ્યમ સાહબને માટે નહાવાનુ પાણી તૈયાર કરુ ''

આહ! કેટલો ઘોર અન્યાય! આવુ તુચ્છ જીવન! મનુષ્ય કઇ આશા ઉપર જીવે? હજારો લાખો, કરોડો આત્મીનુ જીવન આજ શ્રેણીનું છે પ્રત્યેક દેશમા, દરેક જાતિમા પૃથ્વીના ખૂણે ખૂણે થોડી ઘણી વ્યક્તિઓ અને સરખા એના અપવાદ સિવાય આપણને બધાને આપણી સંસ્કૃતિપર, આપણા ધર્મપર, આપણા સરકારપર, આપણા વૈભવપર ગર્વ છે! આ હેકડાઇ! આ રૌમ! આ ધમડ!

ઇન્સાનના જાગણી અને આત્મજ્ઞાની કોઇ હદજ નથી! અને અબ્દુલ્લાહને જુઓ! અસંતુષ્ટ અને દુખી છે, ખાસે છે કાયા નીચોવી રહ્યો છે કેવળ એ આશાએ કે બને દુન્યાએ મને વધવા ન દીધો સમાજના અત્યાચારોએ એના જીવનની તમામ શક્તો અને આનંદોનુ એની નજર સ્હામેજ ખૂન કર્યું એના મનોરથોને નિર્દયતાપૂર્વક નિષ્ફળ બનાવી દીધા ત્યારે હવે એજ સમાજ એ દુન્યા એજ જીવન-વ્યવસ્થા એના પુત્રને જપવાની તક આપશે? કિંતુ અબ્દુલ્લાહ અંતે ઇન્સાન છે જીવનની હોસાતોસી એના જીવનમા વણાઇ ગએલી છે પડતો આખડતો પણ ઝઝૂમે છે ધપ છે બેઠા લડતો રહે સહન કરતો રહે એક દિવસ ત્હારો મોટો થશે તેના યતનગતા યૌવનમા તેની અદમ્ય અભિલાષાઓની સિધ્ધીમા તુ પુનઃ નવજીવન પ્રાપ્ત કરશે, એની યુવાનીની તાઝગીમા એના પ્રેમ અને સૌંદર્યની રંગીન દાસ્તાનોમા હર્ષે તાસની ઉન્નત ભાવનાઓમા ત્હારો આત્મા તીજને અવશ્ય ખોળી લેશે

બાહ્ય દીમા ભાવનાઓમા એક નવપરિણિત યુગલ પણ હતુ જે મધુરજની ગાળવા માટે આવ્યુ હતુ સરમાગી અને ખૂબસૂરત ઉભય આખો દિવસ ફરતા રહેતા હતા ક્ષિતિજ પર, પુષ્પો પર, ગોલ્ફ કોર્સ પર ચાંદની પર દેવદારના વૃક્ષોથી લઇને જગતની દરેકે પર મરી રહ્યા છે ઓબ્રાઇનની માન્યતા હતી કે કે બન્ને એક સ્વપ્નુ જોઇ રહ્યા છે અને તેઓ નથી જાણતા કે વૈભવ વિલાસની ઇચ્છાની પાછળ વાસ્તવિકતાનુ ભૂત પણ રહે છે

મે કહ્યુ ''ડોસા ત્હારી બુદ્ધિ ઠેકાણે નથી! શુ લગ્ન કરવુ પાપ છે? શાદી થાય છે, બાળકો જન્મે છે, એ સ્વપ્નાથી ઇન્સાનોની સુંદર વસ્તીમા એક નવીન ઘરનો વધારો થાય છે'' ઓબ્રાઇન કહતો ''ના લગ્ન કરવુ એ ગુનો નથી સ્વપ્નાનુ તૂટવુ કારણ છે, અને એ સ્વપ્ના ઘણાજ જલ્દી નષ્ટ પામે છે કુદરત પોતાની જાળ પાથરે છે ગોટનેજ તો તેણે પુષ્પમા પરિમલ, હરણમા ચપળતા સ્ત્રીઓમા સૌંદર્ય રાખ્યુ અને જ્યારે કુદરતનો આશય પૂર્ણ થાય છે ત્યારે પુષ્પ ચિમળાઇ જાય છે હરણ શિકાર થઇ જાય છે સ્ત્રીઓ દુઃખ થઇ જાય છે અને તમાકુ સ્વપ્ના તૂટી જાય છે જેવી રીતે તારે મ્હારા હાથથી કાચનો ગ્લાસ તૂટી ગયો હતો તેમ' વેની છોકરીએ હસીને કહ્યુ

ઓબ્રાઇન કહેવા લાગ્યો ''સૌંદર્ય ચિરજીવી નથી મને જગત અને એના સર્જકપર રહી રહીને એજ ગુસ્સો આવે છે કે આખર આમ શા માટે?''

મે કહ્યુ ''કોણ કહે છે કે અનંત નથી?

તમે સૌંદર્યને એકાકી સ્વરૂપે નિહાળો છો? વ્હેર મત્માધાનિ છો રૂપને સામુદાયિક સ્વરૂપમા ભાગો પુષ્પ હમેશા હસે છે હરણમા કસ્તૂરી સદા સર્વદા મહેકતી રહેશે સ્ત્રીઓનું લાવણ્ય" ઓથ્રાઇનની આંખો તાલચોળ થઇ ગઇ વળી વિચાર કરો કે સૌંદર્ય કાળનો એક માપ છે એની દાર્શનિક અસર છે જયા સુધી કાળ ન આવે રૂપ કેવી રીતે મરી શકશે? સ્ત્રી પોતાની પુત્રીમા, પુષ્પ તેની કળીમા, હરણ પાતાની દુગીમા તે સૌંદર્ય ઝનક જુએ છે

પહાડો પર ઘનવરી ઘટાઓ છવાવા લાગી વાદળો કોમળ કરો વધતા વધતા અમારી સમીપ આવી પહોંચ્યા અને અમારા ગાત્રોને સ્પર્શવા લાગ્યા કોમળ કોમળ હાથ બસ ગુનમર્ગમા મને આજ વસ્તુ પ્રિય લાગે છે ઓથ્રાઇન આ દશ્યોમા તલ્લીન થઇ ગયો

"અને અબ્દુલ્લાહ પોતાના પુત્રમા" ઓથ્રાઇને કટાક્ષમા કહ્યુ

પછી સહસા મોની ઉઠયો "શરાબ કદી વૃધ્ધ થતી નથી જગતમા એકજ વસ્તુ અમર છે અને તે શરાબ મે એક સ્ત્રી સાથે પ્રેમ કર્યો તણે મને તરછોડી દીધો મ મ્હારા પ્રેમના નશાને દીર્ઘકાળ સુધી તાઝો રાખ્યો કિંતુ એક દિવસ એય વૃધ્ધ થઇ ગયો મે તેને જવાન રાખવા ઘણો પ્રયાસ કર્યો કિંતુ પ્રતિક્ષણે તેના મુખ પર કરચલીઓ પડતી ગઇ અને એક દિવસ તે મરી ગઇ"

"અને તે સ્ત્રી"

"ક્યા હશે તેની મ્હને ખબર નથી હું તેનુ મોઢુ જોવા નથી ચાહતો મ્હારે વતન પાછા નથી જવુ વીસ વર્ષ પૂર્વે મે તેને જોઇ હતી તે પિયાનો પર બેસી એક મનહર ગીત ગાતી હતી" ઓથ્રાઇનની પાંપણો ભીંજાઇ

સહસા એક દિવસ ન જાણે ક્યાથી અમે રીકન અને બ્રિટિશ સનિકો આવી ચઢયા અવિવેક કઠોર અને ઉચ્છ્વન વર્તન છતા તેઓ પ્રત્યે મને ઘૃણા નહોતી, એમ ની આતુર આંખો કોઇ વસ્તુની શોધમા હતી ભૂખ્યા હતા તરસ્યા હતા તેઓ પ્રેમ ચાહતા હતા એંગ્ને 'ફ્રેંસ'નો ઝમાનખાન જે પ્રેમનો વેપાર કરતો હતો તેમને પૂરા પાડતો

રીત આ હતી

"વેલ, બેગ?"

"યસ સર"

'ક્યા બાત હૈ?"

'બધુ બરાબર છે ટગમુર્ગથી નવી મીસ સાહબા આવી છે કિંતુ મોટા મેજર સાહબે તેને ટગમુર્ગના બગને ચાર વાગે અચૂક હાજર કરવાનુ કહ્યુ છે"

'વાહ સબ ઠીક હૈ અમ ખુ સુના તુમને અમ ખુશ પહોંચાયા દેગા"

"યુ સ્ટુપીડ"

"ડોન્ટ બી સીલી"

"કમ ઑન"

"you are very cheeky"

"shut up"

ઓથ્રાઇન કહેવા લાગ્યો હુ સૈનિકોને હમેશા ક્ષમા આપી દઉ છુ તે એક સ્ત્રીના શિયળ પર હાથ નાખે છે તો હજારો સ્ત્રીઓના શિયળનુ રક્ષણ પણ કરે છે

ઓથ્રાઇનના આ શબ્દો હજી મારા મનમા ગુંજે છે ધાડ કરીને તે વેળા બરમાથી આવેલા એક ઠેકેદારે કહ્યુ હતુ 'સાહબ રહેવા દો હવે શિયળ ને બીયળ? એ તત્વજ્ઞાન તો ખાવુ આરોગ્યા પછીજ સૂઝે છે અરે સાહબ! અમ બરમાથી તો ભાગ્યા તો મ્હાન સાથે

આખુ કુટુંબ ન હતુ. બે હતી જવાન છોકરીઓ હતી નાના બાળકો હતા, બધા રસ્તામા મરી પરવાર્યા. મે મ્હારી સગી આંખે મ્હારા બાળકો અને બીબીને રોટીના એક ટુકડા માટે તરફડતા દીઠા. મ્હારી છોકરીઓને પેટની આગ હોલવવા માટે પોતાના શિયળને તે ખુલ્લી સડક પર વેચતી જોઇ છે. શિયળ મૂર્ખ છે, ગમાર છે તે જે શિયળની પવિત્રતા પર શ્રદ્ધા રાખે છે. એ બધુ તત્વજ્ઞાન કે ડહાપણ તો પેટમા અનાજ પડ્યા પછી સૂઝે છે મહેરબાન સમજ્યા?'

થોડીક ક્ષણો એમને એમ બકતો રહ્યો, એબ્રાહમના વદન પર ગાંભીર્ય છવાઇ ગયુ. કહેવા લાગ્યો. શરાબ લાવો શરાબ. શરાબ કોઇ કાળે વૃદ્ધ થતી નથી તે સદા જવાન રહે છે, કદી નિર્દય થતી નથી. ક્યારે પણ ધોકો આપતી નથી તે ઇન્સાનની જેમ ઝાલિમ નથી અને નથીજ."

સ્વચ્છ આકાશમા તારલાઓ ચમકવા લાગ્યા ને ડોંક હોટલ જાણે રજની રાણીને પડકાર આપતી હોય તેમ તેના વિજળીના દીવાઓની હાર માળાથી ઝગમગી ઉઠી એવુ લાગતુ હતુ જાણે કોઇએ બનફશાના પુષ્પોની સુગંધી વાતાવરણમા ઉછાળી ન હોય! પછી હળવે હળવે આથમણી દિશામાંથી સંધ્યાની અંતિમ રેખાપર લજ્જિત થતા ચંદ્રમાએ દેખાવ દીધો. તે ઝગમગાટ મારતા લજ્જિત મુખડાવાળા સાકીની જેમ જેણે પ્રથમ જરાક પોતાના કરમા સુરાહી ઉઠાવી હોય! એબ્રાહ્મ મદિરા પાન કરવા લાગ્યો. તેના નયનો નિલવર્ણા થયા આકાશ જેવા નિર્મળ.

સાત નમ્બરના રૂમમા એક ઇવેલીયન રહેતી અને તેની પુત્રી મેરિયા રહેતી હતી. મેરિયા આખો દિવસ પોતાના રૂમમા પ્યાનો વગાડતી, સંધ્યા સમયે પોતાના પિતા સાથે બહાર ફરવા જતી, વૃદ્ધ ઇવેલીયન આશરે પચ્ચીસ ત્રીસ વરસથી રહેતો હતો, એની પુસ્તકોની નાની લાયબ્રેરી પણ હતી જેમા મોટે ભાગે જાસુસી નોવેલો, ઐતિહાસિક વાર્તાઓ, પ્રેતોની કથાઓ અને એવુ બીજુ સાહિત્ય હતુ, જે સૈનિકો અને અભણોને આકર્ષે છે તેઓ પુસ્તકાલયમાથી ભાડે પુસ્તકો વાચવા પણ લઇ જતા. જુના ઇવેલીયનને લાકડાના રમકડા બનાવવાનો ઘણોજ શોખ હતો. જંગલના લાકડાઓમાથી એટલી તો સુંદર લાકડીઓ બનાવતો કે ગુલમર્ગની ધાંગીમા તેની ગણના થતી. પ્રવાસીઓ મોંઘી કીમતે ખરીદીને પોતાના દેશ લઇ જતા. મેરિયા પ્યાનો વગાડવામા પારંગત હતી. વિશ્વયુદ્ધ પહેલા ગુલમર્ગના પ્રતિષ્ઠિત અંગ્રેજોના ઘરે પ્યાનો શિખવવા જતી. વિગ્રહ શરૂ થતાજ પિતાપુત્રીને નજરકેદ કરવામા આવ્યા હતા. પાછળથી પોતે હિંદના વતનીઓ છે એમ પુરવાર કરવાથી છોડી મુકવામા આવ્યા હતા, છતાય તેમના પર કડક દેખરેખ રહેતી.

[અપૂર્ણ

# ટોયલેટસ શા માટે વાપરવા?

તે બીજી જાહેર ખબરોમા
વાચી ખરીદતી વખતે
"હિંદુસ્તાન ટોયલેટસ"
માગો જેમાં દરેક તત્વો
સમાયેલાં છે






સૌંદર્ય
વધારવા
માટે
"હિંદુસ્તાન"
ટોયલેટસ
વાપરો

"હિંદુસ્તાન"
* સ્નો *
મોઢા તથા ચામડી ઉપરના ખીલ,
ડાઘ, કાળાશ વીગેરે દુર કરી
સૌંદર્યવર્ધક વસ્તુ તરીકે
ઉત્તમ પુરવાર થએલ છે

"હિંદુસ્તાન"
કોકોનટ હેર ઓઈલ
વનસ્પતિ તેલમાંથી તૈયાર કરવામા
આવે છે ખરી પડતા વાળને
અટકાવવામા અને વાળને મુલાયમ
બનાવવામા બીનહરિફ છે



"હિંદુસ્તાન"
લવન્ડર બ્રીલીયનટાઇન
વાળને વ્યવસ્થિત રાખે છે
તેની સુવાસ આનંદીત રાખે છે

[દરેક શહેરોમાં મળે છે]

બનાવનાર
યુનીવરસલ પરફ્યુમરી વર્કસ
૯૫, કામ્બેકર સ્ટ્રીટ, મુંબઈ ૩
ફોન ૨૫૩૬૩

"ગાલિબ" બજોદવી

# "નઝમે કુર્આન"

(અલિફ—લામ—મીમ, છઠ્ઠા રૂકૂઅ)

કરો તૌબા ખુદાએ પાકકી દરગાહે વાલામેં
બહોત રહમો કરમ હૈ ઝાતે શાહેનશાહે વાલામેં!

યૂંહી તુમ નફ્સે અમ્મારાકી, સરકૂબી કીએ જાઓ
જહાં તક તુમ જીએ જાઓ, જહાં તક તુમ જીએ જાઓ!

યેહી બેહતર અમલ નિકલા ખુદાકે રૂબરૂ આખિર,
ઇસીમે હર બલાસે હર ગમસે નિજાત સુખરૂ આખિર!

તુમ્હીં વોહ થે કે જબ તાયબ હુએ અપને કરમ આયા,
કે વોહ તવ્વાબ હૈ રહમત લિએ અપની બહમ આયા!

કહા તુમને જબ અપને મૂસા કે હમ હરગિઝ ન માનેંગે
યહાં તક કે ખુદાકો દેખલે ઝાહિર, ન જાનેંગે!

યે કૈસીથી ચમચક દેખતેકી દેખતે તુમકો,
ગીરી બર્કે ગઝબ ઓર લે ગઈ ગિરતે હુએ તુમકો!

મગર ફિરભી કરમવાને કરમ કરનેકી ઠાની હૈ
મુસીબતમેં કિસીકી દર્દમેં બનનેકી આએ હૈ!

કે તુમ થે મૌતકે મુહમેં તુમ્હેં ઝિંદા કિયા હમને,
કરો તુમ શુક્ર નેઅમતકા યે મૌકા ભી દિયા હમને!

કરમકા અબ્ર ઉઠ્ઠા તાકે સાયા તુમપે હો જાએ
મનો સલવાકી નેઅમતમે તુમ્હારા દર્દ ખો જાએ!

તુમ્હેં પાકિઝા ચીઝેં દી હૈં ઉનકો ખાઓ રગબતસે,
રહો આપસમેં ઉલ્ફતમેં, રહો બિનકર મહબ્બતમેં!

મગર તુમ વોહ કે આખિર ઝુલ્મ કરનેમેં ન બાઝ આએ,
વોહ ઝુલ્મ ઐસા તુમ્હારી અપની જાનોંકો સતા જાએ!

વોહ દિનભી યાદ રખ્ખો જબ કહા થા યે, બ-ચાહત તુમ
કે ઉસ ગાઉંમે જાઓ ખાઓ ઉસસે બા-ફરાગત તુમ!

જો દરવાઝેમેં દાખિલ હો તો યૂં સજદા કિએ જાઓ,
કહો હમ માગતે હૈં બખ્શિશે, બખ્શિશ લિએ જાઓ!

ખતાએ, હમારી, બખ્શેંગે, ખાસી હો, ઉસકે પહેલે
ઝિયાદા દેતે હૈં હમભી તો નેકી કરને વાલોંકો!

મગર અફસોસ કે ઝાલિમને આખિર ઝુલ્મ હી ઠાના,
કહા જો ઉસસે કહનેકો, ન વોહ કહના કભી માના!

બદલકર બાત વોહ ઝાલિમ ઝરા નાપાક કરતે થે
જો નેઅમત ઉનકો મિલતીથી ઉસીકો ખાક કરતે થે!

ઉતારા ઝુલ્મ લિએ હમને અઝાબે આસમાની ફિર,
ઇન્હીં ઝાલિમપે જો ફાસિક બનેથે નાગહાની ફિર!

 [તા. ૧ ૨ ૬ ખત્મ]

રૂઅયતન તોકરેંબેહા બેની વ તોકરેંહો બેહા કુર્બતી વ તશરટો બેહા મદ્દગી વ તલુફ્કો બેહા રામ્લી વ તન્જ્મઓ બેહા બૈની વ બૈના નબીય્યેકા મહ્ત્વ લાહો અનૈહે વ સ'લમ ચૌમલ કિયામતે કિદ દરજાતિલ ઊલા વ તોફરેંકો બૈની વ બૈનહૂ ફિદ દુન્યા વલ આખેરતે બેરહમતેકા યા અર્હમર્રાહેમીન

ઘણા બુઝુર્ગોને દીન (રે અ) કહી ગયા ગયા છે કે મજ્કુર દુઆ પઢવા પહેના જો જો બે રકઅત નફિલ નમાઝ પઢે અને તેમા પહેલી તેમજ બીજી બને રકઅતમા સૂ એ ફાતેહા પછી સુરએ મુઝઝમ્મીન પઢી સલામ ફેરવી એ નમાઝનો સવાબ હુઝુર (મન)ને બખ્શી મજ્કુર દુઆ પઢવામા આવે તો ઈ અ બ ન જ દી દીદાર નસીબ થશે

"જુદા જુદા દરૂદ શરીફનુ વર્ણન"

રિવાયત ૧ લી—દુર્રે મન્સૂરના કર્તા હઝરત કઅબ (રદી)થી રિવાયત કરે છે કે—જ્યારે ઈન્નિ લાહ વ મલાએક (છેવટ સુધી) ની આયત નાઝિલ થઈ ત્યારે અમોએ અર્ઝ કરી કે યા રસૂલિ લાહ (સ.) સલામ પહો ચાડવાની રીત અમો જાણીએ છીએ પણ સલ્વાત (હુઝૂર સલ ઉપર દરૂદ મોકલવુ તે) મોકલવાની પણ કોઈ રીત હોવી જોઈએ! આપે (સ.) ફરમાવ્યુ જ્યારે તમો મારી ઉપર દરૂદ મોકલો ત્યારે આ મુજબ કહો (પઢો)—

"અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદીન વ અલા આલે મોહમ્મદીન કમા સલ્લયતા અલા ઈબ્રાહીમા વ અલા આલે ઈબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ વ બારેક અલા મોહમ્મદીન કમા બારકતા અલા ઈબ્રાહીમા વ અલા આલે ઈબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ"

મજ્કુર કર્તાએ ઉપની રિવાયતો જુદી જુદી રીત અને જુદા જુદા શબ્દોમા લખેલી છે પણ તેનાથી તેજ રિવાયતો લખવામા આવે છે કે જેમા દરૂદ શરીફના શબ્દો પણ જુદા જુદા છે

રિવાયત ૨ જી બીજી રિવાયત હઝરત ઇબ્ને અબ્બાસ (રદી૦)થી છે કે—અમોએ મજ્કુર આયત સાંભળીને કહ્યુ—યા રસૂલિ લાહ! (સ.) અમ્માનામો અને અમોને આવડે છે આપ (સલ) સલ્વાતની રીત બતાવો આપે (સ.) ફરમાવ્યુ કે આ મુજબ કહો

અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદીન વ અલા આલે મોહમ્મદીન કમા સલ્લૈતા અલા ઈબ્રાહીમા વ અલા આલે ઈબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ વ બારિક અલા મોહમ્મદીન કમા બારકતા અલા ઈબ્રાહીમા વ અલા આલે ઈબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ વર્હમ અલા મોહમ્મદીન કમા રહેમતા અલા ઈબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ

# વિશ્વતારક મુહમ્મદ (સ. અ. વ.)

નામ જગમા ખુદાનુ ન લેતુ કોઇ,
ઝાડ પત્થર ને મઅબૂદ કહેતુ કોઈ,
મગ્ન સૂરજની પૂજામા રહેતુ કોઈ,
પૂજતુ માનતુ પાણી વહેતુ કોઇ,

કામ કેવળ થતુ મનના આદેશ પર,
આંધી એવી ચડી'તી અરબ દેશ પર,

ચાલતી ભાઈ ભાઇમા શમ્શીર પણ,
વીર એવા હતા એ હતુ તીર પણ,
કોઈની કાંઈ થાતી ન તૌકીર પણ,
ક્યા હતી મમતા, મમતા અને ધીર પણ,

જગમા ચોકોર અંધકાર વ્યાપ્યો હતો,
ને જહાલત તણો દોર ફાવ્યો હતો

મારામારી અરે! નિત પરસ્પર થતી,
ચોરી લૂંટો અને ખૂનામરકી હતી,
કોઇના ઘરમા બાળા કદી જન્મતી,
મૃત્યુવશ બાપના હાથથી થઇ જતી,

એવો યુગ, પણ હતો આજ સંસારમા,
રચ્યાપચ્યા હતા સર્વ તકરારમા

નિજ અતિથીને પણ જાનથી મારતા,
ભાઇ મા બાપને કંઈ ન ગણકારતા,
નવ દયા યાચના દિલમા સત્કારતા,
જાન લેતા અને વ્યર્થમા વારતા,

જનનુ પ્રત્યેક જન જાની દુશ્મન હતુ,
કોઈનુ પણ ન કોઇથી ખુશ મન હતુ

હેતુ રાખી ન પાછી અમાનત કોઇ,
રાખતુ કંઈ ખુદાથી ન નિસ્બત કોઇ,
પ્રાણ કેરી ન લેખાતી કીમત કોઇ,
નિત્ય નૂતન થતી પૈદા આફત કોઈ

છળ કપટમાજ રમતા હતા રાત દિન,
વેર વૃત્તિથી લડતા હતા રાત દિન

ઘડતા હાથે ખુદાને તે પત્થર થકી,
પૂજા કરતા પછી તેની અંતર થકી,
માગતા મન તણી એજ રહબર થકી,
પણ ન કહેતુ કોઇ સાચા પયગંબર થકી,

સેંકડો બુત હતા એક કાબા મહીં,
સૌ હતા એમની મગ્ન પૂજા મહીં

એવા સંજોગ કપરા જગતના ફરી,
ખુદ ખુદાની ખુદાઇ ગઈ ખળભળી
જ્યોત કોઈ અચાનક જગે ઝળહળી,
સર્વ સબ્બેઅલાની સદા સાંભળી,

વિશ્વ તારક મુહમ્મદ પધાર્યા જગે
દુખ ઉગારક મુહમ્મદ પધાર્યા જગે

આવ્યા સંસારના માર્ગદર્શક બની,
સભ્યતા સંસ્કૃતિ કેરા સર્જક બની,
લોક કલ્યાણના સાચા ચાહક બની,
જેમની વાણી જગ-બોધદાયક બની,

મૂળ ઉખડી પડ્યા દ્વેષ તકરારના,
બી જગતભરમા રોપાયા સંસ્કારના

રહમતુલ આલમીં થઇને આવ્યા અહીં,
માર્ગ સીધા જગતને બતાવ્યા અહીં,
હકના આદેશ સૌને સુણાવ્યા અહીં,
નેક સંસ્કાર કંઈ એવા લાવ્યા અહીં,

દીન સ્વીકારતા નિરખી બેદીન સૌ,
થઈ ગયા હન્તે આનીને આધીન સૌ

પાપ કર્મોનુ સત્વર નિકંદન થયુ
ને પિશાચોનુ ધરતીથી ખંડન થયુ,
સુ નુ સર્જન થયુ કુ વિસર્જન થયુ,
બે દિલોનુ પ્રણયથી સંયોજન થયુ,

સૌના 'બિસ્મિલ' થયા પ્રાણ ત્યાગ નમી,
જગત બનાઇના કારણે અમાગ નમી

"બિસ્મિલ" ધોરાજવી

# "મુખથી સદા સલ્લેઅલા થાએ"

મોહમ્મદ મુસ્તુફા પર જો કદી તનમન ફિદા થાએ,
જીવનનો હક અદા થાએ, મરણનો હક અદા થાએ!
વિપદ મ્હારી ટળે સર્વે અને દૂર આપદા થાએ,
દયા દ્રષ્ટી તમારી જો મોહમ્મદ મુસ્તુફા થાએ!

અરે! જો નાવના નાવિક મોહમ્મદ મુસ્તુફા થાએ,
તો બેડો પાર ના થાએ! કહે છે કોણ ના થાએ?
મને જીવતાને જીવ્યાનો અરે બદલો મળી રે' કંઇ,
જીવનને અંતકાળે આપની જો કંઈ દયા થાએ

કરૂં હું શોખથી સજદા હજારો આપને ચરણે,
જો કંઈ ઇન્સાનને ઇન્સાનના સજદા રવા થાએ!
જીવન લાખો કરૂં કુરબાન એવા એક મરવા પર
મરણ જો આપને ચરણે મોહમ્મદ મુસ્તુફા થાએ!

મહાગે છે મને કંઈ તો તમારો એક સહારો છે,
તમારો આસરો બસ આસરો મારો સદા થાએ
એ મુજ હોવું ન હોવું પણ ન હોવાની બરાબર છે,
થયો તો હું થયો ત્યારે તમારી જો દયા થાએ

તમારા નામમાં રાખી ખુદાએ છે મસીહાઈ,
દરદ જો લા-દવા હોએ તો એની એ દવા થાએ!
રહે તો ગમ મને ક્યાથી બના મેહશરના સુરજથી,
તમારી છાંય જો મુજ પર મોહમ્મદ મુસ્તુફા થાએ

જીવું તો એજ આશામાં, મરૂં તો એજ આશા પર
તમારા દર્શ કંઇ મુજને મોહમ્મદ મુસ્તુફા થાએ
મનન હો તો મનન મુજને તમારી રમ્ય સૂરતથી,
રટન હો તો રટન મુખથી સદા સલ્લેઅલા થાએ

બીજું શું જોઇએ મ્હારે હું ઉમ્મતમાં તમારો છું,
એ એવી સંપતિ છે, મૂલ્ય ના જેના અદા થાએ
"હબીબ" આવે તમારા પાક રોઝા પર મરી જાએ,
ખુદા ચાહે તો કંઈ મકબૂલ એ દિલની દુઆ થાએ

સુરત ]

મસ્ત–'હબીબ' સારોદી

અનુવાદક

# ...કઇ તરફ?

રઝાકાઝી

કાળી સાડીવાળી કોઇ સુંદરી પાનની સેંગ રીતે સરી જતી હોય તેમ અંધકારને લઇને નિશા ભાગી રહી હતી. એની પાછળ પાછળ શ્વેત સાડીવાળી કોઈ દેવી કુમકુમ પગલે પધારી રહી હતી. એ હતી ઉષા. ઉષા આવી અને નિશા ગઇ. પ્હો ફાટ્યો, સમીરની સુંદર લહરિઓ માતાની પેઠે બુચકારીને ગુલાબી ઉંઘમા કેફ, નશો વધારી રહી હતી. છતાંય હું સફાળો બેઠો થઈ ગયો. કેમકે મ્હારે આજે કલેક્ટર સાહેબને મળવા જવાનું હતુ. બાળકો નિશાળે દોડી જાય છે તેમ, એક થેલી લઈ હુ સ્ટેશન પ્રતિ દોડયો. ટિકીટ લીધી અને કલાસમા દાખલ થઇ ગયો. કલાસ એટલે સ્કૂલનો ક્લાસ નહિ, ટ્રેનનો કલાસ. સ્કૂલમા તો સાત કલાસ છે પરતુ ટ્રેનમા ત્રણજ. પરતુ સ્કૂલના કલાસ કરતા ટ્રેનના કલાસની શ્રેણી ઉંધી છે. ત્યા એકથી ત્રણ ઉંચો ગણાય અને ટ્રેનમા છેલ્લામા છેલ્લો ક્લાસ તે થર્ડ ક્લાસ.

અજવાળુ વધી રહ્યુ હતુ. પહેલુ સ્ટેશન આવ્યુ અને મ્હારી બાજુમાના એક શ્રીમાને આજનુ 'મુંબઇ સમાચાર' ખરીદ્યુ. લીડના ટોળાની પેઠ ચાર જણા એ એક પેપર પર તૂટી પડયા. વચાયુ, ચવાયુ, વગોવાયુ અને એક થેલીમા નાનામા નાની ગડી વાળી મૂકી દેવાયુ. હવે થઇ મૌખિક ચર્ચા. જાપાન અને જર્મનથી શરૂ થએલુ એ પ્રકરણ છેવટે અનાજની તંગી અને બંગાળના ભૂખમરા પર પહોંચ્યુ.

હુ 'અપ્ટન સીંકલેર' કૃત 'Worlds End' વચવાનો નિષ્ફળ પ્રયત્ન કરી રહ્યો હતો. ત્યા મ્હારી નજર એકાએક ટ્રેન બહારના દ્રશ્ય પર પડી. સુવર્ણમય થાળી જેવો સૂર્ય કંપિત દેહે ઉપર આવવા મથતો હતો તે જોયુ. ત્યા એક દ્રશ્ય બીજુ પણ જોયુ. એક તારના થાંભલા પર બે પડેલા એક મુડદાને ગીધો ચૂંથી રહ્યા હતા. મુડદુ મનુષ્યનુ હતુ કે પશુનુ તે તો ઉતાવળમા દેખાયુ નહિ. પરતુ એની કલ્પના આવતાજ બધા સુંદર વિચારોની જાળ તૂટી ગઇ. દિમાગમા એકજ વિચાર ઘર કરી બેઠો. 'ગીધ અને મુડદુ', "મુડદુ અને ગીધ" ગીધ? કેવુ ભયાનક અને અપશુકનીયાળ પક્ષી! મુડદાને ચૂંથવામાજ જેને મઝા પડતી તેવુ ઘૃણાત્મક-નીચ પ્રકૃતિનુ પક્ષી.

એ ગીધના દ્રશ્યમાથી મ્હારા વિચારો જગતપટ પર દોડયા. જાણે મનેમન ગીધડાંજ ઉભરાતા મ્હને દેખાયા. ઝહારક ફ્રાન્કો, હિટલર, ટેન્જો માનવ ગીધો.

ચીન જાપાન, હિંદુસ્તાન! અરે! આખાય જગતમા માનવ ગીધો. દરેક દેશની આબોહવા એમને માફક આવે છે. દરેક દરજ્જાનુ મુડદુ તે ચૂંથે છે.

ટ્રેન બીજા સ્ટેશનમા દાખલ થઈ ત્યારે મ્હારી તંદ્રા તૂટી. મ્હે જોયુ કે ઘણી શેરવાનીઓ એક ડબ્બાની સાથે સાથે દોડવા લાગી. ટ્રેન થોભતાજ "નઅરએ તકબીર—અલ્લાહો અકબર"ની ઘોષણા શુરૂ થઈ. હુ ડબ્બામા થીજ જેનુ સ્વાગત થઈ રહ્યુ હતુ તેને જોવા લાગ્યો. એક સાડા ત્રણ મણની બીબની ગુણ જેવો માણસ દેખાયો. લાંબો ઝભ્ભો, મ્હેંદી રંગ્યુ લાલ સાફિન બોર્ડ, એક હાથમા તસ્બીહ અને બીજા હાથમા ચાંદીની મુઠવાળી લાકડી. એ હતા એની મહાનતાના એંધાણ. કાળા ચળકતા કપાળ પર સજદાની નિશાની ખુબ ઝળકી રહી હતી. એ હતા એક ધર્મગુરૂ મૌલાના

તેઓ ઉતર્યાં કે તરત મુરીદો આગળ વધી તેમના હાથોને ચાટવા માડયા

"એ હઝરત કોણ છે?" મ્હે એક માણસને પૂછયુ

તેઓ અબ્દાલ મૌલાના મૌલ્વી જનાબ શાહ સાહબ હિંદુસ્તાનની મહાન વ્યક્તિ છે અરે! હિંદુસ્તાન બહાર પણ એમના ઘણા મુરીદો છે અને જ્યારે તેમની પાછળ ઉતરેલી બે બુરખાધારી સ્ત્રીઓ વિષે મ્હે પૂછ્યુ તો જણાયુ કે તે મુમ્બઇની પ્રખ્યાત વેશ્યાઓ છે અને ગુનાહિત જીવનથી તૌબા કરીને મૌલાનાની મુરીદ થઈ ગઇ છે હવે તે શાહ સાહબની સેવા ચાકરીમાંજ પોતાનુ જીવન વિતાવી રહી છે કેવી બડભાગી સત્યવાન વેશ્યાઓ!

ભીડ ઓછી થતા હુ ઉતર્યો અને સ્ટેશન બહાર નીકળ્યો ત્યા શુ જોઉં છુ કે બે કોલેજીયનોને રિક્ષાવાળા અને ટાગાવાળાએ ઘેરી રાખ્યા હતા એક કહેતો હતો કે સાહેબ! મ્હારા રિક્ષામા ચાલો? અને બીજો સાહેબ! ટાગામા ચાલો

એક વિદ્યાર્થીએ મનુષ્ય પ્રત્યેની લાગણી દાખવતા પોતાના મિત્રને કહ્યુ "મનુષ્ય ખેંચે એવા રિક્ષામા બેસવુ હુ પસદ કરતો નથી"

ભોળા વિદ્યાર્થીની નજરમા "પશુની જગ્યાએ ગાડીમા મનુષ્ય જોડવામા આવે એ માનવતાનુ હડહડતુ અપમાન હતુ" એટલે તેઓ ટાગામા બેસી ગયા આ જોઇ બિચારો રિક્ષાવાળો ઉદાસ થઈ ગયો

મ્હને લાગ્યુ બિચારો ગરીબ રિક્ષાવાળો! અરે! એને તો ગાય બળદ યા ઘોડો અથવા ડોધ મેમ સાહેબનો કુતરો થવુ જોઈતુ હતુ! એ માણસ થઇ શા માટે જન્મયો? અને મનુષ્ય તરીકે જન્મવુ હતુ તો હિંદુસ્તાનમા કેમ જન્મયો? તે હિંદમા જ્યા પશુઓ પૂજાય છે, જ્યા ગાયને રોટલા અને આખલાઓને મિઠાઇ ખવડાવવામા આવે છે, જ્યા ઝેરીના સર્પોને દૂધ પાવામા આવે છે, જ્યા કાગડાઓને ચોખા ખવડાવવુ પુણ્ય સમજવામા આવે છે અને જ્યા સડક પર મનુષ્યના શબો રઝળતા મળે છે પણ કોઈ પૂછતુ નથી

હુ કોર્ટ તરફ વધી ગ્યો હતો માર્ગમા એક ખાદીધારીઓનુ ટોળુ જોયુ પૂછતા જણાયુ કે આજે હિંદુસ્તાનના તે મશહુર નેતાનુ ભાષણ હતુ (કે જેમનુ નામ જાહેર કરવુ યોગ્ય લેખતો નથી) ત્યાથી એ લોકો ફરી રહ્યા હતા

મહ્મા મ્હને સાભર્યું કે આ તેજ મહાન નેતા છે કે જેમણે કોંગ્રેસી શાસનકાળમા જ્યારે મુમ્બઈ અને મુમ્બઈ બહારના મજદૂરો અને ખેડુતો પર ગોળીબાર કરવામા આવ્યો ત્યારે એમણે મનુષ્ય હિંસાને અહિંસા લેખી હતી

હુ કોર્ટમા ગયો દિવાની અને ફોજદારી કોર્ટ બન્ને પાસેજ આવેલી છે આ ઇમારતો માનવ જીવનની સામુદાયિક વ્યવસ્થાના સૌથી અગત્યના અગો છે

મ્હારે દોઢ વાગ્યા સુધી બહારજ બેસવુ પડયુ ત્યાર પછી પુનર થયો એ ઓફીસમા કામ કરતા મ્હારા એક મિત્રને હુ મળવા ચાહતો હતો પરતુ તે બિચારા રજિસ્ટરો લખવામા પડયો હતો એટલે હુ કચેરીમા ફરવા લાગ્યો,

જો તમારી ઇચ્છા "સુવર્ણ-દેશ"ના રહેવાસીઓના જીવનનુ નગ્ન ચિત્ર જોવાની હોય તો જરૂર કોઈ ક્રિમ કોર્ટમા જવો ત્યા નતનવના કેસો સાભળવાને મળશે

એક વેપારીએ પોતાના એકના એક પુત્રને એટલા માટે મારી નાખ્યો કે તે પુત્ર-વધુને પ્રેમદા બનાવવા માગતો હતો અને તેને બે

વર્ષની મઝા થઇ એક શ્રીમતે પોતાની પત્નિનુ ખૂન કરી નાખ્યુ પરતુ સાક્ષી ન મળવાથી નિર્દોષ ઠરાવી છોડી મુકવામા આવ્યો એક નવાબ સાહેબે ઘણા ખેડુતોની જમીન જપ્ત કરી લીધી કમક તેઓ પાક સારો પાકયો ન હોવાથી મેહસૂલ ભરી શકતા ન હતા એક વાણિયો એટલા માટે ખુશ હતો કે તેણે પોતાના દેણદારનુ ઘર હરરાજ કરાવવાની પરવાનગી મેળવી લીધી હતી કોઈ ઠેકાણે ચોરીનો ક્રમ ચાલી રહ્યા હતો તો ક્યાક કરજનો કોઈ ઠેકાણે ખૂનની ધમાલ હતી તો ક્યાક ૩૭૨મી કલમનો ઉપયોગ થતો હતો

આ છે તે ડ્રામાઓ જે રોઝની અને દિવાની કોર્ટના મચ પર ભજવાઈ રહ્યા હતા

હું મ્હારા મિત્ર સહિત હોટલમા બેઠો બેઠો ચા પી રહ્યો હતો અહિંયાના વાતાવરણમા પણ તેજ કરજ ચોરી અપરાધ સાક્ષી અને પુરાવા ભજવાતા હતા કોઈ ઠેકાણે પોલિસો તો ક્યાક વકીલો ઉભા હતા અને કટલાક શ્રીમતો તેઓનો આદર-સત્કાર કરતા

મ્હારા મિત્રે પણ કટલાક કસોની વાત સભળાવી પરતુ હુ વિચારી રહ્યો હતો કે કોર્ટનો ખરો અર્થ શુ હશે? ન્યાય કયા પક્ષીનુ નામ છે? તો સમજાયુ કે કોઈ એક સ્તન ખાતુ છે અને કાનૂન તે છરો છે કે જેનાથી અસખ્ય પશુરૂપી માનવો કાપવામા આવે છે અને ન્યાય ન્યાય મ્હને મ્હારા એક મિત્રનુ મતવ્ય યાદ આવ્યુ કે ન્યાય તે વેશ્યા છે કે જેને દરેક શ્રીમત કેટલાક સમય સુધી ખરીદી શકે છે

જ્યારે હુ પાછો ફરી રહ્યો હતો તો જોયુ કે કોર્ટના કપાઉડમા એક વૃક્ષ હેઠળ કેટલાક વકીલોએ એક ક્બૂતરને પકડેલ હતો તેઓ ગરીબ દુબળાને મારવાની ધાક આપી આપેલ પૈસાનુ વ્યાજ માગી રહ્યા હતા

સહસા તે વૃક્ષ પર દ્રષ્ટિ પડી તેની ઉંચી ડાળ પર બે ગીધો બેઠેલા હતા ગીધો ગીધો કોર્ટ કેમા મુ સફ પોલિસ વકીલ વેપારી નવાબ શ્રીમો વગેરે બધા મ્હારી આખો આગળ ફરી રહ્યા હતા એક મરવા પડેલ પશુને ઘેરી બેઠેલા ગીધો તારપર જૂનના ગીધો ટ્રેનના ખળભળાટથી ભયભીત બની ઉડતા ગીધો અરે! ચારે દિશામા ગીધો ઉડી રહ્યા હતા વાણિયો નવાબ મૌલાના ખાદીધારી નેતા મીનમાર્ક અને સભાના પ્રમુખ હિટલર ઝુહાક ફ્રાન્સ ટોકીઓ ચીન જાપાનનુ યુદ્ધ ભુખ્યા ગરીબો દેવાદાર દિવાળીયો મઝૂર બે ત

શમ પડ્યુ હતુ અને ગીધો ચારે બાજુ ઉડી રહ્યા હતા

ટ્રેન વિજળી વેગે જઈ રહી હતી હુ તે જગ્યા શોધી રહ્યો હતો કે જ્યા સવારે મ્હે ગીધો જોયા હતા હવે તા ના થાભલાની પાસે માત્ર હાડકાં પડેલા હતા અને ગીધો ન હતા

સૂર્ય મદગતિએ અસ્તાચલ તરફ જઈ રહ્યો હતો લાભ અને લાલમાએ અમર ઝરાના અમર જળને સુકવી નાખ્યુ હતુ ઘેરી માર્ગે જવાને બદલે એક નિર્જન પગદડીએ જઇ રહ્યુ હતુ

રહવારે સૂર્યે જ્યા ગીધ અને શબ નીહાળ્યુ હતુ ત્યા અધ્યાત્મે કશુ નથી

કાલે જ્યારે સૂર્ય ઉગશે તો અધકાર દૂર થશે અને અહિંયા કશુજ નહિ હોય

# જગદાતા

મૂળ લેખિકા
શ્રીમતિ કમળાદેવી

અનુવાદક
"મઝાક"

—અરબના શ્યામ મનોહર, હુ મારા પ્રેમનુ ગગાજળ આપના ચરણોમા અર્પણ કરૂ છુ માટે તેને કબૂલ કરો

—મનમોહન! જ્યારે સસાર મારી ઉઘમા ઉઘે છે ત્યારે એકાન્તની ઘડીઓ મારા શ્યામના તારોથી મારૂ ગળુ દબાવે છે, ત્યારે પ્રેમથી સતાવેલુ હૃદય મને બેચેન કરી દે છે અને હુ તમારા દર્શનના વિચારોમા જીવનને ભરોસો આપ્યા કરૂ છુ

—સુદર રૂપ આપની પ્રેમકથા મારા આસુ છે આપના દર્શનના વિચારો મારા દિલમા ચુટકીઓ લઈ રહ્યા છે

—મને આશા છે કે મારી આશાઓના દિવાઓ બુઝાના નહીં દયો

—શ્યામ મનોહર, દુન્યા આપના ઉપકારોને ભૂલી શકતી નથી તમો "પ્રેમ-રૂપી' છો, કારણકે આપે વિયોગીઓને ઇશ્વરથી મેળવી આપ્યા છે અને મૂર્તિપુજાનુ ખડન કર્યું છે

—અને હુ આપના આ સત્ય વરતાવને પણ યાદ રાખુ છુ કે આપે સ્ત્રીઓની લાજ રાખી છે, અને તેમને બરાબરની ગણી ઇજ્જત અર્પી

—મહાસુદર, મારા મનની ચિતા દૂર કરો વિરહાગ્નિની તેજ હવા ચાલી રહી છે અને મારી આશાના દિવાઓ મદમદ થઈ રહ્યા છે જેથી હુ ઉદાસ છુ મારો આત્મા આ નિર્મળ શરીરનો ત્યાગ કરવા ઇચ્છા રાખે છે, પણ હુ આપનો પ્રેમ અને આપની કૃપાની આશાઓમા મારી જિદગીના દિવસો પસાર કરૂ છુ

"ઘણીજ બેચેન છુ મનમોહન! અરબના શ્યામસુદર! મને દર્શન આપો"

## —મદીનાનો અભિલાષી!—

('તુમકો મુબારક હો ઉચે મહલ યે'—એ તર્ઝ)

સુન્નેે મુહમ્મદ છો પ્યારા હૃદયથી,
થઈ જાયે મ્હારૂ નિવાસ મદીના
હા નિવાસ મદીના

તડપુ છુ વિરહે કદી ચેન ન આવે,
ભૂલ્યો હુ ભટકુ કો' રાહ ન બતાવે
મરણાતે મ્હારી દદાએ લાશ મદીના—થઈ જાયે

ચમત્કાના વાસી હુ સાનિધ્ય ચાહુ,
નિત્યે ત્હમારા હુ ગુણગાન ગાઉ,
હો જગના સ્વામી! ઓ પીડિતના આકા,
પૂરી કરો "અબ્દ' કરઆશ મદીના—થઈ જાયે

ભૂજ —અબ્દ

"ભાઈ, તમને શું થાય છે? હું તમને કોઈ રીતે મદદગાર થઈ શકું?" શેખે દુખી માણસને પૂચ્છા કરી

"હું વ્યાધિગ્રસ્ત છું માનાથી ચાલી શકાતું નથી જો તમે મને પેલા ગામડા સુધી લઈ જશો તો તમારો અનહદ ઉપકાર થશે" યુવાને ગામડા તરફ આંગળી ચીંધતા ઉત્તર વાળ્યો

શેખ અશ્વ ઉપરથી નીચે ઉતર્યો અને માણસને ઉપર ચઢાવ્યો શેખે ઘોડાની લગામ ઝાલી આગળ ચાલવા માંડ્યું

"જરા અહિં થોભો" દમબાર પગલા દૂર ગયા પછી સવારે યાદ કરવાનો ઢોંગ કરતા કહ્યું, "તમે મારૂ પાથરવાનું ચર્મ ભૂલી ગયા છો મહેરબાની કરી જરા લાવી આપોને?"

અને શેખ જેવા ચર્મને લેવા ગયા કે તરતજ સવારે ઘોડાને એડ મારી દોડાવી મૂક્યો શેખે પાછળ જોયું અને બનો પ્રપંચ સમજી ગયા સવાર એ પેલોજ સાહસી વીર હતો થોડે દૂર ગયા પછી તેણે બૂમ પાડી 'કેમ શેખ! આનંદ છે ને? બસ, હવે પણ પૈસાના મૂલ્યે જે ઘોડો તમે ન્હોતા આપતા તેને મેં કેવા પ્રપંચથી મેળવ્યો?"

"થોડીક ક્ષણ માટે થોભ એકાદ શબ્દ તને કહી લઉં" શેખે કહ્યું

"બહુ સારૂ, ત્યાંજ ઉભા ઉભા કહો!" યુવાને બૂમ પાડી

"એટલોજ શબ્દ" શેખ ફરીથી બોલ્યા "જો તું એક વચન આપે તો હું કદીપણ મારા ઘોડા માટે ચિંતા નહિ કરૂં અને તારે માથે દોષારોપણ નહિ કરૂં જો તને કોઈ કદાચ પૂછે કે તે આ ઘોડો કેમ મેળવ્યો તો ખુદાના માટે તું તારો પ્રપંચ ખોલીશ નહિ અને તેં મને કેવી રીતે છેતર્યો એ કોઈને કહીશ નહિ નહિ તો ઈસ્લામના ઉજ્વળ નામ ઉપર એક કલંક ચઢશે એક મુસ્લિમ કદી અયોગ્ય કૃત્ય કરતો નથી તારે આ કીર્તિ ઉપર પાણી ન ફેરવવું જોઈએ"

જો કે યુવાન પેલી ખૂબસુરત સ્ત્રીના મોહપાશમાં ચકચૂર હતો છતાં શેખના ઉપરોક્ત શબ્દોએ તેના ઉપર અદ્ભુત અસર કરી તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો

"તમે સત્યજ કહ્યું છે" ઘોડો શેખને સુપ્રત કરતા તે બોલ્યો, "ઈસ્લામના પુત્ર તરીકે ઈસ્લામને કલંક લાગે એવું હું કશુંજ નહિ કરૂં"

કેટલું બધું અદ્ભુત પરિવર્તન

* '*The Golden Deeds of Islam*' નામક પુસ્તકના '*The Desert Thief*'નો સુધારા સહિત ભાવાનુવાદ

## જન્મ

૧-૨-૪૪ મોહમદ કાસમ પીપરડી છોકરો-ફારૂક ૨-૨-૪૪ અહમદ ઇબ્રાહીમ મેહતર છોકરી-આયશાબીબી ૩-૨-૪૪ સૈયદમીયા ગોરામીયા છોકરી-શરીફાબેગમ ૪-૨-૪૪ અબ્દુલ કાદર હાશિમ પીપરડી છોકરી-ફાતમાબીબી ૧૦-૨-૪૪ ઇસમાઈલ મોહમદ ગોગા છોકરો-મોહમદ સૈયદ ૧૦-૨-૪૪ યુનુસ યુસુફ બાગીયા છોકરો-યુસુફ ૧૮-૨-૪૪ ઇબ્રાહીમ બનુભાઇ છોકરો-અબ્દુર્રશીદ ૨૧-૨-૪૪ હુસેનખાન હાજીખાન છોકરી-હાજરાખાતુ ૨૨-૨-૪૪ યુસુફ મોહમદ મદની છોકરો-મોહમદ ૨૩-૨-૪૪ ઇબ્રાહીમ દાઉદ છોકરી-શરીફાબીબી ૨૩-૨-૪૪ હાશિમમીયા પીરભાઇ છોકરી-મીનાબીબી ૨૮-૨-૪૪ વલી ઇબ્રાહીમ ખાડીવાલા છોકરી-રસુલબીબી ૨૯-૨-૪૪ યુસુફ અહમદ અંતુ છોકરો-ઐયુબ

## મરણ

૧-૨-૪૪ આયશાબીબી અબ્દુર્રહીમ હકીમજીની છોકરી ઉ વ ૪૦ ૪-૨-૪૪ આશાબીબી શેખુમીયાની વિધવા ઉ વ ૮૫ ૫-૨-૪૪ ખતીજાબીબી શમશેરખાન મોહમદખાન ઉ મા ૨ ૯-૨-૪૪ મોહમદ ઉમર ઇબ્રાહીમ મનસુર બજારવાલા ઉ મા ૧ દિવસ ૨૦ ૧૩-૨-૪૪ સૈયદમીર ઝીયાઉદ્દીન સૈયદ નજમુદ્દીન ખાનસાહેબ બક્ષી ઉ વ ૬૨ ૧૫-૨-૪૪ ફાતમાબેગમ મોતની સૈયદ અબ્દુલકાદર ઉ વ ૧૩ ૧૬-૨-૪૪ ઝુબેદાબીબી તે મોહમદ મોહમદ મનસુરની છોકરી ઉ વ ૨ ૧૯-૨-૪૪ મારયાબીબી તે ઇસમાઈલ મોહમદ મુન્શીની છોકરી ઉ વ ૫ ૨૧-૨-૪૪ મોહમદ મહમુદ મુરાદ ઉ વ ૮ ૨૨-૨-૪૪ રસુલ ગુલામ ઓલપાડી ઉ વ ૬૫ ૨૫-૨-૪૪ ખેરનબીબી તે શેખ મોહમદ હુસેનની ધણીયાણી ઉ વ ૨૪ ૨૮-૨-૪૪ મરીયમબીબી તે ઇસમાઈલ ઇબ્રાહીમ બરચાની છોકરી ઉ વ ૫૦



*Printed by Maganlal Mangaldas Patel, at* The Gangotri' Printing Press
*Kanpith, Khand Bazar,* Surat

*Published by Azum Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahityakaryalaya
*Tower Road,* Surat



પુ. ૫ : અંક ૮મો

# માર્ગ-દર્શન

[ એક પત્ર ]

ભાઈ શ્રી ,

પત્ર મળ્યો, ઉત્તરમાં લખવાનું કે, જ્યાં લગી પ્રેરણાદેવી લખવાના ઉમંગનું જોમ ન જગાડે ત્યાં સુધી કાગળ બગાડવાનું કિંવા લેખનનું કાર્ય કરતો નહિ, વધુ લખીશ નહિ થોડું પણ અર્થપૂર્ણ લખજે.

લોકોને સ્વપ્ને પણ મળ્યાં ન હોય તેવાં દુઃખોની કલ્પના માત્ર કરીને દુઃખી થતો નહિ.

એ ખાસ યાદ રહે કે તારી પ્રતિભાની તને આજ કરતાં આવતી કાલે વધુ જરૂર પડવાની છે માટે અનુભવેલ ઘટનાઓ અને પ્રસંગોનો સંચય કર્યા કરજે, આગળ ચાલતાં એજ સંચયમાંથી પ્રતિભાપૂર્ણ રચનામાં તેનો સૌથી શ્રેષ્ઠ ઉપયોગ થઈ શકે.

આજે તું કેટલાક સમાલોચકની દૃષ્ટિમાં ઉત્તમ લેખક ગણાય પરંતુ ભવિષ્યમાં તારે વાચક જગતનું લક્ષ દોરવાનું છે અને યોગ્ય માર્ગદર્શન પણ.

તારો

એન્ટીન ચેખોવ

[ રૂપાન્તરકાર – રમાકાજી ]

# આવાઝકી દુન્યા

સાંભળનાર 'એકાર'

આજકાલ હિંદમા ઘણુ ઘણું વધી રહ્યુ છે ચલણનો ફુગાવો, જુદી જુદી યોજનાઓ, અને પરદેશી એક્સ્પર્ટોની આયાત, હિંદના હમદર્દોની પરદેશી જમાત, નવા નવા છાપા, નવા નવા ઓર્ડીનન્સો ને નવા નવા કાયદા એતો નિયમિત વધતુજ હતુ હવે બીજુ પણ ઘણુ ઘણું વધતુ જાય છે ધાડ લૂંટ, જાસાચિઠ્ઠી, ભૂખમરો, રોગચાળો, અવ્યવસ્થા, વાચનભૂખ, જાતીય ભૂખ, પ્રેમની ધીંગામસ્તી છેડછાડ, અપહરણ, વૈભવ, વિનાસ, સત્તા, ભેટ-નજરાણુ, ફેશન, પાઉડર, લીપસ્ટીક પ્રેમના ગાયનો, એક્ટ્રેસોના ફોટા, બેંકો, વીમા કંપનીઓ ફિલ્મ કંપનીઓ, માનપત્રોના જલસા, પરિષદો, સમારંભો, વનપ્રવેશો, મંડળો, ભાષણો, સોસાયટીની દુકાનો, રેશનીંગના પત્રકો, ગાનારીઓ, નાચનારીઓ, પરદેશી રિપોર્ટરો, પરદેશથી આયાત તથા આખનાઓ વ્હીસકી, ટોયલેટના સાધનો, લડાઈના પોસ્ટરો છાપાના લવાજમો, નામરદીની જાહેર ખબરો, મુશાયરાઓ, છુટાછેડાઓ, કરવેરાઓ પ્રતિબંધો અને છોકરાઓ વધી રહ્યા છે ત્યારે આવકના સાધનો, રહેવાના મકાનો, ખાવાનુ અનાજ, પહેરવાના કપડા, દવા [illegible] થર્ડ ક્લાસની ટેકો, છાપાનુ કદ, માણસનુ વય, જિગરની શાંતિ, ને મનની ધીરજ ઘટતી જાય છે! આ વધઘટનુ પરિણામ શુ આવશે ? તો એમરી જાણે કે ભગવાન જાણે ? બાકી આપણે તો કિસ્મતનુ લખેલુ અને કાયદાનુ છાપેલુ વાંચી તેનો અમલ કરવા બંધાએલા છીએ!

●

'ખોદીને ખોર વેચી શકાય છે' એની ખાતરી આપણી વડી ધારાસભાના લીગ-કોંગ્રેસના સભ્યોએ ભેગા મળી કરી આપી છે એ ઉહાપોહને પ્રતાપેજ રેલ્વેનુ ભાડુ વધતુ વધતુ અટકી ગયુ છે જેવી કામચલાઉ એકતાથી લીગ-કોંગ્રેસે બજેટને ઉડાવ્યુ એવી કાયમ માટે નહિ પણ કાયમી એકતા ધારાસભાની બ્હાર ન સાધી શકાય? પ્રભુ ફક્ત લીડરોને સદ્બુદ્ધિ આપે તો બધુય થઈ શકે એમ છે! કશુય અશક્ય નથી? બીજા લીડરોને સદ્બુદ્ધિ પ્રાપ્ત થઇ હોય કે ન હોય પણ ડૉ. એમ. એન. રોયને તો ક્યારની સદ્બુદ્ધિ સાંપડી ગઈ છે! મજુરોમા પ્રચાર કરવા અને કામદારોનો જુસ્સો જાળવી રાખવા એમને દર માસે ૧૩ હજાર રૂપિયા મળે છે! પછી એ નવી નવી યોજનાઓ કેમ બ્હાર ન પાડે? તેથી ઉદ્યોગપતિઓની ૧૦ હજાર કરોડની ૧૫ વર્ષિય યોજના સામે એમણે પોતાની ૧૫ હજાર કરોડની ૧૦ વર્ષિય યોજના સોવિયેટ ધોરણે વહેતી મૂકી છે પેલાઓ ઉદ્યોગ દ્વારા હિંદનો ઉદ્ધાર કરવા ચાહે છે, તો આ ખેતીની ખીલવણી દ્વારા હિંદનો ઉદ્ધાર કરવાની યોજના છે! હિંદની એક [illegible] છે કે પત્થરનો જવાબ પત્થરથી! જમાનાના

ઓએ આસામના મોરચે એક બીજી કહેવત રચી છે કે 'પથ્થરનો જવાબ પથ્થરથી!' તેમ ડૉ. રોયે યોજનાનો જવાબ યોજનાથી વાળ્યો છે! જો મનેય કોઇના તરફથી ઓઠામાં ઓઠો એકાદ હજારનો દરમાયો મળી જાય તો એવી સરસ યોજના વહેતી મૂકું કે વાચનાર ભાન ભૂલી આશ્ચર્યથી આંગળાં કરડી ખાય! અને એવું ન થાય ત્યાંસુધી એ ગામના લોકો અમેરિકાનું ઋણ ચૂકવી દેવા એણે છ સાંઢ હિંદની ગાયોની ઓલાદ સુધારવા મોકલ્યા છે તેના જવાબ રૂપે અમેરિકાની ભેંસોની ઓલાદ સુધારવા અહીંથી એટલાજ પાડા મોકલવાની યોજના વિચારી શકાય! દાનડાનું ઘી પ્રચલિત થયા પછી હિંદમાં યોજનાઓનો તોટો પડે એમ નથી?

●

જેમ કાગળનો ડૂચો પૂંજો ઉકરડામાં નખાય છે, ઘરનો કચરો પૂંજો મ્યુનિસિપાલિટીની કચરાપેટીઓમાં નખાય છે તેમ આખા યુરોપનો હિટલરે વાળેલો યહૂદીરૂપ કચરો પૂંજો પેલેસ્ટાઇનના ઉકરડામાં નાખવાની રૂઝવેલ્ટ હિમાયત કરી રહ્યા છે! આરબો એ ઉકરડાની દુર્ગંધથી ભડકી રહ્યા છે, કે એ તેમની ભૂલ છે! એ કચરો પૂંજામાંથીય સડીને અંતે ખાતર થશે તો પેલેસ્ટાઇનની ખેતી સારી થશે ને? બિચારાઓ ખેતીના વિષયથી અજ્ઞાન આરબો ખાતરની કદર શું જાણે? એ લોકો ધારે તો હિંદના કિસાન [illegible] પાસેથી ખાતરનો ઉપયોગ શીખી શકે છે! "નાચનેકી મોર છાપ' તો કે "હાજી હા [illegible] હારે હા"ની જેમ હિંદના મુસલમાનો પણ પેલેસ્ટાઇનના આરબોના સૂરમાં સૂર પુરાવી રહ્યા છે તે તેનું શું? બાકી તમે 'પેલેસ્ટાઇનહીન' ઉજવો કે 'પેલેસ્ટાઇનદાન' ઉજવો પણ નૈતિક કર્તવ્યનો સવાલ છે તેનું શું?

એક અમેરિકાનું છાપું મરડી લોકોની જેમ રૂઝવેલ્ટને શીખામણ આપી રહ્યું છે કે જો "પેલેસ્ટાઇનમાં વધુ યહૂદીઓને વસવા દેવાથી રોકીશું તો હીટલરનો નૈતિક વિજય અમેરિકાને કેમ પાલવે? ભલેને આરબોનો ભૌતિક પરાજય થાય એમાં એમને શું? 'હલવાઇની દુકાન પર નાનીના ફાતેહા' દેવામાં રૂઝવેલ્ટને શું વાંધો હોય? ભલે આરબોએ થોડીક વધુ માનવતા બતાવી એ યહૂદીઓને પોતાના ઘરોમાં વસાવી પોતે બહાર ઓટલા પર પડી રહી કે જગતના ઝાડ નીચે જીવન વિતાવી જગતને કુરબાનીની ભાવના બતાવી દેવી જોઇએ! "નેકી કર ઔર દરિયામેં ડાલ!" એવું ન કરવું જોઇએ?

●

મણિપુરના રાજાના પંડિતો મહા વિચક્ષણ અને અજબ ફળદ્રુપ ભેજાના છે. ગ્રહદશાનિ માટે તેમણે ત્રીજી રાણી કરવાની રાજાને સલાહ આપી છે. ગ્રહદશાના નિવારણ માટે લગ્ન કરવું એ નવો નુસખો છે! હવે એ ત્રીજી રાણી કરવાથી મણિપુરમાંથી જાપાનીઓ ભાગી જશે! આ તો ઠીક નુસખો હાથ લાગ્યો. મારમાર કરતા આવતા દુશ્મનને પાછા પાડવા હોય તો ઝટઝટ લગ્ન કરી નાખવું? બિચારા હીટલર વાંઢો છે તેથીજ [illegible] હારી રહ્યો છે? જર્મનીના ઘડાને એણે જર્મનીની સરહદથી દૂર રાખવા હોય તો ઝટપટ લગ્ન કરી નાખીને ગ્રહદશાનું નિવારણ કર્યું [illegible] અને ગાયકવાડ વગેરે પણ ગ્રહદશાના નિવારણ માટેજ એમ કર્યું હશે!' તો પછી ઇટાલીના રાજા વિકટર ઈમાન્યુલ લગ્ન કેમ ન કરે? રૂમાનીયાના રાજા કેરોલ પણ મેક્સીકોમાં પડ્યા પડ્યા ગ્રહદશાના નિવારણ માટે ઝટપટ લગ્ન કરી નાખવું જોઇએ તો પો. ટેકોને દા ગોળાનો ભય ક ના

લગ્ન કરીને આફત દૂર કરી દેવી એ કેટલી આસાન તરકીબ છે? પૂર્વ તે પૂર્વ ને પશ્ચિમ તે પશ્ચિમ છે! ખરેખર યુદ્ધના ઇતિહાસમા મણીપુરના રાજવી અમર થશે!

●

'૨૯મી માર્ચના નિવેદનમા પહેલીજવાર ચર્ચીલના ભાષણમા શબ્દો ખૂટી ગયા હતા!' જો એમણે મનમા રા જમનાદાસની યાદ કરી લીધી હોત તો શબ્દો ન ખૂટત! કહેવાય છે કે ચર્ચીલના ચિરૂટનો ધુમ્રપ્રવાહ અને એમનો વાણીપ્રવાહ કોઈ દિવસ અટક્યો નથી તે અટકે એમ પણ નથી! તો પછી આમ કેમ થયુ? શુ લંડનમા પણ હવે શુદ્ધ માખણને બદલે દાલડા ગયુ છે? કે કઈ બીજા વિચારોમા મગજ રોકાયુ હશે? હોય, સ્ટેલીન ગાઝો ગાંઠતો હોય એમ જણાતુ નથી! તે જેમ જેમ જર્મનીની નજીક આવતો જાય છે તેમ તેમ માથાભારે થતો જાય છે! જુવોને મિત્રરાજ્યોને પૂછ્યા વિનાજ ખોડોગ્લીઓની પીઠ થાબડી નાખી, રૂઝવેલ્ટની શિખામણને ગણવામા ધાલી જાપાન સાથે નવા વહેપારી કરાર કરી લીધા! ને પોલાંડની પ્રસુતીની પીડા તો હતીજ? મિત્રોની કબાબમા કયે સ્થાને હાડકુ આવીને અટક્યુ છે તેજ સમજાતુ નથી? બાકી ડી વેલેરા જેવો ઘરનો ગોધો આખ ફાડવા તૈયાર થાય ને અમ્મતઅનુન બ્હેરામાણસની આગળ મિત્રતાનો શખ ફુકે તેને હાડકા ચાવવા જેવુ સમજો, કે ફાકો જેવુ 'નહિ ત્રણમા ને તેરમા કે છપ્પનના મેળમા' જેવુ માનવ સરેખડુ પણ ધાકધમકીથી ન દબાય? એ શુ? જો તે વિજય તો નજીક આવતો જાય છે પણ આવા રોડા રસ્તામા આવે છે તેનુ શુ? ઇલાજ એકજ છે બાપ જીણા ને નિવેદનો પડતા મૂકી યુરોપમા બીજો મોરચો જગાવી દેવો નહિતર જર્મન-જાપાની મદારીઓ તો આસામ જેવા કઈ મિલાડ કોથળામાથીજ કાઢશે કરશે?

●

લ્યો દેશી રાજ્યની પ્રજાએ ખુશીથી નાચવા જેવો હુકમ બહાર પડી ગયો છે 'પોલિટિકલ ડિપાર્ટમેન્ટ મારફતે વાઇસરોય તરફથી હિંદના બધા રાજ્યોને હુકમ મળ્યો છે કે તેઓ બધાય પ્રજાના ચુટેલા પ્રતિનિધિઓની ધારાસભાઓ ૧૯૪૪ની આખર સુધીમા પોતપોતાના રાજ્યમા કાયમ કરે અને એ પ્રજા ચુટાયના નમ્બોમા થીજ' દીવાનની પણ ચુટણી થાય તથા રાજવી રાજ્યની આવકમાથી ફક્ત પાચમો ભાગજ પોતાના ખર્ચ માટે લઈ શકે!' વાત તો મોઢામા પાણી છુટે એવી છે, પણ એ કાયદાના ઊંટ સામે દેશી રાજાઓ કાંઠા ફગશે તો? કાયદો જુદી વસ્તુ છે અને કાયદાનો ફાયદો ઊઠાવવો એ જુદી વસ્તુ છે! ભૂતકાળમા દેશી રાજ્યોના દીવાનોના કઈ ખટપટમા ઓછા ઉતર્યા નથી? દેશી રાજ્યોમા તો એક નહિ પણ હજારો વીરાવાળાઓ ભર્યા પડ્યા છે, તેમની આગીયુગીવાળી પાઘડીઓથી પ્રભુ પનાહ માગે છે તોય સરકારનો શુ હિસાબ?

●

ગુજરાતના રાજકીય પ્રવૃત્તિના બીજ રોપનાર રાદેરનુ મુ શુ સાહિત્ય મંડળ વિલીન થયા પછી ગુજરાત અને બૃહદ ગુજરાતના અનેક સાહિત્ય રસિક મિત્રો તરફથી પુન તેને ઉભુ કરવાના પત્રો, સંદેશા તથા રૂબરૂના સૂચનો થયા હતા પણ ભૂતકાળના અનુભવથી અમે છેક ધરાઈ ગયા હોઇ એક દાયકો વિતી જતા સુધી ચુપ રહ્યા રાદેરના મુ શુ સાહિત્ય મંડળના બારે ભોગોનુ ભાન થોડાક જ યુવકોને હતુજ અને છે એ ભોગોને પ્રતાપે ગુજરાતમા

માજે ગઝલ ફૂલીફૂલી રહી છે તેને વધુ વિક-
પાવવા અને ગઝલનો જેમ બને તેમ વધુ
ફેલાવ કરવા સુરતના યુવાન સાહિત્યકારો કે જે
ગઝલ તરફ ખૂબ આકર્ષાયા હોઇ તેમના અપૂર્વ
ઉત્સાહ અને ગઝલ પ્રેમના પ્રતાપે આજે 'મહા
ગુજરાત ગઝલ મંડળ' સ્થપાઇ ગયુ છે ભુત
મળના બોધપાઠોને વિસ્મૃત કર્યા વગર વર્તમાન
મંડળની સ્થાપના કરી હોઇ, તેના ઉજ્જવળ
ભાવિની અત્યારે તો સારી આશા રખાય છે
આથી વિશેષ કઈ લખુ તો 'વરને કોણ
વખાણે? તો કે વરની મા' જેવો આક્ષેપ વહો-
રવાનો વારો આવે માટે આટલેથીજ થભી
ખુદા પાસે પ્રાર્થના કરીશુ કે ખુદા એને 'વધુ
ફળવતુ અને જોમવતુ કરે!' આશા છે કે
સાહિત્ય પ્રેમીઓ અને વાચકો એમા 'આમીન'નો
સાદ પુરી અમલી સહકાર કરશેજ

## ઇસ્લામી શિક્ષણ

જનાબ મૌલાના મૌલ્વી અબ્દુર્રહીમ સાહિ
રાંદેરી સાહેબની તબીઅત નાસાઝ હોવાથી
આ અંકમા ઇસ્લામી શિક્ષણના મકબૂલ
પૃષ્ઠો આપી શક્યા નથી

# સ્વીકાર અને સમાલોચના

**હાસ્ય મંઝિલ** પ્રકાશક હરિહર પુસ્તકાલય ટાવરરોડ સુરત મૂલ્ય રૂા ૩) લેખક–'બેકાર' 'કારવાં'ના વાચકો 'બેકાર' સાહબની કલમથી અપરિચિત તો નથીજ જેના બે હાથમાંથી એમની કલમ ખૂબ વેગથી દોડી રહી છે દર સાલ ટકોરાબંધ એમનાં પુસ્તકો બહાર પડતાં જાય છે **હાસ્ય મંઝિલ** નામ પ્રમાણે ગુણ ધરાવતું ૩૬૮ પૃષ્ટ હાસ્ય પુસ્તક છે એમાં હાસ્યરસના જુદા જુદા અઢાર લેખો છે હેતુ પુરસ્સરનું માર્મિક હાસ્ય અને કટાક્ષ એમાં ડગલેને પગલે માલમ પડે છે કોને વખાણીએ અને કોને છોડી દઈએ એજ સમજ પડતી નથી? પ્રસ્તાવનાથી સમાપ્ત સુધી વાચકને જકડી રાખતું એ ૨૫૦ પાનાનું પુસ્તક હાસ્ય પુસ્તકોમાં અનેરી ભાત પાડે એમ છે શિષ્ટ, દુષ્ટ ને મિષ્ટ હાસ્યના સચોટ રંગીન લખાણ સહિત, રમુજી શૈલી સુંદર મુદ્રણ ને સર્વથી શ્રેષ્ઠ જેકેટ જોયા ને વાંચ્યા પછી પૈસા વસુલ થયા છે'ની ખાતરી કરાવીજ છોડે છે

**પ્રેમ કન્યા** લેખક અને પ્રકાશક ઉપર મુજબ કીં રૂા ૨) કોઈપણ લેખકના એકી સાથે બે પુસ્તક પ્રકાશન પામે એ તેની કલમની સફળતાની નિશાની છે ભલે બીજા લેખકો ગુજરાતને બેકદર કહેતા હોય પણ 'બેકાર'ની કલમની તો ગુજરાતે ભારી કદર કરી છે, એમનાં બાર પુસ્તકો ગુજરાતે અપનાવી લીધાં છે અને તેમાંય ચાર પુસ્તકોની તો બબ્બે આવૃત્તિ થઈ ચૂકી છે મજકુર પુસ્તક હાસ્યપૂર્ણ ત્રિઅંકી ડ્રામા છે એ ત્રિઅંકી હાસ્યપુસ્તક બીજા કોઈપણ પ્રકારનો ઉપદેશ આપ્યા વગર કેવળ હાસ્યનુંજ નિરૂપણ કરે છે ૧૮૦ પાનાના એ પુસ્તકમાંથી વિદ્યાર્થીઓ ઘણા સુંદર પ્રવેશો ભજવી શકે એમ છે ગુજરાતને હાસ્ય સમૃદ્ધ કરવામાં લેખક અને પ્રકાશક બન્ને અભિનંદનના હકદાર ઠરે છે 'બેકાર' સાહબના પુસ્તકો માટે 'કારવાં'ના સુજ્ઞ વાચકોને ભલામણ કરવાની ન હોય!

**મોમીન બંધુ:** મુંબઈની કાઠિઆવાડ પ્રેસમાંથી કલમ તરફથી નીકળતું એ માસિક કચ્છી કવિઓ અને લેખકોના સહકારથી દિવસે દિવસે સારી પ્રગતિ સાધી રહ્યું છે તદ્દન કચ્છી ગજન કોઈપણ જાતની ધાંધલ ધરપત વગર જ્ઞાતિ સુધારા અને સાહિત્ય સેવાના પંથમાં ઠીક ઠીક ધપી રહ્યા છે આ માસિકે અંકમાં નવા 'આન્જુ' છે ગુજરાતની સંપાદનકળા સમૃદ્ધ થતી જાય છે તેનો પુરાવો આ અંક આપી રહ્યો છે જી અમદ પ્રવાસી રમ સાગર, સફ્દર, ગુનઝાર આરઝુ ધુની, અમીર શ્રીમતિ ઝોહરા બશીર નામાવલી વગેરેના લેખો તથા કાવ્યો ઠીક ધ્યાન ખેંચે છે પ્રાસંગિક ચિત્રો પણ યોગ્ય સ્થળે રજુ થયા છે

**ઈસ્માઈલી આગેમહુ અંક** એટલે રંગીન ફોટો ચિત્રો અને સંગીન લેખોનું એક સુંદર આલ્બમ ગુજરાતની આગળ વધેલી ઈસ્માઈલી જમાતનું આ પેપર પોતાની જ્ઞાતિના એક નિર્મળ ને સ્વચ્છ દર્પણ રૂપ છે ચિત્રો, ફોટાને લેખોની પાછળ છુટે હાથે ખર્ચ કરનાર આ એક અઠવાડિક છે કારણ કે એનું પીઠબળ મજબૂત છે અમદ 'શયદા, ખકુભાઈ દેસાઈ તુરાબ ધાના, નસીમ આરઝુ, મસ્તરંગીક, લાખાણી વગેરેના લેખો કાવ્યો ઉપરાંત જીગર, જોશ, નાગરનિઝામી આહેરવ કાદરીના ઉ. કાવ્યોનું ગુજરાતી ભાવનિરૂપણ ખાસ ધ્યાન ખેંચે છે સંપાદન પાછળ લેવાએલી મહેનત ખાસ દેખાઈ આવે છે

**તેજ ચિત્ર.** (સુરત) સાહિત્ય પત્રિકા અંક ફી ૪ આના યુવાન કોંગ્રેસપત્રોના આ

માસિકે થોડીક મુદ્દતમાં સારી પ્રગતિ સાધી છે સાહિત્ય પરિષદના ટૂંક ઇતિહાસ જેવો આ અંક સાહિત્યની વાનગીથી સમૃદ્ધ થયો છે નિબંધો જેવી સુંદરતા એમાં નથી અને સાહિત્ય ચર્ચા હોવા છતાં કંટાળ્યા વગર વાંચી શકાય છે એ એનું આકર્ષણ ગણાય તંત્રીઓની મહેનત બર આવી છે

**ધી યંગ મુસ્લિમ પટેલ એસોસી-એશન** [મુંબઇ]નો ૧૯૪૨-૪૩નો રિપોર્ટ રિવ્યુ અર્થે મળ્યો. ભરૂચ જીલ્લાના કેળવાયેલા યુવાનોની આ નાનકડી છતાં ઉપયોગી સંસ્થા કોમના હાજતમંદ વિદ્યાર્થીઓને પુસ્તકો પુરા પાડવાનું શુભ કાર્ય કરે છે સંસ્થાના પ્રમુખ ઉપપ્રમુખ, મેનેજીંગ સભ્યો અને સેક્રેટરીઓથી અમે પરિચિત હોઈ તેમની કાર્ય ધગશ અને કોમની કેળવણીની હમદર્દીની ધગશ જોતાં ધારે તો હજુ આ સંસ્થાને વધુ વિશાળ પાયા પર મૂકી શકે એમ છે બુકફંડ ઉપરાંત સ્કોલરશીપ સ્કીમ પણ ઉપાડી લેવી જોઇએ જેને વધુ મહેનત પડે ખરી સંસ્થાની કાર્યવાહી અભિનંદનને પાત્ર છે

**ધી મેમણ એજ્યુકેશનલ એન્ડ વેલ્ફેર સોસાયટી** [કલકત્તા]નો ૧૯૪૨-૪૩ નો રિપોર્ટ રિવ્યુ અર્થે મળ્યો ૧૦ વર્ષથી આ સંસ્થા મક્કમ પગલે કેળવણીના ક્ષેત્રમાં પોતાનો કોમની ફાળો આપતી રહી છે ચાલુ વરસની કાર્યવાહી પણ ખૂબ ઉપયોગી અને સફળ નીવડી છે એક વહેપારી કોમ ધારે તો કરી શકે છે એનું અજોડ ઉદાહરણ રૂપ આ સંસ્થા છે કેળવણીના સર્વદેશીય વિકાસ માટે આ સંસ્થા સારા પ્રયત્નો કરી રહી છે

'નવયુગના મંડાણ' 'યુવક' સોસાયટી' વગેરેનો સહર્ષ સ્વિકાર કરીએ છીએ સમાલોચના આવતે અંકે

—તંત્રી 'કારવાં'

## મહાગુજરાત ગઝલ મંડળ, સૂરત

સૂરતના ગઝલ પ્રેમીઓની એક સભા તા ૯-૪-૪૪ની સાંજના ક ૬-૦ વાગે મંડળની સ્થાપના કરવા માટે મળી હતી તેમાં હિન્દુ-મુસ્લિમ શાયરો ભેગા થયા હતા અને મંડળની સ્થાપના માટેનો ઠરાવ કરવામાં આવ્યો હતો

**ચુંટાએલા ઓહ્દેદારો—**

પ્રમુખ—જનાબ 'સેહર' ઉપપ્રમુખ—શ્રીયુત ખંડેરાવ માનાજી પવાર અને ઇશ્વરલાલ પીઆસાના ખઝાનચી—જનાબ 'વહશી' અને મંત્રીઓ જનાબ 'તાજ', પૂનેમ શાહ અને મસ્ત-હબીબ।

**વાર્ષિક ફી:—**

સહાયક રૂા ૨૫, ઉત્તેજક ૧૦,

સામાન્ય સભાસદ રૂા ૩

ગુજરાત અને બૃહદ ગુજરાતના ગઝલ પ્રેમી કવિઓ અને રસિકો કોઇપણ જાતના કોમી ભેદભાવ વિના અગાઉથી ફી ભરી સભ્ય બની શકે છે

પત્રવ્યવહાર વી૦ માટેનું સરનામું —

મંત્રી, મહાગુજરાત ગઝલ મંડળ
C/o. 'કારવાં' કાર્યાલય,
ગલેમંડી રોડ સૂરત.




મૌલાના અહમદ અશરફ કાદરી

●

સવાલ-જે બાઈને તલાક અપાઈ તે બાઈ હુન ગુનાહ કરી ચુકેલી શરઈ ગુનાહ ફોજદારી કેમ લાગુ પડે એવા ગુનાહ વ્યવહારિક ગુનાહ એવી રીતે કબીરા ગુનાહોના કામો કરી ચુકેલી હોય અને તે ગુનાહોના સબબથી તેને તલાક મળી હોય તો તેવી નાલાયક ઔરત પોતાની છોકરી (તલાક મળવા વખતે) તેની (ઉમર વરસ ૮થી ૮॥ના આસરે) હોય તો તે છોકરીને તે ઔરત (તેની મા) રાખવા લાયક છે કે નહીં? તેની મા પોતાની પાસે રાખી શકે છે? તે શરીઅતના હુકમ મુજબ કીતાબોના હવાલા સાથે લખી જણાવશો.

જવાબ-પુછેલી સુરતમા જણાવવાનુ છોકરાને સાત વર્ષ સુધી અને છોકરીને નવ વર્ષ સુધીમા એ રાખવાનો હક ધરાવે છે અને તેનો રીતસરનો ખરચ (જે વ્યાજબી હોય તે) બાપે માસીક અથવા વાર્ષિક આપવો જોઈએ પરતુ સવાલમા લખેલી હકીકત મુજબ જો બાઈ ખરાબ-બદચલણ-ખરી રીતે હોય તો બચ્ચાને મા પાસે રાખવા બાપ ના પાડી શકે છે એટલે કે બાપ પોતાની પરવરીશમા રાખે

સવાલ-એક ઓરતને તલાક અપાઈ તો અપાએલ તલાકવાળી બાઈના ભાઈએ જમાતમા ફરીયાદ કરી કે અપાએલ તલાક ગેરવાજબી છે એ ફરીયાદ અરજી ઉપરથી જમાતે બન્ને પક્ષને બોલાવ્યા અને એક પચ ઉભુ કર્યું અને બન્ને પક્ષને પચે પુછ્યુ કે બોલો અમો જે કાંઈ કરીએ તે તમારે મજુર છે બને પક્ષોએ પચ ઉપર ભરોસો રાખીને કહ્યુ કે જો અમારો કેસનો તમારે બને પક્ષોને મનજુર હોય તો આ પચાતનામામા સહીઓ કરો અને સહીઓ નહી કરો તો જમાતના ગુનેહગાર થશો તો એવી રીતે બને પક્ષોની અનાકાનીથી તે કેસના બાબત સહીઓ લેવી જોઈએ કે અને તેમા આપણી શરીઅતમા શુ હુકમ છે તે કીતાબોના હવાલા સાથે લખી જણાવશો.

જવાબ શરીઅત મુજબ જમાતે ફેસલો કરવો જોઈએ શરીઅતના વિરૂદ્ધ ફેસલો કરવો દુરસ્ત નથી બધા ગુનેહગાર થશે કુર્આન શરીફમા અલ્લાહપાક ફરમાવે છે કે જ્યારે લોકો વચ્ચે તમો હાકેમ તરીકે નીમવામા આવો તો તે વેળા જે હક અને સત્ય વાત હોય તે ઇન્સાફથી ફેસલા કરવા બીજી જગ્યાએ અલ્લાહપાક ફરમાવે છે કે કોઈ ચીઝમા તમારી વચ્ચે ઝગડો પડે તો કુર્આન શરીફ અને હદીસ શરીફ મુજબ ફેસલા કરો એટલે શરીઅતના હુકમ પ્રમાણે અમલ કરવુ જોઈએ શરીઅત વિરૂદ્ધ કરવુ કાઈને હક નથી

સવાલ-જે બાઈને તલાક દેવાઈ તે બાઈના વાલીઓએ જમાતમા ફરીયાદ કરી કે અમારી દીકરીમા એવા શુ એબો હતા જે તેના ખાવીન્દે તેને તલાક આપી જે તલાક આપનારના વાલીઓને જમાત પુછે જે ઉપરથી જમાતે તલાક દેનારના વાલીને જમાતે પુછ્યુ કે તમારા દીકરાએ પોતાની ઓરતને શા કારણોસર તલાક આપી તે કારણો જણાવો તો તલાક દેનારના વાલીએ જમાતમા કહ્યુ કે બાઈને તલાક તો અપાઈ ગઈ જેથી અપાએલ તલાકવાળી બાઈના એબો જમાતમા ખોલવા એ હુ ઉચીત ધારતો નથી અને નાતની

કરવામા ગફલત કરવામા આવશે તો બધા સખ્ત ગુન્હેગાર થશે (કુતાવા તનકી હુલ હામેદીયહ )

**સવાલ**-સાઉથ આફ્રીકામા એવો કાનૂન થયો છે કે ઇસ્લામી તરીકા મુજબ જે નિકાહ થયા હોય તે નિકાહ પાછા કોર્ટમા મેજીસ્ટ્રેટની સામે કાયદેસર થવા જોઇએ અને ન થયા હોય તો પહેલી વારના નિકાહ કોર્ટમા જ થવા જોઇએ

**જવાબ**-નિકાહમા ઇજાબ અને કબૂલ બે ગવાહો સહીત જરૂરી છે અને જ્યારે ઇસ્લામી તરીકા પ્રમાણે નિકાહ થઈ ગયા હોય અથવા થવાના હોય તો તે નિકાહ કોર્ટમા મેજીસ્ટ્રેટની સામેજ થવા જોઇએ એ બીન જરૂરી વાત છે અને મુસલમાનો માટે ઘણુજ મુશ્કિલ કામ છે કે મજહબે ઇસ્લામે એ બારામા એક પ્રકારની છુટછાટ આપેલી છે તેને બધ કરવામા આવે છે અને ઇસ્લામી કાનૂનમા એથી દખલ અદાઝી થાય છે જો ભવિષ્યમા એ નિકાહ વિષે વારસા વહેચણી કે નામા અથવા બીજી કોઈ પ્રકારનો અદેશો હોય તો અસલી નિકાહની ત્રણ કોપીઓ તૈયાર કરવામા આવે જે ઉપર વકીલ-ગવાહ-બીજા હાજર મજલિસના અમુક સભ્યોની સહીઓ હોય અને એક નકલ મરદને એક નકલ ઔરતને અને એક નકલ કોર્ટને આપવામા આવે એથી ભવિષ્યની પૈદા થનારી મુશ્કિલો ઘણી સહેલાઇથી દૂર થઈ શકે અને એથી શરીઅતની આપેલી આઝાદી પણ સચવાયેલી રહે છે માટે મુસલમાનોએ ઉપના કાનૂનને સુધારવાની પુરતી કોશિશ કરવી જોઇએ નહીતર એક પછી એક ઇસ્લામી કાનૂનો મીટાવી દેવામા આવશે જેથી મુસલમાનો સઝા તથા અઝાબે ખુદાવદીના મુસ્તહક બનશે

**સવાલ**-ખુતબાના સમય ઉપર કોઈ પણ ઇબાદત થઈ શકે કે નહિ

**જવાબ**-જુમ્અહના દીવસે ખુત્બો થતો હોય ત્યારે કોઈ પણ પ્રકારની વાત કરે નહિ તેમજ નમાઝ પઢે નહિ બલ્કે ચુપચાપ અદબથી ખુત્બો સાભળે

**સવાલ**-એક માણુસની પડતર ખાની ઝમીન પર બીજા માણુસે ઝાડ રોપી શકે છે? તેના ફળ ખરીદી ખાવા દુરૂસ્ત છે?

**જવાબ**-ઝમીનનો માલિક રાજી હોય તો ઝાડ રોપી શકે છે નહિતર માલિક ઉખેડાવી શકે છે તેના ફળ રજા મેળવી અથવા ખરીદી ખાઇ શકે છે

**સવાલ**-પોતાની માનુ દૂધ આવતુ ન હોવાથી એક નાનો છોકરો પોતાની દાદી અથવા ફોઇનુ દૂધ પી શકે છે

**જવાબ**-છોકરો પોતાની દાદી અથવા ફોઇનુ દૂધ પી શકે છે પરતુ ફરી એ છોકરા કોઈ વેળા પણ ફોઇની છોકરી સાથે કે કાકાની છોકરી સાથે નિકાહ કરી શકશે નહિ કારણ કે ફોઈની ઔલાદ તથા દાદીની ઔલાદ એના દૂધ શરીક ભાઈ બ્હેનો ઠરશે

**સવાલ** એક મસ્જિદમા ઇમામ તથા મોઅઝ્ઝીન મોજૂદ છે તે મસ્જિદમા એક નમાઝી કે જે કદી કદી વર્ષમા એક બે વાર આવતા હશે મજકુર મસ્જીદના માગીની રજા વગર તક્બીર એટલે એકામત કહે છે તેને ના પાડવામા આવે છે છતા તેઓ માનતા નથી એવા માણુસો માટે શુ હુકમ છે

**જવાબ** જેણે અઝાન કહી હોય તેણેજ તક્બીર (ઇકામત) કહેવી જોઇએ જો તે મોઅઝ્ઝીન (બાગી) તક્બીર વેળા માઝુઝનના કારણે હાજર ન હોય તો બીજો કોઈ પણ માણુસ તક્બીર કહી દે પરતુ તેની હાજરીમા તેની રજા વિના અઝાન કે ઇકામત બીજો માણુસ કહે નહીં

# પોઠ




ઉઠયા તેવાજ સીગારેટ સળગાવી જાજરૂમા ધુસ્યા જાજરૂમાથી નીકળ્યા તો દોડયા નળ પર પાણીની એક બે છાલક મો ઉપર મારી ન મારી ત્યા કપડા પહેરી દોડયા બજારમા સૌથી પહેલા એક હૉટલમા ધુસ્યા 'છોકરા જલદીથી ચાહ લાવ" કહી હૉટલવાળાના આવેલા પેપરો પર તરાપ મારી આરંભથી અંત સુધી અક્ષરસ વાચી લઈ "કઈજ નથી" કહેતાની સાથે છાપા મૂકી ચાહ પીવા માડી ચાહ પીતા પીતા હૉટલવાળાને બીજુ દૈનિક મગાવવાની ભલામણ કરી દીધી ચાર આનાનુ મફત વાચીને એક આની ચાહની ચૂકવતા બહાર નીકળ્યા બારણે પોતાની ટાઈપના ચાર મિત્રો મળ્યા તેમની સામે વાચેલુ બધુ ઓકી નાખ્યુ વધુમા યુરોપ, રશિઆ જાપાનને છેક વટે સુધી નાખી હિન્દની ખબર લેવા માડી પહેલા કોન્ગ્રેસીઓને ભાડયા પછી મુસ્લિમ લીગ પર ટકોર કરી પાકિસ્તાનની તરફેણમા ન્હાનકડુ લેકચર આપી કાઇદે આઝમનો મુકામ હાલ કયા છે? અને તેઓ શુ કરી રહ્યા છે? નો સવાલ પૂછયો અને એનો જવાબ કોઈ ન આપતા પોતે આપી દીધો નજીકની લાયબ્રેરી ખૂલતા તેમા ધુસ્યા અને બેએક વધુ છાપા જોઈ કાઢયા લીગનુ ગુજરાતી દૈનિક ન હોવાનો અફસોસ જાહેર કરતા 'વંદેમાતરમ' પકડયુ અને છોડયુ તે 'જન્મભૂમિ' લીધુ બે ત્રણ અઠવાડીકોના પાના ઉથલાવી જોયા અને ત્રણ ચાર માસિકોનો રસ ચૂસી લીધો અને 'કશુજ નથી' કહેતાની સાથે 'કારવા' પકડયુ 'ફતાના' બારીકાઈથી જોયા અને નવીજ ફિલ્મનો ફતવો પૂછવાની પેરવી દિમાગમા ગોઠવવા માડી એટલામા દૂરથી કોલાહલ જણાતા એને પણ પરખી બનતી ત્વરાએ ત્યા દોડયા અને લોકોના ટોળામા મુંડી મારી ધુસી ગયા જલ્દીથી મોટર નીચે કુતરૂ આવ્યાની વાત જાણી લીધી એટલે છવાગો માગના બીજાઓને સમાચાર આપતા દોડયા રોઈટર સમાચાર એજન્સીના ખબરપત્રી તરીકે બીજી બેએક ગામમા ઘોળાઈ રહેલી વાતો પણ કાઢી અને રિવ્યુ કર્યુ બે ચાર આટા પૂર્વ તરફ અને એકાદ ઉત્તર તરફનો મારી હા હા હી હી કરતા ઘર તરફ વળ્યા

ઘેર જઈ ખાધુ અને ઉંઘવા સારૂ આડા પડયા પણ ઉંઘ ન આવતા એકાએક બેઠા બ'કે ઉભા થઈ ગયા સામે છત્રી પડી હતી તે ખોલી બરાબર જોઈને બંધ કરી મૂકી દીધી બારી માથી મહોલ્લાનુ નિરીક્ષણ કર્યુ અને એ તાકવાથી થાકતા ખુરસીમા પડયા 'ઇકબાલ' અને 'એહસાન'ના દીવાનો વાચવા માટે મેજ પરથી લીધા, ત્યા મેજની જગ્યા બદલવાનુ યાદ આવતા તે કામ આરંભ્યુ ચપનમા ખીલી ઠોકી અને જિન્નાહનો ફોટો વાકો વળી ગયો હતો તે સીધો કર્યો ફિ'મનુ એકાદ ગીત યાદ આવતા પહેલા ગળાથી ગાયુ અને પછી સીટી વગાડીને ગાયુ આરસીમા મોઢુ જોવા લાગ્યા અને મૂછના સફેદ વાળ તોડવા લાગ્યા, મિત્રને ત્યા જવાનુ યાદ આવતા ત્યા ગયા અને ત્યાથી સારોસાર સીનેમામા ગયા ત્યાથી પાછા ફર્યા સાંજનુ ખાવુપીવુ અને સૂઈ ગયા અને પાછા

આવતી કાને સનાગે તે એમજ ટાઈપિનુ જીવન ચક્ર ચાલુ હતુ

× × ×

પત્રનો જવાબ પણ લખવાની જેમને ફુરસત નથી મળતી એવા એક યુવાન મિત્રની દિનચર્યા ઉપર મુજબ છે બનવા જોગ છે તેમા એક બે વાત વધી ગઈ હોય યા એક-બે લખવાની રહી ગઈ હોય પરતુ એટલુ તો ખરૂજ છે કે એમને ફુરસદ નથી જો કે કમાવાની ભાજગડ ન હોવાથી લોકો એમને ફુરસતીઆજ કહે છે પણ આપ જુઓ તો ખરા કે એમને ફુરસત છેજ ક્યા? એમની ગરદન પરના વાળ ઘોડાની કેશવાળી જેવા દેખાય છે છતા તે મુડાવાની પણ એમને ફુરસત નથી, શુ કરે? ન મળે ફુરસત તો તેઓ બિચારા પણ શુ કરે? યુરોપ, અમેરિકાના જવાનોની મિસાલ આપીને તમે એમ કહેવા માગો છો કે અમારા મિત્ર એ વાતોથી અજાણ છે? ના, ના, તેઓ બધુ જાણે છે, કૌમ સેવા, દેશ પ્રેમ વગેરેની ચર્ચામા તમે એમને કદિ પણ પહોચી નહિ શકો ઘણીએ સ્કીમો તેમના દિમાગમા ભરી છે જે પર અમલ કરવાથી કૌમ અને દેશનો બેડો પાર થાય તેમ છે પરતુ તેઓ બિચારાને ફુરસત ક્યા કે તે અમલમા લાવી શકે? વાચકો પાસે થોડી થોડી ફુરસત હોય તો એકઠી કરીને અમારા મિત્રને મોકલી આપવા ભલામણ છે જલદીથી કેમકે એનુ પણ રેશનીંગ થયુ તો તે આવીજ રહી

× × ×

'ગુજરાતની ગઝલો' નામનુ પુસ્તક ઉતાવળે જોઈ જવાનુ મળ્યુ છે એ ઉતાવળે જોતા મારા મન પર જે છાપ પડી છે તે કઈક આવી છે હલકા માન પર જેમ ઉચી કવોલી ટિના માલનુ લેબલ મારી દેવામા આવે તેમ સપાદક તરીકે સાક્ષર શ્રી કૃષ્ણલાલ મો ઝવેરીનુ નામ હોવા છતા એમાની વસ્તુ પુસ્તકના નામને સાર્થક કરતી નથી પ્રસ્તાવનામા સપાદકે પોતે ગઝલની જે વ્યાખ્યા વર્ણવી છે એ પ્રમાણેજ તોલીએ તો પણ ક્રમાઉને બરાબર ન ઉતરનારી વાનગી એમા વધુ છે અગાઉની પેઢીના કવિઓની શાનમા માનખાતર પણ ન બોલીએ પણ એનુ શુ થાય કે જે વસ્તુ ઘડતરે અને વિચારે ગઝલજ ન હોય તેને ગઝલ-સગ્રહમા શા માટે મૂકવામા આવી હશે? અને તે પણ એક બે નહિ પાનાના પાના ભરીને લાલિત્યની લાગણી, ભાવની અને પ્રાસ રદીફ કાફિયાના બધનોની ખામી વાળી એ કૃતિઓમા કેટલીક તો બીજાની સીધી ચોરી જેવી પણ છે એનુ શુ?

વળી હાલના ગુર્જર ગઝલકારોમાથી ઘણા ઓછાઓને જ એમા સ્થાન આપવામા આવ્યુ છે અને એક રીતે જોતા મુખ્યત્વે વસતા ગઝલકારોનેજ નોતર્યા છે, એનુ કારણ શુ? જે પુસ્તકનુ નામ 'ગુજરાતની ગઝલો' હોય એમા ગુજરાતના દરેક સારા ગઝલકારની કૃતિ હોવી જોઇએજ નહિતર એ સપાદન અધુરૂ, પાગળુ અને પક્ષપાતી લેખાવુ જોઇએ વળી હાલના જે ગઝલકારોની ગઝલો એમા લેવાઈ છે તેમાના એકએક તો વિખ્યાત તસ્કરો છે આખુ ગુજરાત એમને ઓળખે છે કે તેઓ પરાયા માલ પર તાગડધીન્ના કરનાર શાયરો છે છતા સપાદકે એમને શા હિસાબે સ્થાન આપ્યુ હશે? તે સમજાતુ નથી બૃહદ ગુજરાતના ગઝલકારોએ આ પુસ્તક ઉપર પોતપોતાના અભિપ્રાયો જાહેર કરી સપાદકનુ લક્ષ ખેચવાની ખાસ જરૂર છે જો તેમ નહિ થાય તો આવા પાગળા પ્રકાશનો ગઝલ પ્રવૃત્તિના અને ગઝલકારોના આડખીલીરૂપ, નાશરૂપ નીવડશે

× × ×

ઉધાર આણેલી વિદેશી ટાઈ પહેરીને 'વતન પ્રેમ'ના ગીત ગાતો શાઇર પોતે બને છે કે પ્રજાને બનાવે છે એજ સમજાતુ નથી એટલીજ વાત હોત તો એ બિચારાને જતો પણ કરાય પરતુ એક તરફ તો એ મ્હારા મિત્ર 'બેકાર'ને મુસલમાનીનો પાઠ શીખવવા નીકળ્યો છે અને પોતે તો વતનથી ખાકને સો સો વખત નમન કરે કે મુસલમાનો તો ખુદા સિવાય કોઇને નમન કરતા નથી તો એ વતનની ખાકને એકવાર નહિ પણ સો સો વાર નમન કરનાર વિષે શુ સમજવુ ? અમને કંઈ પડી નથી કે તે કોને કોને નમન કરે છે અમે જાણીએ છીએ કે એવા તો એ ઘણાએ નમસ્કાર કરી ચુક્યો છે પરતુ અમારે ક્હેવાનુ એટલુજ કે કે તુ પોતે જરા કંઈ બને પછી બીજાઓને બનાવવા નીકળે

અને શુ કહેવુ તે ભાગ્રતી કાવ્ય કાર્યસતુ જેમા ગુજરાતી કવિઓ ન મળતા હિન્દી કવિઓને ખેચી આણવા પડયા હતા સીનેમાના એકટરો પાસે કવિતાઓ બોલાવવી પડી હતી અને શ્રોતાઓને પણ ઠીકજ છે વધુ પ્રમાણમા બોલાવી લાવવા પડયા હતા આમ છતાય કંઈ રગત જામી તો તે જ્યોતિન્દ્ર દવેનાજ પ્રતાપે તેઓ ન હોત તો ? ત્યારે કયા ગયા પેલા જે ગઇ કાલે ગુજરાત ભરના શાઇરોને પોતાની મડળીમા લેખાવી ફૂલ્યા નહોતા સમાતા ? કેમ ન આવ્યા એમના ગઝલ સમ્રાટો અને સિદ્ધહસ્ત કવિઓ એમને ત્યા ? 'શયદા' નહિ તો નહિ 'સગીર' પણ નહિ, 'નસીમ' પણ નહિ, 'સાકી' પણ નહિ અને જેમનુ નામ આગળ ધરી બબુગા ફુકતા હતા તે 'કોકિલ' પણ નહિ ? અને ઇસ્માઇલી કવિમડળ આખુય નહિ ? એવી કંઈ વાત હતી જે એમનાઓનેજ એમને ત્યા આવતા રોકતી હતી ? કારણ એજ હશેને કે એ કોઇના થાય તેમ નથી હા, વતનના પણ નહિ જુઓને એમની પક્તિજ સૂચવી રહી છે કે—

"હુ તો વતનનો થાઉ તો"

પણ ભલાઓ તમે થાવજ શાના ? થાવજ શુ કામ ? વતનના પણ નહિ અને કોઇના પણ નહિ

× × ×

મારા ઉપર ઘણા ભાઇઓના પત્રો આવે છે કે "અડવાળ" છે કોણ ? આ બીના મે 'અડવાળ'ને જાને નાખી છે અને તેમણે ભાઈ 'બેકાર'ની સલાહથી પોતેજ પોતાની કલમ વડે જાહેરમા આવવાનુ સ્વીકાર્યુ છે કદાચ આવતા અકમા તેઓ પોતાના જીવનનુ એકાદ પ્રકરણ ચીતરી કાઢે તો નવાઈ નહિ વાચકો અને પૂછનાર મિત્રો એમની કલમે એમને વાચીને ઓળખીજ જશે એ સિવાય વધુ એ બાબતમા કઇ લખવુ ઉચિત નથી

× × ×

આવતા માસમા ગુજરાતમા ત્રેવણ મુશાયરા થાય એવી આગાહી એક જ્યોતિષ ભાઇ કહી ગયા છે એમા એક બોરસદ, બીજો સુરત યા આજુબાજુ અને ત્રીજો મુંબઇમા થાય તો નવાઈ નહિ સાથે સાથે એક મડળ કાયમ થાય એવી પણ આગાહી મળી છે પણ તે વિષે લખવુ અત્યારે ઉચિત લાગતુ નથી

× × ×

## ઉલટી સુલટી વાતો

' 'નવચેતન'ના હાસ્યાક' ને મૂળાગજ અજાગીઆ અક પણ કહી શકાય અને હાસ્યાક પણ કહી શકાય

* બાઈ 'શયન'ને ત્યાં શાદીમાં છ, છ, સમ્રાટ એકઠા થયા હતા તેમાંના એક તેઓ પોતેજ હતા ગઝલ સમ્રાટ

* 'સંગ વ ખિસ્ત'નો અર્થ તો 'પત્થર અને ઈંટ' થાય છે પરંતુ ઉર્દૂમાં એ નામના બે પુસ્તકો બહાર પડયા છે અને બન્નેમાં ન તો પત્થર છે ન ઈંટ પણ અક્ષરો છે

* સુરતના રંગીલા કવિ 'અમીન આઝાદ' પોતાનું દીવાન બહાર પાડવાના છે અને એની પ્રસ્તાવના 'વહશી' સાહબે લખવી શરૂ કરી છે

*ગુજરાતના હાજી લકલક એટને કે કાર્ટૂન કવિ 'આસી'એ ગઝલ લખી હતી તે ભૂલથી પાન સાથે ચાવી ગયા છે

*ગઝલ સમ્રાટ 'બેકાર'ના રણકારનો રણકાર રૂપીઆની પેઠે રણકવાનો છે એ જાણી કોઈના રણકાર હવે બોદા થઈ ગયા છે

*અમારા એક કવિ મિત્ર હમેશાં પોતાના શેઅરોને પૉલીશ કર્યાં કરે છે અને ખૂબ ચળકતા થાય ત્યારેજ સભામાં ચમકાવે છે આમ છતાં તે જૈનપુરી આશાવરી થઈ જાય છે

ગુજરાતનો એક નવજવાન ગઝલકાર ગુમ થયો છે એનું નામ છે 'વલી'. ભરૂચ જિલ્લાનો રહીશ છે અને એ તરફજ ક્યાંક હશે જેને ભાળ મળે તેણે વણજારાને ખબર આપવી

× × ×

## ને ?

[ સોનેટ ]

હારવા દિલ આવતો હું હર મૌસમે ઉપવન,
આવતાં ઝાડી ભણીથી સર સામે દોડતો,
ઠોકરો ખાતો અને કંઈ ઝાડ સાથે ભેટતો
હાય કિસ્મત! હું કદી પહોંચી શક્યો ના તુજ કને
યાદ છે કેમે કરી તું દૃષ્ટિએ પડતી નહીં
સર સામે દોડતો, તો આવી પાછળ બોલતી,
બાવરો જ્યાં હું થતો ત્યાં ગર્વમાં તું ડોલતી,
શી મઝા એમાં હતી! તું છો મને જડતી નહીં
શી ખબર મુજને હશે તું સ્વર્ગની કો અપ્સરા!
રૂપ લઇ કો નાગ કન્યા પૃથ્વી પર આવી હશે!
પૃથ્વીની લેવા ખબર ફરતી કોઇ દેવી હશે!
હોય! મુજને પા અમી-રસ મમ જીવનના આસરા!
ગીત તારૂં ઝિન્દગી ભર પ્રેમ રસ પાતું રહે
ભાન પણ એ કોકિલા કંઠે! સદા ગાતું રહે

'હુઝી' શાદેરી

# આકેબત!

અહમદ મુહમ્મદભાઈ પટેલ
અ કલેશ્વરી

કાઝી સાહેબે જોરથી બૂમ પાડી, "જુમ્મન અય જુમ્મન! ચાલ ઉઠ, જલ્દી કર, નમાઝનો વખત થાય તે અગાઉજ મ્હારે માટે પાણી ગરમ કરી નાખ, નાહીને મ્હારે મસ્જિદે, ફજરની નમાઝ પઢાવવાની છે"

રાત્રિના ચાર વાગ્યા હશે, ડિસેમ્બરનો મહિનો, એટલે ઠંડીનુ તો પૂછવુજ શુ?

જુમ્મન બિચારો તૂટીફુટી ખાટલી પર ઓઢવા પાથરવાના કશા પણ સાધન વિના, ઠંડીથી ઠુઠવાતો પડયો હતો

મોડી રાત્રે કાઝી સાહેબની પગચપીની સેવા સુશ્રૂષા કરીને સૂતો, જરા આખ મિચાઇ ન મિચાઈ, ત્યા તો ઠંડીનુ લખલખુ અનુભવ્યુ ને તેની ઉંઘ ઉડી ગઈ તેણે કાઝી સાહેબનો કઠોર સાદ સાભળી જવાબ આપ્યો, "જી, હા!" ને પાછો પડખુ ફેરવી સૂઈ ગયો

એમા કાઝી સાહેબે પોતાના અપમાન અને અવગણના, અવહેલના ને ઉપાલભ અનુભવ્યા પછી, તો તેમના ક્રોધરૂપી જ્વાળામુખીનુ પૂછવુજ શુ? ને તેમના ગુસ્સાના ધોધના વેગને રોકવાની હામ કોણ ભીડી શકે?

આટલુ જાણે, કે ઓછુ હોય, તેમ સૂતેલા જુમ્મનને ધડશુ લાત લગાવી દીધી

જુમ્મનની આખોએ સૃષ્ટિને ફેરફુદડી ફરતા અનુભવી આખોએ અધારા અનુભવ્યા ને તેનાથી કારમી ચીસ, અરે પડાઇજ ગઈ વેદના અસહ્ય હતી, તેમાથી પરિણમેલો આર્તનાદ પણ તેટલોજ અસહ્ય હતો

તોય, બિચારા જુમ્મને, કાઝી સાહેબ માટે પાણી ગરમ કરી, પનિયારા કિંવા ચોકડીમા મૂકી દીધુ કાઝી સાહેબ નહાઈ ધોઇ મસ્જિદે ચાલ્યા ગયા અહિં જુમ્મન લાત્તા પ્રહારની વેદનાને ઉપરથી કડકતી ઠંડીથી હૈરાન થઈ રહ્યો હતો તેની આખમા આસૂએ ઉછાળો માર્યો, રડાયુ એટલુ રડયો રડયા વિના એ ગરીબ બિચારો કરી પણ શુ શકતો હતો? તેને આશ્વાસન આપનાર કોઇ ન હતુ

એની છાતીમા શૂળ ભોંકાતા હતા, એના શરીરના રોમે રોમમા કળતર થતુ હતુ, નિશ્ચેતન સમો જમીન પર ફસડાઈ પડયો, એનામા શક્તિ ન હતી, નિર્બળ તો હતોજ, ને તેમા હવે તો તેની પરાકાષ્ટા આવી ગઇ

ઠંડી-કાતિલ ઠંડીએ એની કમજોર છાતી પર પ્રબળ હુમ્લો કર્યો, એને શ્વાસોશ્વાસમા પણ પુષ્કળ તકલીફ પડવા માડી

એની આખો આગળ તસવ્વુર-દિવાસ્વપ્ન પેઠે, એનો ભૂતકાળ-એનુ બાળપણ-પર્દા પરના ચલચિત્રની જેમ દ્રશ્યમાન થયો

કહે છે ને કે મૃત્યુ વેળા માણસની દ્રષ્ટિ સ્હામે તેના સમગ્ર જિવનનો ચિતાર તરવરે છે

જુમ્મનને પણ માબાપ હતા, ઘરબાર હતા, માબાપનો પ્યાર યાદ આવ્યો પોતાની બાલ્યાવસ્થામાજ પોતાને નિરાધાર મૂકી, આ નાશવત જગત પાર્થિવ જગતથી દૂર સુદૂર અપાર્થિવ જગત કિંવા મુલ્કે અદમમા કૂચ કરી ગયા

એના માબાપ ગરીબ ન હતા, જો કે બહુ માલદાર પણ ન હતા, પણ આજૂબાજૂમા નજદીકનુ કોઈ સગુ ન હતુ માત્ર પડોશમા કાઝી સાહેબજ રહેતા હતા

મુહલ્લા તેમજ ગામવાસીઓએ, જુમ્મનને અને જુમ્મનની મિલ્કત કાઝી સાહેબને સોપી દીધા

કેમકે ઇમાનદાર, દીનદાર, પરહેજગાર અને

શરીફ તરીકે કાઝી સાહેબની સારી આબરૂ જામી હતી પોતે લોકોને નસીહત દેતા કે "યતીમોના હક સમજજો, યતીમોનો માલ દબાવો નહીં" ને પોતાની યતીમ પરવરીના સમર્થનમા જુમ્મનનો દાખલો રજુ કરતા, ત્યારે તેમને કેવા ફરિશ્તા ખસલત ઇન્સાન સમજતા હતા?

પણ અનુભવે બતાવ્યુ કે એ સઘળુ દભજ દભ હતુ, અન્યથા કશુજ નહિ કાઝી સાહેબે તેનુ ઘર વેચી ખાધુ તેનુ રાચરચીલુ હજમ ને હડપ કર્યુ ને તેને એક ગુલામ, કુતરા કરતાય નીચ ગણતા તેની કને ખૂબજ વેઠ કરાવતા, વૈતરુ કરાવતા

આટ આટલુ છતા, પહેરવા માટે કપડા ખાવા માટે પેટ ભરીને અન્ન આપવા માટેય કાઝી સાહેબ તૈયાર ન હતા ને ઉપરથી પોતે જાણે કેટલો મોટો એહસાન કર્યો હોય એમ વારવાર તાના કસ્તા ને લત્તા પ્રહારને ગાલિ પ્રદાન કરવાનુ પણ ચૂકતા નહીં

આ દિવાસ્વપ્ને તમ-જ્વરે—તેના દુ ખને શતધા વધારી મૂક્યુ, ને તે ઉંહકારા ભરવા લાગ્યો એટલામા તો કાઝી સાહેબ નમાઝથી ફારિગ થઇને આવ્યા તેમણે જોયુ, તો જુમ્મન હજી પડેલોજ છે, ને તેમણે પોતાનુ તાડવ નૃત્ય આરમ્ભ્યુ ને મકતબમા ચાલ્યા ગયા કાઝી સાહેબ કઝાત, ઇમામત ઉપરાત મુલ્લાગીરીનુ કામ પણ કરતા હતા

જુમ્મનની પ્રકૃતિ અહીં ગમ્ભિર રીતે બગડી રહી હતી, કાઝી સાહેબ બપોરે ઘરે આવ્યા નહિ, કેમકે તેમને તો હમ્મેશા કઇને કઇ દાવત મળીજ જતી તેમને જુમ્મનની ફિકર શાને હોય?

જ્યા તેઓ જુમ્મનને ઇન્સાનજ ન હતા ગણતા એટલે જુમ્મનને હવાથી પેટ ભર્યેજ છૂટકો! રાત્રે કાઝી સાહેબ આવ્યા, આ વેળા કાઝી સાહેબે જુમ્મનને પડેલોજ જોયો, એટલે તેમણે હાથ લગાડી જોયુ, તો તેનુ શરીર ધખધખી રહ્યુ હતુ સવારે પણ એજ હાલત હતી બીજે દિવસે પણ એજ હાલત રહી કાઝી સાહેબ કઇજ ધ્યાન ન આપતા, ઉપરથી બબડતા કે "ઢોંગ કરે છે, પાખડ કરે છે" ચોથે દિવસે જુમ્મનની સ્થિતિ વધુ ગમ્ભિર બની ગઇ, ત્યારે કાઝી સાહેબ બબડયા, કે 'કમબખ્ત મરતોય નથી કે મ્હારા પીછો છૂટે' તે દિવસે કાઝી સાહેબે જોયુ, કે હવે એનો અતકાળ નજદીક છે, ત્યારે ધર્માદા હોસ્પીટલમાથી દવા મગાવી દીધી!

જુમ્મન પર ન્યૂમોનિયાનો સખ્ત હુમલો થયો હતો, આરામ યા દવાદારૂનો અભાવ, એટલે મનેકુન મૌતને કારમો પજો પડવાની ઘડી બહુ દૂર ન હતીજ ની

પાચમા દિને પ્રાત કાળે જુમ્મનના જીવન-મરણનુ તુમલ યુદ્ધ થયુ, પણ, હયાતનો સપૂર્ણ પરાજય થયો, ત્યારે મનેકુલ મૌતનો વિજય થયો, ખુદાના દરબારમા ફરિયાદ કરવાને કાઝી સાહેબના દભના પર્દા ખોલવા કૂચ કરી ગયો આ બાજુ કાઝી સાહેબે ફરી નમાઝ પઢવા અગાઉ જુમ્મનને મૃત્યુ પામેલો જોયો

તેમણે એટલુજ કહ્યુ, કે "ગરીબ બિચારો મરી ગયો!" એવામા ફરી નમાઝ માટે અઝાન થઈ કાઝી સાહેબે તે સાભળી બબડયા, કે "મરનાર તો મરી ગયો જેવી અલ્લાહની મરજી, એમા આપણો શો ચારો? મારે નમાઝ માટે જવુ જોઇએ, મ્હારે શા માટે મારી આકેબત બગાડવી?" ને તેઓ આકેબત સુધારવા ચાલ્યા ગયા!'

(કિ. ઉપરથી)

# કસરત

ગબનૂર બી.

આજકાલ અમારા દેશના ઘણા પેપરો અંગ્રેજી પેપરોની નકલ કરતા અમારી હિન્દુસ્તાની મહિલાઓને પણ જુદી જુદી રીતની કસરતની તા'લીમ આપી રહ્યા છે એ ખબર નથી કે એ પેપરોના એડિટર સાહેબોએ પોતે પોતાના ઘરમા એ પ્રથાને શરૂ કરી, એના કાયદા કે નુકસાન વિષે કંઈ વિચાર્યું હશે કે નહિ? ખુદા એ અંગ્રેજી પેપરોથી બચાવે

હુ જોઉં છુ કે પંજાબ જેવા બુદ્ધિપ્રધાન દેશમા એનુ અનુકરણ થઈ રહ્યુ છે ત્યા આવી નુકસાનકારક વાતોની નકલ સૌથી મોખરે છે ખેર હવે મૂળ વાત પર આવીએ! એ વાત સૌમાન્ય છે કે કસરત ઘણી અગત્યની અને કાયદાકારક વસ્તુ છે એ દુન્યા જાણે છે લખવાવાળા લખી ગયા! ને કરવાવાળા કરે છે મારૂ એ પર કંઇ લખવુ જુની વાતને વારવાર રજુ કરવા જેવુ છે કેમકે મે એ કસરતની તે રીતોમાથી કોઈપણ રીત અખત્યાર કરી નથી, જેને દુન્યાવાળા કસરતના નામે સબોધે છે, અને ન તો મારા બુઝુર્ગોએ મને એ કસરતની તા'લીમ આપી જેને આજકાલ હિન્દુસ્તાનના પેપરોની મારફત નવી રોશનીની ચાહક બ્હેનોને એડિટરો અને ફેશનેબલ માતા પિતા શિખવી રહ્યા છે જેનુ પરિણામ બદનામી, ઝિલ્લત, અને ખાનદાનોમા નફરતનુ કારણ હોય છે મે કસરત કરી છે અને કરી રહી છુ અલ્હમદો લિ લ્લાહ! હુ તદુરસ્ત છુ મારી બ્હેન કસરત કરે છે ને તદુરસ્ત છે, ને સાથે સાથે પોતાના મોસાળમા સઆદતમંદ ને ખુશ નસીબ મનાઈ રહી છે સાસુ, નણદ અને ખાવિદના સિવાય તમામ મહોલ્લાવાળા મારી બ્હેનનુ નામ અદબથી લે છે અને દુઆઓથી યાદ કરે છે એ શુ છે? તેજ કસરતની બરકત છે જે મર્હુમ વાલિદાએ શીખવી છે, જે પર હુ મારી બ્હેન અને નાના ભાઈ બ્હેનો સૌને એ કાર્યમા ઉત્સાહ પૂર્વક મડેલા જોઉ છુ તે શુ છે? ટેનીસ કે બેડમિંટન છે? તલ્વારબાજી કે બૉક્ષીંગ છે? ઘોડેસ્વારી કે તરવાની? અને ન તો પુરાની રીતોની ડડબેઠક એ કસરત મારી નથી ત્યારે તમો કહેશો કે ડડબેઠક નથી, એ નથી તે નથી, તો પછી તમારી કસરત કઇ?

ઉર્દૂવાળાઓએ તો કસરતને ડડ બેઠકનુ નામ આપ્યુ છે અને જુદી જુદી રીતની પશ્ચિમી રમતોને પણ કસરતનુ નામ આપવામા આવ્યુ છે, જે પૂર્વની બ્હેનો અને ભાઇઓ માટે ફાયદાકારક ગણવામા આવે છે જ્યારે એ સૌ રમતોમાથી કઇજ નથી તો પછી તમારી કસરત કેવી? હુ મારી પ્યારી બ્હેનોને બતાવીશ ને બતાવીને આશા રાખીશ કે તેઓ પણ એ કસરતને કરતી રહેશે, જે ઝિંદગી સુધી એમનો સાથ દેશે ને મરણ પછી પણ તેમના કામમા આવશે એ નવી ખરાબ હરકતોને જે લજ્જા વિનાશક, પ્રતિષ્ઠા કારક છે ત્યાગી દે તેની તરફ જોવુ પણ ઉચ્ચીત ન લેખે હુ મારી વાચનાર બ્હેનોથી પૂછુ છુ કે તમારા હમરાઝ તમારા હમદર્દ સાથી જેને તમારી તદુરસ્તીની સાથે તમારી ઇઝ્ઝત અને શરાફતનો વિચાર હોય અને ઝિંદગી સુધી તમારી સાથે નભાવી દેવાના સિવાય તમારા મરણ પછી તમારે આડે આવે તે સારૂ છે કે જે ફકત જવાનીની ઉન્નતિ સુધી સાથ દે? અને પોતાની સખીઓમા બદનામીનુ કારણ હોય અને વૃદ્ધ અવસ્થામા તકલીફવાળો સાબિત થાય તે સારૂ છે?

આપ મ્હેનો કહેશો કે સાચો હમદર્દ અને સાથી તેજ ઠીક છે કે જે ઇજ્જતની સાથે ઝિંદગી સુધી નભાવી લે તો પછી બતાવો કે એ જુદી જુદી જાતની રમતો કે જેનુ ખોટુ નામ કસરત રખાયુ છે એ અમારા શુ કામ આવશે? તેની ભલાઈ સમજાવી અમને ફક્ત ધોકો આપવામા આવે છે હવે જરા એ ફેશનેબલ માબાપોને પૂછી જુઓ કે જેમની આંખો નવી રોશનીની ચમકથી અંધ થઈ ગઈ છે અને આ નાશા ઇસ્તા હરકતોને સોસાયટીની ઈઝ્ઝત સમજીને સમજ્યા વગર અમ ગરીબ બે ઝબાનોને ફેશનની કુર્બાનગાહ પર ભેટ ચઢાવાને તૈયાર કરી રહ્યા છે શુ મહેરબાની ફરમાવી તેઓ એટલુ બતાવી શકે છે કે એ રમતગમત અમે ક્યાંસુધી રમી શકીએ છીએ? અને કેટલી ઉમર સુધી એ અમારે માટે જાઇઝ છે? ને અમારી સોસાયટી અમને આ કાર્ય કરવી કેટલી ઉમર સુધી જોઈ શકે છે? અથવા ઘર ખાનાદારી તેમા અમને કેટલી ઉમર સુધી એવી બેહુદી વાતની ઇજાઝત આપી શકે છે? દા. ત. આજે હુ સ્કૂલમા તાલીમ લઇ રહી છુ અને કસરતના બહાને કમ્પાઉન્ડના તળાવમા અર્ધનગ્ન કપડા પહેરી ડૂબકીઓ લગાવી રહી છુ કેટલી સરખી ઉમરની છોકરીઓ સાથે બેસી સુરીલી અવાજથી કોઈ પ્રેમી ગઝલ જેવી કે—

'તુમ્હીને મુજકો પ્રેમ સિખાયા' 'સજનકે નઝારે હે' 'મોર ગઈ રે' 'પપીહા રે મેરે પિયાસે કહીયો જા' 'તુજ બિન મુજને ચેન ન પડે'

વિગેરે વનકારી રહી હોય અથવા કોઈ મોટે વખતે ઇન્દિરના જલ્સાઓના ડ્રામાઓમા પાર્ટ પણ અદા કરતી હોય અથવા કે કોઇ ઓફિસર લખપતિ કે સદ્ગૃહસ્થ સ્કૂલમા પધારે તો તેમની તારીફમા સ્કૂલના છોકરીઓ તરફથી એડ્રેસ પેશ થરકે ગાન્ય સંભળાવી દઉં ને સહેલીઓમા મારી અવાજ ને અદાની તારીફ થાય અથવા ફેન્સી બઝારમા સ્ટોલ પર ઉભી રહી સોદા વેચતી હોઉં તો બતાવો કે આ દુખતરાગી ક્યા સુધી અમને ફાયદો પહોંચાડી શકે છે? ડ્રામામા ગીતો ગાવુ ક્યા સુધી સાથ આપશે? ફક્ત સ્કૂલની ઝિંદગી સુધી કે જ્યારે સમાજિક ઝિંદગી વિતાવા લાગીશ ત્યા સુધી પણ? મારો ખ્યાલ છે કોઈ બ્હેન એ કહેવા પર તૈયાર ન થશે કે સમાજિક ઝિંદગીમા પણ આ રમતગમત સાથી થઇને રહેશે તો પછી એવી વ્યર્થ વાતોથી

બચવાની કોશિશ કેમ ન કરી શકાય કે જે આગળ કદી કામ ન આવી શકે! જે લાભ દાયક અને ઝિંદગી સુધી સાથ દેવાવાળી અને મરણ પછી પણ કામ આપવાવાળી વાતોથી અટકાવતી હોય

ન્યાયપસંદ બ્હેનો જરૂર મારો સાથ આપશે અને મારી કસરતને જોને હુ દીન ને દુન્યા બન્ને માટે યોગ્ય સમજી કરૂ છુ, પસંદગીની આંખોએ જોશે ને કહતી રહેશે કે મારી કસરત કઈ છે? હુ તરૂ છુ ક્યા? સ્કૂલના કમ્પાઉન્ડના તળાવમા? નહિ કેમકે ત્યા ફક્ત બેચાર વર્ષ જ તરવાનુ મળશે જો કે હુ તરૂ છુ ક્યા? પોતાના ઘરના ગુસલખાનામા? મારા તરવાનુ નામ સ્નાન (ગુસલ) છે સરકારી રીતે અને તે પણ શરીઅતના હુકમો પ્રમાણે પડદાની સાથે ન કે પડદા વિના ઋતુઓના આધારે હુ રોજ ગુસલ કરૂ છુ, રોજ તરૂ છુ, ક્યા? લાઈફ બોયની સાથે બંગાળના અખાતમા? તાપી નદીમા? અરબી સમુદ્રમા? નહિં પરંતુ ખુદાની પ્રિતમ સરીતામા તે લાઈફબોયની સાથે કે જેનુ નામ વઝુનો લોટો છે મારી લગરની જઝીરનુ નામ તસ્બીહ કે બચપણથી આજ સુધી પાંચ વખત મારી મશ્ક ચાલુ છે ને ઝિંદગી સુધી ચાલુ રહેશે હુ બેઠક કરૂ છુ ચુસ્ત બરજીસ પહેરીને, નહિ કે અર્ધનગ્ન થઈને પોતાના સ્કૂલના કમ્પાઉન્ડમા પોતાની સહેલીઓની સાથે! પરંતુ પોતાના ઘરમા ઘરના નાના મોટાની સામે, ડર્યા વિના, હયામ-દાના રીતથી મારા અખાડાનુ નામ જાનમાઝ છે, અને મારી કસરતનુ નામ નમાઝ છે હુ એજ ઢંગને કસરતમા ઉપયોગ કરૂ છુ પોતાની બરાબરની સખીઓ સાથે નહિ, પરંતુ પોતાના નફસે અમ્મારાથી મારી આ કસરતને જોના વાળો ખુદા છે જે નફસની દરેક નાવની ફત્તેહ પર દુન્યાના રાજામહારાજાથી પીછો છોડાવીને ઇનામ આપવાવાળો છે

મારી એ કસરતથી સ્કૂલની વિદ્યાર્થીઓની અથવા માસ્તર-પ્રોફેસર ખુશ નથી પરંતુ ખાન-દાનના ખાનદાન, મારા સાથી અહિંઆ સુધી કે દરેક જોનાવાળો ને સાંભળવાવાળો ખુશ ને આનંદી છે ને મને મહબ્બતની નજરોથી જુએ છે

હુ મારી એ વાતને અથવા મશ્કને અલ હમદો લિલ્લાહ છેલ્લા શ્વાસ સુધી કરતી રહીશ ઝિંદગીનો તે ભાગ સુધી કે જે વૃદ્ધાવસ્થા કહેવાય છે કોઈની હિંમત નથી કે મને એ કસરતથી અટકાવી શકે

હુ એક વાતના કારણથી સ્વચ્છતાની પાબંદ છુ મારી સ્વચ્છતાથી મારા માનિક હકીકી અને મિજાઝી બન્ને ખુશ છે હુ એ વાતના કારણથી સમયની પાબંદ છુ મારા ગૃહકાર્યમા સમયની પાબંદીના કારણે કોઈ ખામી આવી શકતી નથી હુ એ મારી પ્યારી કસરતના કારણથી સવારે જલ્દી ઉઠુ છુ સવારની બહાર કેટલી સ્વસ્થતા અર્પે છે એ સમજાવવાની કોઈ આવશ્યકતા નથી

યુવાન બ્હેનો જાણે છે કે હુ ખાવાનુ ખુદ બનાવુ છુ રોટીઓ વેલુ છુ જેના વેલવાથી મારી બાજુઓને સીનાને તેજ ફાયદો મળે છે જે આજકાલની ફેશનેબલ બ્હેનો રમતગમતથી મેળવવા ઇચ્છે છે, ને જેમા વ્યર્થ ખર્ચ સાથે વ્યર્થ સમય પણ બગાડે છે જેમકે ટેનીસના સાધનો ખરીદવા, ક્લબની ફી, અથવા કિસ્તીનો સામાન ખરીદવામા અથવા ક્લબમા કિસ્તીનુ ભાડુ આપી બાજુઓ અને સીનાની કસરત કરવામા આવે છે ખુદા એ વાતથી બચાવે આ સૌ કાર્યમા જે વ્યર્થ ખર્ચ થાય છે તે ખર્ચથી ખાનદાનવાળાઓના પેટ ભરાય શુ

મારી બ્હેનો એ માનવાને તૈયાર છે કે અમાન મઝહબી ને ગૃહસ્થાશ્રમી કામથી આ ચાતુ રમત ગમત કઈ ચઢીયાના અને ફજીલતને તંદુરસ્તીના નિશાન અને મુબારિક છે

હવે હુ બ્હેનો સમક્ષ એ બને કસ્રતો રજુ કરૂ છુ ને તેઓ ખુદ ઇન્સાફ કરી લે કે કઇ રીત સારી છે?

તેઓ વરસ પહેના આ રીતની તાલીમ આપવામા આવી જે આજ સુધી મુરીદ છે ને ક્યામત સુધી એમા ફેરફાર થઇ શકશે નહિ ઇન્સાની જિંદગીના કોઈ ભાગમા પણ નુકસાન કારક સાબિત થઈ શકશે નહિ તેના કરવાથી પોતાની સામાયગ્રી સિવાય દુન્યા ખુશ થાય છે એ હજરત પોતાના કરનારાઓને કયામતના દિવસે પણ સાથ આપી શકે છે એ કસ્રતથી જે ભાગો પર અસર થાય છે તે નવી કસ્રતોના કરવાથી પણ એજ ભાગો પર અસર થાય છે

નામની મઢીની નવી રોશનીની આઝાદ તાલીમ જે જુવાનીની ફિઝા સુધી કામ આવે છે અને વૃદ્ધ અવસ્થામા પોતાના કરનારને લોહીના આસુ રડાવે છે એ રીતમા દરરોજ સુધારો થતો જાય છે ને થતો રહેશે નવી કસ્રતોથી જે ભાગો પર અસર થાય છે તે મારી કસ્રત કરવાથી પણ એજ ભાગો પર અસર થાય છે

હુ મારી બ્હેનોને ફરી વિનવુ છુ કે તેઓ જો મારી કસ્રત પ્રમાણે ચાલશે તો તેમનુ બન્ને જહાનમા ફાયદો થશે ખુદા મારી મુસ્લિમ બ્હેનોને એ નવી ફેશનની કસ્રતોથી બચાવે ને સુપથે ચાલવાની બુદ્ધિ આપે આમીન! આમીન!

દિપકના જેવું છે કે જેનાથી અગ્ન આતિમો પ્રકાશ પામી ચૂક્યા છે ”

તજદીદઃ—હઝરત બાકીબિલ્લાહે હિજરી સન ૧૦૦૮મા શેખ અહમદને ખિલાફત અર્પણ કરી એ પછી આપે કેટલોક વખત એકાંતવાસ ગાળ્યો જ્યારે ખ્વાજા સાહેબે એ વાતનો ઉલ્લેખ કર્યો ત્યારે જવાબ વાળ્યો કે મુજદિદ અલ્ફે સાનીના પ્રસંગો સામે હતા જેથી એકાંતવાસ શરૂ કર્યો છે ”

મુજદ્દીયતના સબંધમા આપને ૧૦ રબીઉલ અવ્વલ હિજરી સન ૧૦૧૦ એટલે ૭મી સપ્ટેમ્બર ઇ સ ૧૬૦૧મા ઇશારો થયો વર્ણનકાર લખે છે કે "કૈયૂમિયતનો હોદ્દો પણ આપને એજ વર્ષે પ્રાપ્ત થયો તજદીદના પહેલા વરસમા આપ બે વખત દિલ્હી ગયા, કે જેથી ખ્વાજા બાકીબિલ્લાહ સાહબની મુલાકાત થાય ખ્વાજા સાહબ આપનો સત્કાર કરવા શહેર બહાર આવ્યા ને ઘણા માનપાન સાથે આપને ખાનકાહમા લઈ ગયા અનેક વખત ખ્વાજા સાહબ આપને દાયરાના અગ્રપદે બેસાડતા અને પોતે પણ એ દાયરામા પોતાના ખલીફા અને મુરીદો સાથે આવી બેસતા તેમજ કેટલાક મુરીદો અને ખલીફાઓને આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ૦) પાસે પોતાના માર્ગ ઉન્નતિ માટે મોકલ્યા કેટલોક સમય દિલ્હીમા જ્ઞાનોપદેશ આપ્યા પછી પોતે સરહિંદ પાછા ફર્યા ખ્વાજા સાહેબના આનન્દપૂર્ણ સત્કારથી નવનાના આપનું સ્થાન ઘણુ ઉચ્ચ થઈ ગયુ હતુ કેટલાકો કહે છે કે તજદીદના બીજાજ વર્ષે મૈય૦ સદરેજહા અને ખાનઆઝમ આપના મુરીદ થયા એ પછી આપ જ્ઞાનોપદેશ અર્થે ફરી દિલ્હી અને લાહોરમા પધાર્યા ૨૫ જમાદીઉલ આખર હિજરી સન ૧૦૧૨મા હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ સાહબ વફાત પામ્યા જેથી આપ દિલ્હી પધાર્યા

કેટલાકો લખે છે કે "તજદીદના પાચમા વર્ષે એટલે ઈ સ ૧૬૦૫મા ખાને ખાના, ખાનેઆઝમ, સૈયદ સદરેજહા અને મુર્તુઝાખા કે જેઓ અકબરના દરબારીઓ હતા, આપના મુરીદ થયા આપે એમની મારફત પાદશાહને પણ કહેવડાવ્યુ કે 'તે ખુદાથી ડરે' તેઓએ એમનુ ફરમાન પાદશાહને સંભળાવ્યુ પરંતુ તેની કંઈ અસર થઈ નહિ

ઇતિહાસિક પુસ્તકોથી ઉપરોક્ત હકીકત સિદ્ધ કરવી મુશ્કેલ છે, પરંતુ એ વાત તો નિઃસંદેહ છે કે અકબરી દરબારના ચાર અમીરાનો ઉલ્લેખ કરવામા આવ્યો છે એમનો હઝરત મુજદ્દિદ સાહેબથી ઘણોજ ગાઢો સબંધ

# સખી

ઇસ્માઈલ એમ. દેમાઠ
[સુરત.]

વર્તમાન યુગમા સ્નેહ બનાવોનો તોટો નથી ગલીએ ગલીએ, ચૌટે ચૌટે અને શેરીએ શેરીએ એ વ્યાધી વ્યાપેલો છે સ્ત્રી પુરૂષને, પુરૂષ સ્ત્રીને, એકબીજાને અધોગતીની ખીણમા ધકેલે છે પ્રેમીઓથી નિરાધારીની કફોડી સ્થિતિમા મૂકા એવી યુવતીઓના બનાવો કઇ ઓછા નથી માથે માથે પુરૂષની અણમોલ, પ્રેમથી સિંચાએલી હૃદય-ક્યારીને, કાતિલ દાતરડા વતી ફક્ત એકજ બેવફાઇના ઝાટકે ખતમ કરનાર સ્ત્રીઓની બેવફાઇના કિસ્સાઓ પણ છૂપા નથી અવશ્ય એની ભીતરમા કઈ કઇ ગૂઢ રહસ્ય છૂપાએલુ હોવુજ છે!

સ્ત્રીના જીવનને અચ્છી રીતે ઓળખનાર, એના સમાગમમા નિરંતર વસનાર, કે પછી એનો હમેશા સહવાસ કરનાર કોઇપણ વ્યક્તિ સ્ત્રીના જીવનને ઓળખી શકતી નથી કુદરતે એવી કઈ ગહન શક્તિ એના હૃદય બધારણમા સીંચેલી છે કે જે બહારથી કઈ ને અંદરથી કંઇ ઔરજ દેખાવ કર્યા કરતી હોય છે?

વીણા કઇ અજબ પ્રકૃતીની સ્ત્રી હતી નીડર-સાહસિક અને ઉમગી એણે એ નીડરતાની ભરતીમા, એ સાહસના જવાબમા અને એ ઉમગના ઔદાર્યમા ફક્ત એકજ સપાટે એક પ્રેમીને ગોધી કહયો અને એની સુદર-આરસ સમી મૂર્તિને પોતાના હૃદયકુજમા ઘર કરી આપ્યુ

પ્રેમની વ્યાખ્યા શી હોઇ શકે? આપણે પ્રેમને શુ કહી શકીએ? પ્રભુને પ્રેમ કહીએ તો અતિશ્યોક્તી નજ કહેવાય! પ્રેમ કેટલો ટુકો શબ્દ! પરતુ એની પાછળ વપરાય રહેલી વિશાળતા, ભયકર આદર્શો અને ગભીર પરિણામો એ શબ્દને કેવો ઉચ્ચે મૂકી શકે છે? વીણાએ પણ પ્રેમ કર્યો એક યુવક સાથે કે જે થોડા સમયમાજ દરિયાપાર મુસાફરીએ ચડ્યો વર્તમાન યુવતિઓને દરિયાપારના પ્રેમીઓ વિશેષ ગમે છે દરિયાપાર જવુ એ સાહસ છે માટે? કે પરદેશના સસ્કારમા રગાએલો પ્રેમી વધુ રસિક નિવડતો હોય છે માટે?

ફરફરતા રૂમાલે અને આસુભીની આખે વીણાએ એને વિદાય દીધી એ રૂમાલે ફરક્યાજ કીધુ-એ 'આસુઓ સર્યાજ કર્યા, જ્યા સુધી નજરપટ પરથી સ્ટીમર ન સરી ત્યા લગી સ્ટીમર દેખાતી ચાલી ને આખરે એક કાળા ધાબા જેવુ કાઇક દેખાયા બાદ અદ્રશ્ય થવા લાગી ફક્ત અદ્રશ્ય ન થયો હૃદયનો વલોપાત ને વિરહની વેદના! અને સ્ટીમરનો પેલો પ્રેમી ખરેખર પ્રેમી હતો કે કોઈ વિચિત્ર પ્રકૃતિનો માનવ હતો? મુસાફરી પર હતો કે કોઇ મહાન સયમ સેવવાનો પ્રયોગ આદરી બેઠેલો ધૂની યુવક હતો! કારણ ફક્ત ગહેરૂ ઝળઝળીયાજ દેખાયા એની આખમા! મક્કમપણે-ગભીરતાથી ડગ ભરતા ભરતા એણે પોતાની બધીજ લાગણીઓને ખૂબ નીચે દબાવી દેતો એ દેખાયેલ . .એ પરદેશ પહોચ્યો

પ્રેમને ગાઢ અને મજબુત બનાવનારૂ બીજુ શસ્ત્ર તે પ્રેમ-પત્ર! બને તરફથી ખૂબ ખૂબ લખાયુ હૃદયના-જિગરના અને બુદ્ધિના ઉભરા એમા ઠલવાતા ક્વચિત કાગળમા બને બેગી પણ પડતા, અને જ્યારે દરિયાની ખુશનુમા-ભીની ભીની, તાઝગી ભરેલી સુગધી લહેરીઓના વાતાવરણમાથી નાહી ચૂકેલા બને પ્રેમીઓના પ્રેમપત્રો આવતા ત્યારે કિલકિલાટ, આનદ અને રમ્યતાની એક મધુર લહેરી, બનેના જીવનને કોઇ ઔલૌકિક રગે રગી દેતી

વીણા ખરેખર વીણાજ હતી એનુ હૃદય હમેશા પ્રેમથી નીતરતુજ રહેતુ દયા-માયા-

સ્નેહ અને ઉદારતા એના જીવનમા ગૂથાઇ ગૂથ્યા હતા એણે જીવનમા પ્રથમ પ્રેમ કર્યો- પ્રિતમ પરદેશ ચઢયો પરદેશી પ્રિતમ બન્યો

વીણાના સામાજિક વ્હેવારૂ જીવનમા એની ફક્ત એકજ બાળસખી હતી તે ઉષા જાણે થડમા ગુદર! એકમેકમા ઓતપ્રોત હરે સાથે! ફરે સાથે! જ્યા જુઓ ત્યા આજ બેનડી!

"પતિપત્નિ ચાલ્યા' વીણા-ઉષા જતા હોય ત્યારે કદચિત કોઈ રમીયો પુરુષ ટીકા કરતો

'એમણે તો અદર અદર લગ્ન કર્યા છે ભઇ!' બીજા પુરુષનુ જ્ઞાન પહેલાથી લગારે ઉતરે એવુ ન્હોતુ

'સાઢુ જેવી તો થઇ છે લગ્ન કરવાથી પણ ઇન્કાર!' કોઇ વાઢા ઉમેદવાર ધીમેથી બીજા વાઢા ઉમેદવારને કહેતો

પરતુ ફક્ત શેરીના વૃદ્ધ દામોદરજી કહેતા "એતો રામ-લક્ષ્મણની જોડ છે કોઈ એને વિખૂટા ન પાડી શકે" ને આમ વીણા-ઉષાની મિત્રતાની પ્રગતિમા કોઇ વિક્ષેપ નાખી શકતુ નહીં

પરદેશથી વીણાના ઘણા પત્રો આવતા વીણા પણ ભરીભરીને લખતી થોકેથોક લખતી એની કલમ લગારે નમતુ તોને એવી નહતી

આજે વીણાના પ્રેમીનો પત્ર આવ્યો ખૂબ ખૂબ લાબો અત્યત પ્રેમના કટોરાથી છલમલ! વીણાની બુદ્ધિ આખોની પહેલા પત્ર પર દોડતી તે એકાએક વીણા અટકી પડી પત્ર એના હાથમાથી સરકતો ચાલ્યો! દુન્યાના ભૂકપના આચકા એ અનુભવવા લાગી સમસ્ત જગનો વટોળીઓ જાણે હમણાજ એને ઉખેડી-અદ્ધર ઉચકી કોઈ મહાન ખીણમા ફેકી દેશે કે જેમાથી એ નીકળીજ નહીં શકે એમ એને ભ્રમણા થવા લાગી શાથી? એણે પત્રમા શુ વાચ્યુ? એવો એ કયો ગહન પ્રશ્ન એમા હતો કે વીણાના સમસ્ત જીવનને હચમચાવી મ્હાવરો બનાવી દીધો? આખા પત્રમા પ્રેમની ધૂન હતી વીણાને પોતાના સમસ્ત દેહમા સમાવી કોઇ ઉમગી સ્વપ્નાની એમા ઝાખી હતી વીણા તીણ ગત્રિઓ ક્રમે પસાર થતી નથી એટલુજ નહીં પરતુ એ ગત્રિઓ હમેશા ગત્રિઓ જ રહે—દિવસો પણ રાત્રિઓ બની જાય કે જેથી એનુ મન સતત ચોવીસે કલાક વીણામા જ ડૂબેલુ રહે! આવી ઘેલછાભરી પ્રભુ પાસે માગણી પણ એ પત્રમા હતી પરતુ છેવટે લખ્યુ હતુ 'વીણા! હવે હુ આવીશ થોડાકજ દિવસોમા ત્યારે આપણે લગ્ન કરી પાકા કરશુ! કેમ આપને કેવી મઝા પડશે?'

પરસેવાના બિંદુઓ ચમકી રહ્યા હતા સાડીનો પાલવ પાછળ ધસડાતો હતો એના બન્ને હસ્તમા ધગધગતા અગારા હતા એણે પ્રેમી તરફ જોયુ ગૌરવથી વીણા તરફ જોયુ એની ગરદનનો મરોડ વધારે ઉગ્ર બન્યો ને એ બોલી "છિ છિ વીણા! આવી મે તને છેક ન્હોતી ધારી! પુરુષની આવડી મોટી ભૂખ તને લાગી હશે એવી મને લગારે જાણ ન હતી? પરતુ મને પણ હૃદય છે, દિલ છે, અને તે પણ લાગણી અને ઇર્ષાથી રગાએનુ! એ તારા હોઠોને તારો પ્રેમી કદી પણ ચૂમી શકશે નહીં મારા દેખતા તો નહીં જ! એ હોઠને મારા હોઠે નાનપણથી ચૂમ્યા છે બન્ને એકબીજામા ઓતપ્રોત થઈ ચૂક્યા છે એને અપવિત્ર ન બનાવ! એને જેવા છે તેવાજ રહેવા દે! રહેવા દે છે કે નહી? નથી માનતી તો લે આ ડામ? એને બાળી નાખીશ એની સુદરતાને ખાખમા મેળવી દઇશ" આટલુ બોલતી ઉષા દોડતી આવી પળભરમા હમણા એજ વીણાના હોઠને હતા ન હતા કરી મૂકશે વીણા ભાગવા ગઇ પણ ભગાય શાનુ? ઝબ દઈ નિદ્રામાથી ઉઠી નહતો પ્રેમી! કે ન હતી ઉષા

"ફક્ત સ્વપ્ન"

એ વ્યાકુળ બની લમણે હાથ દઇ કલાકો સુધી એણે વિચાર્યા કીધુ શુ કરૂ? હુ કોની? મારી સખીની કે મારા પ્રેમીની?

મનમા મૂઝાઈ રહેલા વિચારોએ કશોયે ઉત્તર ન આપ્યો

મન પૂછ્યુ, "જીવનભર સૌંદર્ય ની ભઠ્ઠી માથે રાખી કૌમાર્ય સેવાશે?"

હૃદય કહેતુ, "ઉષા કોણુ? આજે તુ પર શુરી, કાલે એ પરણશે પરણ્યા વગર કઇ ચાલે?

હૃદય-મન વચ્ચે પાકી ઝપાઝપી ચાલતી છેવટે મને નિર્ણય કર્યો ઉષા ને હુ બન્ને જીવન ભર કૌમાર્ય સેવીશુ એ ઉઠી કાગળ પેન્સીલ લીધા તેના પ્રેમીને ફક્ત આટલુજ લખ્યુ—

"મને તમારા પર અનહદ પ્રેમ છે-લાગણી છે અને માન પણ છે સાથે સાથે તમને પણ મારા પર એથીયે અધીક પ્રેમ-લાગણી અને માન છે પરતુ અહીંઆ એક એવી વ્યક્તિનુ વ્યક્તિત્વ મને આપણા લગ્ન કરવા રોકી રાખે છે કે જે મારા પર તમારા જેટલો પ્રેમ છે તેથી પણ હજારો ગણો પ્રેમ-લાગણી અને માન રાખે છે આ વ્યક્તિ તો કોઇ નહીં પણ મારી નાનપણની સખી ઉષા"

અને આજે પણ વીણા-ઉષાની બેલડી સુખથી જીવન વિતાવે છે અને શેરીના વૃદ્ધ દામોદર કહે છે "ધણુ જીવો સ્ત્રીઓમાના રામ લક્ષ્મણ"

---

છુપાવે છે ઓહ! યુ રાસ્પુટીન!

તે કહેવા લાગી જ્યારે મ્હારી વયે પહોંચશો ત્યારે સમજાશે તમને

હુ ત્હારાથી વયમા દશ વર્ષ મોટો છુ મે કહ્યુ

મ્હારો આશય માનસિક વયથી હતો સાચી વય એજ હોય છે એમ તો કદાચ તમે મ્હારાથી દશ વર્ષ મોટા હશો કિંતુ તમારુ માનસ, તમારી બુધ્ધિ અને સમજ શકિત કેવળ મરઘીના એક નાના બચ્ચા જેટલી છે

ઓહ! ત્યારે હુ એક બચ્ચુ છુ અને તે પણ મરઘીનુ? મે સરોષ કહ્યુ!

હા એક અપરિપકવ અને કુમળી વયનુ બચ્ચુ એમ કહી તે હસી તેજ ગાભીર્ય તેજ વિષાદયુકત સ્મિત

આ વિગ્રહ સબધી તમારો શુ અભિપ્રાય છે? મે પૂછ્યુ

તે તડુકી ઉઠી જગ લડાઈ યુદ્ધ ઘણીજ ભયાનક વસ્તુ છે હુ એક સ્ત્રી છુ ઇન્સાનની લાગણીને સમજી શકુ છુ આ સહાર આ ઘોર વિનાશ શા માટે? કોના ખાતર? મ્હારો ભાઈ હમણા યુદ્ધ કેદીઓની છાવણીમા સબડે છે તેના નેત્રો સજળ થઇ ગયા

મે કહ્યુ માફ કરજો એ હોળી તમારા ફાસિષ્ટો (સરમુખત્યારો)એજ સળગાવી છે

તે ગર્જી ઉઠી હુ ફાસિષ્ટ નથી ન તો મારો ભાઈ એ વાદમા માનતો હતો મે કદી પણ રાજકારણમા રસ લીધો નથી કોઈપણ પક્ષમા હુ ભળી ન હતી ફેસીઝમને પસદ કરતી નથી મ્હારા જન્મ પૂર્વે વર્સાઇના કરારો પર સહીઓ થઈ ચૂકી હતી હુ હિદુસ્તાનમા હતી મુસોલીની પ્રત્યે મ્હને સ્હેજે સહાનુભૂતિ નથી એણે તો મ્હારો પ્યાનો શિખવવાનો ધધો બધ કરી દીધો

તેની આખો છલકાઈ ગઇ તુ કોઈ અમલદાર સમક્ષ બયાન નથી આપી રહી મે કહ્યુ

તે બોલી મ્હારી સાથે તો બધાજ પોલીસ અમલદાર જેવુજ વર્તન દાખવે છે મ્હારા માટે એ કોઈ નવી વાત નથી પરતુ ખરેજ એ હમારી ભૂલ હતી અને ખુશીના રાગ આલપતા રહ્યા Coneertia વગાડતા રહ્યા અને રાજકારણમા કશો રસ કે ભાગ ન લીધો અને એમ ફાસિસ્ટોનો તેમનુ ધાર્યુ કરવા દીધુ તેનો શ્વાસ રૂધાવા લાગ્યો

મે તેની પીઠ પર હાથ ફેરવીને કહ્યુ ચાલો જવાદો

આ કઈ છેલ્લુ અતિમ યુદ્ધ નથી જો બીજા વીસ પચ્ચીસ વરસ આપણે જીવતા રહેશુ તો માનવતાનો, સસ્કૃતિનો, સપત્તિનો ઘોર સહાર કરતુ એક બીજુ યુધ્ધ પણ જોશુ આ યુદ્ધથી પણ ભયાનક જગ આ યુધ્ધ સરમુખત્યારો નાશ કરી નાખશે પરતુ પૂર્વ અને પશ્ચિમના મહાન પ્રશ્નોનુ નિરાકરણ ન કરી શકશે ન તો આ દુન્યા તે સામ્યવાદી વ્યવસ્થાનો પાયો નાખી શકશે જે વિના ભૂખ, બેકારી અજ્ઞાનતા, અને નિર્ધનતાનોનુ આ પૃથ્વીપટ પરથી નિવારણ થવુ અશક્ય છે એટલે આવો બે તડુનુ વસતગીત Moonlight શરૂ કરો જે થકી આ જીવનની યાતનાઓ પ્રિયજનોની વિયોગની સ્મૃતિઓ થોડીક ક્ષણો માટે ભૂલી જવાય

મેરિયાએ અશ્રુઓ લોહી નાખ્યા અને પ્યાનો વગાડવો લાગી

રૂપેરી ચાંદની પથરાએલી હતી, અને ઓબ્રાઇન રાત્રીના ભોજન પછી બાલ્કનીમા બેસીને કલ્પનાની દુમાન્તો ચ્ચી રહ્યા હતા હુ વિચારી રહ્યો હતો કે આ સરોવરની વચ્ચે એક ભવ્ય અને સુદર મહેલ હોય અને ચાદીનો

એક મોટો પ્યાલો અને મેરિયાનો પહેરવેશ ગુલાબના પુષ્પોનો હોય મેગ્નિયા હોય અને હું બીજું બસ બીજું કોઇ ન હોય

મૂર્ખ દર્દીના લોકો ભૂખે મરી રહ્યા છે આખો રૂપિયાનો શરીર વેચાઈ ગયો છે અને સાહસ વિચારી રહ્યા છો કે એક ચાહીનો પ્યાલો મરોવન્ની મોં'ધમા એક મહેન હોય આ હોય તે હોય બસ જ્યારે જુઓ ત્યારે એજ મુસીબત હોય છે આવા સુંદર સ્વપ્ના આવી રીને આટલા જલ્દી મરી જાય છે કિંતુ ઇન્સાન આવા સ્વપ્ના જુએ છે જ શા માટે? મનુષ્ય એટલે શું? એના સર્જનનો હેતુ શો? એના જીવનનું ધ્યેય કયું? અબ્દુલાહ પણ ઈન્સાનજ છે ને? અબ્દુલ્લાહએ પણ કદી આવા સ્વપ્ના જોયા હતા? દરેક પોતાના પુત્ર માટે રાત દિવસ એવા સ્વપ્ના જુએ છે? ઇન્સાનને આવી સ્વપ્ન સૃષ્ટિ ઘણીજ રમ્ય લાગે છે અને શા માટે તે એ સ્વપ્નાઓને વાસ્તવિક સ્વરૂપ નથી બનાવી લેતો? સૂર્ય, ચંદ્ર, પાણી અને હવાની જેમ, જો ધરતિ અને તેનું તમામ ઉત્પન્ન પણ સમસ્ત માનવ જાતનો-પ્રત્યેક ઇન્સાન માટે સામ્યપણે વ્હેંચાય જાય તો બધા સ્વપ્નાઓનો ઝગમગતો શિશ મહેલ બની જાય શા માટે ત્યારે ઇન્સાન એમ કરતો નથી? એ ગુલામી કેમ છે? સામ્યવાદી કેમ નથી? શું ઇન્સાનમાં એટલીય બુદ્ધિ નથી કે આટલી સાદી અને સરળ વાતને સમજે ને?

ઓબ્રાઇન સિગરની રાખ ખંખેરતા બોલ્યો, હેનરીફોર્ડનો પુત્ર મરી ગયો છે

મે કહ્યું તેથી શું? એનાથી મોટરના કારોબાર પર શું અસર થવાની છે? શહેરોના રસ્તા પર શું મોટરો આવતી બંધ થઇ જશે? વિશ્વ કારોબાર થંભી જશે?

ઓબ્રાઇન બોલ્યો નહિ હું એ વિચાર કરતો હતો કે તે હેનરી ફોર્ડનો એકનો એક પુત્ર હતો હેનરી ફોર્ડ અમેરીકામાં મૂડીવાદી એનું પ્રતિક છે ત્યારે હું એ વિચારૂં છું કે કરોડાધિપતિ હેનરી ફોર્ડ સુખી છે? સુખી હતો? સુખી રહેશે? આખિર આ ધનના ઢગલા કેમ? શા માટે? એનું કામજ શું છે? એનો ઉપયોગ પણ શું છે? અગત્યતા પણ શું? કે જ્યારે હેનરી ફોર્ડ એક બિસ્કીટ અને નાસ્તાક દૂધ પણ આખા દિવસમાં હજમ કરી શકતો નથી.

મે કહ્યું હેનરી ફોર્ડ મહાન માણસ છે તે એટલો પરિશ્રમ ઉઠાવે છે કે કંઈ ખાઈ શકતો નથી

ઓબ્રાઇન કહેવા લાગ્યો માઉન્ટ એવરેસ્ટ પણ ઘણો મોટો પહાડ છે મહાનતા ઉભયમાં છે હેનરી ફોર્ડમાં પણ અને માઉન્ટ એવરેસ્ટમાં પણ કિંતુ હેનરી ફોર્ડની મહાનતા કુત્રીમ છે અપ્રાકૃતિક છે તેનું સ્વરૂપ ઝુંમી છે શોષણનું માઉન્ટ એવરેસ્ટનું આકર્ષણ એક નિર્દોષ બાળક જેવું છે જે સ્નેહ બરફ સાથે રમે છે તે અનંત છે તે અમર છે,

ગાંધી માટે તમારું દ્રષ્ટિબિંદુ શું છે? મે પ્રશ્ન કર્યો

ઓબ્રાઇન બોલ્યો લાંબા કાળ સુધી હું કાળા માણસોને ધિક્કારતો રહ્યો હજી કદી મને મારો ધિક્કાર જાગી ઉઠે છે મને એમનો રંગ પસંદ નથી એમનું સંકુચિત માનસ અને આપખુદી પણ હું એમનામાં બિલાડી જેવી ધુર્તતા શિયાળ જેવી ખધાઈ નિહાળું છું અને વર્ષો લગી હબ્શીઓને તો હું ઇન્સાન પણ ગણતો નહોતો ગાંધી કાળો માણસ છે તે કદી પણ ગોરાઓનો મિત્ર થઈ શકે નહિ. નથી પ્રત્યેક માણસો તેને ઈશુ મસીહની જેમ

નિર્દોષ સમજે છે હુ એવી ભ્રમણા નથી સેવતો હુ હજી પણ માનુ છુ કે તે શ્વેત ચામડીની પ્રજાનો કટ્ટર શત્રુ છે

મે કહ્યુ તે તો કેવળ એટલુજ ચાહે છે કે હિંદુસ્તાનમા માત્ર હિંદીઓનીજ હુકૂમત હોય

ઓબ્રાઇને મસ્તક ધુણાવતા બોલ્યો બનવા જોગ છે કે મ્હારા વિચારે પૂર્વગ્રહથી ખાલી ન હોય અને હુ પણ ધોળી ચામડીની નસલથી સબધ રાખુ છુ

કિંતુ આ વખતે તેણે અમને અત્યત મુશ્કેલ પરિસ્થિતિમા મૂકી દીધા છે હિંદુસ્તાનભરમા એક દાવાનળ ભભૂકી રહ્યો છે, અને એ આગ કોડ અમને જાપાનીઓનો સામનો કરવામા અતરાયરૂપ છે

બરાબર એજ વખતે બ્યુગલનો અવાજ સભળાયો અને અગ્રેજ ઘોડેસ્વાર સૈનિકોનુ એક મોટુ દળ બારકની નીચેથી પસાર થયુ રાયફલો પિસ્તોલોથી સપૂર્ણ સજ્જ આગળ બે અગ્રેજ બ્યુગલ વગાડી રહ્યા હતા

એક ટુકડી બારકની નીચેથી પસાર થઈ

મે કહ્યુ "અવિશ્વાસમાથી ભય જન્મે છે એ સર્વ સામાન્ય નિયમ છે"

અગ્રેજોને હિંદીઓ પર વિશ્વાસ નથી અને હિંદીઓને અગ્રેજોની સહાનુભૂતિ અને નીતિ-રીતીમા ગુલમર્ગનોજ દાખલો લ્યો અહિંયા અશાતિ કે ઝગડા જેવુ કઇંજ નથી છતા અહિં પણ એ લોકો દરરોજ રાત્રે આખા શહેરમા ચક્કર લગાવતા રહે છે રખેને કોઇ કોંગ્રેસી બોમ્બ નાખી દે!

સરકયુલર રોડ તરફથી પેંનુ ગુલાન સુગન આવી રહ્યુ હતુ ચાદનીમા સ્નાન કરતુ ઉમગો ભર્યું વાતાવરણની રમ્યતા અને આલ્હાદકતામા લીનતલ્લીન નીચલી માળે રહેતી મિસ જોઇસ લકેશાયરની રહેવાસી હતી અત્યત ઉદ્દામ સૂરોમા પોતાના વતનનુ એક ગ્રામ્ય ગીત ગાતી હતી તેનો પ્રેમી રાગીણીની જેમ વારવાર કહી રહ્યો હતો ડારલીંગ હુ પણ લકેશાયરનો રહેવાસી છુ

રૂપેરી ચાદનીમા કલ્લોલ કરતુ પેંનુ સુગન ત્યા પ્રેમ ગોષ્ઠી કરી રહ્યુ હતુ

સહસા નીચલી માળેથી નર્સના રૂદનનો અવાજ આવ્યો મ્હારે ઘરે જવુ છે ડારલીંગ માય ડીયર ડારલીંગ! મ્હને મ્હારા વતન મોકલી દો

ઓબ્રાઇન કહેવા લાગ્યો ઇન્સાન હજી સુધી ભૌગોલિક પ્રેમથી આઝાદ નથી થયો ગાધી હિંદુસ્તાની છે તેને હિંદ સાથે પ્રેમ છે આ નર્સ લકેશાયરની છે એને લકેશાયરથી પ્રેમ છે જો કે સત્ય તો છે કે ગુલમર્ગના મુકાબલામા લકેશાયર બિલકુલ તે માથુ ધુણાવીને ચૂપ થઇ ગયો

નીચે નમ ધાગા પાડી પાડીને કહી રહી હતી રોણી બોય ટુ લેડેશાયરજાના ચાટુ પુરીની બોય

અને ગાંધી પણ એજ ઇચ્છે છે એોશાઇને હોઠો પર સ્મિત ફરકતા હતું

એકાએક અબ્દુલ્લાહનો પુત્ર ગરીબ હાફ્રગો હાંફ્રગો દોડતો આવી પોથગને સારે કહેવા લાગ્યો બાપુજી! બાપુજી! મ્હારા પિતાને કંઈ થઇ ગયુ છે સાજા તાજા બેઠી હુક્કો પી રહ્યા હતા એકાએક ખાંસવા લાગ્યા અને પછી બેભાન થઈ ગયા અબ્બા! અબ્બા! એમ ઘણી બુમો મારી છતા કશુંજ બોલતા નથી બાપુજી તેઓ બોલતા કેમ નથી? ચુપ કેમ થઈ ગયા? શું તેઓ હવે નજ બોલવાના બાપુજી!

હુ વગોળની જેમ તેની ઓરડીમા દોડી ગયો, આહ! અબ્દુલ્લાહનો આત્મા તેના ક્ષીણુ અને ઘસાય ગએલા દેહને છોડી ગયો હતો આંખોના ડોળા ફાટી ગયા હતા જે સ્વપ્નામા રાચતો માત્ર આશાનો પાનર ઓઢીને! ઓહ કેટલી નિરાશા તરવરતી હતી તેની આંખોમા! એ સ્વપ્ના કદી સાચા પડતા નથી

મેનેજર દોડ લગી દોડી આવ્યો તેણે અબ્દુલ્લાહ કે માગ પ્રતિ આંખ ઉચાવીને જોયુ સ ધા નહિ ગરીબને જોઇને સત્તાવાહી સ્વરે બોલ્યા મેજર સાહેબ માટે ગરમ પાણી ગરમ પાણી જોઇએ છે જલદી ટબમા પાણી ભરી દે

એટલુ કહી તે ચાલ્યો ગયો

ગરીબે બાળપોથી ઝમીન પર મુકી દઈ બાલ્ટી ઉપાડી જતા જતા હૈયુ વલોવી નાખે એવા કરૂણા ભર્યા સ્વરે મો યો બાપુજી! મ્હારા પિતાને જગાડજો, હું મેજર સાહેબ માટે ગરમ પાણી મુકતો આવુ

બાજુના ખંડમા લેંકેશાયરવાળાઓ પ્રેમ ક્રીડા ચાલ હતી

અબ્દુલ્લાહ આજેજ કેમ મર્યો? આવી પૂર્ણિમાની નાજના મરી ગયો? પેલુ યુવાન યુગલ જ્યારે જીવનના આહ્લાદો માણી રહ્યુ હતુ આખોય પ્રદેશ જગવી પુષ્પોની સુગંધથી મ્હેકી રહ્યો હતો જીવનને તાઝગી અર્પે એવા ટાણે અને સમયે? શુ અબ્દુલ્લાહ થોડા વર્ષો પછી ન મરી શકયો હોત? કદાચ તેનો પુત્ર બાગી ગાળીને તેની કલ્પના સૃષ્ટિને તેના રમ્ય સ્વપ્નાઓને સાચા બનાવી શક્ત! અરે! મરવાની આ રીત છે કે સાહેબ લોકો માટે પાણીની બાલ્ટીઓ ભરતા ભ તા તેમનુ ગ ધા વૈતરૂ કરી કરીને, પોતાનુ ખુન અને પસેવો એક કરીને આજ દશામા પરલોક સીધાવી ગયો તે પોતાના ખેતરમા નાનકડા બાગમા નાની મરખી ઝુપડીમા ન મરી શકતો હતો? હુ પુછુ છુ કે આ કેવી ક્રુર ટ્રેજડી છે? નથી હૃદય હીનતા? તેને આવી દુર્દશામા મરવાનો શુ હક હતો? અનાજના એક એક દાણા માટે શરીર ઢાંકવાના વસ્ત્રો માટે વલખા મારતા મારતા, એડીઓ ઘસી ઘસીને, શા માટે આવી રીતે મરી ગયો? જગતમા આજે આવા હજારો નહિ લાખો નહિ બ ડે કરોડો અબ્દુલ્લાહ રાતદિવસ કેમ મરે છે? શા માટે જીવે છે? આ કેવો તમાશો છે? આ કેવી ખુદાઈ?

પરંતુ તમે મ્હને ઓળખતા નથી તેણે ધુંવાપુંવા થતા કહ્યું અહિંના મોટા મોટા લાડ સાહેબો મ્હારા ગાઢ મિત્રો છે, હું માજી પ્રધાન છું વૉઇસરૉયનો મેહમાન પણ રહી ચૂકયો છું હું તમને જેલમાં પૂરાવી દઈશ સમજો છો કોની સાથે વાતો કરી રહ્યા છો? મ્હારો પુત્ર જમાન સ્કૉટલેંડમા છે

એમાંજ તમારી સલામતી છે જો આપ પણ સ્કૉટલેંડ સીધાવી જાવ! મે રોષથી ડોળા કાઢી હોઠો દેખાડતા કહ્યું

અરે! આ કોઇ સભ્યતા છે? આવી રીતે મ્હારૂ કોઈ અપમાન કરે? હું પેન્શન પર ઉતરેલો પ્રધાન છું મ્હારો પુત્ર સ્કૉટલેંડમા છે

પાદરી તેને ઢસરડીને બહાર લઇ ગયો

ચાળિસ નંબરના રૂમમા એક હિંદુસ્તાની તરૂણી રહેતી હતી નર્સ હતી, હેડ મિસ્ટ્રેસ હતી, વેશ્યા હતી કે પરણેલી હતી સમજાતું ન હતું તે કોણ હતી? છતાંય તે એકલીજ આવી હતી અને એકલીજ ચાલી ગઈ

ઓશાઇન કહેવા લાગ્યો આ છોકરીને જોઇને મ્હને મ્હારી પ્રેયસી યાદ આવી જાય છે આ કંનીમાથી સંધ્યાના રંગબેરંગી દ્રશ્યો નિહાળતી વખતે મ્હને તેની સાથે વાત કરવાની તક સાંપડી હતી ઓશાઇને પૂછ્યું શું તમે પૂર્વજન્મમા કોઇ આઇરીશ કુટુંબમા જન્મ લીધો હતો?

તે યુવતિ અત્યંત સરળતા પૂર્વક બોલી મ્હને યાદ નથી! આહ! શું ભોળપણ હતું! કેટલી મુગ્ધ કરનારી નિર્દોષતા હતી! ઓશાઇન ગળગળો થઈ ગયો કહેવા લાગ્યો ખરેખર એ તેજ છે મ્હને ધોકો આપવા માટે હિંદુસ્તાની યુવતીના રૂપમા આવી હતી થોડાક વધુ દિવસ રોકાઈ તો હું મરી જઈશ મ્હારૂં બધું તલ્લીન નાશ પામશે મ્હને યાદ નથી હાય હાર ઠીકજ થયુ કે થોડા દહાડા રહીને ચાલી ગઈ

કાશ્મીરનો આહ્લાદક મધ્યાન્હ! શીતળતા આપતો મંદ અનીલ મેરિયાની પુષ્પોની પાંખડી જેવી નાઝુક નાઝુક કરાંગુલીઓ મેરિયા કહેવા લાગી તે પીકનીક તમને યાદ છે? જ્યારે આપણે ફિરોઝપૂરના સરોવરમા માછલા પકડવાની નિષ્ફળ કોશિશ કરી હતી?

મે કહ્યું ત્યા તો મ્હને કેવળ અખરોટના વૃક્ષોની હરિયાળી હારોજ સુંદર લાગી હતી જ્યા નાળાનું પાણી સ્થિર ઉભું હતું અને મફરજનના વૃક્ષોની ડાળો તેના પર ઝુકી હતી

અને ચુનારના પાદડાનો રંગ તો સ્વર્ણવર્ણો હતો મેરિયાએ સ્વપ્નસ્થ દશામા કહ્યું

બરાબર તમારા હોઠ જેના મે મસ્તીમા કહ્યું

બાળક છો! મીઠાઈ જોઇ કે પીગળી ગયા તમને તો પ્રેમ કરતા આવડતું નથી મેરિયાએ ગંભીરપણે સ્મિત વેરીને કહ્યું કદાચ એટલા માટેજ તમે મને વધુ આકર્ષક લાગો છો

થોડીક ક્ષણો ગાઢ શાંતિ વ્યાપી રહી હું ગરદન ખંજવાળતો રહ્યો મેરિયાએ શાંતિનો ભંગ કરતા કહ્યું યુદ્ધ પછી હું મ્હારા દેશ પાછી ચાલી જઈશ ત્યાના સામ્યવાદી પક્ષમા જોડાઇને રાજદ્વારી કાર્ય કરીશ માત્ર ધ્યાનો વગાડવાથીજ કામ નહિ ચાલે આ કાળમુખી લડાઈ બંધ થાય પછી હમો સૌ મળીને શસ્ત્ર તે તમામ કરી છુટશુ કે યુદ્ધ પાછુ ન સળગે કેમ બરાબર છે ને?

મ્હને પણ સાથે લઈ જશો?

અવશ્ય! તે પ્રફુલ્લિત થતા બોલી લાંબા

ગડીમા અમારૂ ગામ છે ત્યા અગુરના ફ્રુશો દાડમના વૃક્ષો અને ખેતરના શેડે શેડે લીંબુના ઝાડો છે ત્યા સુધી તો મ્હારો ભાઇ પણ આઝાદ થઇ જશે પછી હમે ખેતી કરશુ રેશમના કોટા એક્ટા કરશુ અને અમારા પિતાજીને ઉંચી કુરસી પર બેસાડી અમલ ઇટેલીયન શરાબ પીવડાવશુ અને કદી કદી કદી પણ જગ થવા દેશુ નહિ

બીજે દિવસે મેરિયા અને તેના પિતાને પોલીસે અટકમા લીધા તેમને સ્વરક્ષણ ધારા હેઠળ પકડવામા આવે છે એમ કહેવામા આવ્યુ યુદ્ધ અતે યુદ્ધ છે અને આજે કયા ઇટેલીયનો સામ્યવાદી છે અને કયા ફાસિસ્ટ તે સમજવુ મુશ્કેલજ નહિં પરતુ અશક્ય છે જો કે અમલ દારોને એમના પર શકા નહોતી છતા સાવચેતી ખાતર એમ કરવુ જરૂરી હતુ.

જતી વેળા મેરિયાના પિતાએ મ્હને એક કળામય લાકડી સ્મરણચિન્હ તરીકે આપી હતી

મેરિયાએ એક વિષાદ પુર્ન સ્મિતમહ કહ્યુ હુ તમને શુ આપુ ? મરચીના બચ્ચા ?

મે પ્યાનો પ્રત્યે આગળી ચિંધતા કહ્યુ હુ તમારા સૌમ્ય મુખે વસત ગીત સાભળવા ચાહુ છુ મ્હારી અચળ શ્રદ્ધા છે કે વસત જરૂર આવશે

તે પ્યાનો પર વસત ગીત લનકારવા લાગી વાતાવરણ તેના મધુર અને કર્ણપ્રિય સ્વરથી ગુજવા લાગ્યુ આખોમાથી અશ્રુબિંદુઓ ટપકતા હતા ગીતના ભર્યા ભર્યા વાતાવરણમા કોકિલ ફરી પૃથ્વીમા કલ્લોલ કરવા લાગ્યા પુષ્પોથી લચકતી ડાળીઓ ઝુલવા લાગી પર્ણો અનીલની શીતળ લ્હેરીઓ સાથે નૃત્ય કરવા લાગ્યા બુલબુલના ગીતો સ્ત્રીઓના હર્ષપૂર્ણ ખિલખિલાટ નિશ્ચિત બાળકોની નિર્દોષ મસ્તી વસત વસત .

મેરિયાની તિક્ષણ ઉડાણ માપતી આખોમાથી અશ્રુઓના મોતી ખરી રહ્યા હતા

એક દિવસ ઇન્સાનની ઉજડી ગએલ દુન્યામા એના ઉજ્જડ થએલ ઉદ્યાનમા વસતની હરિયાળી લીલીઝમ ઉલ્લાસ પ્રેરક પ્રાણપ્રેરક વસતનુ આગમન થશે જ આ ગીત કહી રહ્યુ છે –

પોલીસ મેરિયા અને તેના પિતાને પકડીને લઈ ગઈ

હુ બાલ્કનીમા સ્તબ્ધ અનિમેષ નયને તેમને દષ્ટિ મર્યાદાથી પર થતા સુધી નીરખી રહ્યો

હાસ્યરસના મશહુર
લેખક શ્રી બેકારની
રસિક રસનાનગી

**હાસ્ય મંઝીલ**

મુલ્ય રૂપીઆ ત્રણ
પોસ્ટેજ ૭ આના વધુ

હાસ્યરસના
માનીતા કલમગાજ શ્રી
બેકારની કલમે આલેખાયેલ

**પ્રેમ કન્યા**

મુલ્ય બે રૂપીઆ
પોસ્ટેજ સાત આના વધુ

રોતી સુરતને હસમુખી બનાવનાર—
દીલની ગમગીનીને દુર હઠાવનાર—
તબિયતની તાઝગીને તંદુરસ્તી દેનાર—

. . . શું?

પ્રવાસની શુરાતન
ભરી સાહસકથા

સુવિખ્યાત લેખક
જુલેવર્નની
તદ્દન નવી થ્રીલીંગ રોમેન્ટીક
એડવેંચર સ્ટોરીનો અનુવાદ

**બલૂન પ્રવાસ**

ફ્રેંચમાંથી અનુવાદ
મુલ્ય ત્રણ રૂપીઆ
પોસ્ટેજ આઠ આના વધુ

હાસ્યરસના
રસીલા
બે પુસ્તકો

આ ત્રણે સુનદા પુસ્તકોનો સેટ એકી સાથે મગાવનારને
ફક્ત ૯ રૂપીઆમાં ઘરબેઠા પહોંચતો કરીશુ.

આજેજ લખો —

બેકાર કૃત –
(૧) અક્કલના બા
કી રૂ અઢી
(૨) સનમની શોધમાં
કી રૂ ત્રણ
(૩) હું રાજા હોઉં તો
કી રૂ અઢી
(૪) કલમ ચાબુક
કી રૂ દોઢ

## શ્રી હરિહર પુસ્તકાલય

ટાવર રોડ, સૂરત

# દીદારે રસૂલ (સં.૦)

[સર્વ હક સંપાદકને સ્વાધિન છે]

રિવાયત ૩જી-ત્રીજી રિવાયત હઝરત ઈબ્રાહીમ (રદી)થી છે જેમા હઝરતે (સલ) ફરમાવ્યુ છે કે "આ મુજબ પઢો"

અલ્લાહુમ્મા સલ્લેઅલા મોહમ્મદીન અબ્દેકા વ રસૂલેકા વ અહલે બૈતેહી કમા સલ્લૈતા અલા ઈબ્રાહીમા વ આલે ઈબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ વ બારેકઅલા મોહમ્મદીન વ અલા આલે બૈતેહી કમા બારકતા અલા ઈબ્રાહીમા વ અલા આલે ઈબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ

**રિવાયત ૪થી** ચોથી રિવાયત હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી)થી છે કે– એમા હુઝૂરે (સલ) માત્ર આટલાજ શબ્દો કહ્યા છે—

અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદીન કમા સલ્લૈતા અલા ઈબ્રાહીમા વ બારેક અલા મોહમ્મદીન કમા બારકતા અલા ઈબ્રાહીમા

**રિવાયત ૫મી**-પાચમી રિવાયત હઝરત કઅબ (રદી)થી છે જેમા તેઓ કહે છે કે– એક માણસે હુઝૂર (સલ)ને અર્ઝ કરી કે 'હુઝૂર (સલ) સલામ મોકલવાનુ તો અમો શીખ્યા છીએ, દરૂદ શરીફની રીત પણ ફરમાવો" આપે (સલ) કહ્યુ કે –આ મુજબ પઢો

અલ્લાહુમ્મા સલ્લેઅલા મોહમ્મદીન વ અલા આલે મોહમ્મદીન કમા સલ્લૈતા અલા ઈબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ અલ્લાહુમ્મા બારેક અલા મોહમ્મદીન વ અલા આલે મોહમ્મદીન કમા બારકતા અલા ઈબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ.

રિવાયત '૬ઠ્ઠી'–કોઈ કોઈ રિવાયતમા નીચે મુજબ પણ છે —

અલ્લાહુમ્મા સલ્લેઅલા મોહમ્મદીન વ અલા આલે મોહમ્મદીન કમા સલ્લૈતા અલા ઈબ્રાહીમા વ અલા આલે ઈબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ. અલ્લાહુમ્મા બારેક અલા મોહમ્મદીન વ અલા આલે મોહમ્મદીન કમા બારકતા અલા ઈબ્રાહીમા વ અલાઆલે ઈબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ

આ તેજ દરૂદ શરીફ છે કે જે નમાઝમા છેલ્લા કઅદામા "અત્તહયાત" પછી પઢવામા આવે છે, અને એને દરૂદે ઈબ્રાહીમ (અ સ) પણ કહેવામા આવે છે ફોકહા કહે છે કે — જો કોઈ માણસ સોગંદ ખાય કે ' હુ બધા દરૂદોથી સારૂ દરૂદ પઢીશ" તો તેને જોઈએ કે મઝકુર દરૂદ શરીફ પઢે (મતલબ બધા દરૂદ શરીફ કરતા આ દરૂદ શરીફ અફઝલ છે) જેથી કસમ તોડનાર તરીકે ગુન્હેગાર થશે નહીં

મતલબ એ છે કે તેણે લીધેના સોગદ પૂરા થશે

જે માણસ મજકુર દરૂદ શરીફ સાથે હુઝૂર (સલ) ઉપર દરૂદ પઢશે તે મખ્લાતનો પૂરે પૂરો સવાબ મેળવશે

**રિવાયત ૭ મી**—એક જુવાન માણસે સહાબાઓને (રદી) નીચે મુજબ દરૂદ શરીફ પઢતા સાંભળ્યું છે —

અલ્લાહુમ્મા સલ્લેઅલા મોહમ્મદીન વ અલા અહલે બેતેહી વ અલા અઝવાજેહી વ ઝુર્રીય્યતેહી કમા સલ્લૈતા અલા ઇબ્રાહીમા વ આલે ઇબ્રાહીમા ઇન્નકા હમીદુમ મજીદ વ બારેક અલા મોહમ્મદીન વ અલા અહલે બેતેહી વ અલા અઝવાજેહી વ ઝુર્રીય્યતેહી કમા બારકતા અલા ઇબ્રાહીમા વ આલે ઇબ્રાહીમા ઇન્નકા હમીદુમ મજીદ.

કેટલીક રિવાયતોમાં મજકૂર દરૂદ શરીફમાં "અહલે બેતેહી' એટલા શબ્દો વર્ણન કરવામાં આવ્યા નથી

**રિવાયત ૮ મી**—હઝરત અલી (રદી)થી રિવાયત છે કે-હુઝૂરે (સલ) ફરમાવ્યું છે કે-જે માણસ નેકીનો પૂરેપૂરો બદલો લેવા માગે તેણે નીચે મુજબ પઢવું જોઇએ

અલ્લા હુમ્મજ અલ સલવાતકા વ રહમતકા અલા મોહમ્મદીન વ અઝવાજેહી વ ઝુર્રીય્યતેહી વ ઉમ્માતિલ મુઅમેનીના કમા સલ્લૈતા અલા ઇબ્રાહીમા ઇન્નકા હમીદુમ મજીદ.

**રિવાયત ૯ મી**—હઝરત ઇમામ શેઅરાની (રદી) પોતાની લખેલ "કશફુલ ગમ્મા" નામની કિતાબમાં લખે છે કે-હુઝૂરે (સલ) ફરમાવ્યું છે કે જે માણસ આ (નીચે લખેલ) દરૂદ શરીફ પઢે છે, તો ફરિશ્તાઓ એનો સવાબ હજારોની સંખ્યામાં લખતા લખતા થાકી જાય છે છતા પણ પૂરેપૂરો સવાબ લખી શકતા નથી

જઝલ્લાહો અન્ના મોહમ્મદન સલ્લલ્લાહો અલૈહે વ સલ્લમ

**રિવાયત ૧૦ મી** મજકુર સાહેબે નીચે મુજબનું દરૂદ શરીફ પણ હુઝૂર (સલ)થી નકલ કરેલ છે —

અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદેનિન્નબીય્યીલ ઉમ્મી વ અલા આલે મોહમ્મદીન કમા સલ્લૈતા અલા ઇબ્રાહીમા વ અલા આલે ઇબ્રાહીમા વ બારેક અલા મોહમ્મદે નિન્નબીય્યીલ ઉમ્મી વ અલા આલે મોહમ્મદીન કમા બારકતા અલા ઇબ્રાહીમા વ અલા આલે ઇબ્રાહીમા ઇન્નકા હમીદુમ મજીદ અલ્લાહુમ્મા વ તરહહમ અલા મોહમ્મદીન વ અલા આલે મોહમ્મદીન કમા તરહહમતા અલા ઇબ્રાહીમા વ અલા આલે ઇબ્રાહીમા ઇન્નકા હમીદુમ મજીદ અલ્લાહુમ્મા વ તહન્નન અલા મોહમ્મદીન વ અલા આલે મોહમ્મદીન કમા તહન્નન્તા અલા ઇબ્રાહીમા વ અલા આલે ઇબ્રાહીમા ઇન્નકા હમીદુમ મજીદ અલ્લાહુમ્મા વ સલ્લેમ અલા મોહમ્મદીન વ અલા આલે મોહમ્મદીન કમા સલ્લમ્તા અલા ઇબ્રાહીમા વ અલા આલે ઇબ્રાહીમા ઇન્નકા હમીદુમ મજીદ

# રાંદેર : મુસ્લિમ-શાદી. અને જન્મ-મરણ.

## શાદી

૯-૩-૪૪ ઇસ્માઇલ મોહમદ મમુન-આયશા બીબી મોહમદ ગુલામ ભુવાની

૧૦-૩-૪૪ મોહમદ ઇસ્માઇલ મોહમદ યુસુફ-મરીયમબીબી ઈબ્રાહીમ મોહમદ યુસુફ

૧૦-૩-૪૪ ઇસ્માઇલ ગુલામહુસેન સુરમા-ઝુબેદાબીબી મહમદ અહમદ બપોરીયા

૧૧-૩-૪૪ મોહમદ કાસમ યુસુફ મમાજીવાલા-હલીમાબીબી ઇબ્રાહીમ અબ્દુલ કડવા

૧૨-૩-૪૪ ગુલામ મુસ્તુફા કરીમ પટવા-મદીનાબીબી શેખ રેહેમત પટવા

૧૮-૩-૪૪ અહમદ ઇસ્માઇલ મુનશી-ખદીજા બીબી આરેફ અહમદ નાખુદા

૨૫-૩-૪૪ અબ્દુલ ખાનેક અબ્દુલ કરીમ સૈયદ-ફાતેમાબીબી મનેક હાજી ગુલામ

## જન્મ

૧-૩-૪૪ મોહમદ આઝમ આરેફ-છોકરો યાકુબ

૪-૩-૪૪ યુસુફ આઝમ પીપરડી-છોકરી હનીફાબીબી

૬-૩-૪૪ ઇસ્માઇલ ગુલામ મોહમદ ઘુપલી-છોકરો યાકુબ

૬-૩-૪૪ અબ્દુલકાદર નમરૂદ્દી હાસ્મજી-છોકરી મૈમુના

૮-૩-૪૪ મોહમદ યુસુફ મનસુર પેઠીવાલા-છોકરો યુસુફ

૮-૩-૪૪ સૈયદ ગુલામ રસુલ અબ્દલા-છોકરી ફરીદાબેગમ.

૯-૩-૪૪ ઇસ્માઇલ ઈબ્રાહીમ બામ-છોકરો મોહમદ

૧૦-૩-૪૪ ઇસ્માઇલ અલાહરખા-છોકરી સારાબીબી.

૧૪-૩-૪૪ ઇસ્માઇલભાઇ હાજી કુરૈશી-છોકરો ગુલામનબી

૧૯-૩-૪૪ મોહમદ પારૂશાહ-છોકરી બાનુબીબી

૨૧-૩-૪૪ મોહમદ હાશિમ એલીયા-છોકરી સારાબીબી

૨૧-૩-૪૪ મોહમદ આઝમ દુધા-છોકરો અહમદ.

૨૧-૩-૪૪ ઈબ્રાહીમ મોહમદ સાબેદ અબુ-છોકરો ઐયુબ

૨૨-૩-૪૪ મોહમદ યુસુફ ઘુપલી-છોકરો કાસમ

૨૩-૩-૪૪ અહમદ ઇસ્માઇલ આગડીઆ-છોકરી ઝુબેદા.

૨૩-૩-૪૪ હાશમ આઝમ પીપરડી-છોકરી હાજરાબીબી

૨૫-૩-૪૪ અહમદ યુસુફ મમુ[illegible]-છોકરી ફાતેમાબીબી

૨૯-૩-૪૪ હાજી મીંદુભાઇ ડોસુભાઇ-છોકરી આશાબીબી

૩૦-૩-૪૪ માલમ યુસુફ માલમ હાજી-છોકરી ઝોહરાબીબી

૩૧-૩-૪૪ ગુલામરસુલ બનુમીયા શેખ-છોકરી શમ્સુન્નીસા

## મરણ

૧-૩-૪૪ સીદી સુલતાન મીરી યાસીન ઉ ૧ ૫૦

૨-૩-૪૪ રૂકૈયાબીબી ઇસ્માઇલ ઇબ્રાહીમ બપોરીયાની છોકરી ઉ માસ ૮

૪-૩-૪૪ આયશાબીબી શેખ કાસમ અબ્દુલ કરીમની છોકરી ઉ ૫ ૨

૭-૩-૪૪ મુસય ઈબ્રાહીમ તગાગ ઉ વ ૭૫

૮-૩-૪૪ રેહમતબીબી અખ્તર દાઉદ ઉ મા

૯-૩-૪૪ અમીનાબીબી આઝમ બપોરીયાની છોકરી ઉ વ ૧ માસ ૩

૧૧-૩-૪૪ ખતીજાબીબી હાશમ યુસુફ મહના ની છોકરી ઉ ૧ ૨૦

૧૩-૩-૪૪ હમીદાબીબી શેખ બતુ[illegible] જમાદારની છોકરી ઉ વ ૮

૧૯-૩-૪૪ આસાબીબી હાફેઝ ઇસ્માઇલ મુલ્લાની છોકરી ઉ વ ૫૦

૨૦-૩-૪૪ હાસમ ઇબ્રાહીમ તગાગ ઉ. વ ૦

૨૧-૩-૪૪ અબ્દુલ હફીઝખાન મીયાખાન ઉ વ ૨

૨૧-૩-૪૪ ખતીજા અહમદ મુસ્તુફાની છોકરી ઉ વ ૧૬

૨૨-૩-૪૪ હાજી કાનુશાહ પીરશાહનો છોકરો

૨૩-૩-૪૪ યાકુબ મોહમદ બપોરીયા ઉ વ ૬

૨૩-૩-૪૪ અમીરબીબી શેખ કરીમ પીનબાદ બંગલીની વિધવા ઉ વ ૮૦

૨૩-૩-૪૪ મરીયમ બેગમ સૈયદ મોહમદ સૈયદ ઝેનની છોકરી ઉ વ ૬

૨૫-૩-૪૪ મનેક અહમદ મનેક હુસેન ઉ વ ૪૫.

૨૮-૩-૪૪ ખદીજાબીબી કાસમ આઝમ મેમ દની છોકરી ઉ વ ૫

૨૮-૩-૪૪ મનેક અહમદ મનેક મોહમદ ઉ વ ૮૦.

૨૯-૩-૪૪ હાફેઝબીબી સુલેમાન પોઠાની છોકરી ઉ વ ૬૩

૨૯-૩-૪૪ હામેદ આઝમ બેલીમ ઉ વ. ૫૫.

પુ. ૫ મું : અંક ૮મો

મે

૧૯૪૪






## કોણ જાણે

સમજ્યા હગે મને તે શું શુય કોણ જાણે?
લોકો ગણે છે તેવો હું છુય કોણ જાણે!

મજ પ્રેમની હકીકત તુજ રૂપની હકીકત,
એનુંય કોણ જાણે! તેનુંય કોણ જાણે!

ઉડતી નઝર સરીખી નાખી ન એણે મુજપર,
સમજ્યો હતો મને હું શું શુય કોણ જાણે.

ન આહની અસર છે, ન વાહની અસર છે,
એનુ જિગર બન્યુ છે શેનુય કોણ જાણે

અમને તો 'શેખ' દુન્યા લાગે છે ભુલ સરખી,
બાકી રહ્યા તમે તો એનુંય કોણ જાણે

'ગેબચલ્લી'














કિંમત સાત આના

તંત્રી 'વહશી'



પુ. ૫ અંક ૯મો

# "માનવ દર્દ"

અખૂટ ધનભંડારો આપીને પણ ઓ દેવ! તેં તો મને સદા અકિંચનજ રાખ્યો છે સરિતા તટે હોવા છતાં હું તો સદા તૃષાર્દિતજ રહ્યો છું અખૂટ અન્નભંડારો હોવા છતાં મારી ક્ષુધા શાંત કરવા હું તેમાંથી અન્નનો એક દાણો પણ લઈ શકતો નથી

તારૂં સાન્નિધ્ય હોવા છતાં, કોણ જાણે આજે હું તારાથી કેટલેય દૂર છું પ્રત્યક્ષ હોવા છતાં હું તને જોઈ શકતો નથી તું મારી સમક્ષ અનેક સુમધુર શબ્દો બોલે છે, કિંતુ તેમાંનો એક પણ શબ્દ હું સાંભળી શકતો નથી મારે તને ઘણુંય કહેવું છે, પરંતુ મારાથી એક પણ શબ્દ બોલાતો નથી તારા દર્શનની અત્યંત આકાંક્ષા હોવા છતાં તારા મંદિર સુધી આવવાની મારામાં શક્તિ નથી

મારી પ્રત્યેક આશા નિરાશામાંજ પરિણમે છે ક્યાંયે સુખ કે હર્ષ દેખાતું નથી સર્વત્ર દુઃખ અને અશ્રુઓજ દેખાય છે માનવના પ્રત્યેક પ્રયત્નો નિષ્ફળતામાંજ પરિણમે છે તેની પ્રત્યેક આશાનું નિરાશામાંજ રૂપાંતર થવાને સર્જન થયું હોય છે તેનું પ્રત્યેક હાસ્ય ભાવિ અશ્રુઓના આગમનનો સંદેશો લાવનાર દૂત સમું હોય છે તેની ભાવનાઓ અને ઉર્મિઓ સદા કચડાવાનેજ સર્જાઈ હોય છે તેને જીવવાનો અધિકાર નથી ફક્ત તેને મૃતજીવનજ આપેલું હોય છે કે જેના દિવસો તે બલાત્કારે પૂરા કરે છે આવું જીવન ન જીવવામાંજ તેનું શ્રેય છે

મારો તો તને એજ પ્રશ્ન છે કે ઓ દેવ! આવી અનેક અશક્તિઓ પરજ માનવ સુખના પાયાઓ બંધાયા હશે? એવું સુખ તેં અમને ન જ આપ્યું હોત તો!

'ઇન્દુ'

## કુર્આન

### અલ્લાહ તઆલાનુ ફરમાન

(૨૯૩) અને જે કોઇ જરૂરી (બાબતોમાજ) અલ્લાહ અને તેના રસૂલનો હુકમ માની લેશે તો તેઓ પણ તે લોકોની સાથે જન્નતમા હશે જેઓ પર ખુદાપાકે ખાસ કૃપા કરી છે એટલે નબીઓ, અને સિદ્દિકો તથા શહીદો અને બુઝુર્ગો અને એ બહુ સારા સહવાસી છે (કુર્આન)

× × × ×

(૨૯૪) બેશક ખુદાપાક આ વાત કદી પણ માફ કરશે નહિ કે તેની સાથે કોઇને શરીક કરવામા આવે અને તેના સિવાય ચાહે તેને બક્ષી દેશે, અને જેણે ખુદાનો શરીક બનાવ્યો તો તે (સત્ય) માર્ગ ભૂલીને બહુ દૂર જઇ પડયો (કુર્આન)

× × × ×

(૨૯૫) અમે દરેક વસ્તુને અંદાજથી બનાવી છે અને અમારૂ કામ તો માત્ર એક પળવારનુજ છે જાણે આંખનો ઝપકારો અને અમે તમારા જેવાઓને બરબાદ કર્યા છે તો કોઇ વિચારનાર છે ? અને જે કંઈ તેમણે કર્યું છે તે સઘળુ (તેમના) આમાલ નામાઓમા લખાયલુ છે (કુર્આન)

× × × ×

(૨૯૬) કોઈ આફત દેશમા કે તમારી જાતોમા પહોચતી નથી પરંતુ અમારા તેને પેદા કરવા પહેલાજ તે એક કિતાબમા લખાયલી છે, બેશક એ (કામ) અલ્લાહને સહેલ છે (એ વિષેની ખબર આપી) એટલા માટે કે જે કંઈ તમારા હાથ ન આવ્યુ તેના ઉપર દિલગીર ન થાઓ અને જે કઇ તમને આપ્યુ તેના ઉપર ઇતરાજી ન કરો, અને ખુદાપાક કોઇ ઇતરાજીવાળા અને ગર્વિષ્ટને દોસ્ત રાખતો નથી જેઓ કે પોતે કંજુસી કરે છે અને લોકોને પણ કંજુસી શીખવે છે, પણ જે કોઇ મ્હો ફેરવે તો ખુદાપાક પોતે બેપરવા સ્તુત્ય છે (કુર્આન)

× × × ×

(૨૯૭) અને જે કઇ આકાશોમા તથા જે કઇ પૃથ્વીમા છે તે સઘળુ ખુદાનુજ છે તો તેણે બુરાઇવાળાઓને તેમની કરણીનો બદલો અને ભલાઇવાળાઓને ભલાઇથી બદલો આપવો જોઇએ (કુર્આન)

સંપાદક :—મો૦ અબ્દુર્રહીમ—

## રસૂલુલ્લાહ સલ૦નુ ફરમાન

(૨૯૩) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે પ્રમાણિક અને સાચો વેપારી કિયામતના દિવસે નબીઓ, સિદ્દીકો, શહીદો અને સાલેહીનો સાથે હશે (તિર્મિઝી)

* * * *

(૨૯૪) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે મારી ઉમ્મતમાથી જે માણસ એવી સ્થિતિમા મરણ પામ્યો કે તે ખુદાને સાથે કોઇને ભાગ્યો સમજતો હતો તો એવો માણસ દોઝખમા દાખલ થશે અને જે એવી હાલતમા મરણ પામ્યો કે તે ખુદાની સાથે કોઇને શરીક કરતો ન હતો તો એવો માણસ જન્નતમા દાખલ થશે (મુસ્લિમ)

*

(૨૯૫) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે સોગદ છે તેના, જેના હાથમા મારો પ્રાણ છે, કે તમો (એક બીજાને) સારા કામો કરવાનો હુકમ કરતા રહો અને બુરા કામો કરવાથી રોકતા રહો, નહિ તો નજીક છે કે અલ્લાહ તઆલા તમારા ઉપર અઝાબ ઉતારે, ફરી જો તમો હજાર દુઆ કરશો તો પણ એક કબુલ થશે નહિ (તિર્મિઝી)

* * * *

(૨૯૬) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે જેણે પોતાના ઇસ્લામને ઠીક કરી લીધુ તે જો એક નેકી કરશે તો દસ લખવામા આવશે એવીજ રીતે દરેક નેકીને સાતસો સુધી વધારવામા આવશે અને જો તેનાથી એક ગુનોહ થશે તો એકજ લખવામા આવશે, એટલા સુધી કે તે ખુદાથી જઈ મળે (એટલે મરણ પામે) (સહીહૈન)

* * * *

(૨૯૭) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે ઓ અબ્દુ લાહ બિન અમર! જ્યારે દુરાચારી લોકો રહી જશે તેઓનો કરાર તથા અમાનત બગડી જશે અને તેઓમા ફુટ પડશે અને તેઓ આવી રીતે થશે અને આપે (સલ૦) પોતાના એક હાથની આગળીઓ બીજા હાથમા નાખી, ત્યારે શુ કરશે ? અબ્દુલ્લાહે કહ્યુ હુ શુ કરીશ યા રસૂલલ્લાહ ! આપે ફરમાવ્યુ કે જેને તું સમજે કે આ કામ સારૂ છે તેને પકડ અને જેને બુરૂ જાણે તેને છોડ અને ખાસ પોતાની સ્થિતી પર લાગેલો રહીશ અને સામાન્ય લોકોને તેઓની હાલત પર છોડીશ (બુખારી)

—સાદિક સા૦ રાંદેરી

# આવાઝકી દુન્યા

સંભળાવનાર 'બેગર'

વડા પ્રધાનોની લંડન ખાતેની પરિષદમા કોઈના પણુ વડા પ્રધાન ન હોય એવા સર ફિરોઝખાન નૂન અને કાશ્મીરના મહારાજા હિંદના પ્રતિનિધિ તરીકે બેસવાના હતા સર ફિરોઝે તો પાર્લામેન્ટમા ભાષણુ પણુ કરી નાખ્યુ હતુ કે 'રક્ત અને સગપણુના દાવાઓ કરતા પણુ વધારે મજબૂત સબધ તે પ્રેમનો સબધ છે સ્વતત્રતાનો સબધ છે, અને છેલ્લા એકસો વરસ દરમિયાન ગ્રેટ બ્રિટને હિંદમા લોકશાહી સસ્થાઓનો જે વિકાસ કર્યો છે તે લોકશાસનનો સબધ છે હિંદે સામ્રાજ્યમા કેટલી સિદ્ધિ પ્રાપ્ત કરી છે તે હિંદ બહાર ઘણુા થોડાજ જાણે છે' સર-નૂનના આ ભાષણુને કાશ્મીર નરેશે તથાસ્તુના અનુમોદનથી વધાવી લીધુ હતુ અલબત્ત હિંદના સામ્રાજ્ય સાથેના પ્રેમ સબધને કોઈ રોમીયો જુલીયેટ, શીરીં-ફરહાદ કે લયના મજનુના પ્રેમ જેવો નથો ગાઢપણુનો પ્રેમ ન ધારી લે કૃષ્ણુ અને રાધા જેવો એ નિર્મળ પ્રેમ છે જેનમુન એ કૃષ્ણુ અને સર નૂન જેવા પ્રશસકો એ રાધાઓ ગણુાય! અને તેમનો પ્રેમ એ યૌનિક નહિ પણુ નૈતિક પ્રેમ આત્મિક પ્રેમ છે! કહેવાય છે કે પ્રેમમા ભોગ હોય ત્યારે અહીં તો પ્રેમમા પગાર મળે છે પગાર' બાકી હિંદે કેટકેટલી સિદ્ધિ પ્રાપ્ત કરી છે તે હિંદ તો જાણુતુ નથી અલબત્ત બિના બધારીઓની વશાવળી ઘણી લાબી છપાતી જાય છે ને લોકશાહી સસ્થાઓનો વિકાસ તો એટલો બધો થઈ ગયો છે કે એ સસ્થાઓની ચાદરો કરતા પગ લાબા થઈ ગયા છે!

એ બધુ ખરૂ પણુ આટલા બધા ધમપછાડા પછી પાછી ખબર આવી છે કે લંડન ખાતેની વડા પ્રધાનોની પરિષદમા સર-નૂન અને કાશ્મીર નરેશ હાજર નહિ રહે પણુ ચર્ચીલ પોતે હિંદના પ્રતિનિધિ તરિકે હાજર રહેશે! આમ કેમ? શુ ચર્ચીલને પણુ પેલા સીનેમાના એક્ટરો જેમ ડબલ રોલની ભૂમિકા ભજવવાનુ મન થઈ ગયુ? હા! એક્ટરોની ખોટ હોય તો આમ થાય પણ અહીં તો વિપુલના છને? અને બિચારા પેલા તીન તોરણે પાછા ફરેલા વરરાજાઓનુ શુ? એમની માત્ર સ્વામિભક્તિ પર શુ ટાઢુ પાણી રેડાયુ? એ ભેદ તો જાણે અલ્લા મિયા!

૦

વડોદરા રાજ્ય મુસ્લિમ કોન્ફરન્સનુ ૭મુ અધિવેશન ખોલવડ ખાતે ભરાવાની તડામાર તૈયારીઓ થઈ રહી છે સ્વાગત પ્રમુખ તરીકે ધારાસભ્ય જનાબ અહમદ મોહમદ હાજી શેઠની વરણી મોઝુમ થઇ છે ખોલવડના યુવાનો કેળવાયલા અને ઉત્સાહી હોઈ સ્વાગતમા પાછી પાની નહિજ કરે આજથીજ વર્તાતો અદમ્ય ઉત્સાહ કોન્ફરન્સને કામયાબ કરીનેજ છોડશે સનુજી અને મીરાની જેવા સતત કમર કસીને ફરતા મત્રીઓ અને નાનાભાઈ ખોટે જેવા અનુભવી કાર્ય કરસેનો ટેકો હોય ત્યા કામની કચાશ શી

સભવે? કૉન્ફરન્સના પ્રમુખ તરિકે વડોદરાના બાહોશ ધારાશાસ્ત્રી રસૂલખાન એચ પઠાનની પસદગી થઇ છે, એમાય દીર્ઘદૃષ્ટિ વપરાઈ છે કૉન્ફરન્સમા હિંદના અજોડ વક્તા નવાબ બહાદુર યારજગનુ ભાષણ એ કૉન્ફરન્સની એક અમોલી યાદગાર રહેશે મજકુર કૉન્ફરન્સ મે ની તા ૨૭-૨૮ મીએ ભરાશે અને તેની સાથે સાથેજ તા ૨૯ મીએ ખોલવડ જીમખાનાના આમત્રણથી મહાગુજરાત ગઝલ મડળને આશ્રયે એક ગુજરાતી મુશાયરો પણ યોજાશે મુશાયરાની વિગત આ અકમાજ બીજી જગ્યાએ વાચી લેશો ને કૉન્ફરન્સની સફળતામા સહકાર કરવા પ્રેક્ષક તરિકે પધારવા તકલીફ લેશો અત્યારથીજ વધુ તો શુ લખીએ? 'લાડી ને પાડી નિવડે વખાણુ!"

●

મહિલા પરિષદે વિચારવા યોગ્ય પ્રશ્ન 'સ્વામ આનદે' છેડયો છે સ્ત્રીઓને શા માટે ઘરેણા પહેરાવવામા આવે છે તેના પર એમણે મહાન દ્રિસુરીમય વિચાર પ્રદર્શિત કર્યો છે "સ્ત્રીની આત્મરક્ષા કરવાની શક્તિમા પુરૂષને અવિશ્વાસ આવતા, એણે સ્ત્રી ઉપર નવા નવા બધનો લાદવા માડયા એક ધાતુના સળિયાનુ કડુ કરી સ્ત્રીના પગે બેડી પહેરાવી પણ બીજો પગ અડવો લાગવાથી તે પગમા પણ બેડી પહેરાવી, અને તેનુ નામ આભુષણ ઠેરવ્યુ પછી તો હાથે પણ કડા પહેરાવ્યા, તેનુ નામ બગૈયા પાડયુ! આમ હાથ પગ બાધતાય આ શકા જન્મતા સ્ત્રીના ગળામા હાસડી, કમરે કોટમેખળા, બાવડે બાજુબધ, આમ એક પછી એક બધન ઘરેણાને નામે નાખ્યા અને કાન અને નાક કોચીને વાળી પહેરાવી, પાળેલ પ્રાણીઓની જેમ સ્ત્રીને વશ કરવાની ક્રિયા પુરૂષે પૂર્ણ કરી!" એ બધા બધનોને સ્ત્રી ખૂબસુરતીના સાધન, શ્રગારની વસ્તુ સમજી સમજીને રાજી રાજી થઇ રહી; તેથીજ તો નઠ પુરૂષોએ "સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ" ઠેરવી પણ હવે ભણીગણીને મહિલા પરિષદ્‌ની મહિલાઓ જાગી છે, તે પોતાના આભુષણો ઉતારીને પુરૂષોને પહેરાવશે ત્યારેજ જપશે! વરસો સુધી સ્ત્રીને ઘરેણાના ભાર નીચે લાદી તેનો બદલો હવેજ પુરૂષોને મળશે! મારવાડી અને એવી બીજી સુવર્ણપ્રેમી કોમોમા તો સ્ત્રી એટલે હાલતી ચાલતી બેકજ ગણાય છેને? ખાસ હાથે, પગે ને ડોકે થઇને અર્ધો મણ કે પોણો મણ સોનુ તો લદાયેલુ હોયજ! મારકણી ગાય ભેસને કોટે ડેરો બાધવામા આવે છે, તેવુ તો કઇ આ ઘરેણાના વિષયમા નહિ હોય? હશે અમે તે હોય પણ હવે મહિલાઓ ચેતી છે જેથી ઘરેણાને ફગાવી પુરૂષો પર તેનુ બધન લાદીનેજ રહેશે! અસ્તુ

●

હિંદ વરસોથી ગુલામીના ખાબોચીયામા ગોથા ખાઈ રહ્યુ છે, છતા હજુ એની ખાનદાનીની ગધ નાકમાથી જતી નથી એક તળપદી કહેવત છે કે, "ભડકી જાય પણ તડકી ન જાય!" તેમ આજેય ઇજ્જતની ખાતર ઠીકરામા ખાનારાઓની સખ્યા હિંદમા કઇ ઓછી નથી આટઆટલી કેળવણી છતા અને આટઆટલા છાપા નીકળ્યા છતા 'ખાનદાની' શિરની છાપ લોકોના મગજમા ઉંધીજ પડી છે પૈસાના કાટલાથીજ 'ખાનદાની' જોખાઇ રહી છે, તે સામે 'પુસ્તકાલયે' ઠીક પ્રકાશ પાડયો છે 'ખાનદાની એટલે મોટરમા ફરવુ, ગયરચીનાની પત્ને બેસવુ, રેડિયો સાભળવો, ચાહના પ્યાલાઓ ફેરવવા, સાહ્યબીને બોલતી રાખવી-ના આ બધાનો સરવાળો એટલે ખાનદાની નહિ ખાનદાની કોઈ ગરીબના ઘરમા પણ વસવાટ કરતી હોય છે ખાનદાની

મનમા વસ્તી હોય સગ્કારોની ફોરમ મારફત ઉડની હોય, માનવ સમધની ખુશ્બુથી એ ખેલતી હોય, તો એ ખરી ખાનદાની છે" એ બધુ ખરૂ પણ ગરીબના ઘરમા વસ્તી 'ખાનદાની' વરસો સુધી મ્યાનમા પડી રહેલી તલ્વારની જેમ કટાઈ જાય છે! ખાનદાનીને જ્યા સુધી ઘસીને ચમકાવીને હરતી ફરતી કરવામા ન આવે ત્યા સુધી સામાવાળાને ખબર શી રીતે પડે? અને મનની ખાનદાની બ્હાર આખોથી શી રીતે દેખી શકાય? ખાનદાનીના પાટિયા ગળે લટકાવીને ફરવાના આ જાહેરાતીયા યુગમા આવી સુફીયાણી સલાહ કોણ માન્ય રાખશે? બાકી સરકારોની ફોરમ તો પફ-પાઉડર ને સેન્ટલવન્ડરની ફોરમમા ક્યારનીય ઢંકાઈ ગઈ છે! કવિ હદમને ખરૂ જ કહ્યુ છે કે

"ખાનદાની તો ખૂણામા જઇ વની,
ઊમીઓ આજે મળે છે નાઈને"

મોરચે જરાતરા મળવળાટ થાય છે ખરો! લડનથી ગાજવીજ સાથે શરૂ થનારા મિત્રરાજ્યોના પેના બધુ ગવાએના અને મૂળ ચવાએના બીજા મોરચાની તૈયારી રૂપે તો આ બધુ વાતાવરણ શાત દેખાતુ નથી? હશે, ચિન્હો તો જાણે એવા દેખાય છે કે લડાઈ જાણે અનત કાળ સુધી ચાલવાની ન હોય? પ્રાર્થનાથી જો લડાઈ ટુકાવી શકાતી હોય તો હવે આપણે તો પ્રાર્થનાજ કર્યા કરવાની રહી કે ખુદા લડાઇને જલ્દી ટુકાવે કારણ કે જીદગી ટકાવવા માટેના ખોરાક વગેરે સાધનો પર દિન પ્રતિદિન પ્રતિબધો આવીજ રહ્યા છે! ને દોર શેર ખાનારને દોર પારોર પર ચુકવવા પડે છે એનુ સત્યાનાશ જાય હીટ્લર, મનોય નથી ને કહેનોય નથી! એ મરે તો લડાઈ થભેને? "પેટની હાય ખાની ન જાય!" એ કહેવત પણ હવે તો ખોટી ઠરતી દેખાય છે.

●

અત્યારે ગુજરાતમા મુશાયરાનો મોરચો ગરમ થયો છે સુરત પછી હવે ખોલવડ મુકામે મહાગુજરાત ગઝલ મડળના આશરા હેઠળ અને ખોલવડ છુમખાનાના આમત્રણથી એક ઑલ ગુજરાત મુશાયરો નક્કી થયો છે ને તે પછી રાજપીપળામા મુશાયરો ગાજતો થશે ને પછી પાછો સુરતમા વિક્રમશતાબ્દિમા મુશાયરો ગાજશે આમ ગુજરાતમા મુશાયરાના મોરચા તપી રહ્યા છે ત્યારે યુરોપના લડાઇના બધાય મોરચા જાણે ટાઢા ટાઢા થઈ ગયા છે સૌથી વધુ ધધુકતો રશિયા મોરચો પણ હગેરીને રૂમાનીયાની સરહદે ફકત લીલા છાણાની જેમ ધુધવાઈ રહ્યો છે ત્યારે ઇટાલીનો મોરચો તો કેમીનો ફસાઈ ગયો છે ફક્ત આસામને

હાસ્યરસના મશહૂર
લેખક શ્રી. બેકારની
રસિક રસવાનગી

**હાસ્ય મંજીર**

મુલ્ય રૂપીઆ ત્રણ
પોસ્ટેજ છ આના વધુ

---

હાસ્યરસના
માનીતા કલમબાજ શ્રી
બેકારની કલમે આલખાયેલુ

**પ્રેમ કન્યા**

મુલ્ય બે રૂપીઆ
પોસ્ટેજ આઠ આના વધુ

---

હાસ્યરસનાં
રસીલાં
બે પુસ્તકો

આ ત્રણે ચુનંદા પુસ્તકોનો સેટ એકી સાથે મંગાવનારને
ફક્ત ૯ રૂપીઆમા ઘરબેઠા પહોચતો કરીશુ.

આર્ડર લખો —

---

રોતી સુરતને હસમુખી બનાવનાર—
દીલની ગમગીનીને દૂર હઠાવનાર—
તબિયતની તાઝગીને તદુરસ્તી દેનાર—

શુ?

પ્રવાસની શુરાતન
ભરી સાહસકથા

---

સુવિખ્યાત લેખક
જુલેવર્નની
તદ્દન નવી થ્રીલીંગ રોમેન્ટીક
એડવેન્ચર સ્ટોરીનો અનુવાદ

**બલૂન પ્રવાસ**

ફ્રેન્ચભાષી અનુવાદ
મુલ્ય ત્રણ રૂપીઆ
પોસ્ટેજ આઠ આના વધુ

---

બેકાર કૃતઃ—
(૧) અક્કલના ખા
કી રૂ અઢી
(૨) ગનમની શોધમા
કી રૂ ત્રણ
(૩) હુ રાજા હોઉ તો
કી રૂ અઢી
(૪) કલમ ચાબુક
કી રૂ દોઢ

---

# શ્રી હરિહર પુસ્તકાલય

ટાવર રોડ, સૂરત

# દીદારે રસૂલ (સ૦૦)

[સર્વ હક સંપાદકને સ્વાધિન છે]

રિવાયત ૧૧મી-દરૂદે તુનજીના, દરેક મુશ્કિલ આસાન થવા હુઝૂરે (સ.) બતાવેલું છે ગમે તેવી સખતમાં સખત મુશ્કિલ આસાન થવા તેમજ શરીઅત મુજબ દરેક હલાલ કામ, હાજત વગેરે માટે એને કસરતથી પઢવાથી ઈ. અ. બહુ જલ્દી ઉમ્મેદ બર આવશે બુઝુર્ગોને દીન (રેહ)નુ આઝમુદા છે અને એવા વખતમા એને પઢવા માટે ભલામણ કરી ગયા છે

અલ્લાહુમ્મા સલ્લે અલા સૈયદેના મોહમ્મદીન સલાતન તુનજીના બેહા મિન જમીઇલ અહવાલે વલ આફાતે વ તકદીલના બેહા જમીઅલ હાજાતે વ તોતહહેરના બેહા મિન જમી ઈસ્સય્યે આતે વ તર્ફઉના બેહા ઇન્દકા અઅલદદ રજાતે વ તોબલ્લેગુના બેહા અકસલ ગાયાતે મિન જમીઇલ ખૈરાતે ફિલ હયાતે વ બઅદલ મમાતે ઇન્નકા અલા કુલ્લે શૈઇન કદીર

મઝકૂર દરૂદ શરીફ માટે જે કંઈ લખવમા આવે તે કમની છે એના શુ શુ ફાયદા વગેરે છે તે એને પઢનાર ઈ. અ. બહુ જલ્દી જોઈ શકશે કેટલાક બુઝુર્ગોને દીન (રેહ) કહી ગયા છે કે એને એક વખત પઢવાથી હજાર વખત દરૂદ શરીફ પઢવા જેટલો સવાબ મળે છે

રિવાયત ૧૨મી-દરે કુતીએ નીચે મુજબનુ દરૂદ શરીફ હુઝૂર (સ.)થી નકલ કરેલુ છે

અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદીન વ અહલે બૈતેહી કમા સલ્લૈતા અલા ઈબ્રાહીમા ઇન્નકા હમીદુમ મજીદ અલ્લાહુમ્મા સલ્લે અલૈના મઅહુમ અલ્લાહુમ્મા બારિક અલા મોહમ્મદીન વ અહલે બૈતેહી કમા બારકતા અલા ઈબ્રાહીમા ઇન્નકા હમીદુમ મજીદ અલ્લાહુમ્મા બારેક અલૈના મઅહુમ સલાતુલ્લાહે વ સલાતુલ મુઅમેનીના અલા મોહમ્મદે-નીન્નબીય્યીલ ઉમ્મી અસ્સલામો અલૈના વ રહમતુલ્લાહે વ બરકાતોહ

રિવાયત ૧૩મી-કેટલીક રિવાયતોમા માત્ર નીચે મુજબ છે

અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદીન વ અલા આલે મોહમ્મદીન

રિવાયત ૧૪મી-કેટલીક રિવાયતોમા નીચે મુજબ પણ છે

અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદીન વ અલા આલે મોહમ્મદીન વ બારેક વ સલ્લેમ

રિવાયત ૧૫મી-કશફુલગમ્માના કર્તા લખે છે કે-એક માણસે હુઝૂર (સ.) ને દરૂદ શરીફ પઢવાની રીત પૂછી આપે (સ.) ફરમાવ્યુ કે-

અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદીન વ અન્ઝેલહુલ મુકઅદલ મુકર્રબા ઇન્દકા યૌમલ કેયામહ્

યાદ લાવી હુ તમારા પ્યારને,
વીજળીના જોઉં છુ ચમકારને
માનગીને થાય શયદા આ સભા,
એવી તુ 'શયદા' ગઝલ લલકારને

*　　　*

જે મદા વળગી રહે નિર્ધારને,
તેજ ડતે જિંદગીના ભારને
શુ કરૂ એવા જીવનને હુ 'હુબીબ'
દેશ મથે જે વધારે ભારને.

*

કેમ છોડે તે ગુલામ દારને,
છે દવા સુરા હૃદય બીમારને
ધૂળધાણી થઈ ગયુ જીવન બધુ,
'લાલ' કા પાયે પડયો તુ નારને.

*　　　*

યાદ ના કરશો જો પાતનદારને,
ફુકશે એક આનમા ઘરબારને
યાદ રાખો 'જ્ઞાહ'ની આ વાતને,
આપશો મા દુખ મદી લાચારને

*　　　*

તુ યુવક ચાહે જો તુજ ઉદ્ધારને !
તો સર્જી દે સમના રાણુગારને
કામ 'ગુમુક્ર' તારૂ પાર્યું થૈ જશે ?
વરનમા ગર્જી કરે જો પ્યારને !

*

જ્યારે બોલાવુ છુ હુ દીલદારને,
આપના ઉત્તર નથી, બીમારને
સુખ નથી તુજને ગુલામીમા 'નઈમ'
તે ઝટ ઉચકે ગુલામી ભારને !

*

એજ હડી કરશે નયના તારને,
ઝણઝણાવે જે હૃદયના તારને
થઈ શકે 'શિબ્લી' અગર તુજથી જતો
ભવમહીં એ ભવનો સાગર તારને

ઉર-ઉપવન બાગમા ફુવારને,
મયમથી મીઠી મઝા મળનારને
આખડી શી આખડી ગુંજનારને,
ઝણ ઝણાવે જે હૃદયના તારને

ગજેન્દ્ર ઉપ્પુટી

કામ શુ મુજ હાથમા તલવારને ?
પ્રેમથી જ્યા જીતવી દિલદારને ?
શા ઉપર છો ઘા બીજા આવી પડે,
મર્દ માગે મર્દના શણગારને

બળદેવ મોલીયા

ઉઠ યુવક તૈયાર કર હથિયારને,
શૌર્યથી પડકાર હર પડકારને
છે ગુલામી જંજિરો પોલાદની,
આપ પાણી ખુનનુ તલવારને

'હઝી'

ગત દી યાદીને ગુથ્યા દિલતારને,
ઉતમ સગવડથી મઝ્યુ સીતારને.
ઉમદા ગતોથી રીઝવુ ગેમી પ્રિયા,
દાખવે ના કેમ નયન અણસારને

પવાર'

ખણખણાવે યુદ્ધ આજે હિંદ કેરા દ્વારને,
છોડ તુ તારી હવે જુની ચઇ મીતારને
અ તરોની આહની સીતાર લઈને હાથમા,
ટંકાર એવો કર 'રમણુ' એ ચીદીનતારને

*　　　*

શુ કહેવુ જનતા મગનારને ?
હરઘડી ગભીર થઈ ફરનારને !
તુજને 'હુડમત' કોઈ કા ગેરુ બલા ?
તારૂ ગાડુ ફાવે ત્યા હકારને ?

*　　　*

એકટ્રેસથી મઈ કરી બમ પ્યારને,
ખોઈ બેઠા બાપડા ઘરબારને
'તાજ' સ્વપ્નના ભાતના મરણી ગયા,
રોજ ખાઉં છુ સડેલી જારને

# મહાગુજરાત ગઝલ મંડળ, સુરત

કોઇ એવા સરસ સમયે આ મંડળનું મંડાણ થયું છે કે એક માસમાં તો એણે ખૂબ પ્રગતિ સાધી છે આશા તો ડઝનથી મેમ્બરોની હતી પણ સેંકડાબંધી મેમ્બરો નોંધાઇ રહ્યા છે ગુજરાતીમાં 'ગઝલ' નામે છપાતા ચોકઠા દૂર થઈ સાચી ગઝલોના દર્શન થાય અને હિંદુ-મુસ્લિમ કાવ્યકારો ખરા દિલથી એક થઈ એક બીજાની ઉણપોને પરખી દૂર કરે તથા ગઝલની સાચા હૃદયથી સાધના કરે એજ ઉદ્દેશથી આ મંડળની સ્થાપના થઈ છે

ગુજરાતમાં મુશાયરાનો શોખ ખૂબ ખૂબ વધી રહ્યો છે લોખંડ તપી રહ્યું છે તે વેળા તેનો યોગ્ય ઘાટ ઘડી લેવાનો મંડળનો આશય છે આજના ઉત્સાહને સવળે માર્ગે દોરી ગઝલ પ્રવૃત્તિનો પાયો મજબુત કરી મુશાયરા દ્વારા ગઝલ પ્રવૃત્તિને ચિરંજીવ કરવાની શુભ ભાવના છે અને તે ફળતી જવાના સુચિન્હો પ્રગટી રહ્યા છે અત્યાર તો મુશાયરામાં મભારજની તવોજ વધુ ફાવી જાય છે પણ એ દ્વારા સામાન્ય જનતાને ગઝલની વસ્તુને વધુ નિકટ લાવી ઉર્મિમયતા અને ભાવના પ્રધાનતામાં રાચતી કરવી એ ઉન્નત ધ્યેય છે સાહિત્યરસિકોના આજના ઉત્સાહને ટકાવી રાખવો એ ગઝલકારોના હાથમાં છે આજની પ્રશંસાથી ફુલી જઈ એઓ ભાવિને અંધકારમય ન બનાવે તો કોને ગુજરાતને અજવાળામાં એમનો ફાળો નાનોસુનો નહિ હોય? અછકલાપણું ન આવી જાય એની દરેકે દરેકે સંભાળ રાખવી રહી કારણ કે આજનું નજીવું છિદ્ર કાલે મહાન ગાબડાનું રૂપ ધારણ કરતા આખું વહાણુંજ કાળના અનંતસાગરમાં વિલીન થાય! એ ચેતવણી પછી સાથેસાથ ખભેખભા મેળવીને જે ખેલદિલીથી આજે હિંદુ-મુસ્લિમ કવિઓ ગઝલની સાધના કરી રહ્યા છે તેજ ખેલદિલીથી પોતાની જવાબદારી અદા કરતા જાય અને મુશાયરાનો એક અનોખો ઇતિહાસ ભાવિ ગુજરાત માટે સરજી જાય એજ અભ્યર્થના

અને હા! ત્યારેજ મંડળના પ્રમુખનું પ્રારંભિક કાવ્ય-વચન સફળ થાય કે

— કાવ્ય —

'નિરાળી વાટિકા નિરાળા સુમન
અનોખા પુષ્પ અનોખું ઉપવન
ભાગ્ય સમ ગુર્જરિના ઉઘડયા છે
થાય ગંગા અને જમનાનું મિલન"

મંડળ સબંધી બીજી પણ થોડી નોંધનીય થતી ઘટે સ્થાનિક મુશાયરામાં સ્થાનિક કવિઓ તો ભાગ લે પણ બ્હારના કવિઓને એથી શો લાભ? હવેથી સ્થાનિક કે અસ્થાનિક બધાય મુશાયરાની પંક્તિઓ પેપરોમાં જાહેર થતી રહેશે જેના જેના કાવ્યો આવશે તેમાંથી પસંદ થએલા કાવ્યો પુસ્તકાકારે પ્રગટ થશે દર ત્રણ મુશાયરે એક પુસ્તક બહાર પડશે અને તે ફક્ત મંડળના સભ્યોનેજ ફ્રી અપાશે ઇતર વાચકોને કીંમત આપી ખરીદવાના રહેશે મહા ગુજરાત ગઝલ મંડળના મુખપત્ર તરિકે 'કારવાં' માસિક રહેશે સંપાદક

# પોઠ




કાળા વાદળાંમા એકેક બગલાની કતાર ઉડતી જતી હોય તેમ મારા અધકાગ્રીન દિમાગમા વિચારોની કતાર આવીને મરી જતી લાગે છે એ કતારના બધા વિચાર રૂપી બગલાના પ્રતિબિંબો પકડી પાડવા અશક્ય છે ત્યાય કઇક કઇક સ્મરણમા વસી ગએલા સ્વરૂપો આવા કે

ઉપરથી ચળકાટ મારતી પરંતુ અંદરમા શાહીજ નહિ એવી ખાલી ફાઉન્ટેન પેન જેવો તે હતો આમ છતા તેનો ભાકો ભારે હતો, મિત્રોએ તેને બનાવ્યો અને તે એક માસિકનો તંત્રી બની બેઠો એક લેખક, એક શાયરની ઉન્નતિની પરાકાષ્ટા! એક ફરફરીઆનુ તંત્રીપદ! ભીખારણ રાણી બની એમે છતા તેના ભીખારીવેડા ઢાંકયા કેમ રહે? તેણે પણ પોતાનુ અસલી પોત બતાવ્યુ મૂળમા શાહીજ નહિ એટલે એ પેનથી વધુ લખાયુ નહિ ગમેગમેરગી બીજી શાહીઓ અને પેનોથી તેણે ઝઝુમવાના ફાંફા માર્યા પણ તેજ વિનાના એ તનોથી ચિનાગ વધુ રોશની આપી શકયો નહિ એ મજલિસ, એ સ્વપ્નુ, એ માર, ગયા અને એ ખાલી ફાઉન્ટેન પેન જાહેર ખબરો લખતી થઈ ગઈ સાહિત્ય, સાહિત્યની ડીંગો મારતો એ મિત્ર અને એના વિચારો કાળા વાદળામા લપાઈ જતા બગલાની પેઠે વિલીન થઈ ગયા બાકી રહી ગયુ નામ અને નાદનુ

× × ×

વાડના રસ્તો રોકવા માટે મૂકેલી ફરફીની પેઠે એ ઘણાના માર્ગમા આડે આવ્યો છતા કોઇને પણ અટકાવી શકયો નહિ એના પાખામા દરેક વટેમાર્ગુ ભરાયો પણ દરેક જણ તેને ફુદડી ફેરવીને આગળ વધી ગયો અને એ ફરફી, જનારનુ દરેકનુ મો તાકતી રહી ગઇ તેને આડે આવવુ જ હતુ તો સ્થિરતાનુ બળ મળવી શકયો હોત પણ તે બળ તેનામા હતુ જ નહિ એટલે 'કારવા' ની રાહમા એ ફરકી બનીને આવ્યો અને 'કારવા'ના દરેક પથિકે તેને ફુદડી ફેરવી પાછળ મૂકી દીધો હવે એ ફરકી બીચારી વિચારી રહી છે કે હાશ, હુ કોઇના રાહમા આડે ન આવી હોત

× × ×

ભુત, ભવિષ્ય, અને વર્તમાન એકી સાથે ચાલી રહ્યા હતા, આગળ ભૂત એની પાછળ વર્તમાન અને વર્તમાનના ખભા પર ભવિષ્ય બેઠુ હતુ ચિતારાની પીંછી મારી પાસે હોત તો હુ એક સુદર ચિત્ર દોરી તેનું નામ આપત 'ત્રિકાળ મિલન' પણ એ ત્રણેને ખબર ન હતી કે તેઓ મારી કલમે ઝડપાઈ જશે તેઓ તો સીધા સાદા ગામડીઆ હતા આગળ દાદો ચાલતો હતો અને એની પાછળ એ દાદાનો છોકરો પોતાના છોકરાને લઇને પિતા બાપ પોતાના નાના બાળકને ખભે બેસાડી જતો હતો દાદો=ભૂતકાળ, બાપ=વર્તમાનકાળ બાળક=ભવિષ્યકાળ

× × ×

ગઈ વેળા મે એક ફુરસદીયા યુવાનનુ રેખાચિત્ર દોર્યુ હતુ તે વાચકોને ઘણુ જ ગમ્યુ છે એમ તંત્રી સાહેબના કહેવાથી જણાયુ છે એ ઉપરથી પ્રેરાઇને આજે બીજુ રેખાચિત્ર દોરૂ છુ જે એક મોટા કવિનુ છે —

'ખબરદાર'ની વાત કરો છોને? હુ એમને મળ્યો હતો ઘણાજ હેતથી ભેટયા હતા મમત

વિષે પણ મારો મન ધગવે છે પણ આપણાથી એમને કેમ કહેવાય કે ગઝલ વિષે એકાદ વિવેચન લખો અને વિવેચનની વાત નીકળીજ છે તો ભેગાભેગી કહી દઉં છુ કે મારાથી સુદર એ વિષે કોઈજ નહિ લખી શકે? શુ કહ્યુ હું કેમ લખતો નથી? … લખુ તો ખરો પણ એ તો આત્મપ્રશસ્તિ થઈ જશે કેમકે મારો ગઝલકાર પણ કુજ છુ ને? હા જી સાહિત્ય પરિષદમા અમે ગયા હતા અને ત્યા મુસ્લિમ લેખકોને થતા અન્યાય વિષે વાત પણ છેડેલી પરતુ લીલાવતી મુન્શીના કહેવાથી તે જતી કરી આપણામા પાણી છે તો પછી રોદણા રડવાની ફરિયાદ કરવાની શી જરૂર? હવે લખ્યુ લખ્યુ ભેકાર અને રોખચલ્લીએ પબ્લીકનુ શુ? એ તો બારઆના ચિત્રોને વખોડે અને બીજા સાધારણ ચિત્રોને વખાણે પણ તેથી બારઆની મહાનતા કઈ ઓછી થઈ જવાની? દાગોન અને 'ઝકબાલ'ને લોકો ન સમજે તેથી શુ? આવતી નાન અમારીજ છ અમારાજ મન્યો ચિંતન અને મનન માટે વચાળે ' ફિલસુફીના કૂચા !! એ શુ બમ છો? કૂચા તો શેરડીના હોય નસના વળી કૂચા હોય? તસવ્વુરી રંગ નતબા કે ક એમજ?

હા ભઇ હા નાનાનાલને પગ મળ્યો છુ અને મેબળીને પણ ચાપરી તે ઘરના માણસ છ સુન્દરમનુ શુ? એ તો કલોઈ મુશાયરાના પ્રમુખ પણ બની ચૂક્યા હતા અને ઉમાશકરને મુશૈરામા નહોના જોયા? ગઝલનુ ભાન છે કઈ? અરે … જ્યા પગ મૂકુ ત્યા દુર્ગા… કપાળ પણ ટેકી શકતા નથી પણ ઠીક છે આપણને આગરનીઉં ક્યા પડી છે? સાદનાયણ અને જ્યોતીન્દ્ર દવેની વાત પૂછો છો? એ વાતમા નુ માન છે? ઘણીએ વાર મળ્યા છીએ અને સાથેજ ચાહ પીધી છે ગુજરાતની ગઝલો વિષે જુદો ઉચકુ તો બીજી આવૃત્તિની શિરજ બદલી નાખુ, પરતુ કૃષ્ણલાલ ગાગને માઠુ લાગે એવુ કમ થાય? ચપટીમા મસળી નાખુ તમારા પેના પણ એમના જેવુ કોણ થાય!

આવી અને એવી બીજી ઘણી ઘણી વાતો કરતા એક શાઇર મિત્ર ન તો હજી વિવેચન લખી શક્યા છે ન ટીકા ગઝલ વિષે એકાદ સુદર નિબધ પણ લખી શકયા નથી સખ્યા બદ હિન્દુ કવિ મિત્રો ધરાવત. હોવા છતા એમની દ્રષ્ટિમા ગઝલનુ સુદર રૂપ પણ બનાવી શકયા નથી, મુશાયરામા ગઝલ વાચે છે દાદ મેળવે છે, અને દે છે અને બસ તેઓ ધારત તો ઘણુએ નક્કર કામ કરી શકત એવી એમની સ્થિતિ છે છતા તેઓ, વાતોમાથી નવરાજ નથી પડતા હજીએ વળી મળશુ ત્યારે તેઓ જુની વાતો નવેસરથી દોહરાવશે અને બસ

* *

ઉટના લગ્નમા ગવૈયા ગીતો ગાવા ગયા હતા અને ઉટે ગવૈયાના સ્વરની અને ગવૈયાએ ઉટના સુદર રૂપની જે તારીફ કરી હતી એવીજ તારીફ લેખક મિલનમા જઈ આવેના પેવા વાડીમા ચરી ખાતા મે ત્રણે કરી છે સાથે હર્યા સાથે ફર્યા સાથે ખાધુ સાથે સૂતા સાથે ગાયુ વગેરે

સાથે હરવુ ફરવુ અને ખાવુ ગાવુ થાય એ તો કઈક ઉજાણી જેવુ થયુ લેખક મિલન પણ એવી ઉજાણીઓ ઉજવવા માટે સ્થપાયુ છે શુ? અને સાથે સૂતા નો શો અર્થ એ વધુ પડતી વાસ્તવિકતા જુગુપ્સા પેદા કરે છે

'અહાએ હુસ્નકો મઆસુમીયતકો કમ કરદે કે ગુહગાર નજરકો હિજાબ આતા હય

× × ×

"મહાગુજરાત ગઝલ મંડળ'ની સ્થાપના સુરતમાં થઈ ચૂકી છે અને એનો પહેલો મુશાયરો પણ સુરત ખાતે થઈ ગયો છે ગયા અંકમાં બે ત્રણ મુશાયરા થવાની જે વાત લખી હતી તેમાં આ મુશાયરાથી હું અજ્ઞાત હતો મેં જે મુશાયરાઓનો ઉલ્લેખ કર્યો હતો તે તો હજી થવાનાજ છે જેમાં (૧) ખોલવડ અને (૨) સુરત ખાતે (૩) રાજપીપળા ખાતે નક્કીજ છે ખોલવડના મુશાયરાની તારીખ તથા પ્રમુખ નક્કી થઈ ગયા છે, જનાબ 'અસર' સાલેરી એમ એ બી ટી એ મુશાયરાના પ્રમુખ છે અને એવા પ્રમુખની પસંદગી કરવા બાબત અમે કાર્યવાહકોને ધન્યવાદ આપીએ છીએ 'અસર' સાહેબ ગઝલના સારા અભ્યાસી હોઈ ઉર્દૂ ગઝલકાર તરિકે પણ ખ્યાતિ પામેલા છે તેઓ પ્રમુખપદેથી 'ગઝલ-વિકાસ' પર એક ઉત્તમ ભાષણ પણ આપવાના છે, અને તે માટેની તેઓ ખંતથી તૈયારી કરી રહ્યા છે, મારી જાણમાં આવ્યું છે ત્યાં લગી હું કહી શકું છું કે મહાગુજરાતના લગભગ સઘળા ગઝલકારો ખોલવડમાં એકઠા થાય એવો પ્રબંધ થઈ રહ્યો છે અલબત્ત પેની હું, બાવા, મંગળ દાસની ટોળીને એમાં સ્થાન નથી, જેણે ગઝલની અને શાયરીની નાક કપાવી છે અને કપાવ્યે જાય છે

× × ×

'અકબાજી' પોતાની આત્મકથા લખશે એવો ખુલાસો મેં ગયા અંકમાં કર્યો હતો પરંતુ અકબાજીએ તે વાત હજી લગી ગણકારી નથી તેઓ કશાકની રાહ જોઇ રહ્યા છે એમની માન્યતા મુજબ એવું કંઈ બને, એવું કંઇ બને, જેથી તેઓની પ્રેરણા એકાએક ઉભરાઈ જાય અને તેઓ લખતાજ ચાલ્યા જાય જોઇએ ત્યારે એવું કંઈ ક્યારે બને છે અને અકબાજી ક્યારે કલમ ચલાવે છે હાલ તો તેઓ સાહિત્ય છોડીને ખેતીમાં પડયા છે એક મહાન કલમ બાજ બિચારો કપાસની કળીઓ ખોદે છે રે! ગુજરાન!

× × ×

## કેતાવાં

જનાબ મી અહમદ અશરફ માં કાદિયાવાડના પ્રવાસે ગયેલા હોવાથી આ અંકે આપી શકાયા નથી

## —: મુશાયરો :—

ખોલવડના જીમખાનાના આમંત્રણને માન આપી મહાગુજરાત ગઝલ મંડળના આસરા હેઠળ એક કવિ સંમેલન (મુશાયરો) તા ૨૮ ૫-૪૪ના રોજ રા ક ૧૦ વાગે યોજાવામાં આવ્યો છે જેમાં ગુજરાતના હિંદુ-મુસ્લિમ કવિઓને ભાગ લેવા આમંત્રણ છે

**પ્રમુખ**

જ 'અસર' સાલેરી એમ એ બી ટી

— પંક્તિ —

દિલમાં હતા ઉમંગો સાગર તરી જવાના

કાફિયા —તરી, મરી ભરી વગેરે

રદીફ —જવાના

મને આજ પછી કઝા યાદ આવી

કાફિયા —કઝા, મઝા વગેરે

રદીફ —યાદ આવી

●

અનુવાદક

હવે રાજ કરવા દો

# બેવકૂફોને

હાશિમ ટીમોલ

એક વેળા હુ અને મ્હારો મિત્ર ઇમામદીન જગનમા માર્ગ મપી રહ્યા હતા, મધ્યાન્હનો સમય હતો સર્વત્ર ગાઢ નીરવતા પ્રસરી રહી હતી દ્રસ્ય એવુ હતુ જાણે સ્વપ્ન સૃષ્ટિ! માર્ગરૂપી ગાલીચા ઉપર પાંદડાના ગુચ્છા અહિ તહીં વેરાયના પડયા હતા, પક્ષીઓ ડાળીઓ પર નિંદ્રાધીન હતા કેટલાક બકરાઓ ચરી રહ્યા હતા તો કેટલાક વૃક્ષોના છાયડામા આરામ કરી રહ્યા હતા આવા સુનસાન વાતાવરણમા તળાવનુ જળ પણ નિંદ્રાના ખોળામા સુઇ ન રહ્યુ હોય એમ સ્થિર હતુ એની નિકટમાજ એક ગોવાલણ હાથ પર માથુ ટેકવી સુઇ રહી હતી

અમારા નિરવ ડગર અમને એ સુતેલ સુંદરી સમીપ લઇ ગયા ' આ વન એક નિરવ-ગઢ હતુ એક કલ્પિત ગઢ અને આ લાવણ્યમયી કુમારી જગનની ગાઢ રાણી હતી એ ઘણુ કરીને મો વખતથી આહ નિંદ્રાધીન હતી તેના અસ્પષ્ટ ન સભળાય એવી રીતે ચાલતા શ્વાસો, વૃક્ષસ્થાને એક અવિરત ધ્વનિ એને કદ્દભર્યો કપ ઉત્પન્ન કરતી હતી અવિરત અણયોભ વાયુમટકી વણુવેણી જાણે મનિના વહેતી વહેતી થભી ન ગઇ હોય અને એજ નિદ્રામા ગુમ થઇ રહી રહી હોય

નિરવના નિસ્તબ્ધતા અને જગનમા એકલી તરુણી! અમે બને અર્થપૂર્ણ દ્રષ્ટિએ એકમીજા પ્રતિ જોયુ કદાચ એમજ વિચાર એકજ ક્ષણુ એકી વખતે અમારા અતરમા ફિદભવ્યો અને ઉભય આગળ વધ્યા

પાસેજ એક બકરૂ જોરથી બડબડી ઉઠયુ બે બે

તરુણીએ ચક્ષુઓ ઉઘાડી દીધા બે અપરિચિતોને નીજની સમીપ ઉભેલા જોઇ સફળી બેઠી થઇ પોતાની વીખરાયલી કેશ-લટો ઠીક કરવા લાગી

પછી સસ્મિત બોલી 'વહેળામાથી પાણી પીવુ છે?

'હા! વિચાર તો ઇમામદીને કહ્યુ

તરુણી સહસા બોલી, "વારૂ ત્યારે પી લ્યો, અમસ્થી મ્હારી આખો બીડાયલી હતી, તળાવની પાળ પર શીતળતા પણ ઘણી હોય છે ને?'

તૃષા નહોતી ત્હોય પાણી પીવુ પડયુ

જ્યારે અમે પાણી પી ચૂક્યા તો તરુણીએ પૂછ્યુ ક્યાથી આવો છો તમે?

"અમે વિદેશી છીએ' ઇમામદીને મર્મ ભરી દ્રષ્ટિએ યુવતી પ્રતિ જોઇને કહ્યુ "અને દેશીઓએ પ્રદેશીઓની આગતાસ્વાગતા કરવી જોઇએ'

' અહિં બધાજ વિદેશી છે ' યુવતીએ સરળતાપૂર્વક કહ્યુ ઓહ! ઇમામદીન કહેવા લાગ્યો, "આ તો કંઈ વિચિત્રજ વાતો કરે છે ભાગો અહિંથી એ આપણા હાથમા આવે એમ લાગતુ નથી

યુવતીએ એ વાક્ય કોઇ પુસ્તકમા નહોતુ વાચ્યુ એમજ સમજ્યા વિચાર્યા વિનાજ હદ પારની નિર્દોષતા બેવકૂફીની હાલતમા ઉચ્ચારી દીધુ હતુ તે ચાલાક હોત શિક્ષિત હોત સમજદાર હોત તો આમ જગનમા એકલી બકરાઓ ચરાવત! કિંતુ તે તો એક બેવકૂફ નાદાન અભણ ગામડિયણ છોકરી હતી અને એની કને પોતાના રક્ષણ માટે પોતાની બેવકૂફી સિવાય બીજુ કશુજ ન હતુ અને અતે એ મૂર્ખતાએજ એનુ રક્ષણ કર્યુ એજ મૂર્ખતા

એનુ રક્ષણ કરતી હતી, એજ મૂર્ખતાને લઇ કદી પણ એને એવી કલ્પના પણ ન થઇ કે કોઈ પથિક આ જગતમા એના પ્રત્યે કુદષ્ટિએ જોઈ શકે છે હતી તો મૂર્ખને બીચારી! જો તે સમજદાર હોત તો છોડો તમે સમાચાર પત્રોમા એનુ વર્ણન વાચી લીધુ હોત

મૂર્ખતાનુ એક સામાન્ય દ્રષ્ટાત છે કિંતુ એનાથી પણ બેવકૂફીના ગુણો વિશિષ્ટતાઓ પ્રત્યક્ષ થઈ જાય છે એ લોકો ગુણ ને જાત જાતના વિશેષણોથી પુકારે છે નિર્દોષતા, અભણતા મૂર્ખતા કિંતુ હુ તો એને બેવકૂફીજ કહીશ

બેવકૂફીને લોકો ઘણીજ ખરાબ કહે છે ખરાબ સમજે છે, ધિક્કારે છે, તેના પર હસે છે, એથી ઉ દુ આજકાલ બુદ્ધિની પૂજા થાય છે બુદ્ધિ મહાન વસ્તુ છે, બુદ્ધિનુ જગતમા સામ્રાજ્ય ચાલે છે, આ જગત પર પણ અને તે જગત પર ફલાણો માણસ બેવકૂફ છ પેલો ગધેડો છે, તે મૂર્ખ છે, જગતમા તેને કશુય સ્થાન ન મળવુ જોઇએ ફલાણો માણસ મહાબુદ્ધિશાળી છે જ્ઞાની છે, વિદ્વાન છે, તેના હાથમા દુન્યાનો રાજકારોબાર સોપી દો આ પ્રકારના ભેદભાવ આવુ વર્ગીકરણ બેવકૂફી અને બુદ્ધિશાળીની વચ્ચે નક્કી કરવામા આવ્યુ છે કે પ્રત્યેક ઈન્સાન જ્ઞાનીનો આસરો લેવાનુ ઉચિત સમજે

રાજનીતિજ્ઞ બુદ્ધિશાળી હોય છે, કવિ મૂર્ખ હોય છે સમાજ !! કદિ પર ચાલનાર સમજદાર હોય છે, પ્રેમી ગધેડો હોય છે, પોતાની સમજ શક્તિ પર મીલ ચલાવનાર મૂડીપતિ બુદ્ધિમાન હોય છે, કાળી મજુરી કરનાર મજુર બેવકૂફ નૃત્યગૃહમા રેશમી વસ્ત્રો સજી નૃત્ય કરનાર નર્તકી સમજદાર, નિર્જન વનમા બકરા ઘેટા ચારનારી ભરવાડણ અણસમજુ જ્ઞાની અને અભણ!

બુદ્ધિશાળી હમેશા બેવકૂફની ઠેકડીજ કરતો રહે છે

મુત્સદી કવિ પર, તંદુરસ્ત પ્રેમી પર, ધનવાન મજુર પર અને શિક્ષિત ભરવાડણ પર જ્ઞાની અને બેવકૂફ!

કિંતુ હજી સુધી હુ એ સમજી શક્યો નથી કે આમ શા માટે? બેવકૂફી પ્રત્યે ઘૃણા કેમ? બેવકૂફીમાથી જ તો જગતના સુદર હાસ્યનુ ઝરણુ પ્રકટે છે, જો જગતમા બેવકૂફીનુ અસ્તિત્વજ ન હોય તો રૂપાળા લોકો હસશે કોની પર? દેખીતુજ છે કે એઓ એટલા મૂર્ખ તો નથી જ કે પોતાની જાત પર હસે કારણ કે પોતાની જાત પર હસવા માટે પણ બેવકૂફીના તત્વો હોવાજ જોઇએ જેનો બુદ્ધિમાનોમા સર્વથા અભાવ છે ચાર્લિ ચેપ્લીનની કીર્તિનો મર્મ પણ તેની હાસ્યાસ્પદ મૂર્ખતા અને બેવકૂફી ભરેલી હરકતોમાજ છે તે સ્વય હસતો નથી કિંતુ બીજાની મૂર્ખતાથી આખી દુન્યાને હસાવવા નિમત્તે છે અને જો દુન્યામા ખિલ ખિલાટ હાસ્ય ન રહે બીજા અર્થોમા જો દુન્યામા બેવકૂફો ન રહે તો આ જગત એક હર્ષ ગીતને બદલે શોક-ગીતમા પલટાઈ જશે, વિના-પાત્રમા ફેરવાઈ જશે બધેબધ ઉદાસીનતા, જગતના હર્ષ માટે ખુશી માટે, સ્મિત માટે બેવકૂફીનુ અસ્તિત્વ અનિવાર્ય છે

હાસ્ય અને હર્ષના સિવાય સૌદર્યનુ ઉદગમ સ્થાન બેવકૂફીજ છે સ્ત્રી જેટલી વધુ ખૂબસુરત હશે તેટલીજ બેવકૂફ પણ બુદ્ધિ અને સૌદર્ય હમેશા એકબીજાના વેરી રહ્યા છે સુદર વસ્તુ કદી જ્ઞાની નથી હોતી રૂપાળી સ્ત્રી વરસતી ચાદની ગુલાબની સ્મિત વેરતી પાકી કદી માફએ એમા બુદ્ધિ !! અશ પણ જોયો છે? ત ન ન જરૂર માટે [illegible]

જાય છે સૌંદર્ય, ઉલ્લાસ, સ્મિત, સરલતા, જગતની કોઈ પણ આકર્ષક વસ્તુઓ અફળ હોતીજ આમ છતાય લોકો તો બુદ્ધિનો પીછો છોડતા નથી મૂર્ખ કહીંના! કહેવા માગુ છુ કે બુદ્ધિશાળી કહીંના!

એ પ્રશ્નો તો તમે વારવાર સાભળ્યા હશે "બુદ્ધિ મહાન કે ભેસ" હુ તો કહીશ કે ભેમજ પ્રત્યેક હાલતમા ભેસ બુદ્ધિથી મોટી હોય છે ભેસ દૂધ આપે છે, માખણ, છાશ, પનીર, તેના હાડકાઓમાથી ખાતર, શીંગડામાથી બટન અને ચાકુના હાથા તૈયાર થાય છે જોડા પણ એનાજ ચામડાના તો બને છે, એનુ રૂવે રૂવુ મનુષ્યને ફાયદો પહોચાડે છે ત્યારે બુદ્ધિ? એણે શુ કર્યું છે આજ પર્યંત મનુષ્ય માટે? બોલ બોલ એ નૃત્યગૃહમા નાચતી નર્તિકા! જરા તે જગતમા જઇને તાગ સૌદર્યને પેલી ગોવાલણની માનસિક સ્થિરતા, નિડરતા અને બેવકૂફી સાથે સરખાવી તો જો! તેજ ક્ષણે સમજાઈ જશે કે બુદ્ધિ મોટી છે કે ભેમ

ધનવાન હમેશા ગરીબ પર હસે છે બેવકૂફ, અભણ! મ્હને જુઓ હુ મ્હારી બુદ્ધિથી આ લાખો મજુરો પર શાસન ચલાવુ છુ, આ કારખાનુ ચલાવુ છુ, મ્હારી આવકનો આંકડો લાખોથી પણ વધી જાય છે અને આ મજુરને થોડાક સિક્કા! કેમકે એ બેવકૂફ છે જો એ પણ મ્હારી જેમ સમજદાર હોત તો એની આ દુર્દશા નજ થાત બુદ્ધિ દરેક હાલતમા શ્રેષ્ઠ છે

બુદ્ધિયુક્ત સદાય પ્રેમીને ધિક્કારતો હોય છે મારે સ્ત્રી છે, બાળકો છે, સગા છે, જગતમા અમારી કીર્તિ છે, મરણ પછી સ્વર્ગમા સ્થાન છે અને તુ? દોડી, ભટકતો, આશ્રમ વિનાનો, ભગનો અને રણોની ધૂળ ખુદે છે, ફરહાદ ત્રીકમ લઈ પહાડ ખોદે છે, કાચા પાયા પર મહેલ ચણવા માગે છે, બેવકૂફ રખડુ પ્રેમી! ન નિંદ્રા તારી છે, ન રાત્રી તારી, ન તને આ જગતમા આરામ મળે છે, ન પરલોકની ચિંતા. આ પણ કોઈ જીવન છે?

રાજનીતિજ્ઞ હમેશા કવિ પર હસે છે હુ કાય કરૂ છુ, એ કવિનાજ લલકારતો હોય છે હુ જગતનો કારોબાર ચલાવતો હોઉં છુ, એ સ્વપ્નામા રચે છે હુ ગગનચૂમ્બી મહેલો ઉભા કરૂ છુ, એ વૃક્ષોના છાંયડા તળે પડયો રહે છે હુ કૌમનુ ભાગ્ય પલટુ છુ, એ પુસ્તકોના પૃષ્ઠો ઉલટાવે છે જાહિલ, નકામો, કહીંનો! બુદ્ધિશાળીઓની દલીલોનો જવાબ એ બીચારા કને શુ હશે? એ તો હરહાલતમા બેવકૂફ છે, તે કેવળ એટલુજ જાણે છે કે ઇન્સાને સેંકડો વર્ષથી પોતાનુ ભાગ્ય બુદ્ધિશાળીઓના હાથમા સુપરત કરી દીધુ છે કિંતુ એ મહાનુભવોએ આજ સુધી માનવસુખ, ઉલ્લાસ અને સૌંદર્યમા સ્હેજે વધારો કર્યો નથી વિદ્વતા વધે છે, સમાજનુ વર્તુળ સકોચાતુ જાય છે અને નૃત્ય ગૃહોના વતુળ વિશાળ થતા જાય છે વેશ્યાવાડા વધે છે, પ્રેમ નષ્ટ થયો છે, દેશોમા યુદ્ધો જામે છે, કારખાનાઓમા હડતાળો પડે છે કેમકે પ્રત્યેક બુદ્ધિશાળી ધનવાન ઇચ્છે છે કે તેનુ કારખાનુ પ્રતિવર્ષે વધુ ને વધુ નફો મેળવે, મજુરોના લોહી અને પરસેવાથી શ્રમજીવીઓની સ્થિતિ દિવસે દિવસે બગડતી જાય છે જો કે એ જ્ઞાન એ મજુરોને ક્રાંતિનુ શિક્ષણ આપવા લાગે છે, એવીજ રીતે પ્રત્યેક બુદ્ધિમાન રાજનીતિજ્ઞ એ ઇચ્છે છે કે તેની કૌમ પ્રગતિ કરે અને દુન્યાની દરેક કૌમોને પાછળ પાડી દે કિંતુ ધરતી એક છે અને એ પૃથ્વીપટની પણ ભૌગોલિક સીમાઓ છે એટલે એ બુદ્ધિ

ચર્ચ્ચોમા જગ અને અથડામણ ઉભી કરે છે અને પ્રત્યેક વર્ષે પચ્ચીસમે નવી પેઢી, માનવ વશ, લોહી અને આગની શય્યા પર આળોટતી દ્રષ્ટિગોચર થાય છે કેમકે દુન્યામા બુદ્ધિશાળી રાજનીતિજ્ઞોનુ રાજ્ય ચાલે છે, કવિઓનુ નહિ ફિલ્સુફોનુ વર્ચસ્વ છે, પ્રેમીઓનુ નહિ નૃત્ય ગૃહોમા નાચની નર્તિકાઓનો પ્રભાવ છે, ગોવાળણોનો નહિ સેંકડો વર્ષ લગી માનવતાએ આ મહાનુભવો, જાગીરદારો, મુડીપૂજકો સમાજના ઠેકેદારો, વેશ્યાવાડામા ઉછરેલી લલનાઓની કાર્યદક્ષતાનો અનુભવ કર્યો છે જો હવે થોડાક દિવસો માટે મૂર્ખ કવિઓ, ભટકતા પ્રેમીઓ, ચીંથરેહાલ મજુરો અને અણસમજ ગોવાળણોની બેવકૂફીને સત્તાના સુત્રો સોંપી એનોય અનુભવ કરી લે તો વાંધો શુ છે? એને શા માટે તક ન અપાય સેંકડો વર્ષથી આપણે અકલમંદોની પગદંડી પર પ્રયાણ કરતા રહ્યા છીએ, એમનો અનુભવ કર્યો છીએ હવે થોડીક ક્ષણો માટે બેવકૂફીની છાયામા વિશ્રાંતિ લઇએ તો ખોટુ શુ?

ગધેડો કહીનો મૂર્ખ!

મારો મ્હારૂ સરસ મદનર મૂર્ખતાભર્યુ છે કિંતુ કદી કદી તો મારો આત્મા પોકારે છે કે અકલમંદીનુ અસ્તિત્વ ભૂંસી નાખવામા આવે કિંતુ પાછો ભયથી મોઢું ફેરૂ છુ કેમકે દુન્યામા મહાન મહાન બુદ્ધિશાળીઓનુ ગજ છે અને !

કાશ! દુન્યાનો પ્રત્યેક મનુષ્ય બેવકૂફ હોત

---

# આશા

સુખ વિશ્રામો અને દૌલતની રહે છે આશા,
વિશ્વમાં કોઇને ઇજ્જતની રહે છે આશા,
જાને જાએ છે મગર આશ નથી જાતી કદી,
બાદ મૃત્યુ અરે જન્નતની રહે છે આશા

## ગઝલ

સતોષ સુખ મઝા ક્યા? દિલમા કરાર ક્યા છે,
જીવુ તો શુ હુ જીવુ જીવનમા સાર ક્યા છે?

દુ ખ મુક્ત થઈ જવાની આશાથી દિલ લગાવ્યુ,
પણ ચૈન પ્રેમમાએ પરવરદિગાર ક્યા છે?

એ પ્રેમ કેરી . મસ્તી ઝાહિદ નથી રે મસ્તી,
કઈ ભાન એનુ તુજને ગાડા ગમાર ક્યા છે?

જગ જનની રીત એ છે સદ્દગુણને વિસરી જાય,
જોશે પ્રથમ કે તુજમા દુર્ગુણ લગાર ક્યા છે?

ગાએ તુ પ્યાર—ગીતો પણ પ્યારના પ્રચારક,
આજે બતાવ મુજને સાચો એ પ્યાર ક્યા છે?

એક હો તો હુ બતાવુ ક્યા ક્યા તને ગણાવુ?
તુજ પ્રેમ દાગોનો મુજ દિલમા શુમાર ક્યા છે?

મયનો નશો નથી કે ક્ષણમા જતો રહે જે,
આ પ્રેમનો નશો છે એનો ઉતાર ક્યા છે?

જેવા વિચાર તેવા ઈન્સાનના અમલ છે,
સારા અમલ હો ક્યાથી સારા વિચાર ક્યા છે?

એ જોશ, એ તબીઅત, એ આશ, એ ઉમગો,
દિલ ક્યા? એ પ્રેમ ક્યા? એ જીવન બહાર ક્યા છે?

વાણીમા છે સહુની વર્તનમા ના દિસે છે,
ગ્યો પ્યાર ટે' છે "મઝલૂમ" તુજમાજ પ્યાર ક્યા છે?

કલકત્તા ] [ "મઝલૂમ" જેતપુરી

# ટોલસ્ટોય

અનુવાદક
"ખામોશ" કુતિયાણા

આ એક એવા માણસની વાત છે કે, જેણે પોતાના જીવનનો વિશેષ ભાગ શિક્ષણ-પ્રચારમા ખર્ચી નાખ્યો. તેની ધારણા હતી કે, દુન્યામા કોઈ માણસ ઉન્નતિ સાધી શકે છે અને સાચો મનુષ્ય બની શકે છે, તો કેવળ શિક્ષણ દ્વારાજ

ટોલસ્ટોયે રૂસના એક નાના ગામમા જન્મ લીધો. તે હજી નાનોજ હતો, ને તેના પિતા આ જગતથી વિદાય પામ્યા અને તે બિચારાનું કોઈ સભાળનારૂં રહ્યુ નહિ પરતુ જેનાથી ખુદ પોતે કાઈ કામ લેવા ઇચ્છે છે, તેના માટે દરેક પ્રકારનો માર્ગ મોકળો કરી દે છે એટલે ટોલસ્ટોયને તેના મિત્રોએ મોસ્કો મોકલી દીધો જ્યા તેણે જર્મની અને રૂસી શિક્ષક પાસે ભણવુ શરૂ કર્યું પરતુ ત્યા તેને કેળવણી બરાબર ન મળી, તેથી તેને લેનીનગ્રાડ મોકલી દેવામા આવ્યો અહીં તેણે ઘણી મહેનતથી ભણવુ શરૂ કર્યું અને વીસ વરસની ઉમરમા શિક્ષણ પુરૂં કરીને પોતાના ભાઈ જે કોકેસસમા લશ્કરી અફસર હતો, તેની પાસે ચાલ્યો ગયો જ્યા તે પણ લશ્કરમા જોડાઈ ગયો તે આખો દિવસ મહેનત કરતો અને સાજે સારા લેખકોના પુસ્તકો વાચતો જેનુ પરિણામ એ નિપજ્યુ કે, તેણે પણ એક પુસ્તક લખ્યુ જેમા સુંદર વસ્તુઓ જોડે તિરસ્કાર પ્રદર્શિત કર્યો

૨૫ વરસ સુધી ટોલસ્ટોય કોકેસસમા રહ્યો અને ત્યા પોતાનો અભ્યાસ વધારતો રહ્યો ક્રિમિયાના યુદ્ધમા તેને ચુટીને મોકલવામા આવ્યો તેજ સ્થળે તેને લેખો લખવાનો શોખ ઉત્પન્ન થયો, અને તેણે ઘણા સારા સારા પુસ્તકો લખ્યા જે વડે તેને ઘણી પ્રસિદ્ધિ મળી, અને તેની ગણના સારા જ્ઞાનીઓમા થવા લાગી ૧૮૫૭મા ટોલસ્ટોય જર્મની ગયો અને ૧૮૬૧ મા તેણે ખેડૂતોને આઝાદ કર્યા અને એવી રીતે તે ગરીબોને જમીનદારો તથા અમીરોના બળાત્કારથી બચાવ્યા ૩૪ વરસની વયમા તેણે એક હકીમની પુત્રી જોડે લગ્ન કર્યા અને તેજ યુગમા એક પુસ્તક "વિગ્રહ અને શાન્તિ" નામનુ લખ્યુ આ પુસ્તક ઘણી પ્રસિદ્ધિ પામ્યુ મોટા મોટા જ્ઞાનિઓ તેનો આભાર માનવા લાગ્યા અને રૂસી લોકો તેના પર ગર્વ કરવા લાગ્યા રૂસની હુકૂમત તે સમયમા ઘણી જાલિમ હતી જે માણસો તેને ખરાબ કહેતા હતા, તેને દેશનિકાલ કરવામા આવતા હતા, અથવા તેને મારી નાખવામા આવતા હતા ટોલસ્ટોય બિચારા ગરીબો અને મજૂરોનો હમદર્દ હતો એથી તેને કેટલી વેળા આપત્તિઓની સામે થવુ પડ્યુ હતુ પરતુ તે હિમ્મત હાર્યો નહિ તેણે તેજ સમયમા એક ગ્રથ લખ્યો જેમા દેશની દુર્દશા વર્ણવેલી હતુ છેલ્લુ પુસ્તક "શયતાની કુવ્વત" નામે પ્રગટ થયુ હતુ તેના આ પુસ્તકોનુ એ પરિણામ આવ્યુ કે, આજે રૂસ પર આઝાદીનો ધ્વજ ફરકી રહ્યો છે ૧૯૧૦મા રૂસનો આ તેજસ્વી દિપક ઓલવાઈ ગયો ટોલસ્ટોયને પોતાના દેશ પ્રત્યે ઘણો પ્રેમ હતો અને તે એના માટે એટલુ ભલુ ઇચ્છતો કે, જાણે માતા પોતાના બાળકના માટે ઇચ્છે છે ટોલસ્ટોય કર્તવ્યપાલક, શૂરવીર અને ખંતીલો પુરૂષ હતો

---

કલ્યાણ

## ચિંગારી

પ્રેમ દિપીકા યદિ તારી જલે,
દિવ્યતાના તેજ ભરનારી જલે
લાખ દિપક એક દિપકથી થશે,
છે જરૂરત એક ચિંગારી જલે

●

## પગદંડીઓ

એમ તો એવા હજારો થઇ ગયા,
એક ઝોકા સમ હવાના વહી ગયા
જેમની પગદંડીઓ દેખાય છે,
એજ મઝિલની દીશાઓ કહી ગયા

●

## પુષ્પ × કંટક

કંટકો જોઈ રહ્યો છે કાં ડરી?
ફુલ થા! સુરભિ હૃદયમાં લે ભરી
પુષ્પ તો કંટક મહીં શોભી રહ્યા,
ઉપવને ઉપવન મહીં જોયુ ફરી

●

## પ્રેમ

પુસ્તકો કરમાં ધરી થાકયો હવે,
વન અને ઉપવન ફરી થાકયો હવે
પ્રેમમાં છે સાર સઘળા ધર્મનો,
કલ્પના સાગર તરી થાકયો હવે

●

## સુરભિ

જે જગે જનમ્યા જશે સઘળા મરી,
ફૂલ માથે કંટકો જાશે ખરી
દાગ કંટકના ન ભૂંસાશે મગર,
ફૂલતી સુરભિ જશે કીર્તિ વરી

## માનવતા

મુખ નહીં પણ દિલ તરફ ખેંચાઉં છુ,
એમના ચરણો મહીં હું જાઉં છુ.
કોણ છે? કંઈ જાનના? જોતો નથી,
એની માનવતા થકી અંજાઉં છુ

●

## અનુભવ

જે ન કહેવુ જોઇએ—કહેવાય છે
જે ન પૂછવુ જોઇએ—પુછાય છે
છે મનાશે કેટલા એવા 'સહર'
જે અનુભવથી ફક્ત સમજાય છે

'સહર.'



•લેડીઝ ડ્રેસ ફેબરીક્સ

•સુટીંગ્સ—•શરટીંગ્સ

એકજ ભાવ અને ઓછા દરથી

ઉંચી ક્વૉલિટીના

# કા
# પ
# ડ

ખરીદવાની

જાણીતી અને ભરોસાપાત્ર

# દુ
# કા
# ન

## 'ગીવ એન્ડ ટેક' સ્ટોર્સ

ચોક બજાર—સુરત

•છાપેલા ભાવે દરેક માલ

•પાકા રંગની પ્રીન્ટેડ વૉયલ્સ 

# ઇસ્લામ-પ્રણેતાઓ

ઇ. સ. ૧૬૦૫
થી
ઇ. સ. ૧૭૦૭

અનુવાદક
'તાજ' [નંગ]

હઝરત
મુજદ્દિદ અલ્ફે સાની
(રેહ૦)

હઝરત મુજદ્દિદ અલ્ફે સાની પણ ઉપરોક્ત નિયમ પાળનાર હતા એમણે પોતાના યુગના અમીર ઉમરાવોને પોતાની માન્યતા મુજબ પોતાના બનાવી દીધા હતા ને એમની મારફત પ્રયત્નો કર્યા હતા કે એ સમયના પાદશાહ પણ ઇસ્લામની ઉન્નતિના પ્રયત્ન આદરે.

અકબરના નાસ્તિકપણાથી એ વાત સાફ તરી આવે છે કે હમેશા મુસલમાનો એના પ્રત્યે ઘૃણા કરતા ને દરેકે પોતાની હિંમત અને શક્તિ પ્રમાણે એની વિરૂદ્ધતા કરી હતી કાઝી મુહમ્મદ યઝદી (રેહ) મુઆની-ન મુલ્ક (રેહ) અને ખ્વાજા શાહ મન્સૂરે પણ પોતાના એ પ્રયત્નોમા પોતાની જાન પણ અર્પી દીધી ખાનઆઝમે અકબરના કુવિચારોની ઘણીજ વિરૂધ્ધતા કરી એ ઉપરાંત એ વાત પણ સ્પષ્ટ છે કે અકબરી યુગની અનિયમિતતાનો અંત આણવાનો ખરી રીતે એ ઉમરાવોએ ભાગ ભજવ્યો હતો કે જેમણે જહાંગીરના ગાદીએ આવ્યાના સમયે તેનાથી એ વચન લીધુ હતું કે "એ ઇસ્લામી પ્રચારકોને હમેશા માનભરી દ્રષ્ટિથી નિહાળશે." ન્યાયથી કહીએ તો એ યુગના ધાર્મિક ઇતિહાસ પર દ્રષ્ટિ કરતા તે બુઝુર્ગો અને તે માનનીય ઉમરાવોને કદી પણ ન ભૂલીશું પરંતુ એનાથી હઝરત મુજદ્દિદ સાહેબના કાર્યની અગત્યતા કે મહત્વતા કંઈ ઓછી થતી નથી હઝરત મુજદ્દિદ મુસલમાન ઉમરાવોને ઇસ્લામની ઉન્નતિ અને જિહાદના અર્થે જે દોરવણી આપી રહ્યા હતા એનુ જ પરિણામ ઉપરોક્ત દાખલાઓથી થયો વળી પાદશાહને સજદો કરવાની જે પ્રથા જહાંગીરે શરૂ કરી હતી આપે એની વિરૂદ્ધતા કરી હતી એટલુંજ નહિ પરંતુ એ માટે આપે જેલ પણ ભોગવી તેમજ અનેક આપત્તિઓ ઉઠાવી અને બીજાઓને માટે શુભ દાખલો બેસાડયો પોતાના અસંખ્ય ખલીફાઓની મદદથી હિંદભરમા પોતાના વિચારોને ફેલાવવા તેમજ હિંદમા ઇસ્લામને એક નાજુક સમયમાથી બચાવી લેવાનો આપે અથાગ પ્રયાસ કર્યો એટલુંજ નહિ પરંતુ ઇસ્લામના પાયાને સંગીનતા અર્પી

અકબરના નાસ્તિકપણાની વિરૂદ્ધતા ઉપરાંત શેખ મુજદ્દિદ (રેહ)એ શીઅહ પંથના સિદ્ધાંતોની પણ વિરૂદ્ધતા કરી એ સમયે ઇરાનમા શીઅહ ધર્મ પ્રચલીત હતો ઇરાનથી કેટલાક ઇસ્નાઅશરી લોક આ સમયે હિંદ આવી ગયા હતા શીઅહ પંથના સિદ્ધાંતો માટે સુન્ની મુસલમાનો જે ટીકાઓ કરે છે એ ઉપરાંત આ સમયના ઓલિયાઓની પણ એજ માન્યતા હતી કે એક નવા પંથના આરંભથી કોમમાં ભિન્નતા અને વિરૂદ્ધતાના દ્વાર ખુલ્લા થઈ જશે, જે ભવિષ્યમા નુકશાનકારક નીવડશે. જેથી તેમણે પણ શીઅહ પંથના સિદ્ધાંતોની વિરૂદ્ધતા કરી શેખ મુજદ્દિદ (રેહ)એ એ બાબતમાં 'રદ્દે રવાફિઝ' નામનો એક રિસાલો માદરેસા ઉલમાઓના કહેવાથી આલેખ્યો જેમા આપે ખુદ એ રાશેદીનના ફઝાઇલ, હદીસ અને ઇતિ

# "નઝમે કુર્આન"

(અલિફ—લામ—મીમના સાનમા રૂકૂઅ)

તુમ્હારે વાસ્તે મૂસા બહાદે પાનીકી ચાહતકો
 કહા હમને કે માર અપના અસા પત્થરકી સૂરતકો

તો ફટકર ઉસમસ બેહદ નિકલે દસ બારા તલક ચશ્મે
 કયામત બરકે તાઅલ્લુકમે કમાલિન બરસે થે ચશ્મે

હરેકને અપને અપને ઘાટકો પેહચાન કર દેખા,
 તો યે સમઝા કે હમને દિલ હકીકત જાનકર દેખા

કહા હમને કે તુમ ખાઓ પીઓ અલ્લાહકી રોઝી,
 ન અબ તુમકો જિગર કાવી ન અબ તુમકો જિગર સોઝી.

ન ફિરના તુમ ઝમીં પર અબ ફિસાદી શાનકો લેકર
 અકળકર ફખ્રસે અપની ઘમંડી આનકો લેકર

વોહ દિનભી યાદ રખ્ખો સબસે જબ દરગુઝરતેથે,
 જો હૈ ખાનાથી ઉસકો છોળકર અદના પે મરતેથે

બહોત બે સબ્ર હોકર હઝરતે મૂસાસે યે કેહના,
 મનો મસ્લવાસે એકહી તરહકે ખાને પે ક્યા રેહના

હમારે વાસ્તે માંગો ખુદાસે તા નિકાલે વોહ
 ઝમીંમે ઉગનેવાલી સાગ ભાજીકા પતા દે વોહ

જહા હો—કકડી—ગેહું—ઔર મસૂર—ઔર પ્યાઝકી ચીઝે
 બ તરહએ નફસે અમ્મારા યે હિરસો આઝકી ચીઝે

કહા તુમ ક્યા બદલ દેતે હો નાકિસ ચીઝકો ઇસમે,
 એ રઝ ઇસ ચીઝકે કામિલ હૈ વોહ બેહતર હૈ વોહ જિસ્સે

બસ ઉતરો તુમ કિસી ઐસી જગે ઉસ શેહરમે જાકર,
 તનખ કર વોહ તુમ્હારી ચીઝ લો અપને બનો ચાકર

પુકી મારી ગઈ ઉન પર ફકીરી ઔર ઝિલ્લત ભી,
 ગઝબ અલ્લાહકા આયા ગઇ વોહ ખાસ ઇઝ્ઝત ભી

યે સબ કુછ ઇસ લિએ થા કુફ્ર હર આયતપે ધરતે થે,
 ખુ કિ ખાસ નબીયોંકો વોહ નાહક કત્લ કરતે થે

યે સબ કુછ ઇસ લિએ થા હુકમસે મુહ ફેર દેતે થે,
 હુદૂદ અલ્લાહસે બાહિર નિકલકર સાસ લેતે થે

[સબ હક 'મઝાક'ને સ્વાધિન] (ખતમ)

માએ મક્કમતાથી ના પાડી કાસમ પણ અગ્રહી હતો અને હંમેશાનું દુઃખ ખટકતું હતું એને થતું, 'હું એટલોયે ભોગ ન આપી શકું? મેં સરનો હતો ત્યારે પિતા મરણ પામ્યા, ત્યારથી આજ સુધી મારૂ પોષણ કરતી આવે છે મોં સુખી જોવા બધું હસતે મોઢે વેઠે છે શું હજુયે હું એ નિહાળતો રહું? ઘરનો નિર્વાહ ભાર વહન કરવાની મારી ફરજ નથી ના? શિક્ષણ સ્વ પ્રયત્ને મેં ક્યાં નથી વધારી શક્તે'

જમતા અને જમ્યા પછી, બેસતા અને સુતા કાસમે માને સમજાવવાનું ચાલુ રાખ્યું સાંજે કાસમ માના ખોળામાં માથું મુકી અર્ધ મીંચી આંખે પડ્યો હતો જનેતાના ખોળામાં પરમ શાંતિ અને સકળ સંસારનું સુખ કોણ નથી અનુભવતુ?

• 'મા'

'શું બેટા?'

'હવે તો સમ્મતિ આપ'

'આ તારી હઠ છે કાસમ'

'હઠ તો હઠ તું રાજી થઈને રજા આપ'

'તારી ઈચ્છા'

કાસમ માને મનાવી શકવાથી આનંદ પામ્યો માના ખોળામાં એ વધુ આડો થઈને પડ્યો

મા દીકરો એમને એમ બેસી રહ્યા દીવા બત્તી ટાણે દેવી મૂર્તિની પ્રતિમા જેવી મા વિચારોની તંદ્રામાં પડી હતી કાસમ એમને એમ ઉંઘી ગયો સૂર્ય ક્ષિતિજમાં ડૂબ્યો સંધ્યાના રંગો વિલીન થયા, અવનિ પર રજનીની શ્યામ સામ્રાજ્ય વ્યાપ્યું ત્યારે માએ ઉઠી દીવો પ્રકટાવ્યો

કાસમને જગાડી મા પુત્ર બન્નેએ વાળુ કર્યું અને ચુપચાપ સુઈ ગયા રાત્રિ વધતી ચાલી

× × ×

આ શહેરની પ્રજાના મોટા ભાગને બર્માની સાથે વ્યાપારી સંબંધ હતો બર્મા તરફના ઘણા માણસો અહીં આવી રહ્યા વસ્યા રોજગાર બંધ થયો બીજે ક્યાંયે વેપાર સ્થિર થતાં વાર લાગે વળી સર્વત્ર પરિસ્થિતિ એટલીજ વિષમ હતી એટલે અહીં બર્માથી પાછા ફરેલ વેપારી વર્ગે સ્વાભાવિક રીતે પોતાની મૂડી સટ્ટા પાછળ રોકી ચાંદી, સોનુ, ખાંડ, તેલ વગેરેનો ધૂમ સટ્ટો ચાલવા લાગ્યો જુદા જુદા બજારો અસ્તિત્વમાં આવ્યા, પ્રજાનો મોટો ભાગ વાયદાના વેપાર સાથે એક યા બીજી રીતે, સીધો કે પરોક્ષ રીતે સંબંધ ધરાવતો થયો સામાન્ય રીતે બીજો વેપાર નિઃસત્વ બન્યો અને સામાન્ય વસ્તુઓનો મરો થવા લાગ્યો

લડાઈ શ્રીમંતોને માટે અનેક રીતે ધન સંચય કરવાની શ્રેષ્ઠ તક છે સોંઘે ભાવે ખરીદેલો માલ દિન પ્રતિદિન વધતા ભાવે ત્રણ કે ચાર ગણા નાણા ઉત્પન્ન કરી આપે જ્યારે ગરીબ અને સામાન્ય વર્ગને આથી ખૂબ શોષવું પડે

મોંઘવારી, વાયદાનો વેપાર, નિકાસબંધી એમ વિવિધ હાડમારીને લીધે સામાન્ય વેપાર તૂટ્યો હતો એટલે કાસમને સતત પ્રયત્ન છતાં નોકરી મળી ન હતી કાસમ લગભગ નિરાશ થઈ બેઠો હતો, ત્યાં એક જણે ચાંદી બજારમાં દલાલી કરવાનું સૂચવ્યું નિરાશાના ઘોર અંધકારમાં, ઘનઘોર આકાશમાં વીજળી એકાએક પ્રકાશ વેરે એમ આશાનું કિરણ ફૂટ્યું કાસમે બીજે દિવસે ત્યાં જઈ પ્રયત્ન કરવાનું નક્કી કર્યું માએ તે રાત્રે વિશેષ દુઆ માગી!

વળતે દિવસે કાસમ ચાંદી બજારમાં ગયો જેમ તેમ કરી એસોસીએશનના મંત્રી સુધી પહોંચ્યો એણે જવાબ વાળ્યો

'તાની માર તારે અનુભવ નથી' પડશે

જ્યારે સભા મળશે ત્યારે રજુ કરીશ મને નથી લાગતુ તાર જેવડાને સંસ્થા મજુરી આપે, અને પ્રવેશ ફી તુ ભરી શકીશ ?'

નિષ્ફળતાનો એક ઘા વધુ પામી કાસમ પાછો ફરતો હતો ત્યા મંત્રીએ પાછો બોલાવ્યો બોલ્યો,

એક કામ મળે એમ છે '

કાસમના હૃદયમા આશાના અંકુર ફૂટયા પૂછ્યુ, 'શુ સાહેબ ?'

'એક સાઇકલ ચલાવનારની જરૂર છે રટે શનેથી તાર લઈ આવવાનુ પંદરેક રૂપિયા મળશે વિચાર છે ? સાઇકલ ફૂર્તિથી અને ઝડપથી ચલાવતા આવડવી જોઇએ '

આ શહેરમા ટેલીફોન કે ટ્રંકકોલની સગવડ નહોતી એટલે સ્ટેશન મારફત રાજકોટ, મુંબઇ, જામનગર વગેરેથી 'ટેલીગ્રામ સર્વિસ'નો પ્રબંધ સટ્ટા બજારની કેટલીક મોટી પેઢીઓએ કર્યો હતો એથી વહેપારીઓને મોટો લાભ હતો પેઢી પણ સદ્ધર બનતી કારણ કે એથી પાંચ મિનિટમા બહાર ગામના બજારની રૂખ (Favour) જાણી શકાતી".

'સાઇકલ હાંકતા તો બરાબર આવડે છે પણ સાંજે જવાબ આપીશ' કાસમે ઘડીક વિચાર કરી જવાબ આપ્યો.

'ઠીક સાંજે જવાબ આપી જજે '

'બહુ સારૂ '

ઘેર આવી કાસમે માને વાત કરી મા એ ચોકખી વાત સુણાવતા કહ્યુ 'ના રે દીકરા' આપણે એવી નોકરી નથી જોઇતી. સ્ટેશનનો રસ્તો કેવો ખરાબ છે હાડકા ભાંગી નાખે સ્ટેશન છે પણ કેટલે !'

'એ તો મા ટેવાઇ જવાય બીજે કયા નોકરી મળે છે ? આજ એક મહીનો થવા આવ્યો' કાસમે કહ્યુ

'એવી નોકરી આપણે નથી કરવી અલ્લાહને મંજુર હશે તે થશે આ નોકરી ન માગી બજારમા એ સાઇકલવાળા રોજ બે ત્રણ ને પછાડે છે પોતાને ય વાગે છે એવી માગમાર સાઇકલ ચલાવતા કોક દિ' બુરૂ પરિણામ આવે'

માની વાત સાચી હતી સાઇકલ હાંકનારાઓને શેઠ તરફથી સૂચના હતી કે 'ગમે એમ થાય પણ તાર વહેલો પહોંચાડવો અકસ્માત થાય તો પણ નબર લખાવી ચાલ્યા આવવુ પછી અમે પતાવી લેશુ' અને થતુ પણ એમજ સાઇકલ હાંકનારા વફાદારીથી એ આજ્ઞા જાન તોડીને પાળતા એટલુ જ નહિ પણ પોતાના પચીસ ત્રીસ સાથીઓમા આગળ પહોંચવા સ્પર્ધા કરતા દરરોજ અકસ્માત થતા પ્રજા પામર પડતી પણ દેશી રાજ્યમા તો બધુ ચાલે ખૂબ પૈસા દઈ પિડિતોને મૂગા કરી દેતા પોલીસ પણ આંખમીંચામણા કરતી

કાસમ આ હકીકત જાણતો હતો છતા પોતાના નિશ્ચય મક્કમથી ગમે એમ માને સમજાવી શક્યો સાંજે જઇને નોકરી માટે સમ્મતિ આપી આવ્યો બીજા દિવસથી નોકરી શરૂ થઈ

* * *

એક માસ વીતી ગયો અસીમ આકાશના ગોળ ઘુમ્મટમા લટકતો શુક્લ પક્ષની સપ્તમીનો ચંદ્રમા વસુંધરા પટ પર અમી ઝરતો પાથરી રહ્યો હતો ચૈત્ર માસ ચાલી રહ્યો હતો દિવસ ભરની અગ્નિ વૃષ્ટિને વિસરાવતો ઠંડો વાયુ વાઇ રહ્યો હતો સહેલાણીઓના ટોળે ટોળા ગામ બહારના મેદાન કે બગીચામાથી હવા ખાઈ ઘરભણી પાછા ફરી રહ્યા હતા લગભગ અગ્યારનો સમય હતો કાસમ બજારમાથી છૂટો થઇ ઘર તરફ આવી રહ્યો હતો. આજે

એનું હૃદય થનગન થનગન નાચતુ હતુ એની નોકરીને આજ મહીનો પૂરો થયો હતો એના ખિસ્સામા પદર રૂપીયા હતા આ એની પ્રથમ કમાણી હતી પ્રથમ કમાણી કોના હૈયા ઉત્સાહ ઉમગથી નથી ભરી દેતી?

મા દરરોજ એની વાટ જોતી બેસતી. આજ પણ એ ફળીમા ખાટના પર પડી પડી સ્વચ્છ-નિરભ્ર આકાશમા વિહરતા નિશાનાથને નિહાળી રહી હતી કાસમે જ્યારે એના હાથમા પદર રૂપિયા મૂક્યા ત્યારે એ પણ હર્ષઘેલી બની ગઈ કિન્તુ પોતાની લાગણી શબ્દો દ્વારા વ્યક્ત કરી શકી નહિ ઘણી વખતે લાગણીના આવેશમા આપણે, ઘણી શબ્દો દ્વારા વ્યક્ત કર્યા કરતા મુખભાવથી વિશેષ પ્રગટ કરીએ છીએ,

'કાસમ!' ઘડીક વાર પછી મા બોલી

શુ છે મા?'

'કાલે અર્ધો મણ ઘઉં લઈ આવજે '

કાસમને આશ્ચર્ય લાગ્યુ પણ એણે આશ્ચર્ય ભાવ દબાવી કહ્યુ સારુ મા, લેતો આવીશ '

કેટલાયે વર્ષ થયા જેણે ઘઉંનો દાણો મોઢામા નહોતો મૂક્યો, એ માને પુત્રની પ્રથમ આવક ઘઉં ખરીદવાની ઈચ્છા થઈ આવી ગરીબોને મન ઘઉં એ મોજશોખની વસ્તુ ગણાય છે

બીજે દિવસે માએ લાપસી બનાવી શાક પણ સારુ હતુ

* * *

એ વાતને ત્રણ ચાર માસ વીતી ગયા કાસમનો શેઠ કાસમથી રાજી રહેતો કારણ કે કાસમથી ભાગ્યે જ અકસ્માત થતા અને એ રીતે અકસ્માતમા જતા શેઠના પૈસા બચતા છેલ્લા બે માસથી એનો પગાર વધીને વીસ થયો હતો ઘરનો નિર્વાહ સુખેથી ચાલતો કાસમે માનુ કામ લગભગ બધ કરાવી નાખ્યુ હતુ મા દીકરો બને કરકસરથી રહેતા અને મહીને દહાડે પગારમાથી કઈક બચાવતા પણ ખરા

કાસમ સાંજે જમીને દુકાને જતો હતો ત્યા માએ કહ્યુ

કાસમ '

જી મા '

'આ ઘર આપણે ખાલી કરવુ પડશે શેઠને આ મકાન પાડી પાકુ બધાવવુ છે '

'તો હવે? ક્યાક ગોતવુ પડશે ને?'

'એક જગ્યાએ જોઈ આવી છુ તને યે

સગવડ ભર્યું થઇ પડશે '

'ક્યાં'

'ચાંદી બજારની પાછળ ઉજ્જડ પરામાં'

'ભાડું કેટલું છે ?'

'ત્રણ રૂપીયા છે, પણ મકાન આનાથી સારૂં છે '

'સારૂં થયું સવારે મજુર લઈ આવી સામાન ફેરવી નાખશું વારૂ, હું દુકાને જાઉં છું '

'વ્હેલો આવજે હો બેટા !' માએ નિત્ય નિયમ મુજબ વિદાય વાક્ય ઉચ્ચાર્યું

દુકાને જઈ, સાઈકલ લઇ કાસમ સીધો સ્ટેશને ગયો ત્યાં એની દુકાનનાજ ત્રણ ચાર બેઠા હતા આ બધા સ્ટેશને બેસતા, અને વારા ફરતી તાર દેતા એક એક જતો કાસમ થોડીકવાર બેઠો ત્યાં માસ્તરે બુમ પાડી, 'હસન હાસમની પેઢી'

કાસમ દોડી। પરબીડિયું લઈ આવ્યો

કોનો વારો છે.?' એણે પૂછ્યું

'મારો' એક છોકરો બોલ્યો અને તાર લઈ ઉઠ્યો

'આજ તો થાક પગ ભાગી પડે છે જાણે' જતા જતા છોકરાએ ઉમેર્યું

'એઇ, લાવ હું લઈ જાઉં ' કાસમે કહ્યું કાસમ ઘણીવાર આમ મદદ કરતો બધા એને અસત ચાહતા

થોડીક આનાકાની પછી છોકરાએ તાર આપ્યો કાસમ તરત સાઇકલ લઈ પથે પડયો પથરાળા રસ્તા ઉપર થઇ સાઈકલ ઝડપે ચાલી રહી હતી મેઘની રાતના અંધકાર ને સાઈકલના દીવાનો-એની ગતિથી ઉંચો થતો પ્રકાશ ભેદતો જતો હતો ત્રણ માઈલનો પંથ પાંચ મિનિટમાં કાપી કાસમ ગામમાં પ્રવેશ્યો બજારની ભીડમાં સાઈકલની ગતિ કંઈક ધીમી પડી કાસમ સાઈકલ ચલાવવામાં પ્રવીણ થઇ ગયો હતો લોક સમુહમાંથી સર્પની જેમ સાઇકલ સરકાવતો એ ચાર રસ્તા આગળ આવી પહોંચ્યો

ઘણી વખતે એવું અણધાર્યું કંઈક બની જાય છે કે જેનો સબર ન હોય

કાસમ એકાએક 'ઓ, મા !' ચીસ સહીત ક્યાંનો ક્યાં ઉડી પડયો સાઇકલના ફૂરચા ઉડી ગયા સાઈકલના અકસ્માતથી એક માણસને બચાવવા જતા, કાસમ પોતે બાજુની દિશા માંથી ઝડપે ચાલી આવતી મોટરનો ભોગ થઇ પડયો

માણસોનું ટોળું ભેગું થયું બે ત્રણ સજ્જને મળી એને ઉપાડયો એક ટાંગામાં નાખી એને હોસ્પીટલે લઇ ગયા એના પગ ઉપર થઈને મોટર પસાર થઈ હતી પછડાટને લીધે માથામાં ગભીર ઈજા થઈ હતી

ડોકટર ઘા ધોઈ રહ્યો હતો કાસમ ધીમે ધીમે શુદ્ધિમાં આવ્યો આંખ ખોલી પ્રથમ પ્રશ્ન એ જ કર્યો, 'તાર ? તાર ક્યાં ? હે ભાઇ તમે કોણ છો ? તાર ક્યાં ?'

પછી એને કંઈક યાદ આવ્યું એણે ખિસ્સા તરફ હાથ વાળવા યત્ન કર્યો પણ અશક્ત હતો પાસે ઉભેલા એક જણને એણે વિનંતિ કરી, 'ભાઇ, મારા ખિસ્સામાંથી તાર કાઢીને પહોંચાડી આવો ને !'

ડોક્ટરે એને આશ્વાસન આપી શાંત કર્યો તાર કાઢી એક માણસને દેવા મોકલ્યો કાસમના ઘરનું સરનામું પૂછી ચૂપચાપ સૂઇ રહેવા આજ્ઞા કરી કાસમ શાંત પડયો રહ્યો એ ધીમે ધીમે ભાન ખોઇ રહ્યો હતો

ડોક્ટર, કંપાઉન્ડર, નર્સ સૌ ઉપચારમાં પ્રવૃત્ત થયા

* * *

## "રાજકીય દૃષ્ટિકોણો"

વિશ્વમા ફરી પાછો પુકાર-વંટોળ ઉઠશે કે છે કોઈ એવો કાનૂન, જે સમગ્ર જગતને કોઈ યુદ્ધ તરફ જતા અટકાવી શકે? એના પ્રત્યુત્તરમા વર્તમાન વિશ્વના રાજકીય દૃષ્ટિકોણો રજુ કરી શકાય છે, પરતુ સગ્રામના ઇતિહાસની યુગાગમે જ્યા કોમો અને રાજ્યોના પાયા હચમચાવી મુક્યા છે, ત્યા રાજકીય મતવ્યો અને માન્યતાઓની શેતરંજ-રચના પણ પલટાઇ ચુકી છે. દાખલા તરીકે 'રશીયા'ને લો એની ભુમી પર કાર્લ માર્કસની ફિલસુફી અને 'લેનીન'ના ક્રિયાત્મક ઉત્સાહનો દીપક પ્રકાશિત હતો! અને એનાજ પ્રકાશમા 'અર્થ વ્યવસ્થા'ને સામ્યવાદી સચામા ઢાળવાનો પ્રયાસ થઈ રહ્યો હતો, પરતુ ૧૯૪૦મા જ્યારે 'ફિરગ-જગ'નો મહા ઉત્પાત બાલ્ટીકના પુર્વ કિનારા સાથે ટકરવા લાગ્યો ત્યારે **'કોમરેડ સ્ટાલીને' 'હિટલર'** સાથે મિત્ર ગાઠ બાંધી લીધી! એમ છતા કે અગ્નિ અને પાણીમા સધિ થાય તો આશ્ચર્યની વાત નથી, પણ **સામ્યવાદ અને નાઝીવાદ**મા એટલોજ ફેર છે જેટલો બ્રાહ્મણ અને કસાઈમા હોઈ શકે છે! પરતુ 'સ્ટાલિન પર સાગ્રામિક [ ]નો અને ભાવી કાળના ભયકર પરિણામોનુ ભૂત સવાર હતુ, એટલે તે નાઝીવાદ તરફ પણ સહકારનો હાથ લબાવવા તત્પર થયો! નાઝીવાદે તેના હાથ પર ચુંબનનુ ચુબન કર્યું, યા તેને લડાઇના નસ્તરથી જખમી કર્યું, એ પ્રશ્ન અલગ છે, પરતુ ઉપર્યુક્ત મિત્ર-ગાઠ ઉપરથી સમજી શકાય છે કે **સામ્યવાદ કાળ-ઘટનાઓનો સામનો કરી શકતો નથી,** એ ઉપરાત રશીયા પોલેન્ડની લૂટમા પણ સહકારી થયુ અને ફિન્લેન્ડના ગળા ઉપર પણ ખન્જર ચલાવ્યુ! એ કૃત્ય પણ 'સામ્યવાદના સિદ્ધાન્ત વિરુદ્ધ હતુ, સામ્યવાદીઓની માન્યતા આ છે- કે કોઈ દેશ પર કબ્જો કરવાને બદલે ત્યાની પ્રજાને સામ્યવાદી પરિવર્તનને પાત્ર બનાવી દેવામા આવે, કારણ કે જે પરિવર્તન બહારની બીજી શક્તિઓથી પ્રગટ થશે, તે કાયમી બનશે નહિ, તે બાહ્ય શક્તિ વિદાય થવાની સાથેજ ઇતિહાસની વાત વગણ પણ ભુલાઈ જશે! એ માન્યતા છતા 'પોલેન્ડ' અને ફિન્લેન્ડને સામ્યવાદી શક્તિઓના નિશાન બનાવવામા આવ્યા એવી અપૂર્ણ અને નિર્બળ માન્યતાઓથી સમજી શકાય છે કે સામ્યવાદી સિદ્ધાતો સમયની પલટાતી ગતિનો સામનો કરી શકતા નથી એટલે યુદ્ધ પછી પ્રથમ કોમ્યુનિઝમ એટલુ બધુ પાકી ગયુ હશે કે તે કોઇ જવાબદારી સ્વિકારવાને પાત્ર રહેશેજ નહિ. અને જો એ કામ માટે તત્પર થશે તો પણ સહર્ષ અનુભવોથી જાહેર છે કે તે માન્યતાઓની દૃષ્ટિએ એટલી પ્રબળ થશેજ નહિ કે યુદ્ધ પછીની શાન્તિને જાળવી શકે

### નાઝીવાદનો અત

ત્યાર પછી **'નાઝીવાદ'** અને **'ફાસિસ્ટવાદ'**ને લો એ બન્ને ચળવળો નુતન યુરોપની 'ચચળ પુત્રીઓ' છે! જે આજે સમગ્ર જગતને પોતાની "રક્ત-શોષક" 'લાલસાનુ તમાશાગૃહ બનાવી ચુકી છે! પરતુ શુ નાઝીવાદ યા ફેસિસ્ટવાદ માન્યતાની દૃષ્ટિએ જીવત છે? યા 'સામ્યવાદ'ની જેમ સૈદ્ધાન્તિક જીવનથી દૂર હટી ચુક્યો છે? એ પ્રશ્ન પર વિચાર કરવાની જરૂરત છે નાઝીવાદી ચળવળ કેવળ જર્મન કૌમની ઉન્નતી ખાતર અસ્તિત્વમા આવી છે, એટલે એની બુનિયાદ નસ્લી વિશિષ્ટતા પર અવલબિત છે પરતુ એ નસ્લી વિશિષ્ટતાજ આરભથી આજ સુધી લડાઇઓની કારણભૂત થતી આવી છે! એટલે નાઝીવાદ પણ જગત-શાન્તિનો સાચો રક્ષક થઈ શકતો નથી કારણ કે જે કૌમ તેના નસ્લીગર્વના બુતને પુજશે નહિ તેને જીવતી રહેવાની

આજ્ઞા મળશેજ નહિ.! માટે મ્હાય નાઝીવાદ રણક્ષેત્રમાંથી જીવતા મરી નીકળશે તો પણ એજ કહેવુ પડશે કે એ ચળવળ મૈ'ધાતિક ભુલોની ભોગ બની ચુકી છે જેમકે નાઝીવાદનો મુળભૂત સિધ્ધાન આ છે કે "જર્મનીની જે જે જમીન ગત મહાયુદ્ધ વખતે અન્યોના હાથમા આવી ચુકી છે તેને ફરીવાર જર્મનોના કબ્જામા લેવામા આવે' અને એજ હેતુસર જર્મનોએ યુધ્ધનો આરંભ કર્યો હતો, પરંતુ જ્યારે નાઝીઓને સફળતા મળતી ગઈ ત્યારે તેઓ એ સિ'ધાતને પણ ભુલી ગયા! અને દેશો જીતવાને પોતાનો ધ્યેય ઠરાવી લીધો જેમકે આજે યુરોપના તે દેશો પણ જર્મનોના કબ્જામા છે, જ્યા જર્મન મૈત્ર યા જર્મન સરકારની કલ્પના સુધ્ધા પહોચી ન્હોતી! ડોવરની સામુદ્રધુનીથી લઈ કાળા સમુદ્રની અંતિમ હદ સુધી નાઝીઓની સત્તા વ્યાપક છે! એ કાર્યનીતિથી જાહેર છે કે નાઝીવાદ માન્યતાની દ્રષ્ટિએ મૃત્યુ પામ્યો છે, માટે તે પણ ભવિષ્યના શાન્ત-યુગની દોરવણીનો ભાર ઉઠાવવા-પાત્ર રહ્યો નથી!

"લોકશાસનવાદનુ વાણીવિતંડ"

રહ્યો ફાસિસ્ટવાદ તો એના વર્ણનની જરુરત નથી વર્તમાન યુદ્ધથી સાબિત થઈ ચુક્યુ છે કે એ ચળવળ પોતાની બ્હેન નાઝીવાદી ચળવળની સહાય વિના ઉભી રહી શકતીજ નથી! અને જે ચળવળ એટલી નિર્બળ હોય તે જગત શાન્તિનુ રક્ષણ કઈ રીતે કરી શકશે?

હવે લોકશાસનવાદ તરફ આવો, એ ચળવળ બેશક લોકમતને સંતોષ આપી શકે છે પરંતુ 'પાશ્ચાત્ય લોકશાસનવાદ"ના વાણી વર્તનમા આકાશ પાતાળનો પ્રભેદ છે એટને એ 'વાદ' પણ માન્યતાની દ્રષ્ટિએ એક સમસ્યા બનીને રહી ગયો છે! દાખલા તરીકે પાશ્ચાત્ય લોકશાસનવાદ પ્રોપેગેન્ડાનુ ઢોલ પીટીપીટીને પુકારી રહ્યો છે કે વિશ્વભરની કૌમોને સ્વતંત્ર લોકશાસિત રાજ્ય અર્પવામા આવશે, કોઈપણ કૌમને કેવળ નિર્બળ અને કમઝોર હોવાના અપરાધને લઈ ગુલામ કે પરાજિત રાખવામા આવશે નહિ! એ દાવો વાસ્તવમા લાખો પ્રશસ્તાઓને પાત્ર છે પરંતુ ભાવી પરિસ્થિતિનુ માપ વર્તમાન યુગની ગતિ ઉપરથી કાઢી શકાય છે, જે કૌમો આજે લોકશાસિત રાજ્યોના કબ્જામા છે તેમને સ્વતંત્ર કરવામા કેમ નથી આવતી? એ ઉપરથી સાબિત થાય છે કે "જમહુરીયત" પણ એ પાત્ર નથી કે યુદ્ધ પછીના ભાવી શાન્ત-યુગને યુધ્ધ અને અશાન્તિથી બચાવી શકે!

"આવો હવે ધર્મ તરફ આવીએ"

સદરહુ હકીકતોથી સાબિત થાય છે કે લડાઇએ માત્ર રાષ્ટ્રો અને રાજ્યોનેજ ઇન્કિલાબના બીબામા ઢાળ્યા નથી, બલ્કે રાજકીય માન્યતાઓ અને દ્રષ્ટિકોણોને પણ મૈયતને આરે ઉતારી દીધા છે! હવે યુદ્ધથી થાકેલી અને કંટાળેલી કૌમોને ફરીવાર વિચારવુ પડશે કે યુદ્ધના પુનરાવર્તનને કઇ રીતે રોકવામા આવે? વિશ્વ-શાન્તિ કઈ રીતે જળવાઇ રહે છે? અને એ કામ કઈ શક્તિની આવશ્યકતા છે? રાજકીય દ્રષ્ટિકોણો અને મતવ્યો તો મરણ વશ થઇજ ચુક્યા છે, હવે ધર્મ પ્રતિ દ્રષ્ટિપાત કરીએ, અત્યારે જગતમા રાજ્ય કરતી કૌમો ત્રણ ધર્મો સાથે સબંધ ધરાવે છે (૧) ઇસાઇય્યત, (૨) બુદ્ધમત (૩) ઇસ્લામ

હવે વિચાર કરવો જોઇએ કે એ ધર્મોમાથી કયો ધર્મ એવો છે જે માનવતાના અંતરપટને અશાન્તિના બાણોથી બચાવી શકે છે? સઉથી પ્રથમ 'ઇસાઇય્યત' પર નઝર કરો હઝરત ઇસા અલહિસ્સલાતો વસ્સલામ શાન્તિ અને સલામતીનો સંદેશ લઇને આવ્યા હતા આપે ઈન્જીલની

# રાંદેર : મુસ્લિમ-શાદી, અને જન્મ-મરણ.

## શાદી

૧૯-૪-૪૪ હાશિમ યુસુફ ખપોરીયા—સારાબીબી હાશમ યુસુફ બરચા
૧૯-૪-૪૪ કાસિમ ગુલામ હુસેન કુ—મરીયમબીબી કાસિમ ઇબ્રાહીમ પટેલ
૨૦-૪-૪૪ અબ્દુલ્લાહખાન કરીમખાન પીરખાન ડાગયા—રસુલબીબી મલેક ગુલામ રહેમાન.
૨૦-૪-૪૪ અબ્દુલકરીમ મોહમદ કાસિમ પટેલ—ઝૈનબબીબી કાસિમ ઇબ્રાહીમ પટેલ
૨૩-૪-૪૪ અબ્દુર્રહેમાન માલેક કાસિમ પટેલ—મૈમુનાબીબી મોહમદ કાસિમ પટેલ
૨૮-૪-૪૪ યાકુબ ઇસ્માઇલ ઇબ્રાહીમજી કાકા—આએશાબીબી ઇસમાઇલ મમુન કાકા

## જન્મ

૩-૪-૪૪ અહમદ મોહમદ ગુલામ જેલાની—છોકરી અસમાબીબી
૫-૪-૪૪ કાઝી મોહમદ આરેફ—છોકરો આરેફ
૮-૪-૪૪ અબ્દુર્રહેમાન સુલેમાન હાસીયા—છોકરો ઐયુબ
૮-૪-૪૪ અહમદ મોહમદ જુના—છોકરો ઇબ્રાહીમ
૧૧-૪-૪૪ રસુલ મોહમદ—છોકરો સાબીર
૧૨-૪-૪૪ અહમદ કાસમ લુચ—છોકરી બીનકીસબાનુ
૧૩-૪-૪૪ અહમદ ગોરાભાઈ—છોકરો ઇસ્માઇલ
૧૫-૪-૪૪ ગુલામ મોહમદ ઇબ્રાહીમ હજામ—છોકરો મોહમદ હુસેન
૧૭-૪-૪૪ મલેકહુસેન મલેક રસુલ—છોકરો ગુલામ મોહમદ
૧૯-૪-૪૪ અહમદ ગોરા ગુલામ મોહમદ ઇસુફ ધુપની—છોકરો ગુલામ મોહમદ
૨૧-૪-૪૪ ઇસુફ ગુલામ હુસેન સુરતી—છોકરી જુબેદાબીબી,
૨૫-૪-૪૪ શેખ મેહબુબ શેખ મુનીર—છોકરી કાનમાબીબી
૨૫-૪-૪૪ ઇસમાઇલ ઇબ્રાહીમ અશરફ—છોકરો ઇબ્રાહીમ
૨૫-૪-૪૪ મોહમદ હાનુ—છોકરી મરીયમબીબી
૨૭-૪-૪૪ અબ્દુલકાદર અલ્લી હાફેજી—છોકરી કાનબાબીબી
૨૭-૪-૪૪ અબ્દુર્રહેમાન બનુભાઇ કાપડીયા—છોકરા અબ્દુલહમીદ
૨૯-૪-૪૪ મીર્ઝા ગુલામ મુમ્તુઝબેગ રસુલબેગ—છોકરી સારાબીબી
૩૦-૪-૪૪ ઇસ્માઇલ ઇસુફ મનસુર પેઠીવાલા—છોકરા બે (૧) અબુબકર (૨) મોહમદ ઉમર

## મરણ

૨-૪-૪૪ આઇશાબીબી માસમ અહમદ મનસુરની છોકરી ઉ વ ૧-૮ માસ
૫-૪-૪૪ ફરીદાબેગમ તે સૈયદ ગમુન સીદુની છોકરી ઉ વ ૩
૮-૪-૪૪ બીબીખાતુ તે હુસેન વલીની ધણીયાણી ઉ વ ૩૮
૧૦-૪-૪૪ ઇદરીસ ઇસ્માઇલ ઇસામજી કાકા ઉ વ ૧૧
૧૨-૪-૪૪ ખદીજાબીબી તે અહમદ કાનન મીયાંની છોકરી ઉ વ ૬૨
૨૨-૪-૪૪ મોહમદ ગુલામ આલમ ઉ વ ૭૦
૨૨-૪-૪૪ બાસુ અલ્લાહરખા ખાટકી ઉ વ ૪
૨૬-૪-૪૪ ગુલામ મોહમદ મલેક હુસેન ઉ દિ ૧૦



પુ. ૯ : અંક ૧૦મો

## યક બયક બિજલી ગિરી ખામોશ મેહફિલ હો ગઈ

જનાબ જનાબ મૌ. મૌલવી મેહુદીહસન સા૦ 'આઝાદ' શાહજહાંપુરી

હો ગઈ વીરાં મેરે નાલોંકી મેહફિલ હો ગઈ,
સુમ્હદમ ખામોશ શમ્એ હસ્તીયે દિલ હો ગઈ

જિસ તરફકો ઉઠ ગઈ મખ્લૂક બિસ્મિલ હો ગઈ,
કિસ કદર તેરી નઝર સફ્ફાક કાતિલ હો ગઈ

ઐસી ક્યા થૈ દાસ્તાને ગમમેં શામિલ હો ગઈ,
જાને મેહફિલ હો ગઈ, જો રૂહે મેહફિલ હો ગઈ

ઈસ તરહકી કુછ અદાકારી તેરે જલ્વોંકી થી,
હર નઝર એહલે નઝરકા ઝઝબે મેહફિલ હો ગઈ

યેહ શબે ગમ તેરે દર્દે ઈશ્કકા એ'જાઝ થા,
જો લહૂકા બૂન્દ ટપકી આંખસે દિલ હો ગઈ

હર ઘડી તૂફાને ગમ હર લમ્હ જોશે ઈઝતેરાબ,
ઝિન્દગી અબ ઝિન્દગી કેહને કે કાબિલ હો ગઈ

યે હવાયે શૌકે મન્ઝિલ લે ઉડી ઈતના મુઝે,
મુઝમેં કાબો દૂર પીછે મેરી મન્ઝિલ હો ગઈ

હર નઝર મસ્તાન ગર હૈ, હર અદા દીવાન ગર,
હોશકી દુન્યા હલાકે હુસ્ને કાતિલ હો ગઈ

અબ મેરા ઝૌકે તલબ મહસૂર બાબો દર નહીં,
અબ બયાબાં દર બયાબાં વુસ્અતે દિલ હો ગઈ

છોડ ઝિક્રે બા ઓ તૂ ઝૌકે તલબ રહબર બના,
દેખ લેના ફિર યે, મન્ઝિલ તેરી મન્ઝિલ હો ગઈ

ફિક્રો કેહરે હુસ્ન સમઝુ યા નતીજ ઈશ્કકા,
જો નઝર મુઝ પડી ગારતગારે દિલ હો ગઈ

તૂર પર યે ઈસ્તેમાએ દીદગા પાયા જવાબ,
યક બયક બિજલી ગિરી ખામોશ મેહફિલ હો ગઈ

દેખના 'આઝાદ' કોઈ ફિર ન યે કેહને લગે,
મર ગિ । તૂંયે ગઝલસે સારી મેહફિલ હો ગઈ

# કુર્આન

## અલ્લાહ તઆલાનુ ફરમાન

(૨૯૮) આકાશો અને પૃથ્વીનુ રાજ્ય તેનુજ છે, તેજ જીવાડે છે અને મૃત્યુ આપે છે, અને તે દરેક વસ્તુ પર શક્તિમાન છે તેજ સઉથી પહેલો અને સઉથી છેલ્લો અને (પોતાની કુદરતથી સર્વ પર) જાહેર અને (પોતાની ઝાતથી) છુપો છે, અને તે સઘળુ જાણનાર છે

× × × ×

(૨૯૯) જે કઇ (વરસાદનુ પાણી) પૃથ્વીમા દાખલ થાય છે અને જે કઇ (લીલોતરી) તેમાથી નીકળે છે તથા જે કઇ આકાશથી ઉતરે છે અને જે કઈ તે તરફ ચઢે છે તે સઉને જાણે છે, અને તમે ગમે ત્યા હો તે તમારી સાથેજ છે અને જે કઈ તમે કરો છો તેને ખુદાપાક જોઈ રહ્યો છે આકાશો અને પૃથ્વીનુ રાજ્ય તેનુજ છે, અને ખુદાપાકની તરફજ સઉ કામ રજુ કરવામા આવે છે

× × × ×

(૩૦૦) શુ ઈમાનવાળાઓ માટે એ સમય નથી આવ્યો? કે તેમના અ ત કરણ ખુદાની યાદથી અને જે સાચુ દીન ઉતર્યુ છે તેથી નરમ થાય અને તે લોકોના જેવા ન થાય જેમને પ્રથમ કિતાબ મળી હતી ફરી તેમના ઉપર લાંબો કાળ વીતી ગયો તો તેમના દિલ સખત થઇ ગયા, અને તેઓ માના ઘણાખરા ના ફરમાન છે

× × × ×

(૩૦૧) બેશક જે લોકો ખેરાત કરનાર છે અને જે સ્ત્રીઓ ખેરાત કરનારી છે તથા ખુદાપાકને ભલી રીતે (ખરા અ ત કરણે) કરજ તરીકે ધીરે છે તેમને બમણુ આપવામા આવશે અને તેમને માટે ઇઝઝતનો બદલો છે

સ પાદક-મો૦ અબ્દુર્રહીમ—

## રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન

(૨૯૮) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે જે માણસ અલ્લાહને માટે દોસ્ત રાખે અલ્લાહને માટે દુશ્મની રાખે અલ્લાહને માટે (માલ) ખર્ચ કરે અને અલ્લાહને માટે ખર્ચ કરવાથી બાઝ રહે એવા માણસે પોતાનુ ઇમાન સપૂર્ણ કરી લીધુ. (અબૂ દાઉદ)

* * * *

(૨૯૯) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે જ્યા સુધી મારી ઉમ્મત પણ આગલા લોકોની રીત રસમને વેંત વેંત અને હાથ હાથ સરખુ કરવા લાગશે નહિ, ત્યા સુધી કિયામત કાયમ થશે નહિ લોકોએ અરજ કરી કે યા રસૂલુલ્લાહ! શુ લોકો મજુસી અને નસારા જેવા થઇ જશે? તો આપે (સલ૦) ફરમાવ્યુ કે તેઓ સિવાય બીજા કોણ છે? એટલે તેઓ તેમનેજ ડગલે ને પગલે ચાલશે (બુખારી)

* * * *

(૩૦૦) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે જે માણસ ત્રણ પુત્રીઓની અથવા ત્રણ બહેનોની અથવા બે પુત્રીઓની પરવરિશ કરે અને તેમને કેળવણી આપે અને સારો વિવેક શીખાડે પછી તેમને પરણાવી દે તો એવો માણસ જન્નતી થશે. (અબૂદાઉદ)

* * * *

(૩૦૧) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યુ કે કોઈ વિધવા સ્રી તથા રંક જનની હાજત પૂરી કરનાર તે માણસ સરખો છે જે ખુદાના માર્ગમા જિહાદ કરતો હોય અથવા તે માણસ જેવો છે જે આખો દિવસ રોઝો રાખતો હોય અને આખી રાત નમાઝ પઢતો હોય (અબૂદાઉદ)

—સાદિક સા૦ રાંદેરી

# આવાઝકી દુન્યા

——— સમજાવનાર 'એક'

## પ્રગતિશીલ વાચકો!

પ્રગતિશીલ વાચકો ભલે પોતાની માતૃભાષા ન જાણતા હોય પણ અંગ્રેજી સારી રીતે વાંચી કે બોલી જાણતા હોય છે! વળી તેઓની દૃઢ માન્યતા હોય છે કે આદર્શ સાહિત્ય અંગ્રેજી માંજ પ્રગટ થાય છે દેશી સાહિત્ય એટલે નર્યોજ ઉકરડો! અને તેથી દેશી સાહિત્યને જોતાંજ તેમના નાકમાં એક પ્રકારની ગંધ ઘુમી જાય છે! એ લોકોના ચહેરાની રેખા અને રંગજ ફક્ત હિંદુસ્તાની હોય છે એ સિવાય એમની રહેણીકરણી ને વિચાર વર્તન યુરોપથી ઉછીના આણેલા હોય છે! એવા પ્રગતિશીલો ભલે ભાડાના ઘરમાં રહેતા હોય છતાં રેડીયો વસાવી શકે છે ને રોજ સીનેમા ન જોવા જાય તો એને ઉંઘજ ન આવે! મતલબ કે સીનેમા એ પ્રગતિશીલોને ઉંઘવાની દવા છે! અફીણીયાઓને અફીણ વગર ચાલી શકે તો પ્રગતિશીલોને સીનેમા વગર ચાલે! રોજ સવારમાં ઉઠીને હાથે હજામત કરી મેં ધોતા પહેલા ચાહ પીવી ઘેરથી નીકળીને સીધાજ લાયબ્રેરીમાં અગર કાં તો એકાદ હોટલમાં છાપું ફેરવી જવું, મિટીંગોમાં રોજ હાજરી આપવી અને મિત્રોમાં તે દિવસના છાપાની યા આગલી રાતે જોએલી ફિલ્મની સિનેમાની ગમે વાત કરવી અને તે વેળા હાથમાં કાંઈ હળવું અંગ્રેજી પુસ્તક કે મેગેઝીન તો હાયજ! પ્રગતિશીલ તે ગણાય છે કે જેને કમાવાની ફિકરજ હોતી ન હોય યા તો કમાતાજ આવડતું ન હોય!

પ્રગતિશીલો ભલે આંતરરાષ્ટ્રીય પ્રશ્નોથી અજાણ હોય છતાં પોતાને પોલિટિક્સમાં ખાસ પ્રવિણ ને પારંગત માને છે! સીનેમા સ્ટારોની સાત સાત પેઢીનો ઇતિહાસ એમને મોઢે હોય છે. પ્રગતિશીલ યુવતિઓ સીનેમાના પુરુષ એક્ટરોના અને પ્રગતિશીલ યુવકો સીનેમાની એક્ટ્રેસોના ફોટા પોતાના રૂમમાં ટાંગવામાં કે ખિસ્સામાં રાખવામાં અભિમાન સમજે છે! પ્રગતિશીલ યુવકની નિશાની એ હોય છે કે તે રાતે ઉંઘ કરતા ઉજાગરાને વહાલો ગણે કે વધુ દમલો થઈ ગયો હોય છે! પ્રગતિશીલ યુવક પ્રસંગ મળતા એકી વખતે નેશનાલિસ્ટ, કમ્યુનિસ્ટ સોશીયાલિસ્ટ, પણ બની શકે છે! તેની વાણી અને વર્તનમાં નર્યું નાટકીપણું વતાય છે જો તે પુરુષ હોય તો હીરો જેવો દેખાવા યત્ન કરે છે ને સ્ત્રી હોય તો હીરોઈન જેવી દેખાવા યત્ન કરે છે! આ દેશના ઘણાખરા પ્રગતિશીલોની હાલત ધોબીના શ્વાન જેવી થતી જોવામાં આવે છે કારણ કે ઘણી બાબતોમાં તે ઘરના કે ઘાટના રહેતા નથી!

●

## વડોદરા રાજ્ય મુ કોન્ફરન્સ

વડોદરા રાજ્યના પ્રતિનિધિઓ હવે એક સ્ટેજ પર જમા થઈ ગયા છે તેના સ્પષ્ટ પુરાવારૂપ આ તેની સાતમી બેઠકની જનાબ નવાબ યારજંગ સાહેબ તથા મૌલાના જમાલમિયાની તશરીફ આવરી ન થવાથી ઘણાક મેહમાનો નિરાશ થઈ ગયા હતા, અને થોડી વેળ...

મહાગુજરાતની મુશાયરા પ્રવૃત્તિનુ ખાસ પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા મહાગુજરાત ગઝલ મંડળના સહકારથી જનાબ 'અસર' સાહેબના પ્રમુખસ્થાને જે મુશાયરો ખોલવડ ખાતે યોજાયો હતો તેમા સુરત, પાજોદ જેતપુર ભાવનગર ભરૂચ રાજપીપળા, વટવા, રાદેર કઠોર, ડભોઈ નવસારી, મીયાગામ, સખેડા, વડોદરા, મુંબઈ વગેરે અનેક સ્થળેથી ગઝલગારો મહાગુજરાત ગઝલ મંડળના સહકારને દીપાવવા આવ્યા હતા મુશાયરામા નીચે પ્રમાણે બે પંક્તિઓ અપાઈ હતી, પણ સમયની તંગીને લીધે ગમે તે એક પંક્તિ પર ગઝલ રજુ કરવાનું પ્રમુખ સાહેબ તરફથી ફરમાન થયુ હતુ અને જે હાથ લાગી તે ગઝલોના મત્લા તથા મક્તા રજુ કરવામા આવ્યા છે

[સંપાદક—'તાજ'

(૧) 'દિલમા હતા ઉમંગો સાગર તરી જવાના'

ના હિંદીઓ કદી પણ ડરથી ડરી જવાના
લાખો હશે ભલેને તોયે ભરી જવાના
'ચમકાર'! જીવ જગમા નિસ્વાર્થ જો જીવનને
ધરના તો શુ પરાયા ના વિસ્મરી જવાના

* *

ખોલીને વારે વાર તેઓ ફરી જવાના
વાતોમા આવી આવી લાખો મરી જવાના
તે પારથી ઓ 'સાબિર' સંદેશ કો ન લાવ્યુ
દિલમા ગયા ઉમંગો સાગર તરી જવાના

* *

નયનોથી તીર છોડી એ તો ફરી જવાના
એ તીર મુજ હૃદયની શક્તિ હરી જવાના
ઝુલ્મો તુ દિલ ભરીને વરસાવ ઝિંદગી ભર,
એ હરકતોથી 'મુસા'ના કૈં ડરી જવાના

* *

ઉપવન મહીં જે ખીલે આખર ખરી જવાના,
દિલમા છે આજ કોને દિલથી સરી જવાના
'કાસિદ' કદમને ચુમુ એકવાર બતાવી દે
તે આવશે ફરીને ? કે આવી ફરી જવાના

* *

જાગ્યા છે કોડ મુજને કંઈ કંઈ કરી જવાના
અમ્મર થવાને કાજે ઝટપટ મરી જવાના

—'ચાહ' રંગરેઝ

* *

ધરતીનુ ધૈર્ય તુ છે, શુરાનુ શૌર્ય તુ છે
હુ મા તુ હિ તુ હિ છે તુ મા હરી જવાના
નજરે 'પનાર' પેખે ધંધાની હાડમારી
ધીમ્તા જણાય ધંધા ખીસા ભરી જવાના

* *

રાંધી ફળીને ખીચડી ખાના નહી મળે તો
શુ ખાક શાયરી પણ શાએર કરી જવાના ?
નાહક ધમંડ કરો છો હો 'શાદ' જી તમો પણ
લાખો મરી ગયા ને લાખો મરી જવાના

* *

રાચે જગત મહીં શુ અજ્ઞાન અંધ માનવ
આશા અને ઉમંગો તાગ મરી જવાના
આ કાળ અંતરોને કાપી શકે ન કોઇ
'ઇંદુ' બધાજ સપના તંગ સરી જવાના

* *

તારા હશે વિચારો । જો છેતરી જવાના
તો તો અમોય અંગ્રુ કંઈ વેતરી જવાના
જીવે છે શુ, 'ગની' તુ, તુજને ખુદા જીવાડે
દુશ્મન જુવે છે સ્વપ્ના તાગ મરી જવાના

* *

એવા મનુષ્યો પણ છે, શયતાનના અનુરા
બાકી રહ્યા જે કામો પુરા કરી જવાના
દિલની 'મઝાક' શીખને, દિલમા મઝાક રેહશે
દિલમા મઝાક રહીને સાગર તરી જવાના

* *

તીરો કમાનમાથી જો સરસરી જવાના,
દુશ્મનના કાળજાઓ પણ થરથરી જવાના
ટાળે ટળેના ક્યાંથી 'ભાવી 'ચિરાગ' લેખો,
જેવુ કર્યું છે તેવુ ભાતુ ભરી જવાના

નીલ રંગ મધુર સ્વપ્નો આખર મરી જવાના,
ખીલ થતાય તારા પળમા ખરી જવાના
ખોરાક છે હવાનો જીવન મહીં 'રમણ'ને,
દિલમા ધરે ઉમગો સાગર તરી જવાના?

*

આમત્રણો તો આવ્યા ને જાનમા ગયા પણ,
જમવાને બદલે ચાટી કોતરી જવાના
ઓફિસના કામથી જો ફુરસદ મળે કદી તો,
માલુમ કેરા ઘરનુ પાણી ભરી જવાના

—'હુડમત' ઓઝા

*

મન મસ્ત થઇ જીવન આ, પૂરૂ કરી જવાના,
બિંદુ બની ડુબીને સિંધુ તરી જવાના
'ઘાયલ' તુ આવવા દે, શત્રુ ચડી જો આવે,
ક્યારે જીવ્યા 'હતા' કે હિંદી મરી જવાના

* *

જો હોય કોઇ દિલના સેવા કરી જવાના,
પ્રસ્ટાવ ઉન્મા અરમા પહેલા મરી જવાના
'મૂસા'ની આ ગઝલને ગાયન રખે સમજતા,
જાણો છે, તારા દિલને ઘાયલ કરી જવાના

* *

યૌવન ને રૂપ કેરા, છે ગર્વ જે તમોને,
રહેશે નહિ સદાએ પૂર ઓસરી જવાના

—'આઝાદ'

* *

મસ્તી નિહાળી દુન્યા પાગલ કહે છતા પણ,
સુણતાજ આહ મારી લોકો ડરી જવાના
'બેબસ' મળી ન મુજને દુન્યામા પ્રેમ કીસ્તી,
દિલમા હતા ઉમગો સાગર તરી જવાના

+ +

નેકી બદી એ શબ્દો છે આખરી જવાના,
આવ્યાથી બધ મુઠી ખાલી કરી જવાના
'યુસુફ' તમોને વિનવે એ કાયદાઓ કાળા,
છોડો અમીરો ગરીબો જીવતા મરી જવાના

+ +

પ્યારૂ મને છે બધન, બધન જે પ્યારનુ છે,
બધન અમર કરીને મુક્તિ વરી જવાના

—'નઇમ'

+ +

ઉપવન છે આ કવનનુ ના ગીમનો ગીમાડો,
કે હરતા ફરતા ઢોરો આવી ચરી જવાના
મુદ્દતથી છે ફસાયા દુખ સમુદ્ર અદર,
ક્યારે 'વફા' ન જાણે પાર ઉતરી જવાના

+ +

તોફાનમા છે નૌકા ને દૂર છે કિનારો,
કહેમા પડી નથીનો સાગર તરી જવાના

—'દૈફાત'

+ +

ઉજડયો ચમન ખુશીનો ફૂલો ખરી જવાના,
આ જિંદગીના સ્વપ્ના એમજ સરી જવાના

—'અમી'

+ +

કાયમ નથી જવાની, જવાની તો જવાની,
આજે ખીલેલ પુષ્પો કાલે ખરી જવાના

—'ભાનુ'

+ +

એ આજ આવી ઘરને પાવન કરી જવાના,
ઓ! વિરહ રાત તારા દિવસ ફરી જવાના
પેદા થઇ દુઆમા પણ ગર્વની સદાઓ,
આવ્યા 'અસર' તમારા દિવસ ભરી જવાના

+ +

ચમકાર વીજળીના, ઝાઝા નથી ચમકતા,
તારા જે આજ ચમક્યા, કાલે ખરી જવાના
ખેડુત ખેડ ખેડી મહેનત કરી પકાવે,
પરદેશના પરોણા જાફત કરી જવાના,

—ગજેન્દ્ર

+ +

ખેતરને કિદના જો ગોરા ચરી જવાના,
તો છડીયાના ખચ્ચર ભૂખે મરી જવાના
ડોબા બને પડી રે' 'બેકાર' આ જગતમા
સ્વમાનીઓ તો સ્વર્ગે બસ સચરી જવાના
+ +
મતલુસ છે એ ધધો કરશો ન કોઈ યારો,
કરશે જે શાએરી તે ભૂખે મરી જવાના
—'તાજ' ગદેર

(૨) 'મને આજ પાછી કઝા યાદ આવી'

ફરો તાર જલદી મસીહાના ઉપર,
મને આજ પાછી કઝા યાદ આવી
—'તુફાન'
+ +
ખતા જ્યારે મારી ખુદા યાદ આવી,
અજલ વાદળી શી ક્ષમા યાદ આવી
ખુદા તોબા ટ્રેનોની એ હાડમારી,
કે ઘર યાદ આવ્યુ ન બા યાદ આવી
'સાગર'
+ +
ઘટા જ્યા નિહાળી સુરા યાદ આવી,
જીવનને જીવનની મઝા યાદ આવી
તમારા નયનમા નિહાળુ છુ આસુ,
શુ કોઈ ભગ્ન દિનની કથા યાદ આવી?
—'સીરતી'
+ +
મરણને જિવનની મઝા યાદ આવી
જફા યાદ આવી વફા યાદ આવી
હજી આજ દિલમા ઉઠે છે તરગો,
પ્રનયની વિરહ ના અદા યાદ આવી
+ +
ન કળયુગમા તીરના યાદ આવી
ફકત નાચવાની કળા યાદ આવી
સનેપાતમા જેમ અપડાયો 'આમી'
પરીયોની એને દયા યાદ આવી

ન તમને અમારી જરા યાદ આવી
અહીં તો તમારી સદા યાદ આવી,
ઓ ઝાલિમ તને કો દી' 'મઝલુમ'ની પણ
સહનશીલતા, નમ્રતા યાદ આવી?
+ +
જરા યાદની યાદ શક્તિ તો જુઓ
કે એ યાદ કીધા વિના યાદ આવી
—'નસીમ' ગોદરા
+ +
ઝમાનાની જ્યા આપદા યાદ આવી
મને ભૂલવા ગમ સુરા યાદ આવી
'અમીન' એમ કહેતો હતો હુ અમર છુ,
મને આજ એની કઝા યાદ આવી
+ +
પરાધીનતાની વ્યથા યાદ આવી!
ગુલામોને સ્વતંત્રતા યાદ આવી!
રહી ગઈ ફક્ત એમની યાદ 'આશિક'
મધુ એ ભુલાવી ગયા યાદ આવી
+ +
જીવન ભર મિલન ગમની યાદમાથી
મને એની અસ્પૃશ્યતા યાદ આવી
મરીને બિચારો છુટયો આજ 'આશિક'
કઝાનેય એની વફા યાદ આવી
+ +

## મહાગુજરાત ગઝલ મડળ સુરત

વાર્ષિક ફી સહાયક રૂા ૨૦, ઉત્તેજક રૂા ૧૦, સામાન્ય રૂા ૩

બહારગામથી સભાસદ થતા કાવ્યના મધુઓએ નાણા ખજાનચીના નામે મોકલવા મહેરબાની કરવી
—'તાજ'
મંત્રી

# દીદારે રસૂલ (સલ૦)

[સર્વ હક સંપાદકને સ્વાધિન છે]

**દરૂદ શરીફ અમલ્યાત તરીકે**

(૧) દરેક કામ શરૂ કરવા પહેલા – **બિસ્મિલ્લાહ હિર્રહમાનિર્રહીમ વ સલ્લલ્લાહો અલા સૈયદના મોહમ્મદીન.** પઢવાથી તે કામમાં ખુદાપાક બરકત આપશે તેમજ તે કામ આસાનીથી થઇ જશે

(૨) જ્યારે પણ કોઇ મેહફિલ-મજલિસ વગેરેમા જવુ થાય ત્યારે નંબર ૧ મુજબ પઢવુ અગર બિસ્મિલ્લાહ પછી કોઇ પણ દરૂદશરીફ પઢવુ અને જ્યારે મેહફિલ-મજલિસ બરખાસ્ત થાય ત્યારે માત્ર દરૂદ શરીફ પઢવુ એ મુજબ કરવાથી ખુદાપાક એક ફરિસ્તાને મુકર્રર કરે છે જે ફિરસ્તો બધા માણસોને ગીબત કરવાથી તેમજ બીજા બુરા કામોથી બચાવશે

(૩) દરૂદે ઇબ્રાહીમ (રિવાયત નં ૯ મો લખેલ)—દીનો દુન્યાના દરેકે દરેક (શરીઅત મુજબ હલાલ) કામો માટે, દરેકે દરેક મુશ્કિલ આસાન થવા, ધંધા રોજગારમા બરકત થવા, રિઝક-રોઝીમા વધારો થવા, ખુદાપાકથી દસ્તે ગેબથી મદદ મેળવવા, દુશ્મનો પર ગાલિબ થવા, મુકદ્દમામા ફતેહયાબ થવા, કેદમાથી છુટા થવા, વગેરે વગેરે દરેક કામ માટે તેમજ દરેકે દરેક હાજત માટે અકસીર છે પઢનારે પોતાના નામના અદદ કાઢી દરરોજ કોઈ નકી કરેલ પાક સાફ જગ્યાએ અને નક્કી કરેલ વખતે બાવઝૂ કિબ્લારૂખ બેસી પઢવુ પઢતી વખત લોબાન અથવા અગરબતી ચાલુ રાખવી તેમજ પઢવા પહેલા બે રકઅત નફિલ પઢી તેનો સવાબ હુઝૂર (સલ૦) તથા આપ (સલ૦) ની આલ ઔલાદ અને હઝરત ઇબ્રાહીમ (અ સ) તથા તેમ (અ સ) ની આલ ઔલાદને બખ્શી દઈ મજકૂર અમલ શરૂ કરવો એ મુજબ કામ પુરૂ થાય તેટલા દિવસ અગર ૪૦ દિવસ પઢવુ ઈ અ કામ પુરૂ થશે અથવા તો ખુદાપાક તેનો કોઈ સારો બદલો બને જહાનના આપશે

(૪) દરૂદે તુનજ્જીના (રિવાયત નં ૧૧મા લખેલ) ઉપર લખ્યા મુજબ અને રીતે પઢવાથી મજકુર દરેકે દરેક કામ માટે એ પણ અકસીર છે એના તમ ઝનો સવાબ માત્ર હુઝૂર (સલ૦) ને અને આપ (સલ૦)ની આલ ઔલાદ અને પોતાના પીર મુર્શિદ હોય તો તેઓ અને જે ખાનદાનમા મુરીદ હોય તેના બધા બુઝુર્ગોને બખશવો

(૫) અલ્લાહુમ્મા ઇન્નકા લસના બે રબ્બે ઇસ્તહદસ્ના સનાદ વલા મઆકા એલાહુન અયા નકા અના ખ્લકેના વલા મઆકા રબ્બો ફ નહ્દો ફી રૂબીયેતેકા અન્તા રબ્બોના કમા નકૂલો વ ફૌકા માયકુલુલ કાએલૂના અસઅલોન અન તેસલ્લી અલા મોહમ્મદીન વ અતોરેયની બરાઅતી

આ દરૂદ શરીફનો અમલ પણ નં ૩-૪ મુજબના દરેકે દરેક કામ માટે તેમા લખેલ રીત મુજબ થાય છે

(૬) અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદે નિલ્લઝીય્યીલ ઉમ્મીયે કમા અમર્તના

અનનોમઝ્ઝી અંવહે, વ સહ્લે અલા મોહમ્મદે નિન્નબીય્યે કમા યમ્બગીલના અય્યો સલ્લા અંલહે, વ સ'લ્લે અલા મોહમ્મદે નિન્નબીય્યે બેઅ-દ-દે મન્સલ્લા અવેહે, વ સલ્લે અલા મોહમ્મદે નિન્ન બીય્યે બેઅ-દ-દે મહ્લમ યોમહ્લે અંવહે, વ સ'લ્લે અલા મોહમ્મદે નિન્નબીય્યે કમા યોસ'લ્લા અંલહે

મઝ્કૂર દરૂદ શરીફ કમરતથી પઢવાથી દરેક નેક કામ-દરેક અમન અને દુઆ ખુદા પાક બહુ જલ્દી કબૂલ કરે છે દરેક આફત-બલા-મુસીબત વગેરેથી ખુદાપાક બહુ જલ્દી છોડવી એવી ચીજોથી બચાવવાના નખે છે ચોર, ઠગ, બુરા માણુસો વગેરેથી ખુદાપાક બચાવે છે દિલની દરેકે દરેક ઉમ્મી અને દરેકે દરેક હાજત ખુદાપાક બહુ જલ્દી પૂરી કરે છે, એ ઉપરાંત બીજા અનેક ફાયદાઓ ખુદાપાક તરફથી મળે છે અને અમુક અમુક બુઝુર્ગોને દીન (રેહ)ના કહેવા મુજબ હુઝૂર (મન)ના દીદાર નસીબ થાય છે

(૭) અ'લ્લાહુમ્મા સલ્લે અલા મોહ મ્મદે નિન્ન બીય્યીલ ઉમ્મીય્યીત્તાહેરિ ઝઝકીય્યી સલા તય્યો હ'લ્લો બેહલ અકદો વ યાફ્કો બેહલ કર્બો સલાતન તકુનો લકા રિદવ વલે હક્કેહી અદાઅન વ અલા આલેહી વ સહબેહી વ બારેક વ સલ્લમ

મઝ્કૂર દરૂદ શરીફ માટે હઝરત મહબૂબે સુબ્હાની સૈયદ અબ્દુલકાદિર જીલાની (રહ) ફરમાવે છે કે-એને હમેશા ક્સરતથી પઢવાથી હુઝૂર (મન)ના જે એહસાન અને મહાન એહ સાનો આપણી ઉપર છે તેનો બદલો આ દરૂદ શરીફ થઈ જાય છે એ ઉપરાંત પઢનારનું દિલ રોશન થઈ તેમાં ખુદાપાકનું નૂર પેદા થાય છે, સીનો કુશાદ થાય છે, તેની દરેકે દરેક હાજત અને ઉમ્મીદો ખુદાપાક પૂરી કરે છે તેને કેદનો મોહતાજ કરતા નથી, તેના દરેક રંજો ગમ ફિકર વગેરે ખુદાપાક દૂર કરી હમેશા ખુશીમાં રાખશે અને એ ઉપરાંત અનેક ફાયદાઓ મળશે જે અમલ કરનારી ઉપર ખુલ્લે-ખુલ્લા જાહેર થતા રહેશે

(૮) અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદીન ફિલ ઓવલીના વ સલ્લે અલા મોહમ્મદીન ફિલ આખેરીના વ સ'લ્લે અલા મોહમ્મદીન ફિન્નબીય્યીના, વ સલ્લે અલા મોહમ્મદીન ફિલ મુર્સલીના, વ સ'લ્લે અલા મોહમ્મદીન ફિલ મૈલઉલ અ અલા એલા યોમિદ્દીન અ'લ્લાહુમ્મા આઅતે મોહમ્મદેનિલ વસીલતા વલ ફદીલતા વશ્શરફા વદદરજતર્રફીઅતા વબઅસ્હો મકામમ મહમૂ। અલ્લાહુમ્મા આમન્તો બે મોહમ્મદીન વલમ અ-રહુ ફલા તહરેમની ફિલ હયાતે રૂઅ્યત તહુ વર્ઝુકની મહબ્બતહુ વ તવફફની અલા મિલ્લતેહી વસ્કની મિન હૌદેહી મશરબમ મરીઅન શાફેઅન હનીઅન લા અઝમઓ બઅદહૂ અબદન ઇન્નકા અલા કુ'લ્લે શેઇન કદીર અલ્લાહુમ્મા બ'લ્લેગ રૂહા મોહમ્મદીન વ આલેહી મિન્ના તહીય્યતન વ સલામા, અલ્લાહુમ્મા કમા આમન્તોબેહી વ લમ અ-ર-હુ ફલા તહરેમની ફિલ જન્નતે રૂઅયતહુ (અપૂર્ણ)




મૌલાના અહમદ અશરફ સાહેબ

**સવાલ**—કબ્રસ્તાનમા જનાઝો લઇ જતી વેળા, જનાઝાના સાથવાળા લોકો દુન્યવી વાત ચીત ન કરે એટલા માટે કલેમએ તૈયબા ધીમે પઢવુ અફઝલ કે પુકારીને પઢવુ? કેટલીક જગાએ એવો રિવાજ છે કે જનાઝા આગળ પુકારી કલેમા શરીફ પઢવામા આવે છે એ વિષે શુ હુકમ છે?

**જવાબ**—જનાઝા સાથે આગળ ચાલી કલેમએ તૈયબા જોર જોરથી પઢવુ મકરૂહ અને નિવાજી ચીજ છે કલેમએ તૈયબા જનાઝા સાથે જનાર લોકો ધીમે ધીમે પઢે એજ અફઝલ અને મુસ્તહબ છે કુર્આન શરીફમા અલ્લાહ પાક ફરમાવે છે કે, "તમારા પરવરદિગારની યાદ તસર્રુઅ દિલમા આજીજી અને ધીમી અવાજે કરો, અને એજ મુજબ ફિકહ હનફીની માતેબર કિતાબ દુર્રે મુખ્તાર તથા મેઅતબર મસાઇલમા છે

**સવાલ**—અહિંઆ એક ફિરકો છે જેઓ કલેમએ તૈયબા "લાઇલાહ ઇલ્લલ્લાહ મોહમ્મદ" યા "મુનવ્વર" પઢે છે અને સહી કલેમા પઢનાર પર ટીકા કરે છે માટે સહી હદીસોથી શુ સાબિત છે? અને ગલત પઢનાર ગુન્હેગાર થશે કે કેમ, અને તેઓની ઔરતો નિકાહમા રહેશે કે કેમ?

**જવાબ**—કલેમએ તૈયબા સહી હદીસો તેમ ફિકહ હનફીની માતેબર કિતાબોમા આ મુજબ છે "લાઇલાહ ઇલ્લલ્લાહ મોહમ્મદુર્રસૂલ લ્લાહ" સવાલમા દર્શાવેલ મુજબ ન પઢવુ જોઇએ જાણીબુઝીને ગલત પઢશે તો સખત ગુન્હેગાર થશે એથી ઔરત નિકાહમાથી નીકળી જતી નથી પરતુ અમારા લખ્યા મુજબ કલેમા તૈયબા સહીહ રીતે યાદ કરી પઢવુ જોઇએ સહી પઢનાર પર ટીકા કરવી જહાલત અને ગુન્હાનુ કામ છે

**સવાલ**—અલ્લાહ પાક સિવાય બીજા કોઇને હર જગાએ હાજર નાઝર સમજવુ કેમ છે?

**જવાબ**—અલ્લાહતઆલા હર જગ્યાએ હાજર નાઝર રહે છે બન્દાઓની છુપી અને છુપી બધી વાતોથી વાકેફગાર છે ખુદાપાક સિવાય બીજા કોઇને હાજરનાઝર રહેવાની શક્તિ નથી, તેમજ એવો ખોટો અકીદો પણ ન રાખવો જોઇએ સરહે ફિકહુ અકબર, મુલ્લા અલી કારી તથા શાહ ઇસ્હાક સાહેબની મેઅતા મસાઇલમા એનીજ રીતે મોજૂદ છે, કે ગયરૂલ્લાહને હાજરનાઝર ન સમજવુ જોઇએ, ભલે તે નબી હોય કે વલી હોય

**સવાલ**—અત્રે એવો રિવાજ છે કે જ્યારે દુલ્હો નિકાહ માટે સસરાના ઘરે આવે છે તો ઘરમા દાખલ થતા પહેલા ઔરતના સગાસ્નેહી માથી કોઈ ઔરત દુલ્હાના આરતા પર બે પગ થઈ મરચો અથવા ચોખા નિસાર કરે છે અને દુલ્હાના માથા પર ફેરવી ફેંકી દેવામા આવે છે એ કામ વિષે શુ હુકમ છે?

**જવાબ**—એવુ ધતીંગ કરવુ જાઇઝ નથી ચારે મઝહબમા એનો સબૂત નથી બેપરદા થવુ સખ્ત ગુનાહનુ કામ છે એથી અકીદો બગડે છે, એવા રસમ અને રિવાજથી બચવુ મુસલમાન માટે જરૂરી છે હા, કોઇને ખયરાત કરવી હોય અથવા ખુદાપાકનો શુક્રિયા અદા કરવો હોય તો એવા રિવાજ અને બેપરદગી વગર સાચી નિયત કરી કોઈ પણ સમયે શુક્રિયા અદા કરી શકે છે પરતુ સવાલમા દર્શાવેલ મુજબ કરવુ ન જોઇએ

**સવાલ**—દુલ્હાને ફૂલનો સેહરો નિકાહ વખતે બાંધવામા આવે છે, તેમજ સોનાની સેહરાની સજાવટ હોય છે અને દુલ્હનવાળાઓ એવી માનતાઓ માને છે એમ કરવુ જાઇઝ છે કે નહિ?

**જવાબ**—એવી માનત માનવી અને ફૂલનો સેહરો બાંધવો જાઇઝ નથી કારણ કે એ કામ

શિર્કફિન આદત છે, અને હિંદુઓની મુશાબેહત થાય છે માટે એમ કરવુ સખત ગુનોહ છે હદીસ શરીફમા છે કે જે માણસ જે કૌમની મુશાબેહત કરશે, તેનો હશ્ર તેઓની સાથે થશે વળી સોનાનો સેહરો બાધવો હરામ છે ફૂલનો હાર પહેરવો જાઇઝ છે, તેમજ ફૂલનો ગુલદસ્તો પકડી શકે છે એમા એ ઇસરાફ ન થવો જોઇએ કિમતી હાર તેમજ ગુલદસ્તા બનાવવા ઇસરાફ અને કરાહતથી ખાલી નથી અલ્લાહ પાક કુર્આન શરીફમા ફરમાવે છે કે 'ખચિત ઇસરાફ કરનારાઓને અલ્લાહ દોસ્ત રાખતો નથી' બીજી જગ્યાએ છે કે 'ઇસરાફ કરનારાઓ શેતાનના ભાઇ છે માટે મુસલમાનોએ એવા રસ્મોરિવાજ તજી દઈ સાદગી અખત્યાર કરવી જોઇએ કારણ કે મઝહબી ઇસ્લામ આપણી અને સાદગી શીખવે છે તકલ્લુફ અને ઇસરાફ તેમજ રસ્મોરિવાજને મના કરે છે

**સવાલ**—નિકાહ વેળા ઇજાબ અને કબૂલના શબ્દો ત્રણ વાર દોહરાવવા શુ જરૂરી છે?

**જવાબ**—ઇજાબ અને કબૂલના શબ્દો ત્રણ વાર દોહરાવવા જરૂરી નથી, માત્ર એક વાર ઇજાબ અને કબૂલ કરાવવાથી નિકાહ [illegible]ધા વગર બી કુન સહી થઇ જાય છે

**સવાલ**—નિકાહ વેળા ઇજાબ અને કબૂલ કેના દલ્લો પાચે કલેમા અને ઇમાને મુફસ્સલ ઇમાને મુજમ્મલ અત્તયહયાત દુઆએ કુનુત પઢાવવુ જરૂરી છે?

**જવાબ**—મુસલમાનને એ સર્વે પઢાવવુ કાઇ જરૂરી નથી માત્ર ઇજાબ, કબૂલ કરાવવુ જરૂરી છે અને બે ગવાહોનો હાજર હોવુ લાઝમી છે સવાલમા દર્શાવેલી હકીકત સહાબએ કિરામ અને આઇમ્મએ મુજતહેદીનના મુબારક સમયમા ન હતી એ તો માત્ર જાહીલ મુલ્લાઓએ રસ્મ જારી કરી છે ઇજાબ અને કબૂલ વગર નિકાહ દુરસ્ત થતા નથી, માટે ઇજાબ કબૂલ કરાવવુ જરૂરી છે

**સવાલ**—નિકાહ પઢવા જતી વેળા ગામમા જે બુઝર્ગનો મઝાર હોય છે ત્યા જઇ નારીયેળ ફોડવામા આવે છે અને એ રસ્મ અદા કર્યા વિના નિકાહ પઢાવવામા આવતા નથી એને એક જરૂરી વાત સમજે છે, એ વિષે શુ હુકમ છે?

**જવાબ**—બુઝર્ગાને દીનના મઝારો ઉપર જઇ સુન્નત તરીકા મુજબ ફાતેહા ખાની કરવી જાઇઝ છે એને કોઈ મના કરતુ નથી પરતુ નિકાહ વેળાજ જવુ જરૂરી સમજવુ મોટી જહાલત છે કોઈ પણ વખતે જઈ ફાતેહા પઢી શકે છે પરતુ બુઝર્ગના મઝારને ચુબન કરવુ કે તવાફ કરવો અને બુઝર્ગની કબર ધોઈ પાણી પીવુ જાઇઝ નથી એથી મુસલમાનનો અકીદો બગડે છે કોઇ પણ માણસ વલી કે બુઝર્ગ અથવા માબાપના હાથને ચુમવુ જાઇઝ છે કબ્રને બોસો આપવો દુરસ્ત નથી તેમજ ખાનએ કાબા સિવાય બીજા કોઇની કબ્રનો તવાફ કરવો જાઇઝ નથી નારીયેળ ફોડવુ પણ દુરસ્ત નથી એમા હિંદુઓથી મળતાપણુ થાય છે કાફિરો મૂર્તિઓ તથા બુતો પર નારીયેળ ચઢાવે છે જ્યારે અમો બુઝર્ગોની કબ્રો ઉપર આવો અમલ કરીએ તો બુતપરસ્તી અને અમારામા શુ ફર્ક બાકી રહે છે? સહીહ હદીસમા છે કે હઝરતે (સ અ) ફરમાવ્યુ કે યા અલ્લાહ, મારી કબ્રને બુત બનાવશો મા કે લોકો તેની ઇબાદત કરે બીજી હદીસમા છે કે, યા અલ્લાહ મારી કબ્રને મેલાગાહ બનાવશો મા કે લોકો ઇદ અથવા આજમાનના ચાલુ ઉર્સે માફક મારી કબ્ર સાથે વર્તાવ કરે જ્યારે આપે (સ અ) પોતાની કબ્ર શરીફ સાથે આવુ વર્તન કરવાથી બેઝારી જાહેર કરી છે, તો મોટામા મોટા વલી કે બુઝર્ગની કબર સાથે આવા કૃત્યો કરવા કેવી રીતે જાઇઝ થઇ શકે? એ એક ખુલ્લી વાત છે અને બુઝર્ગાને દીન પણ એવા કામોથી નારાઝ અને નાખુશ છે

# એક અમેરીકનના સહવાસમાં

લેખક "શાન્ત"

સિનેમામાં મધ્યમ વર્ગની બની ખુરશીઓ ઉપર સ્ત્રી પ્રેક્ષકોની ચીકાર હતી પારસણો ને ઈરાની સ્ત્રીઓ વચ્ચે કોઈક બેઠક વિષે વાંધો પડેલો પછી તો શું પુછવું? સ્ત્રીઓનો ઝગડો! ખોજણો વોરીઓ ગુજરાતી બેનની પંજાબી પોશાકમાં વાઘીયણો પણ હતી બેઠક માટે ઘણાય ઉભા હતા એક અજાણ્યા વિદેશી ગૃહસ્થ અમારી નજીક ઉભા હતા તેને જગ્યા કરી આપી મને કહે આ શી બાબત છે? મે સમજાવ્યા કહ્યું લડકીઓ માટે સ્હેજ આનંદ માટે સ્ત્રીઓનું એ કારણ છે!

સીગાર-કેસ મારી તરફ ધરી શુદ્ધ અમેરીકન (U S A) બીડી હતી બાકસ-દીવાસળી પણ ત્યાંની હતી મે કહ્યું હું નથી પીતો વાતચીત દરમ્યાન બહુ સરળ કરી જણાયો હેવી ગાય! તથા વાર્તા તરફ સમજણ દર્શાવી કહે કે એ કેમ પ્રસંગ છે એમાં એનો ભાગ અંતરાયરૂપ છે ખરૂં ને?

વિશ્રામ સમયે અમોએ ચાહ લીધી તેણે ગરમ ચાહ માગી દેવી પડે તો ચાય ઝટ ગરગરાવી ગયો ટોકરી વાગી ત્યારે તેણે માત્ર બે ઘુંટ પીધા હતા પણ ચાય પડતી મુકી એ લોકો પંદર વીસ મીનીટ ચા પીતા લે છે

ફિલ્મ બાદ ફરવા ગયા તેણે કહ્યું 'હિન્દુસ્તાન પ્રથમ બંદર તેણે જોયું પણ લો! વિશ્રામું ન જણાયા એક માણસ મળ્યો

તે સ્હેજ અંગ્રેજી જાણતો હતો મને Housea પાછળી ગલી તરફ લઈ જવા ઈચ્છતો હતો તેની ગંદી આદતોથી હું ન આકર્ષાયો એના હાથે પગે ડાઘીઓ હતી દવાખાનાને ત્યાંથી સાબુ વિગેરે અપાવી તેને મે રવાના કરી દીધો 'It is no Good, you understand' (એ ઠીક નહિ સમજ્યા?) આ વાક્ય ટુંકા ટુંકા અંતર તે ભારપૂર્વક બોલતો 'You have got to keep clean' દરેક જણે સ્વચ્છ ને સુઘડ રહેવું જરૂરી છે સ્વચ્છતા સર્વત્ર આદર પામે છે કદાચ ભુખ્યા હશો તો જમવાનું પણ મળી જાય નોકરી મળી જાય સારા મિત્રો પણ સાંપડે હોટલમાં ઉધાર ઓરડી મળે! Clernliness is next to Godliness સ્વચ્છતા અને ઈશ્વરપણું નિકટ રહે છે

ધોળા અને કાળા વચ્ચે આ મુદ્દા પર અંતરાય નડે છે પહેલો વર્ગ બીજો વર્ગ અને પઠાન વર્ગ એમ લોકોના વર્ગ એ રીતે પડી જાય છે

રસ્તામાં એક બે ભીખારી જોયા સરકાર શા માટે પ્રબંધ નહિ કરતી હોય? મે કહ્યું લગભગ સાઠ લાખથી વધુ આ દેશમાં એમની ગણત્રી છે અમેરીકામાં એમના માટે અલગ સ્થળ છે જ્યાં ખાવા રહેવાની સગવડ છે રખડતા જણાય તો પોલીસ પકડીને ત્યાં મૂકી આવે છે અહીં તો ફુટપાથ ઉપર સુઈ રહે છે વરસાદ હોતાજ નથી!

ત્યાંના ચલણની વિગત—સેન્ટ Cent, નીકલ Nickel=પાંચ સેન્ટ, Dime ડાયમ-દશ સેન્ટ પા ડોલર, અરધો અને ડોલર ડોલર £=આપણા રા સવા ત્રણ આનારે થાય

હજામત-દશ સેન્ટ, હાનમાં પંદર હશે

ચાય-નીકલ

નાટક સિનેમા=૨૫ સેન્ટથી ત્રણ ચાર ડોલર

મકાન ભાડું-એક રૂમ છ થી સાત ડોલર

અઠવાડિક

આખુ મકાન-પાત્રીશ પીસ્તાલીશ ડૉલર

મકાનના ભોયતળીયા લાકડા ને રંગીનકામ વાળા હોય છે આગ શિયાળામા વધુ લાગે છે મોટા સ્ટવ (Stove)થી ઓરડા ગરમ થઈ જાય છે પદર વીસ મીનીટમા કાબુમા લઈ લે છે

જમીન સરકારી માલીકીની રહે છે માત્ર મકાન વેચાતુ મળી શકે છે તેણે પોતે એક મકાનનો હપ્તો £ ૧૦૦૦ આપેલ છ બીજા ચાર હજાર ડોલર આપ્યા બાદ સપૂર્ણ માલિક બની શકે તેની સ્ત્રી વહિવટ કરે છે ત્યા શાતિ (Peace) બાદ ત્યાજ વસવાટ કરી રહેશે એમ તેણે જણાવ્યુ

અમેરીકામા જરા Brain—બુદ્ધિ હોય તો આનદથી કમાઈ શકો પરન્તુબધુ ચીજો Mix Up–ભેળવીને વેચો-દવા વિગેરે તો માણસો વિનતા જોઈ ખરીદી નમે

Race રેસની ટીકીટ ખરીદો ન Luck નસીબ હોય તો હજારો કમાઈ લ્યો થોડી મુડી નાથી નાનકડી હોટલ માડો તો વર્ષ દહાડે હજારોની મુડી થઈ જાય નાના વિદ્યાર્થીઓ પણ શાળા વખત બાદ બેચાર કલાક બાદ હોટલમા કામ કરી અઠવાડીયે છ સાત ડોલર કમાઈ સારી રકમ જમા કરે છે ઘણા નોકરો તો માત્ર "Tips -બક્ષિશ માટેજ વગર પગારે નોકરી કરતા હોય છે ઘણી રકમ મેળવે છે Tip–બક્ષિશની પ્રથાથી તમોને તુરત સગવડ Service મળે છે Tip ન આપો તો બીજી વાર મોડુ ધ્યાન આપે

અહીં ત્રણ માણસોને રોજ કેટલુ ખર્ચ આવે ? મે કહ્યુ અત્યારે રૂા પાચમા મધ્યમ વર્ગનુ કામ ચાલે એમ ? મારી સ્ત્રીને અહીં લાવી છ માસ આનદથી રહીશ અમેરીકામા એક ટક જમણના બે ત્રણ ડોલર થઇ જાય

અમેરીકામા વધુ ભાગ કૉફી પીનાર છે હોટેલમા કૉફી સાથે બીસ્કીટ વિગેરે લ્યો તો ચાર્જ પડે અમુક ચાર પીએ છે દુધ વગરની

મેવાગાથી દરિયા કાંઠે પાછા ફરતા રાત્રિ પડી ગઈ હતી પછી એકબેની નવી ચોપાટી સુધી ચાલતા આવ્યા મકાનોની સુરેખ હાર અને સુદર રોશની જોઈ તે કહે-તમે આર્જેન્ટાઇન (Argentine-South America) બાબત જાણતા હશો ત્યા પણ આ ધાટના મકાનો છે પણ આ રચના આગ ફેલાવે છે ન્યુયોર્કના સીધા ઉંચા મકાનોની આગ તુરત કાબુમા લઈ શકાય

સ્હેજ થાક લાગ્યો હતો એટલે મસની રાહ જોતા બેચ પર બેસી સરનામાની આપ લે કરી એણે સીગાર સળગાવી

અધાર દરિયા તરફ ધૂમાડા ફેકતા કહે આમા કોઈ આપઘાત કરે ખરા ? મે કહ્યુ ઘણાય કિસ્સા બને છે સીગારની બે ફૂક લીધી અને બોલ્યો પ્રેમના આઘાત હશે ! ગૃહસ્થાશ્રમની જવાબદારી સમજ્યા વગર બાલીશ લાગણીમા દોરવાઈ ક્ષણિક આવેશમા આપઘાત કરી બેસે ! ભલા પૈસા કમાવા વિના ઘર ચલે ? ઘર ને સ્ત્રી બાળકો પૈસા વિના નભે ખરા ? સ્ત્રી પ્રેમ મસ્તી-સવ પૈસા વિના ફીક્કુ લાગે

ઠીક છે પણ અહીં કમાણી બેકારી-એ પ્રશ્નો છે ગોદી કામદાર-સડકનો ડામર પાથરનાર બિચારા કેટલી ઓછી મજુરી પામે છે? તેણે વાત આગળ ચલાવી અમેરીકન કામદારને ઘર જોઇએ માખણ મુરબ્બો (Butter & Jam) વિગેરે મુખ્ય જરૂરીયાતો મુજબ મજુરી મળે છ ત્યારે અહીં એક કુટુબ ચોખા (Rice)થી ચલાવી લે !

સમય વહેતા સાથે બસ (Bus) તો ન જ આવી કે ક અમેરીકામા પદર મીનીટમા કેટના દૂર નીકળી ગયા હોઇએ ભુગર્ભની

(Underground) ટ્રેન તથા ઉપરની વાહન વ્યવહારની પુષ્કળ સગવડ છે

ઋતુ બાબત જણાવ્યુ ત્રણ ઋતુ છે. શીયાળામા શરદી વધુ પડે છે માણસોને બહુજ સ્ફુર્તિ (Active) રાખવી પડે છે એકદમ ચાલવુ પડે, થોડી ક્ષણ ઉભા રહો તો ઠરી જાઓ બરફ પડે ત્યારે હોલ બુટ જરૂરી છે બરફ ઓગળવા માટે (Snow Melting) ત્યારે રબરના શુ (Shoe) જોડા પહેરવા પડે છે નહિતર લપસી જવાય

વાત કરતા કરતા મેટ્રો-સિનેમા પસાર કરી ફુટપાથે રસ્તો શરૂ કર્યો કેળાની છાલ મારા પગ નીચે આવી ને હુ લપસ્યો આશરો લેવા જતા એણે મને ઝીલી તો લીધો પણ તે પહેલા મારો હાથ લોખંડની ખીલીવાળી વાડ પર પહોંચ્યો ને હથેળીમા ખીલી બરાબર લાગી કહે કે "લોકો પોતાની સગવડથી વધુ સમજતા હોય તો છોતરા છાલ યોગ્ય સ્થળે નાખે તો કેટલુ સારુ" બાકી તો ઠીક નહિ બોરીબંદર નજીક રેસ્ટોરાંમાથી આયોડીન ચોપડયુ એ બાઈ બહાર ઉભા હતા ત્યાં કોઈ ખ્રિસ્તી બાઈ માગણ (Beggar) હાથ લંબાવ્યો-" God Bless you'-તેણે ખીસામાથી પરચુરણ કાઢી થોડા સીક્કા દેતા તેણીને કહ્યુ " God Blessed you by Creating you, but why don't you bless yourself ?" (ખુદાએ તમને પેદા કરી એહસાન તો કર્યો, પણ તમો શા માટે તમારો જન્મ સફળ નથી કરતા ?) !!!

આર્થિક સિદ્ધાંત સમજાવતા વાત કરી પૈસા કમાવવા અને ઇજ્જતથી રહો Aim Always Higher, નિરંતર ઉન્નતિની ભાવના સેવો નીચ ખ્યાલ (Low Mentality)થી અળગા રહેવુ તમારા હિન્દી સમાજ ક સમુદાયમા સરખા-સમોવડીયા ક્યારે થઈ શકો ? જ્યારે પૈસા કમાઈ તેમના યોગ્ય આવો Then only you can be equal, you understand ? ત્યારેજ સરખા થઈ શકો-સમજ્યા ?

"મારે પોતાને મકાન ન્યુયોર્કમા ખરીદ્યુ છે પાંચ છ હજાર ડોલર કીંમત છે અમુક રકમ આપી છે ભાડુ મારી સ્ત્રી ઉઘરાવે છ તેણી પોતે પણ ધંધો કરી કમાઇ લે છે

ગાડી ઉપડવાની વાર હતી છુટા પડતા સમયે મે પુછ્યુ "તમારો આટલો અનુભવ કેમ થયો ?" કહે કે પંદર વર્ષથી દુન્યા દેખુ છુ (Sea Voyage) વિધવિધ લોકોના સંસર્ગમા આવ્યો છુ તેમના સાથે વસવાટ કર્યો છ, "દુન્યામા પાંચ વસ્તુ ને તેનો ઉપયોગ જરૂરી છે" પાંચ આંગળા બતાવતા કહ્યુ "અક્કલ, આંખ, કાન, જબાન ને વેહવાર જીવન સુખી જીવનની ચાવી છે'

પાડોશી કે ભલો મારો પણ હોય, અમુક કંકાશ પણ થતો હોય ઘણાય શાંતિથી જીંદગી ગુજારતા હોય છે તમો અમારે ત્યા બેસવા આવો અને અમો તમારે ત્યા આવીયે પાડોશી સબંધ ન રાખે તો સૌ સૌના ઘરમા તાળા રોગ પણ સબંધ જાળવે તો બને નહિતર કાંઇ નહિ

"વંશ બાબત ખાસ પ્રતિબંધ તો નથી પણ It depends Mutually અરસપરસ લાગણીની વાત છે મારે સમજુ સ્ત્રી છે કાનેજ તેણીને મુંબઈ બાબત પત્ર લખ્યો બીજા પત્રમા તમારી વિગત દર્શાવીશ બહુ આનંદ રહ્યો અમેરીકા પહોંચી પત્ર અવશ્ય લખીશ મે કહ્યુ "હિંદ તમારી સ્ત્રી સાથે આવો ત્યારે મને જરૂર યાદ કરજો" સાહેબજી સલામ Good Night-!!!

અંધારા ઉતરતા હતા એના નિવાસસ્થાન તરફ ચાલતો થયો એની ટ્રેસ-હેટ, હાફ શર્ટ-કાળા ચશ્મા સુઘડતા અને અનુભવીય સિદ્ધાંતો બહુજ સ્મૃતિમા જડાઇ ગયા ખાસ તો "Keep Clean"="સ્વચ્છ-સુઘડ '-તો દુન્યામા સર્વત્ર ઇજ્જત જળવાશે=એ સિદ્ધાંત ઘણોજ પસંદ પડયો

# "ઈકબાલની યાદ"



અજમ શહોરત હતી એની ગઝલની શાન આલમમા!
ફગાની એ ગયો બહુને કવનનુ ભાન આલમમા!

નથી એ આજ પણ એનુ સ્મરણ મનુને રડાવે છે!
થયાના ગાઇના પણ એ ગમા' મનના આલમમા!

પનોતા પુત્ર ભારતના એ લાડીના ઉપર શયદા!
હતા જર્મન અમેરીકન અને જાપાન આલમમા!

હતો ફી'સુફી મહા જ્ઞાની નિડર વક્તા હતો સાચો!
કિમત વાણી તણા એણે કરાવ્યા પાન આલમમા!

જીવન ગાળ્યુ જીવી જેણે જીવનને એ ગયો જીતી!
ગયો મૂકી એ મુસ્લિમ કાજ પાકિસ્તાન આલમમા!

અનોખા ભાવથી કવને અનેરી ભાવના ભરતો!
હજી ગુંજી રહ્યા એ કલ્પનાના ગાન આલમમા!

ઝડપ, રંગત અમર, ચુંબન, તડપ મંજન અને દોલત!
કરાવ્યા નિજ કવનમા એ સહુના ભાન આલમમા!

ભરી તી ભાવના જવલત ઉજ્વળ દેશને કરવા!
વતન-ગીતો તણા કીધા અમૂલા દાન આલમમા!

જીગરનુ ખુન પાઇને કવનમા પ્રાણ પુર્યા છે!
અમર એ થઈ ગયા "ઇકબાલ"ના અહેસાન આલમમા!

ઝર્યા અંગાર કદીએ શબ્દે-શબ્દોમા ભર્યા તણખા!
શ્રવી એના કવન પર બહુ થયા કુરબાન આલમમા!

રહુ છુ એ પંજે "ઉન્મત્ત" સ્મરણ એ વાતનુ થાતા!
ગયા જ્ઞાની રહ્યા મ્હારા સમા અજ્ઞાન આલમમા!

—"ઉન્મત્ત"

# ગ્રામોફોન

લેખક — "ઇજન" ધોરાજવી




(૧)

પીંજરામા પુરાએલા પોપટ સમુ જીવન ગુજરતી ગિરિજા અકળા હવે તે ઘરની ચાર દિવાલોથી વાતો કરી, કરી ખૂબજ કટાળી હતી જેથી રાત્રિએ ઘરે આવેલા એના પતિને પોતાની હૃદયવ્યથા કહેતા કહ્યુ

'હવે તો બહુજ મુઝાઉં છુ, દિવસ પસાર કરવો ભારે પડે છે"

"દુકાનના કાર્યથી જરાએ નિવૃત્તી પ્રાપ્ત થતી નથી, નહીંતર દિવસના એકાદ વાર ઘરે આવી જાત તો પછી તારી મુઝવણ રહે નહી'

'એટલેજ તો કહુ છુ કે એકાદ ગ્રામોફોન લઇ આવો કે જેથી કઇ શાન્તિ રહે ને સુખે દિવસ પસાર થાય

સારુ છે સવારે તપાસ કરીશ'

'તપાસ શુ ? લઈ આવીશ એમ કહો।

'પણ આ ગામમા સારુ ગ્રામોફોન મળશે કે કેમ ? એ એક પ્રશ્ન છે એટલેજ તો કહુ છુ કે તપાસ કરીશ'

'આવી વાતો તો આજ છ મહીનાથી કહીને ઉડાવો છો અમે દિવસ આખા એકલા રહીને મુઝાઈ મરી જઇએ એથી તમોને શુ ?' આખમા આસૂ લાવી અકળાએ કહ્યુ

'અરે, તુ મરી જાય તો પછી મારા ગા હાલ થાય, હુ તો દુખી થઈ રખડી જાઉં મારે મરવાનુ નામ ના લે'

"બસ કરો ને, આમ બનાવી, છોડી, સિધો જવાબ આપો, નહીંતર પછી હુ આપણા પાડોસી સુલતાનભાઇને કહી ગ્રામોફોન મગાવી લઈશ, સમજ્યા ?"

"એવુ ના કરતી સવારે તપાસ કરી તને ગ્રામોફોન લઈ આપીશ"

"સારૂ છે જોઉ છુ સવારે, નહીંતર પછી મારેજ પ્રબંધ કરવો પડશે"

એટલુ કહી શ્રીમતિ બીજા કામમા ગુથાયા ને પતિરાજ વિચાર કરતા બેઠા રહ્યા

ચમડી જાય પણ દમડી ન જાય આવી ભાવનાના પોષક ગિરિજાના ગળે ગ્રામોફોન જેવી એક ક્ષુલ્લક વસ્તુને ખાતર દોઢ-બસો રૂપીઆ વેડફી નાખવાની વાત કોઇ રીતેજ નહોતી ઉતરતી અને એટલેજ રોજ વાયદા આપી આ વાતને ઉડાવી દેતો, પણ હવે તો પત્નિની પ્રબળ ઉત્સુકતા ઉન્મત સ્થિતિએ પહોચી હતી, જેથી હવે ગ્રામોફોન લીધા વિના ચાલી શકશે નહિ, એવુ વિચારી આખરે સવારે એક ઉત્તમ ગ્રામોફોન લઈ લેવાનો નક્કી નિર્ધાર કર્યો

[૨]

કોઈ સારૂ ગ્રામોફોન હોય તોજ બતાવો" સવારે ગામના ગ્રામોફોન માટની દુકાને આવીને આખરે કહ્યુ

"ભઈ સારુ ગ્રામોફોન આ ગામમા કોણ લે ? ઓર્ડર આપો તો મગાવી આપુ !" દુકાનદાર કહ્યુ

આરિફને થયું કે મને વ્યવસાયમાંથી જરાએ સમય સાંપડતો નથી, ને શ્રીમતિ કોઈ રીતે આ હઠ મૂકે એમ નથી માટે એનો અંતજ લાવી દઉં, આ કલ્પનાને મૂર્તસ્વરૂપ આપતા દુકાનદારને એક શ્રેષ્ટ પ્રકારનું ગ્રામોફોન મંગાવવાનો ઓર્ડર આપી તેણે દુકાન ભણી પગ ઉપાડયા

[ ૩ ]

"સુલ્તાનભાઇ, અમારૂં એક કામ કરી આપશો કે ?"

"કહોને, અઝીઝા બ્હેન, એવું તે કયું કામ છે ?"

"એક સારૂં ગ્રામોફોન જોઇએ છે, ક્યાંથી મંગાવી આપશો કે ?"

"અરે બ્હેન, એમાં તે શું ? જરૂર મંગાવી આપું !"

"તો, તો, સુલ્તાનભાઈ, તમારો મહા ઉપકાર"

વિહ્વળ બનેલ અઝીઝા એના પતિ આરિફની વાતોને હજુ અસત્ય માની, ગ્રામોફોન મેળવવા ઉત્સુક બની હતી

( ૪ )

અનેક દિવસ અને રાત્રિઓ વહી ગઇ, છતાં જે આપો ગ્રામોફોનને જોવા તલસતી હતી તે તલસતીજ રહી

ઇચ્છા અનિચ્છાએ પણ રોજ રાત્રિએ આરિફ પાસે અઝીઝા ગ્રામોફોનની વાત કાઢી એનું સ્મરણ કરાવતી વ્યથિત બનેલ પત્નિની અતૃપ્ત લાગણીને સત્વર શાન્તન આપવાના ભાવે ભાન શુન્ય થઈ એક દિવસ આરિફે મુંબઇના આડતીયાનેએ આગ્રહપૂર્વક સારૂં ગ્રામોફોન પાઠવવાનું લખી નાખ્યું

પુરુષાર્થ અર્થે પ્રવાસ ખેડી રહેલો અઝીઝાનો ભાઇ જે દિવસ અઝીઝાને ત્યાં આવ્યો હતો એ દિવસની રોકાણ દરમ્યાન એણે બ્હેનની અંતર વેદના જાણી લીધી હતી જેથી જતા જતા બ્હેનને શાન્તવન આપતા કહ્યું "બ્હેન, હવે અહીં આવવાનું થતા હું જરૂર એક સુંદર ગ્રામોફોન લઇજ આવીશ હો."

અઝીઝા ભાઇને લઈ ઉપડતી ગાડીને મૌન ભાવે જોઈ રહી, ભાઇની ગાડી ઘરથી દૂર ગઇ ને પાછી અઝીઝા વિચારોમાં ખોવાઈ

( ૫ )

એનાથી જીવનની યાતનાઓને સહેતી, ને ગ્રામોફોનની પ્રતિક્ષામાં ઝુરતી અઝીઝાનું હૈયું ભરાઈ આવ્યું જેથી રડી પડી

"અરે પણ તું આમ રડે છે શાને ?" આરિફે પૂછ્યું

'દિવસ આખો કંતાઇ જાઉં છું, હવે તો જીવ ક્યાંએ લાગતો નથી, આવા જીવન કરતા તો મોત આવે તો સારૂં

"ગ્રામોફોન આવી જતા બધું ઠીક થઈ રહેશે, અંતરમાં ઉલ્લાસ ઉપસ્થિત થઈ જશે ને દિવસએ નીકળી જશે, આમાં રડે છે શા કાજ?"

"પણ હવે તો એની વાતોનેએ ઘણા દિવસ વહી ગયા, હજુ ક્યાં કઈ ઠેકાણું છે"

"દુકાનદારને મંગાવવાનો ઓર્ડર આપ્યો અને આડતીયાને મોકલવા લખ્યું છે ને ?"

"રહેવા દોને, કોણ મંગાવવાને, ને કોણ મોકલવાને નવરૂં બેઠું છે જ્યાં બધાને પોત પોતાની પડી હોય ત્યાં આપણું કોણ સાંભળે ?" આંસુ છલકાતી આંખે અઝીઝાએ કહ્યું

"એમ છે, તો લે હવે તો સવારે સિધો ગ્રામોફોન કાં તો જ ડિપોઝીટના રૂપીઆ પહેલેથી મોકલી તને એ ચાર દિવસમાંજ ગ્રામોફોન । દર્શન કરાવી દઉં

પત્નિને વિશ્વાસપૂર્વકનું આશ્વાસન દઈ આરિફ નિદ્રાધીન થયો

[૬]

ખૂબ ઉતાવળ હોય ત્યારે મોડું થાય, ઈચ્છા હોય તેથી વિરૂદ્ધ બને, આશા હોય ત્યા નિરાશાજ દ્રષ્ટિગોચર થાય આવુ બના કેમ થતુ હશે ?

આરિફ અને અઝીઝાની આટલી પ્રવૃત્તિઓ છતા તેઓને હજુ ગ્રામોફોન પ્રાપ્ત નહોતુ થતુ એ એક અજાયબ જેવી વાત હતી છેવટે ઉસ્લે આરિફે ગ્રામોફોન ફ્રુાને પણ લખી નાખ્યુ હતુ છતા એનોએ જવાબ નહોતો કેટલી નિષ્ફળતા !!

આજે અસ્વસ્થ શરીરને નાતે આરિફ દુકાનના કાર્યોથી પરવારી ઘર તરફ જવાની તૈયારી કરી રહ્યો હતો, ત્યા ગ્રામોફોનનો વેપારી આવી ચઢ્યો

"શેઠ, આપનુ ગ્રામોફોન આવી ગયુ છે મોકલી આપુ ?'

"નહીં, હમણા રહેવા દો, સવારે મગાવી લઈશુ"

આરિફની તબીયત અસ્વસ્થ હોવાને કારણે ટુકો જવાબ આપી દુકાનદારને જતો કર્યો ને આ ખુશ ખબર આપવા પોતે ઉત્સાહ સાથે ત્વરાથી ઘર પ્રત્યે ઉપડ્યો

ઘર પાસે આવીને જુએ છે તો ગ્રામોફોનની રેકર્ડનો અવાજ સંભળાઈ રહ્યો હતો

'ડેહલે જો મહોબ્બત ઇન્કાર કર ડાલા

યુ હમકો ન દુન્યામે "

"અરે, આ ગ્રામોફોન ક્યાથી ?'

" મારા ભાઈ લઈ આવ્યા તે ' ઝેરના ઉમળકા સાથે અઝીઝાએ કહ્યુ

'તે ગઝબ કર્યો !' ઉગ્ર અવાજે આરિફે કહ્યુ

"કોણ તમે બનાવના ઓરને મે મગાવ્યુ "

"અહીં ગ્રામોફોનના વેપારીને ત્યા ઓર્ડર આપ્યો હતો તેને ત્યાએ આવી ગયુ છે ને સવારે તે આપણી છાતી પર મુકી જશે

આ વાર્તાલાપ થાય છે ત્યા કોઈએ બારણા પર ટકોરા માર્યા આરિફે બારણુ ઉઘાડ્યુ સાથેજ હાથમા પકડેલી ગ્રામોફોનની પેટી સાથે ઘરમા પ્રવેશ કરી, સુલ્તાનભાઈએ કહ્યુ —

'લ્યો, અઝીઝા બહેન આપે મગાવ્યુ હતુ તે ગ્રામોફોન '

પતિ-પત્નિ સુલ્તાન સામે જોતા રહ્યા એ ભાઈ આગતુકના હાથમાથી પેટી લઈ બાજુ પર મુકી

ઠીક, બહેન જોઈ જજો ગ્રામોફોન હુ જઈશ સવારે દુકાનથી રૂપીઆ લઈ લઈશ" સુલ્તાન જતો રહ્યો

'આ શુ બાબ્યુ છે ? એકના બદલે બે ગ્રામોફોન ઓહ

"આરિફભાઈ !' ઘર બહારથી કોઈએ બુમ પાડી, આરિફ દોડ્યો ઘર બહાર જુએ છે તો ગાડીમાથી સામાન ઉતારતો એનો ભાઈ દેખાયો પણ એના સામાન સાથે આ બુગણુ અને ગ્રામોફોન શા માટે ? કુતુહલતાથી આરિફે ભાઈને પૂછી લીધુ

"આ ગ્રામોફોન !

'આપના માટે ! આપના મુંબઈના આડતીયાએ આપ્યુ છે, કે મારા સાથે મોકલાવી નખ્યુ હતુ ને આપ ? આરિફના ભાઈએ કહ્યુ આરિફનો ભાઈ મુંબઈથી આવે છે એની આરિફને ત્યા જાણ હતી તેની આડતીયાને ખબર પડી જતા એને આ સપેનર મોપ્યુ હતુ

ઘરમા આરિફના ભાઈની હાજરી હોવા કારણે પતિ પત્નિ વચ્ચે પ્રશ્નોત્તરી ન જામી, પણ બન્ને જણના હૈયામા વિચારોનો વટોળ

ખૂબજ પ્રબળ ગતિથી ચક્કરો લઈ ઘુઘવાટ રહ્યો હતો,

[૭]

બીજા દિવસે આગ્નિક ને એના ભાઈ કુમને આવ્યા ટપાલ આવી ગઈ હતી, ઉત્સુક હૃદયે આગ્નિકે ટપાલ ઉપાડીને જોઈ ગયો જેમા મુંબઈથી આવેલો ગ્રામોફોન કુ નો એક કાર્ડ હતો

સાહેબ,

આપના ઓર્ડર મુજબનુ ગ્રામોફોન રેલ્વે પારસલથી રવાના કરેલ છે, જેની રસીદ ને બાકીના રૂ ૧૫૦ના બીલ સાથે વી પી કરી મોકલેલ છે, તે છોડાવી ઉપકૃત કરશો

આપના વિશ્વાસુ
ગ્રામોફોન કુ

આગ્નિકની કલ્પના મુંઝાઈ ગઈ, આટલા ગ્રામોફોનને શુ કરવા? આબરૂને ખાતર લીધા વીનાયે છુટકો નથી, હવે શુ?

આગ્નિકને વિચારગ્રસ્ત જોઈ એના ભાઈએ હસતા પૂછયુ

"શુ મુંઝાઈ ગયા છો ભાઈ?"

"આ એકના બદલે પાચ ગ્રામોફોન આવી પડયા છે, એનુ શુ કરવુ એ વિચારૂ છુ"

આગ્નિકે વિસ્તૃત વાત કરી, જે સાભળી એના ભાઈએ કહ્યુ

"અરે, એમા મુંઝવણ શી, ને વિચાર શો? ગ્રામોફોન લાવીને મુકો દુકાને, તમારા જેવા ગ્રાહક આવી ચઢશે ને લઈ જશે"

આગ્નિકે એક ઊંડો શ્વાસ લીધો, એના કપાળ પર પ્રસ્વેદના શ્વેત બિન્દુઓ ચમકી ગયા.



તેના નયનોમા કયા દુઃખના અશ્રુઓ છે તેના આત્મામા કયા શોકનુ વિષ-જળ છે કિંતુ હવે તે આધો થઇ ચૂકયો છે અને અંધ ચક્ષુએ જે ભયાનક કલ્પના જુએ છે તેને વાસ્તવિકતા બનાવી દે છે

જો કે હવે હુ વૃદ્ધ થઇ ચૂકયો છુ આખી રાત પથારી પર એમ તેમ બળખા કાઢયા કરુ છુ અને નિશ્ચેતન જેવો પડયો રહુ છુ કોઇ મ્હારી સભાળ લે એમ પણ ઇચ્છતો નથી મરવુ પણ નથી એટલા માટે કે નિત્યનુ આમરાને નિહાળવામા હજી પણ જીવનનો આનદ મળે છે, ચળકતા વાદળો નિહાળીને જીવત રહેવાને દિલ ચાહે છે મરણ શય્યા પર પડવા છતા જીવન રહેવાને દિલ કેમ થાય છે? એ લાલસા અને સ્વાર્થનુ ઉદ્દગમ સ્થાન શુ છે? કિંતુ આવી વયે પણ? આવી નિર્બળતા છતા? જાણે જીવન હળવે હળવે સિતિજની પેઠે મ્હારી દુન્યાથી વિદાય લઇ રહ્યુ છે

હજીય તે રવિવારના દિવસે મ્હારી સ્મૃતિ પટ પરથી ભૂસાતા નથી કે જ્યારે અગિયાર વાગેલા બાર વાગ્યા સુધી શિખરો પર સાથીઓ સહિત રમતો રહ્યો હતો અને જ્યારે ભૂખ અસહ્ય થઇ પડી તો મ્હે સહચરોને કહ્યુ હુ હવે ઘેર જાઉં છુ ખાવાનુ રંધાયુ હશે ખાઇપી પરવારીને ફરી આવીશ અગર ઇચ્છા થઇ તો મ્હને યાદ છે કે તે વેળા તીક્ષ્ણ મ્હારી મશ્કરી કરતા બોલ્યુ હુ તો ઘાસના તણખલા પર ચાવીને ચાવીને મ્હારો ખોરાક ખાઇ લઉં છુ શો હવા છતા જાણે કશી ખબર હોય કે અમે તો ખાવુ ખાતાજ નથી પવનમા લ્હેરાતુ પર્ણ બોલ્યુ આ પવન મ્હને ખોરાક પૂરો પાડે છે અને તમે છો કે અન્નને અગ્નિ પર ભૂજો છો, ને નોકરો રાખો છો, સ્મોઢામા જાત જાતની સુગંધ ઉડાવો છો અને ફરી ખાવુ ખાય ખાય ખાઇ ઓડકારો ભરો છો 'વાહ ભાઈ તમારી રીત પણ અનેરી છે, તમે પોતાને અમારા કરતા વધુ સુસંસ્કારિક, પ્રગતિશીલ અને નિરોગી સમજો છો અમને તો તમારી બુદ્ધિ પર શકા થાય છે સત્ય માનજો કે ખરેખર મ્હે તે સમયે આ બધી વાતો મ્હારા મિત્રોથી સાભળી હતી પણ હવે નહિં હવે તો તે મિત્રો કોઈ પણ પ્રકારનો વાર્તાલાપ કરતા નથી કેમકે હુ ક્રોધી છુ

ભૂખ કકડીને લાગી હતી એટલે હુ સાથી ઉતાવળે ઉતાવળે ચાલી નીકળ્યો ઉતાવળમા માર્ગ ભૂલી ગયો અને ઘાટથી નીચે ઉતરવાને બદલે ઉપરની તરફ જઈ ચડયો આ એક અજબ જગ્યા હતી નિર્જન, પથ્થરવાળી ભૂમિ, ચોતરફ લાલ લાલ કાકરા પથરાયલા દેખાતા હતા સૂર્ય પ્રખર પણે તપી રહ્યો હતો અને કયાય પાણીનુ નિશાન સુદ્ધા ન હતુ, હતુ માત્ર એક શીશમનુ વૃક્ષ કે જેના થડમાથીજ બે ફાટા થએલા હતા અને એ બે થડો એવા લાગતા હતા ન જાણે બે આદમી જમીનથી ઉઠી જવાની તૈયારીમા બેઠા હોય અચંબો તો એ થાય છે કે મ્હારા દિમાગમા એ વૃક્ષને જોઇને મ્હને આદમીઓની કલ્પના કેમ આવી?

(અપૂર્ણ)

# યાચના !

આફતો શિર પર હવે નિત અવનવી ઉભરાય છે,
ને દુખોથી શ્વાસ પણ મારો અરે ! રૂંધાય છે
દિલ બહુ દિલમાં વ્યથાઓ જોઇને ગભરાય છે,
તુજ વિના જઇને કહું ક્યાં ? એજ બસ સમજાય છે

નષ્ટ મારી કર સકલ આપદાઓ યા ખુદા
દુર્દશા મારી નિહાળી કર કૃપાઓ યા ખુદા

એક જ્યાં સાંધુ છું ત્યાં તો તેર તૂટી જાય છે
કોણ જાણે કેમ મારી હામ લૂટી જાય છે,
હાથથી વ્યાકુળ દિલ તડપીને છૂટી જાય છે,
મારી ધીરજ મારી હિમ્મત હાય ખૂટી જાય છે,

સાંભળી લે કોણ સાંભળશે કથા મુજ દુખ ભરી,
મારા અંતરની ખુદા તું યાતનાઓ લે હરી

તું ચહે તો રંકને પણ રાય પળભરમાં કરે,
ને ગદાની ઝોળીઓને ના'લો ગવહરથી ભરે,
તું ચહે તો નાવ મારી ડુબતી હમણાં તરે,
માત્ર એક તારા ઇશારે ભાગ્ય પુન મારૂં ફરે,

ડૂબતાને તારનારો તુજ તારણહાર છે
હે ! જગતદાતા જગત કેરો તું પાલનહાર છે

વ્યોમ અવની આજ ચાંદીને દળ છે જો જરી,
ભાગ્ય એ સાથે મિલન કરવા મળે છે જો જરી
આમ અંતરમાં નિરાશાની બળે છે જો જરી,
ઉષ્ણ આંસુ મારા દિલથી નીકળે છે જો જરી

રમકમે છે આફતો પર આફતો જોઇને દિલ
થઈ ગયુ છે ભાન ભૂલ્યુ ભાનને ખોઇને દિલ

ઘોર દુઃખ ને પડી છે આપદાઓ બેશુમાર,
દુઃખની દુઃખ્યારાના શિર પર છે ઘાઓ બેશુમાર
શું થયું કવચિત કરી મેં જો ખતાઓ બેશુમાર,
શું નથી કરતો? તું પાપી પર કૃપાઓ બેશુમાર,

ના કૃપાળુથી કૃપાની આશ કરવી વ્યર્થ છે?
શું ક્ષમા ધરથી ક્ષમાની આશ ધરવી વ્યર્થ છે?

દુઃખથકી ભરપૂર જગમાં મારૂં જીવન કેમ છે?
થઈ ગયું દિન મારી આશાઓનું મદફન કેમ છે?
મારૂં પોતાનું અરે! મુજ ભાગ્ય દુશ્મન કેમ છે?
રક્તવર્ણા કાળના મુજ પ્રત્યે લોચન કેમ છે?

હે! કૃપાનિધિ કૃપા કર મુજ દશા જોઈ હવે,
તુજ વિના સુણનાર કયાં છે યાચના કોઈ હવે

મુજ વ્યથાઓ તું હરી લે તુજમાં એ તાકાત છે,
મારા દિલની દુર્દશાથી તું નિઃસંશય જ્ઞાત છે,
એક ટળે છે ત્યાં તો બીજી હાય તત્પર ઘાત છે,
કોને બતલાવું શું મારા દિલમાં ઝંઝાવાત છે

ભાગ્ય સામે માનવી મજબૂર છે મજબૂર છે,
પણ મદદ કરવી નિરાધારોની તુજ દસ્તૂર છે

સર્વ વ્યાપક છે નિઃશંક તું સર્વ શક્તિમાન છે,
કઈ અજબ છે તારી કુદરત ને અજબ તુજ શાન છે,
રહમ કર હે! રહમ કર્તા નામ પણ રહમાન છે,
તું તો જાણે છે જ મારા દિલમાં જે તૂફાન છે,

જોશ પર તારી કૃપા જો આજ આવી જાય તો,
પાર મારી નાવ આ દુઃખ સાગરેથી થાય તો

કર "મુહમ્મદ"ના વસીલાથી કૃપા મુજ પર ખુદા
મુશ્કિલો 'મુશ્કિલ કુશા'ના વાસ્તે સૌ દૂર ખુદા,
ફાતેમા ઝોહરા"ના લીધે હો મદદ સત્વર ખુદા,
દૂર દુઃખ 'શબ્બર' અને "શબ્બીર' કાજે કર ખુદા

શિર ચિંતાઓથી "બિસ્મિલ"ને હવે આઝાદ કર,
ને બિચારાના દુઃખી દિલને અરે! આબાદ કર.

"બિસ્મિલ" ધોરાજવી

# રૂપમતી અને બાઝબહાદુર

મઝાક ડભોઈ

૧

બાઝબહાદુર માળવાનો નવજવાન બાદશાહ હતો તે ઘણોજ ખૂબસૂરત, બહાદુર તેમજ રાગરાગણીનો (ગાયન) ઘણોજ શોખીન હતો તેના દરબારમા નાચનારીઓની ખોટ ન હતી છતા તેનુ દિલ હમેશા ઉદાસ રહેતુ જેથી તેના દરબારીયા ફકીરે કહ્યુ "જહાંપનાહ! આપ હમેશા કેમ ઉદાસ રહો છો?

"કારણ એજ કે જે હદ સુધી મારુ મન રાજી કરે તેવી મારા દિલની ભાગીદાર મને મળી નથી"

ફકીરે ઘણી ગાનારીઓ બનાવી તેમા ખાસ દિગારને માટે પણ કહ્યુ ત્યારે બાદશાહે કહ્યુ કે "ના મહેરબાન, તે મારા લાયક નથી હુ મારા જેવીજ ગાનારી, ખૂબસૂરત અને મારુ દિલ ખુશ કરનાર ચાહુ છુ"

એક દિવસે શિકાર માટે રિમાવા જાય નીકળ્યો હરણની પછવાડે એકલા નીકળી જતા નાગપુરના સીમાડે આવી ચડ્યો તો ત્યા જુએ છે કે એક અર્વાચીન કિનારે ... જેવી યુવતી માથે પાણીની ગાગર ભરીને એકલી જતા જોઈ. જોતાજ મુખથી નીકળી ગયુ "હુસ્નની દેવી! બસ એજ મારુ તન-મન અને ધન જે કોઈ ગણુ તે એજ છે જોઉ તો ખરો કે એ માણસ છે?" આ બાજુ ઘોડેસ્વારને આવતો જોઈ તે ઘણીજ ગભરાઈ ગઈ હતી કારણકે તે એકલી હતી તેની બધી બહેનપણીઓ તેને નદીમા એકલી નહાતી છોડીને ચાલી ગઈ હતી જેથી તે એકલી નહાઈને પાણી ભરી ઘેર જતી હતી એકદમ બોલી ઉઠી "કોણ, મોગલ?"

બાઝબહાદુર-ભય પામીશ નહીં, રમણી! હુ તો પરદેશી માણસ છુ રસ્તો ભૂલી ગયો છુ

તેણીને જરા ભરોસો પડ્યો જેથી આંખો ઉંચી કરી તેને પહેલા જોયો, આંખો ચાર થઈ પાછુ નીચુ નિહાળી જોવા લાગી અને કહ્યુ "શુ આપ સુબેદાર છો? સોદાગર છો કે કોઈ હાકિમ છો?"

બાઝબહાદુર-ના હુ એમાનો કોઈ નથી ફક્ત રસ્તો ભૂલેલો મુસાફર છુ

રમણી-શુ તરસ્યા છો? પાણી પીવુ છે?

બાઝબહાદુર-હા, પીવુ તો છે! (મનમા) આહ! એજ તે રમણી છે કે જેને મે સ્વપ્નામા જોઈ હતી આ તેજ તાજ છે કે જેના વગર આ સાઝ (વાજીંત્ર) નકામુ છે! કેટલી ખૂબસૂરત! કેટલી સુંદર! અને કેવી ભોળી!

રમણી-લ્યો પાણી

બાઝબહાદુર-કેટલા નાજુક હાથ! હા, આ હાથ તો કોઈ બાદશાહના મહેલમાજ શોભે ... એના ઉપર મહોબ્બતના ચુંબનની મહોર લાગે, અને આ નાજુક આંગળા તો એવા માટે છે કે મારા દિલના વાજીંત્રને છેડે અને તેના જોશ પેદા કરે

આ સાંભળતાજ રમણીના દિલમા બાઝ બહાદુર માટે મહોબ્બત પેદા થઈ અને તેની વાતો સાંભળવાથી ઘણોજ આનંદ મળ્યો ત્યારે તેણે કહ્યુ "બસ, પાણી પીશો કે પછી વાતોજ બનાવતા આવડે છે?"

બાઝબહાદુર-હા, હુ તો ભૂલીજ ગયો! પણ પાણી તો ફક્ત ગળાની તરસ બુઝાવી શકે છે ન કે દિલની?

રમણી-ત્યારે શુ પાણી નહી પીઓ? ત્યા હવે મને વાર થાય છે જવા દો, શુ ના કહો છો? હુ ન જાઉં?

બાઝ બહાદુર-હુ નથી કહી શકતો કે તમે જાઓ? કેવી રીતે કહુ હજી મારી આંખો તો તમારા રૂપને જોઈ ઠરી થઈ નથી? હુ કેટલીય મુદતથી, જે આકૃતિ નજર ઉપર દીવાનો થયો હતો તે આજે નજરે જોવાની મળી છે! શુ તમે જશો? હુ મારુ દિલ ચોરી બતાવી શકુ કે આપના માટે મારા દિલમા જગ્યા છે કે નહી? શુ નારાજ થાઓ છો એક પરદેશીથી કે જે તમારો કદરદાન છે?

રમણી-હુ નારાજ નથી થતી, મને આપનો પુરો ભરોસો છે

બાઝ બહાદુર-શુ હુ આપનુ નામ પુછી શકુ છુ?

રમણી-રૂપમતી!

સમાવી શકે, જેથી ઇશ્કિનો દેવતા ચોડી ઉંચે અને મરાન્દાની આ નિર્દયતાઓ પ્રેમની દુન્યામા દેખીને, મરાન્દા પાસે બદલો લેવાને તૈયાર થઈ ગયો ઇશ્કના દેવતાનો નિશ્ચય અટલ હોય છે, જેથી આ વિચારના ઉદ્દભવતાજ તેણે ગુસ્સે થઇને પોતાનો તીર મરાન્દાના દિલમા દાખિલ કરીજ દીધો અરીદૂના પ્રાથનાલયમા એવો દસ્તૂર હતો કે અઠવાડિયામા એક દિવસ પ્રાથ નાથી પરવારીને કેટલાક સન્યાસી-સાધુ શહેરમા પ્રાર્થનાલયના ખર્ચ માટે ફંડ ભેગુ કરવાને નીકળી જતા અને શહેરના માલદારો પાસેથી અમુક રકમ ભેગી કરીને પાછા ફરતા એક દિવસ મરાન્દા પોતાના મનનમા એકલી બેઠી કાઇંક ગણગણી રહી હતી કે એક સાધુ (રાહિમ)ના આવવાની તેને ખબર મળી તેણી રાહિમના આવવાનુ કારણ તરતજ સમજી ગઇ અને તેને અંદર બોલાવી લીધો તે એક ખુબસુરત રાહિમ હતા તે હાલમાજ દાખિલ થયા હતો, જેથી મરાન્દાએ તેને ધારીને જોયો તો તેના દિલમા એકાએક એક પ્રકારની ગરમી જણાઇ અને ચહેરાનો રંગ બદલાવા લાગ્યો રાહિમ પાસે આવ્યા અને નજરા નીચી કરીને પોતાના સવાલનો પાલવ મરાન્દા આગળ ધર્યો પરંતુ મરાન્દાએ વિલંબ કર્યો એટલો વિલંબ કે રાહિમે પોતાની નજર ઉઠાવી તેણીને એકવાર જોઈ અને જોતાજ શરમાઇને ગરદન ઝુકાવી લીધી આ નજરોના મેળાપે મરાન્દાના દિલ ઉપર એક તિક્ષ્ણ ઝખ્મ કર્યો જેનાથી બેકરાર થઇને તેણીએ પોતાના ચહેરા ઉપર ઝડપથી નિકાબ નાખી લીધો અને પોતાનો હાથ લાંબો કરીને એક સોનાનો સિક્કો તેને આપ્યો જો કે તેણી પોતાનુ દિલ એનાથી પહેલાજ તે સમયે રાહિમની ઝોળીમા નાખી ચૂકી હતી જ્યારે કે અંદર આવતાજ તેણે પોતાનો પાલવ મરાન્દા આગળ પાથર્યો હતો

તે તો ખયગત લઇને ચાલ્યો ગયો પણ મરાન્દા બાગીચામા ખામોશ પલંગ ઉપર પડી રહી તે મરાન્દા, જેણે આજસુધી મર્દોની દુસ્તી એટલીજ સમજી રાખી હતી કે તે ઓરતો માટે બેકરાર થાય અને ફના થઈ જાય તે મરાન્દા, જે મર્દોના દુખ અને દર્દ પર માત્ર મંદ મંદ હસી દેતીજ કાળીથી વિશેષ બ તો સમજતી હતી ને મરાન્દા, જે પુરૂષોની પ્રેમ ઉર્મીઓને પોતાના ઘમંડ અને સ્વમાનની સામે પામાલ થતી જોઇને ખુશ થવાને ટેવાએલી હતી તેજ મરાન્દા આ સમયે બેકરાર અને વ્યાકુળ પણ હતી અને આ વિચારે કપી પણ રહી હતી કે પોતાની ઇચ્છા પામાલ તો કરવાના ન આવે ઇશ્કનો દેવતા તેને જોઇ રહ્યો હતો અને હસી રહ્યો હતો

(અપૂર્ણ)



(અનુસંધાન પૃષ્ઠ ૧૧૭)

કોઈએ બતાવ્યું નહિ એટલે બની ગયા થોડી વાર નર્મદની પેઠે લમણે આંગળી ટેકી કંઈ વિચારતા રહ્યા અને બાદ આસના બન્ને હાથે તાળી પાડી ઊભા થવા માંડ્યું પણ સભા વિખરાઈ રહી હતી એટલે બોલવાને બદલે ચાલવા માંડ્યું

સભાઓમાં ઘણી વેળા ઉપરની ખુબીઓ-વાળા ઇન્સાનો મારી આડેધડ ચડ્યા છે મિત્રો તેમને સતાવે છે સભાજનો તેમના પર હસે છે એમના વિષે શું સમજવું તે કોઈ સમજી શકતું નથી છતાં એ 'એક ટાઈપ'ના આદમીઓ સભામાં જરૂર આવે છે જ

વધુ લખે તેનું વધુ છપાય અને વધુ છપાય તેજ વધુ વંચાય અને વધુ વંચાય તેજ વાચકના સ્મરણમાં વધુ તરવરે છે કે એવો ના માન્ય નિયમ તો નથી કે વધુ લખે તે વધુ ખ્યાતિ પામે યા વધુ સરસ લખે છતાં એટલું તો છે જ કે થોડું છતાં સરસ લખનારની કદર આપણે ત્યાં ઘણી ઓછી છે કારણ કે વાચકનો મોટો વર્ગ શું લખ્યું છે તેજ વાંચે કોણે લખ્યું કે તેની ઝાઝી દરકાર રાખતા નથી અને તે પણ ફુરસદનો સમય વિતાવવા માટેજ વંચાય છે અભ્યાસ અથવા મનન માટે વાચના બહુજ ઓછા હોય છે

લખાય અને છપાયની વચ્ચે એક મોટી દીવાલ ઊભી છે એ દીવાલ તંત્રી યા પ્રકાશક તરીકે ઓળખાય છે તમારું લખાણ સારામાં સારું છે માટે છપાશેજ એવું નક્કી નથી પરંતુ તંત્રી મહાશયની કૃપા હોય તો નીરસ લખાણ પણ છપાશેજ એટલે લેખકની લાયકાત એક્ટર જેવી અને તંત્રી યા પ્રકાશકની લાયકાત ડાયરેક્ટર જેવી છે તે જેને ચમકાવે તેજ ચમકે જેના ઓળખીતા હોય ત્યાં આગળ ચાલી શકે ખાસ લેખ બની શકે વગેરે એટલે તાત્પર્ય એજ કે લેખો છપાવીને આગળ આવવું હોય તો તંત્રીઓની મુલાકાતો કરો તેમનાં વખાણ ચાલુ રાખો તેમને મદદ તરીકે પણ સ્વીકારો થોડે થોડે દિવસે ઑફિસમાં જઈ કંઈ કામસેવાનું પૂછતા રહો જરૂરથી તંત્રીની નજરમાં તમે આગળ પામશો અને પછી તો યત્નો પ્રયત્નો વડે તમે પેપરમાં ખાસ સ્થાન મેળવીજ લેશો તંત્રીઓમાં પણ અપવાદ તો છેજ છતાંય કોઈ તંત્રી સો પર ના કહેવાની હિંમત તો નહિજ કરે એક ન એક દિન તમારો લેખ છપાશે જરૂર નવા લેખકોએ આ નુસખો અજમાવવા જેવો છે

\+ + +

'રણજીતરામ સુવર્ણ ચંદ્રક' આ વેળા પં. ઓમકારનાથને આપવામાં આવ્યો તે બાબતમાં ઘણી ચર્ચાઓ જાગી છે બીજું ગમે તે હો પરંતુ ગયા વર્ષમાં કોઈ સાહિત્યકારે જોમ દાખવ્યું નથી એમ ગુજરાત સાહિત્ય સભા માનતી લાગે છે એ ચંદ્રક મુસ્લિમ લેખકોને પણ મળી શકે કે નહિ તેનો જવાબ સભા તરફથી "હા જરૂર" એવોજ મળવાનો પરંતુ અફસોસ કે અંગ્રેજો હિન્દીઓને સ્થાન આપવા યોગ્ય સમજે તે પહેલા એ સભા મુસ્લિમોને ચંદ્રક મેળવવા યોગ્ય માને એમ મને તો લાગતું નથી પછી તો કોણ જાણે

\+ + +

## હદીસ

### રસૂલુલ્લાહ સલ૦નુ ફરમાન

(૩૦૨) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે જેણે આ શબ્દો કહ્યા કે 'અલ્લાહના પરવરદિગાર હોવા પર અને ઇસ્લામના દીન હોવા પર અને મુહમ્મદના રસૂલ હોવા પર હુ રાજી છુ " તો એવા માણસ માટે જન્નત વાજબિ થઇ ગઇ (અબૂદાઉદ)

* * * *

(૩૦૩) રસૂલુલ્લાહ સ૦ એ ફરમાવ્યુ કે તમારામાનો કોઈ મુસલમાન થઈ શકતો નથી જ્યા સુધી કે હુ તેને પોતાના બાપ, બચ્ચાઓ અને સર્વ લોકો કરતા વધુ પ્રિય ન હોઉ (નસાઇ)

* * * *

(૩૦૪) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે જ્યારે કોઇ સ્થળે ગુનોહ કરવામા આવે અને હાજર માણસ તેને બુરૂ સમજે તો તે ગાએબ સરખો છે અને જે માણસ ગાએબ હોય અને સાભળીને ખુશ થાય તો તે હાજર સમાન છે (અબૂદાઉદ)

* * * *

(૩૦૫) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે ઘણો મ્હોટો જિહાદ આ છે કે કોઈ ઇન્સાફની વાત ઝાલિમ બાદશાહની સામે કહેવામા આવે (તિર્મીઝી)

* * * *

(૩૦૬) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યુ કે બાપનુ પોતાના પુત્રને કોઈ વસ્તુ બક્ષિશ આપવા કરતા વધુ શ્રેષ્ઠ સારી કેળવણી અને વિવેક શીખાડવુ છે (તિર્મિઝી)

—સાદિક મા૦ શહેરી

